

વિજયનગરનાં ખંડેરોમાંથી 'કૃષ્ણા ખત્રી'




# લોઢું અને પોલાદના વિવિધ ઉપયોગો

**ઘડતર લોખંડ અને પોલાદમાં રહેલા કાર્બનના અંશ અનુસાર તેની સખ્તાઈ ચિકાશ આદિના પ્રમાણમાં બનતી રોજિંદા વપરાશની ચીજોનો આલેખ**

આપણે રોજના વ્યવહારમાં લોઢાની બનેલી જે અસંખ્ય વસ્તુઓ જોઈએ છીએ તે બધી એક જ જાતના લોખંડમાંથી બનાવવામાં આવતી નથી. તે દરેકમાં વિવિધ પ્રકારનું લોઢું ઉપયોગમાં લેવાય છે. લોઢામાં અતિ અલ્પ પ્રમાણમાં કાર્બન(કોલસો) હોય છે જ. પરંતુ તે કાર્બનના એટલા અલ્પ પ્રમાણમાં યે રહેજસાજ વધારો થતાં પણ લોઢાના ગુણધર્મમાં ફરક પડી જાય છે એ એક આશ્ચર્યની વાત છે. ૧૦૦ ટકા પરિશુદ્ધ લોઢું બનાવવામાં તો વૈજ્ઞાનિકો હજુ સુધી સફળ બન્યા નથી.

લોખંડમાંથી બનાવવામાં આવતી અસંખ્યાત ચીજોમાં, તેના માટે જરૂરી ચિકાશ, મજબૂતાઈ, ટકાઉપણું, ચુંબકત્વ, કાટ-રહિતતા આદિ ગુણો જે જે પ્રમાણમાં જોઈએ તે તે પ્રમાણમાં તેમાંનું કાર્બનનું તત્ત્વ વધુ-ઓછું હોવું જોઈએ છે. બીજા શબ્દોમાં કહીએ તો, લોખંડમાં રહેલા કાર્બનના અંશના પ્રમાણની વધઘટ અનુસાર જ નાના પ્રકારના ઘસારાવાળી ચીજો બનાવી શકાય છે તેનો જે માર્ગદર્શક આલેખ ઉપર આપ્યો છે તેમાં ડાબી બાજુને મથાળેથી ઊતરતાં અને જમણી તરફને મથાળે ચડતા કુંડાળાંમાં કાર્બનના ટકાનું પ્રમાણ દર્શાવતા અંક છે, અને તે તે પ્રમાણવાળા કાર્બનયુક્ત લોખંડમાંથી કઈ કઈ ચીજો બને છે તેની આકૃતિઓ તરફ તીરવાળી લીટીઓ એ અંકમાંથી દોરી બતાવી છે. ડાબી તરફને મથાળે પહેલું કુંડાળું શૂન્ય અંશનું છે અને પછી તે ૧/૧૦, ૨/૧૦, ૩/૧૦ એમ ક્રમશઃ વધતું જઈ ૯/૧૦ ટકા સુધી નીચે પહોંચે છે અને ૧ ટકાથી જમણી તરફ ચડવું શરૂ કરી ૪ ટકાના આંકે ટોચે પહોંચે છે. જ્યાં એ ટકા અપૂર્ણાંક રૂપે હોય છે ત્યાં તીરની લીટી બે અંકોની વચ્ચે દર્શાવી છે. દાખલા તરીકે સાંકળો માટેનું પ્રમાણ ૦·૦ અને ૦·૧ની અધવચ્ચે છે, એટલે તે ·૧થી અર્ધું એટલે કે ·૦૫ જ (૫/૧૦૦ = ૧/૨૦) સમજવાનું છે. એ જ પ્રમાણે રેલના સલેપાટ માટેનો આંક ૪/૧૦ અને ૫/૧૦ની વચ્ચે હોઈ ૫૫/૧૦૦ ટકા દર્શાવે છે, અને તેના પકડ માટેનો આંક ૩ અને ૪ ટકાની વચ્ચે એટલે કે ૩½ ટકા દર્શાવે છે. એ બધા આંક હવે ક્રમવાર જોઈએ: ડાબી બાજુને મથાળેથી શરૂ કરતાં ·૦૫ (૫/૧૦૦) ટકા કાર્બનવાળા લોઢામાંથી સાંકળ જેવી (વાળવી પડે તેવી અને ખૂબ ઘસારો તથા તાણ સહન કરી શકે એવી) ચીકણી વસ્તુઓ બનાવાય છે. તે જ રીતે ·૧ ટકા કાર્બનવાળા લોઢામાંથી પ્યાલા આદિ વસ્તુઓ અને ·૨ ટકા કાર્બનવાળા લોઢામાંથી આગબોટોનું બહારનું પડ બનાવાય છે. ·૨૫ ટકા કાર્બન-પૂલ માટેનાં ગર્ડરો; ·૪ કાર્બન રોલર-પૈડાં આદિ; ·૫૫ ટકા કાર્બન-રેલવેના પાટા; ·૭ ટકા કાર્બન-ફરસી, રંદા આદિ સુથારી ઓજારો; ·૮ ટકા કાર્બન-ત્રીકમ, પાવડા, કોદાળી તથા સોય જેવા પદાર્થો; ·૯ ટકા કાર્બન-કરવત આદિ તીક્ષ્ણ પદાર્થો; ૧ ટકો કાર્બન-કુહાડી વગેરે; ૧·૩ ટકા કાર્બન-કાનસ જેવા સખત પદાર્થો; ૧·૪ ટકા કાર્બન-કાતર, ચપ્પુ આદિ; ૩·૫ ટકા કાર્બન: રેલ્વેના પાટાના મજબૂત ક્લિપર (પકડ); ને ૪ ટકા કાર્બનયુક્ત લોઢા યા બીડમાંથી તાર ટપાલ તથા ના થાંભલાઓ બનાવી શકાય છે.

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું માસિક
નવેમ્બર - ૧૯૪૮

## મોડી રાતે મયૂર

- પૃથ્વી -

રચાઈ જગ પે હતી ધવલ રાતની રાવટી.
પડી ઉપડતો ઘડી પવન પાછલા પ્હોરનો
સુગંધ, અતિ મંદમંદ ફરકી રહ્યો શીતલ.
સુલાલમય ઘેનનાં પડ પરે પડો જામતાં:
એકેક પડ ઘેનનું, સપનનું વળી એક, ને
સુલાયમ વટીય વેષ્ટન શરીરને સામટાં.
અનંત ઉંડના દરાઈ તળિયે જતા છેક જ,
બધું ય ક્યાંયે પડે સુખદ વિસ્મૃતિ–દાબડે.

સમગ્ર અવકાશનું સ્થિર બન્યું છ ચાંચલ્ય શું!
કણકણ ધરા તણાં ય વળી સ્થૈર્ય ધારી રહ્યો.
સુઘટ સઘળું સુવેદ્ય જ્યમ બાંધતો પારદ.
અચાનક ક્યહીંયથી, મધુર દૂરની કુંજથી
રુંધાયલ ગળે ગહેકી ઉઠતો જ કો મોરલો–
અસુપ્તિ મહીં શું પ્રજાગત ટહૂકતી ચેતના!

બાલમુકુન્દ દવે

## મીઠાં પાણી

- મંદાક્રાન્તા -

"રે, થંભી જા સરિત મધુરી! નિર્મળાં નીર તારાં
વ્હેતાં જાતાં કલકલ થતાં, લાગતાં શાં જ પ્યારાં!
ને, આ તારી લલિત વહતી, પાતળી, સ્વચ્છ કાયા;
—બન્ને તીરે તરુવર કશાં ઢાળતાં સ્નિગ્ધ છાયા!—
સીધી જાતી સાગર ભણી! સિન્ધુનાં ક્ષારવારિ
વ્હેળાંમાંહી ક્યહિં શમી જશે મીઠડી સેર તારી!
ડૂબી જાશે ગરજનમહીં મંજુ મંજુ સિતારી!
રે, થંભી જા મધુરી, ઘડીમાં સિન્ધુ ખારો થનારી!"

"મારા મીઠા તટજન, કશી વાત રે, ભોળવાની!
આવે વેળા વળી જ વળી,"આગે જ આગે જવાની!
ને, થાવાનું ઉદધિમય રે—શી વાત તારી રૂપાળી!
દહાડે—રાતે, પલ પલ રહી વાટ એની નિહાળી!"

સિન્ધુદેહે શમી, નભ ચડી, વળી, પાછાં વહેતાં,
મીઠાં પાણી કલબલ વહે ગૂઢ કૈં વાત કહેતાં!

અજારામ રાવળ

## ફોટોગ્રાફીનું કલાતત્ત્વ

[રવિશંકર રાવળ]

મૂલ્યવાન કલાકૃતિઓનો સર્જનાર જાણે છે કે કલાદેવી, ભાગ્યદેવીની જેમ, સહેજમાં અકસ્માત દર્શન આપી વરદાન દેતી નથી. સતત પ્રયત્ન, નિષ્ફળતાઓ અને કસોટી-ભર્યા પ્રયોગોથી જ કલાકારો પોતાના મનોભાવો ને સ્વરૂપોને ચિત્ર ઉપર ઉતારી શક્યા છે. ફોટો–ચિત્રકળા પણ વ્યક્તિના એવા વિશેષ સર્જનનું એક સ્વરૂપ બની છે.

ફોટોગ્રાફીનો જન્મ ઇ. ૧૮૩૯માં થયો, એટલે આજે એને સો વર્ષ પૂરાં થઈ ગયાં. એમ તો બીજી ઘણી શોધોથી તેનું વય નાનું છે, છતાં તેણે માનવજાતની પાર વિનાની સેવા કરી છે. ગમે તેની ઝટપટી રચના કે દૃશ્યને અથવા ચાલુ પ્રસંગને એક જ ચમત્કારે ઝડપી લેવાનું તે અજબ સાધન બન્યું છે. અને દુનિયાની દરેક પ્રવૃત્તિમાં આજે અનિવાર્ય ઉપયોગી અંગ બની ગયું છે. કૅમેરાએ સંસારની છાપ લેવા સાથે લોકવ્યવહારમાં ખૂબ જ અગત્યનો ફાળો આપ્યો છે.

બીજી તરફ તેણે માનવીના મનોભાવો ને પ્રત્યક્ષ અનુભવોને, શબ્દથી અશક્ય પણ ચક્ષુને શક્ય હોય એવા રૂપોમાં ઉતારવાની તક આપી છે અને આજે બીજી કલા જેવી જ કલામાં તેની ગણત્રી થવા લાગી છે.

ફોટોગ્રાફીમાં ચિત્રની વ્યાખ્યા જુદાજુદા માણસો જુદીજુદી કરે છે. પણ એક વાત નક્કી છે કે જીવનને રસપૂર્વક જોવાનું મન થાય તેવું કાંઈક તેમાં હોય ત્યારે જ ફોટોગ્રાફ 'ચિત્ર' બને છે. કોઇ ને કોઈ સારા ચિત્રને જોવા ઇચ્છું રહે એવી આશા ચિત્ર બનાવનારની હોય જ. પણ એવું ચિત્ર તો કોઈક જ વાર થાય કે જે આજ અને ભવિષ્યમાં સૌને જોવાલાયક બને. સેંકડો નાસિપાસી પછી જ એવું એકાદ ચિત્ર હાથમાં આવે, જે ઘણાંમાં ઘણાં આકર્ષણ ધરાવતું હોય, ને પરીક્ષકોનો પણ તે પર વિચાર થાય. જે ચિત્રો કાળનો ઝપાટો સહન કરી ટકી રહ્યાં છે તે બધાંમાં એવું કોઇ સર્વદેશીય આકર્ષણ અને ખૂબી રહેલાં હોય છે, જેથી તે કીર્તિ પામે છે.

'પણ તેથી કલા માટે કોઇ મર્યાદા આંકી ન શકાય. કલાનું કામ છે નિત્ય નવીનતાઓ ઉપજાવવાનું. પ્રત્યેક નવો કલાકાર નવીનની શૈલીમાં કલાસર્જન કરે છે, ને તેવા દરેક પ્રસંગે કલાસ્વરૂપની વ્યાખ્યા બદલાતી રહે છે. પણ આપણે કેટલાક સામાન્ય (જુઓ પૃ. ૩૩૪)

# સાહિત્ય અને શીલ

**અનુભવવૃદ્ધ વિદ્વાન બ. ક. ઠાકોર**

બળવન્તરાય
કલ્યાણરાય
ઠાકોર

માણસના જીવનપ્રવાહ વિપુલ બને છે કે કુંઠિત, લાંબા કાળ લગી ચાલ્યા કરે છે કે અલ્પ, વહે છે તે દરમિયાન પણ તેનાં રૂપ રંગ ઉપયોગિતા લોકોપકારકતા કેવા રહે છે, તેમ નાયકને પોતાને તે પ્રધાનપણે સુખદ હોય છે કે દુઃખરૂપ, વગેરેનો આધાર મોટે ભાગે માણસના શીલ પર રહે છે. જીવનપ્રવાહના નિર્ણાયક કારણોમાં મુખ્ય તેનું પોતાનું શીલ હોય છે.

The style is the man; The man himself is no ther than his character વગેરે કહેવત જેવાં થઈ ગએલ સૂત્રો, લોકોના ઘણા મોટા ભાગની સાદી સમજે આ બાબત વિશે શી ગાંઠ વાળી છે તે દર્શાવે છે. Style, manner એટલે રીતભાત, ચલન-વલન, સક્રિયતા-નિષ્ક્રિયતા (activity-inactivity), રુચિઅરુચિ, ગમોઅણગમો (likes and dislikes). એટલે એક જ શબ્દે કહીએ તો ચારિત્ર, શીલ, તેની પ્રકૃતિ; તેનાં વિશિષ્ટ લક્ષણો, તેના વર્તક ગુણદોષ. ન્યાયની પરિભાષામાં તેનો ચ્હેરોમ્હોરો તેના આકારડોળ એ જેમ માણસનો બાહ્ય *differentia*, તેમ એનું ચારિત્ર એનો આન્તરસ્થ differentia.

ઘણા માણસો અનુભવે તારવી આપેલી આ વ્યાપ્તિ (generalization) સામે વારંવાર આખડતા આખડે છે. ને એ હકીકત એટલી તો મહત્ત્વની ને આપણા વિષયમાં એવી તો ગ્રાહક છે, કે તેના કેટલાક દાખલા પ્રથમ જ જોઈ લેવા પ્રાપ્ત થાય છે.

ઘણા માણસો કચુંપચું મનના અને ભિન્નભિન્ન લાગણીઓથી ઘડી એક બાજુ તો ઘડી બીજી બાજુ ને વળી થોડીવારે ત્રીજી બાજુએ ઠેલાતાં હોય છે. આચારમાં તેઓ એક મહાપુરુષનું અનુકરણ કરતાં વળી બીજા કોઈ મહાપુરુષના મોહમાં પડી તેનું અનુકરણ આદરે, અને કોઈક મોટો બનાવ બની જતાં વળી કોઈ ત્રીજાને મહાપુરુષપદે સ્થાપી તેની પગલીઓ સેવવા જાય, એમ જોવામાં આવે છે. જ્ઞાન મેળવવાની ક્રિયામાં પણ કોઇક વિષય પાછળ એકાગ્રતા ન થતાં એકને મૂકી બીજા વિષય ભણી ને ત્યાંથી વળી ત્રીજાની દિશામાં વળે છે. આવાં વલણોને પરિણામે તે બધામાં જ કાચો રહી જાય છે, એકે વિષયમાં તલસ્પર્શી દૃષ્ટિપરિપાક એને લાધતો નથી, બહુબહુ તો (એટલે કે બુદ્ધિ ને સ્મૃતિ સારાં હોય તો જ) માત્ર બહુશ્રુત બની રહે છે. આવો માણસ ફૂલણજી હોય તો વળી પોતાની મર્યાદાઓનું ભાન ખોઈ બેસે છે, પોતે અનેક વિદ્યાઓમાં વિશારદ છે માની બેસે છે, અને પોતાના જ ફૂલણજીવેડાને પોતે જ પોષતો છે. આવા માણસ પોતાના જ એવા તો ખુશામતિયા અને પંપાળિયા બની જાય છે કે એ કાર્ય માટે એમના જીવનમાં માણસોની જરૂર જ પડતી નથી. દગલબાજ કે સ્વાર્થસાધુ ગણી જાય તો આ, જે જાતે ફુક્કો છે તે, ઘડીના છઠ્ઠા ભાગમાં પણ ફાટી પડે છે અને આવાઆવા દાખલા આપણે ઘણાઘણા પ્રત્યક્ષ કરીએ છીએ, તેથી સુસ્પષ્ટ થઇ જાય છે કે અત્યારની દુનિયામાં ફૂલણજીવેડા અને આપવડાઈ (vanity)નો સડો સારી પેઠે ફેલાઇ ગયો છે.

સુભાગ્યે આપણામાં સમાજના દરેક પગથિયે નરી નિખાલસતા અને નિર્ભેળ ભોળપણના નમૂના પણ પાક્યા કરે છે. આસપાસના લોકો આમને એટલા તો અવગણે છે કે તેમને ભૂખ્યાં જ ગણે છે. પણ આ બાળક જેવા ભોળિયા નિખાલસોને તે કશું ખૂંચતું પણ નથી પોતાની જન્મસિદ્ધ ભોળી અને એકમાર્ગી પ્રકૃતિમાં જ તેઓ મગ્ન રહે છે, પોતાનો લીલામય જીવનપ્રવાહ વહાવ્યે જાય છે, હડસેલાય ત્યાંથી ખસી જાય છે, આકર્ષાય ત્યાં પોતાનો સમાસ કરી લે છે, અને પ્રવાહપ્રાપ્ત જે કંઈ ઉપર પોતાની આંખ પડે, તેનાથી

"સદા રાજી રાજી હૃદયમાં રહે છે."

એમની જન્મસિદ્ધ લીલામયતા જ એમનું શીલ છે અને એ શીલની દૃઢતા પણ અવિકારી ને અભેદ છે. તેમને નથી મહત્ત્વાકાંક્ષા, નથી ખેદ, નથી આશાનિરાશા, નથી અગમચેતી કે તેની અછતનું દુઃખ, નથી ભૂતમાંથી વળગેલ રૂપ કોઇ પશ્ચાત્તાપ કે આત્મસંતોષ. કેવળ વર્તમાન ફલક પર જીવન ગુજારી રહેતા આ બુદ્બુદો વિષે શીલ કે તેની દૃઢતા-શિથિલતાને લગતો કોઈ પણ સવાલ અસ્થાને છે. અને આમને પશુ ગણવાં કે માનવી એવાએવા કટાક્ષગર્ભ સવાલ પણ વ્યર્થ છે; કેમકે કુદરત આપણી યોનિનાં જ આવાં બંધુભગિની પેઢીપેઢીએ ઉપજાવતી રહે છે. સાહિત્ય આ ભોળી નિખાલસતાને આલેખવાનું સાહસ ખેડે, તો તે એણે સમભાવની વૃત્તિએ કરવું ઘટે, કેમકે આ વ્યક્તિઓ બીજાઓને ઓછામાં ઓછી ભારરૂપ બને છે, એટલું જ નહિ પણ જરૂરેઅજરૂરે ઘણાની સેવા બજાવે છે, ઘણાને સુખ વિતરે છે.

પણ આપણામાંનાં ઘણાં શીલની દૃષ્ટિએ મોટે ભાગે અડુકદડુકિયાં, કે બેસણી વિનાના દડિયા, કે લંબગોળ દડાં જેવા નીવડીએ છ, એ વિષે કોઇને પણ શક હોવો ના જોઇએ જે ભાવનાવાદી આ હકીકતને જોતાંજોતા પણ તેના અખાડા કરી પોતાના ભાવનાવાદને વળગી રહે છે તેને ભાવનાવાદી (idealist) ગણાય જ નહિ. એ તો છે ભોટ; એના મત, એની વાણી, એની વાક્છટા, એની વિતંડા (sophistry)ને વજન જ દેવું ના હોય.

બાળક ઉછરી તો આવે, મોટું તો થઈ જાય, પણ શીલમાં પદ્માસનસ્થ યોગીના જેવી દૃઢતાવાળુ બને નહીં તથાપિ કંઈકંઈ પે દૃઢતા વિનાનું રહે, મોટપણે ય બેસણી વિનાનો દડિયો કે લંબગોળ દડું હોય, એ તો મહામોટો પરાજય ગણાવાને પાત્ર. શિથિલ ચારિત્ર તે એ વ્યક્તિનો પોતાનો પરાજય, એના કુટુંબી-વડીલો-સંબંધી-સોબતીઓનો પરાજય, એની કેળવણીનો પરાજય, જે વાતાવરણમાં જે સંગતમાં એ ઉછરીને મોટો થયો તેમનો પણ પરાજય ગણાવો ઘટે છે. કેમકે બાળક નાનપણથી ઉછરીને મોટો માણસ થાય તે દરમિયાન ચારિત્ર ઘડાય છે અને તેના ઘડતરમાં મુખ્ય કારણ વ્યક્તિ પોતે છે; બીજે નંબરે કારણ એની કેળવણી છે જેની જવાબ-

# ચારિત્ર્યઘડતરની ચર્ચા કરતું અને પુરુષાર્થને પ્રબોધતું એક પ્રવચન

કારી એના વડીલો-કુટુંબીઓ-શાળાઓ-ગોઠિયાઓની છે; ત્રીજે નંબરે કારણ ઝમાનાની સામાન્ય પરિસ્થિતિ, તેમાંનાં વિચારાચારવલણો, તેમાંના ધંધાઓની નીતિઅનીતિ, તેમાંથી મેળવવાના ભરણપોષણ માટે આચરવી પ્રાપ્ત થતી નીતિઅનીતિ, અને એ વ્યવહાર તથા ભરણપોષણની યાત્રાયાતનામાં એને જે સાથીસોબતી ગોતકે વીંટી વળે છે તેમનાં આચરણોમાંની એવી નીતિઅનીતિ;— એટલાં કારણ આપણે એકઠાં ને એકબીજાથી અલગ ગણાવી શકીએ. સાહિત્ય એના વાંચનારમાં આત્રે તેની કારણતા અથવા ચારિત્ર ઉપર અસર ઉપજાવવાની શક્તિ જો કેળવાણી, વાતાવરણ અને સોબતસંગત રૂપ કારણોના પેટામાં ઉપકારણ રૂપે સમાવેશ પામે છે. આખી બાબત જરા ગૂંચવાયલી દોરીના દડા જેવી છે. પરંતુ ધીરજ રાખીએ તો એમાં ન ઉકલે એવી ગૂંચ એકે નથી.

સોઽહં

મન એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ

Man is man and master of his fate.
The mind is its own place and can make
A Heaven or Hell, a Hell or Heaven.
Not failure but low aim is crime.
Stand upright 'fore God and Man.

સમઝ સમઝ સાંઈ મેરા,
તૂ હિ કિશ્તી તૂ હિ હલેસા તેરા :
આપ તરેગા આપ હિ ડૂબેગા
તારક કો ન, ન ડુબાડનારા તેરા :—સમઝ૦

વગેરે વગેરે મહાવાક્યો એક જ હાકલ સંભળાવે છે, એક જ સાદ પૂરે છે; જીવનપ્રવાહ અને કર્તવ્યપાલનવગી, જનતાસેવા ને સદાચરણનો બધો આધાર દૃઢ શીલ પર છે. અને શીલની દૃઢતા સાધનાર મુખ્ય કારણ વ્યક્તિ પોતે છે શીલની દૃઢતામાં જેટલી કચાશ રહે તેટલો તે વ્યક્તિનો પોતાનો પરાભવ છે, એટલી એની પોતાની જ નામર્દાઈ— એનું જ અપુરુષાતન છે. અને જે સાહિત્ય આ વિચારબળ અને વૃત્તિબળને પોષે છે તે જ સાહિત્ય સમુત્ક્રાંતિસાધક અને પ્રગતિશીલ ગણાવું ઘટે; જે નર્યું ઊર્મિલ છે, કરુણતા ગ્લાનિ વિષાદ આદિને મલાવવામાં શબ્દશક્તિનાં પ્રદર્શનો કરી આનંદે છે, અને વાચક કને વખાણ અનુકરણ આદિ સારુ હાથ લંબાવે છે, તેને રોતલ અને ભિખારચોટ ગણવું ઉચિત છે.

વ્યક્તિના જીવનપ્રવાહના જયપરાજય, વ્યક્તિના જીવનપ્રવાહથી જે સમષ્ટિનું તે અંગ હોય તેના લાભાલાભ, વગેરેનો આધાર મુખ્યત્વે શીલદૃઢતા ઉપર છે, એ આપણે જોયું. કુટુંબપરંપરા, વડીલો, કેળવણી, સોબતસાથી, વાતાવરણ આદિ આનુષંગી કારણો પ્રવર્તે છે ખરાં, પરંતુ મુકાબલે ગૌણ ગણાય એવાં જ છે. તોપણ ઘણાખરા માણસ પોતે પોતાના જય-પરાજયો, ચઢ-પડો, ઉન્નતિ-અધોગતિઆડગતિ આદિ વિષે પોતે સિંહાવલોકને ભૂતાનુભવો પર દૃષ્ટિ નાખતા હોય છે, ત્યારે એ અનુભવોને કેવાકેવા રંગે રંગવા કરી લેતા હોય છે, તે હવે જુઓ. એ અનુભવોમાંથી જે વિજયો ગણાય એવા હોય છે, તેને આપણો બંધુ, આ માનવ જંતુ, પોતાની શીલદૃઢતા અને પોતાની શક્તિઓને જમા આપી દે છે મનુષ્યમાં ગુણજ્ઞતા, અનુગ્રહસ્વીકાર (gratitude) આદિ ઓછાં જ છે તેનો માનસશાસ્ત્રીય (psychological) ખુલાસો આ છે. અરે એના વિજયમાં એના પોતાપણાનો કશો આવિર્ભાવ ના થયો હોય. શતરંજ રમનારા પ્યાદાં ચલાવે છે તેમ જ એનું બીજી કોઈ વ્યક્તિ કે મંડળી કે સંસ્થાને હાથે તેની ઈચ્છાનુસાર તથા તેના આશયો પ્રમાણે ચલનવલન થયું હોય અને એ વિજય પોતાને પ્રાપ્ત થઈ ગયો હોય, ઝાડ પરનું પરિપક્વ ફળ વાયુએ હાલતાં કે પંખીએ ટોચતાં ડાળી પરથી ખરીને ખોળામાં આવી પડ્યું હોય, તો પણ આપણો જંતુ તો વિજયનો બધો જશ પોતાને ફાળે નોંધે છે; રૂપલી પરિસ્થિતિ તેના મગજમાં ઝાંખી થતીથતી ભુલાઈ પણ જાય છે, એમ એની સ્મૃતિ સત્યસેવિકા લેખે નહિ પણ એના ગુમાનની લોંડી હોય તેમ હાજીહા ભણે છે.

પણ સામી બાજુએ, પરાજયના અનુભવોને વાગોળનાં આપણો જંતુ શું કરે છે? તેમાં પણ પોતાની શિથિલતા, અનાવડત, શરતચૂક આદિને કારણ ગણીને પશ્ચાત્તાપે તપતો તપતો એ પોતાની નબળાઈઓને ઓછી કરવાને પ્રયત્નશીલ બને છે ખરો? કોક અસંભવિત નથી. મનુષ્યજાતિના બહોળા સમુદાયને સમગ્રે લેતાં, થોડાએક એવા દાખલા પણ મળી આવે છે ખરા, જેઓ ઘણુંખરું ભૂતકાળ આ રીતે વાગોળતા રહે છે, જેમના અંતરમાં પશ્ચાત્તાપની શગડી બુઝાતી જ નથી, અરે વારંવાર વારંવાર ભડકા પર ભડકા ઉઠાવે છે, જે આસપાસના સંબંધી આદિને દેખાય છે એટલું જ નહિ, ઓછાવત્તા પ્રજાળે પણ છે. અને આ જંતુઓ, આપણા આ બંધુઓ જ આગળ ચાલતાં શીલદૃઢતા ખાટે છે, શક્તિઓ સાધે છે, સેવાપ્રસંગો અનાયાસે મેળવી લે છે, અને જાતે આત્મશ્રદ્ધા (Self-confidence) રળે છે તથા સમાજમાં મોખરે તરી આવે છે. (જે સાહિત્ય-જીવનચરિત, નવલ, નાટકનાટિકા,—આવાં પાત્રોના બાહ્યાભ્યંતર અનુભવોને સમજાવે આલેખે છે તે શીલપોષક સાહિત્યમાં ઉચ્ચ ગણનાને પાત્ર છે.) પરંતુ આવી વ્યક્તિઓ તો બહુ જ ઓછી. આપણે ઘણાખરા આપણી પોતાની ગઇગુજરીને સંભારતાં સંભારતાં જુદે માર્ગે જ ચાલીએ છીએ. એક તો એ પરાભવની માત્રા આપણે બનતાં લગી ઓછી આંકવા મથીએ છીએ; તે બની શકે તો એ બનાવને, નહિ પરાજય ને નહિ વિજયમાં, અથવા તો વિમલોને જરાતરા મચડીમરડીને આપણા વિજયોમાં જ ગણી લઈએ છીએ. વારુ; એવા યત્નમાં ના જ ફાવીએ, એને તો આપણે પરાજય લેખે સ્વીકારવો જ પડે છે, તો તેને આપણે બનતા લગી નાનો નજીવો ન જેવો બનાવી લઈએ છીએ. ખરેખાત ઝાડ હોય તેને શ્રી ગજાનનના વાહન (mount) જેવો ગણી લઈએ છીએ. અને એ માટે પણ જવાબદાર આપણે કોને ગણીશું? આપણા શીલાભાવને? આપણી કોઈ અશક્તિને કે ચૂકને? ના રે ના આપણે તો એ પરાભવની ગાંસડી કોઈ બીજાને જ ભળાવી દેવા મથવાના. કોઈ વ્યક્તિની મહેચ્છા, કોઈની અદેખાઈ, કોઈનું છલકપટ, કોઈની નીચતા, કોઈએવું કારણ આપણે શોધી લઈશું; વસ્તુસ્થિતિમાં ન જડે તો તેવું કંઈક કલ્પવા-જોડી કહાડવામાં પણ આપણને મુશ્કેલી નથી પડતી. અને વળી ધારો કે આ બીજા પ્રકારે આપણા મનને ભરમાવવા આપણે ન ફાવીએ, તો આપણી હિંદુ સંસ્કૃતિમાં આપણને વારસે મળેલા, સેંકડો વર્ષના પરિશીલનથી આપણે કોઠે જરી ગએલા ત્રીજા ચોથા પ્રકાર પણ ક્યાં સુલભ નથી? આપણી ચડતીપડતી, સુખદુઃખ આદિના કારણ રૂપ આપણે આકાશમાંના કે ના બને ક્યાંના એક બે નહિ બારસા નવ 'ગ્રહો' ને આપણે ક્યાં શોધવા કે ઓળખવા પડે એમ છે? ખરા આપણા જોષી મહારાજને, (અનુસંધાન પૃષ્ઠ ૩૩૯મે)

# કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકર



પ્રૌઢ સમર્થ પત્રકારોએ મરાઠી પત્રકારત્વને ઘડીને આજની ઊંચી કક્ષા પ્રાપ્ત કરાવી આપી છે તે પૈકી એક કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકરના ગઈ તા. ૨૬મી ઑગસ્ટે થએલા મૃત્યુથી હિંદુસ્તાને એક સમર્થ લડવૈયો પત્રકાર, કર્મ દેશસેવક અને નિષ્કલંક ચારિત્ર્યશીલ પુરુષ ગુમાવ્યો છે. માત્ર ૨૫ વર્ષની યુવાન વયે પત્રકારત્વના વિકટ ક્ષેત્રમાં ઝંપલાવીને સતત અરધી સદી તેને ધંધા તરીકે નહિ પણ સ્વરાજ્ય માટે ઝૂઝનારા વીરના ધર્મ તરીકે ગણીને તેમણે જીવન ગાળ્યું. એ ધર્મને આચરવામાં જરૂરી એવી સ્વાર્થની નિરપેક્ષતા, ત્યાગની તત્પરતા, નિશ્ચયની નિષ્ઠુરતા, ચારિત્ર્યની વિશુદ્ધતા અને માથે લીધેલા કાર્ય માટેની અચળ નિષ્ઠા તેમનામાં એવાં ઠાંસીને ભરેલા હતા કે ૫૦ વર્ષની પોતાની કર્તવ્યરત કારકિર્દીમાં તે કદી પણ પોતાના સ્વીકૃત ધ્યેયથી ચળ્યા નહોતા. પારતંત્ર્યની કાળછાયા જ્યારે દેશ પર અતિ ઘેરી હતી ને જ્યારે સરકાર સામે કંઈ લખવું એ રાજદ્રોહ ગણાતો, ત્યારે પણ પોતાની તલવારની ધાર જેવી તેજ કલમથી સરકારના અન્યાયી કૃત્યો પર નિર્ભયતાથી પ્રહાર કરી લોકજાગૃતિ કરનાર આ યુયુત્સુ પત્રકાર માટે કર્ણનું પેલું પ્રખ્યાત વચન 'धृतायुधो यावदहम् तावदन्यैः किमायुधैः' તદ્દન સાચું હતું. પોતાની ધારદાર કલમના આયુધ વડે તેમણે સરકારને ત્રાહિ ત્રાહિ કરાવેલી. વીરરસ એ તો એમની કલમનો સ્વાભાવિક રસ હતો.

અને તેઓ કેવળ પત્રકાર પણ નહોતા. નાટ્યકલાના ક્ષેત્રમાં પણ સમર્થરીતે તેમણે પ્રવેશ કરીને તે ક્ષેત્રને એવું તો સમૃદ્ધ કર્યું ...મહારાષ્ટ્રના 'નાટ્યાચાર્ય'નું પદ તેમને મળેલું અને નાટકનો પ્રયોગ પણ તેમણે લોકજાગૃતિ તથા દેશોન્નતિ માટે જ કરેલો. ...કાર સામે ઝૂઝતા રાષ્ટ્રીય પક્ષે છાપા કબજે કર્યાં હતા અને વ્યાસપીઠ પણ ધમધમાવી મૂકી હતી; બાકી રહી હતી રંગભૂમિ. તે ખાડિલકરે દેશપ્રેમથી છલકતાં નાટકો લખીને કબજે કરી. જ્યારથી તેમણે જાહેર જીવન અંગીકાર્યું ત્યારથી દેશહિતની મશાલ પોતાના હાથમાં લઈ તેમણે વિકટ માર્ગ પર કૂચ આરંભી અને સામાન્ય માણસને ચગદી નાખે એવા સંકટો વારંવાર આવી પડતા હોવા છતાં આયુષ્યના અંત સુધી એ મશાલ ન તો બુઝાવા દીધી કે ન તો ઝાંખી પડવા દીધી. પોતાની સર્વ ઉપજત બુદ્ધિ, મેળવેલી વિદ્યા, અભિજાત કલા તથા સર્વસ્વ દેશના ચરણે અર્પણ કરનાર આ મહાન ચારિત્ર્યશીલ પુરુષનું જીવન ભાવી પેઢીઓને હમેશાં માર્ગદર્શક અને સ્ફૂર્તિદાયક બની રહે એવું છે.

કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકરનો જન્મ ઇ. ૧૮૭૨ની ૨૫મી નવેમ્બરે સાંગલી ગામે થયો હતો. તેમનું મૂળ વતન તો રત્નાગિરિ જિલ્લામાં જવળગરિગે; પણ તેમના પિતાજી ત્યાંથી સાંગલી આવેલા અને દરબારમાં મોટી પદવીવાળી નોકરીએ રહેલા. કૃષ્ણાજી ઉપર જન્મથી જ આપત્તિઓ આવવા લાગી. તેમના જન્મથી ૪ મહિના પહેલાં જ પિતા મૃત્યુ પામ્યા. ઘરની સ્થિતિ પણ તે વખતે સારી નહિ હોવાથી બાળક કૃષ્ણાજી ગરીબીમાં દિવસો કાઢવા લાગ્યા. પણ એ સાંપત્તિક ગરીબીના કાળમાં માતા તરફથી તેમને એક બીજી મોટી સંપત્તિ મળી. એ સંપત્તિ તે રામાયણ મહાભારત તથા પુરાણોની અનેક વાર્તાઓ. આ વાર્તાઓએ તેમના મન ઉપર એવી તો સજ્જડ પકડ લીધેલી કે તેમને પાછલા જીવનમાં પોતાનાં પ્રખ્યાત પૌરાણિક નાટકો લખવામાં પણ આ જ સંપત્તિ ઘણી ઉપયોગી થઈ પડેલી. વિદ્યાર્થી દશામાં મહારાષ્ટ્રીય સ્વભાવ અનુસાર તેમને કસરતનો ખૂબ શોખ હતો. એ શોખને કારણે એક વખત તેમના પગનું હાડકું તૂટી ગયું, જેની ખોડ છેક મૃત્યુ સુધી રહેલી.

૧૮૮૯માં ૧૭મે વર્ષે મૅટ્રિકની પરીક્ષા પાસ કરીને તે પૂનાની કૉલેજમાં દાખલ થયા અને તત્ત્વજ્ઞાનનો વિષય લઈ ૧૮૯૨માં બી.એ. થયા. આગળ ભણવાની તીવ્ર ઈચ્છા તેમને કુટુંબની આર્થિક સ્થિતિને લીધે દાબી દેવી પડી અને સંસારના વિષમ ગાડે જોડાવા માટે સાંગલી પાછા જઈને તે હાઈસ્કૂલમાં શિક્ષક થયા. પણ ત્યાં એ સ્વમાની યુવાનનું કંઈક અપમાન થતાં રાજીનામું આપી દઈ તે એલએલ.બી.ના અભ્યાસ માટે મુંબાઈ ચાલ્યા ગયા.

એ કાળે લોકમાન્ય ટિળકના નેતૃત્વ હેઠળ મહારાષ્ટ્રનો અને હિંદનો નવો ઇતિહાસ ઘડાતો હતો. પારતંત્ર્યની મૃત્યુ શી નિદ્રામાં પોઢેલી જનતાને ટિળકનું 'કેસરી' જાગૃત કરીને સ્વરાજ્યનો મંત્ર આપતું હતું. જબરદસ્ત બ્રિટિશ સલ્તનતથી જરા પણ ડર્યા વગર જે નિર્ભય વિચારસરણી 'કેસરી' દ્વારા ટિળક રજૂ કરતા તેણે અનેક જુવાનોને આકર્ષ્યા. સ્વાતંત્ર્ય-ભાવનાથી પ્રેરાએલા કૃષ્ણાજીને પણ 'કેસરી' તરફ મમત્વ ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય નહોતું. 'કેસરી' કાર્યાલયમાં દાખલ થઈ પોતે પણ રાષ્ટ્રઘડતરમાં હિસ્સો આપે એવી તેમને તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઈ. એલએલ.બી.નો અભ્યાસ ચાલતો હતો એ કાળમાં જ તેમણે પોતાનું 'માનાપમાન' નામનું પહેલું નાટક લખ્યું. 'વિવિધજ્ઞાનવિસ્તાર'માં પ્રકટ થએલા એ નાટકે લો. ટિળકના એક મિત્ર શ્રી નારાયણ કાનેટકરને આકર્ષ્યા. એ ઉપરાંત એ જ માસિકમાં તેમણે 'બ્રાહ્મણ અને તેમની વિદ્યા' એ ગ્રંથ પર સુંદર ટીકાત્મક લેખ પણ લખેલો. તે લેખે કૃષ્ણાજીની કલમનું સામર્થ્ય ને તેજ બતાવી આપ્યાં, ને તે વાંચતા જ કાનેટકરે કૃષ્ણાજીને 'કેસરી'માં ઉપસંપાદક તરીકે જોડાવા માટે પ્રયત્ન કરવાનો આગ્રહ કર્યો. કૃષ્ણાજીપંતને તો 'ભાવતું હતું ને વૈદે કહ્યું'. લો૦ ટિળકના હાથ નીચે કામ કરવાનો અલભ્ય લાભ મળતો હોય તો કોણ જવા દે? એટલે તે તો તરત 'કેસરી'માં જોડાયા. દાખલ થતાં જ તેમની કલમનો પ્રભાવ દેખાઈ આવ્યો. જે દિવસે તે ટિળકને મળવા ગયા તે જ દિવસે ટિળકે (કદાચ તેમની પરીક્ષા લેવા માટે) તેમને 'કેસરી' માટે 'રાષ્ટ્રીય ઉત્સવની અગત્ય' એ વિષય પર એક અગ્રલેખ લખી આપવાનું કહ્યું. આમ એકદમ આવડું મોટું કાર્ય ને જવાબદારી સોંપાવા છતાં આત્મવિશ્વાસ ને હિંમતથી તેમણે તે સ્વીકારી લીધું ને લેખ લખી આપ્યો. ટિળકને લેખ પસંદ પડ્યો અને તે 'કેસરી'માં છપાયો. ત્યાર પછી તો તેમની કલમની ઓજસ્વિતા, પ્રખરતા અને સચોટતા આદિ વિવિધ પાસાં વ્યક્ત કરતા અનેક લેખો પ્રકટ થવા લાગ્યા.

'કેસરી'માં દાખલ થતાં હવે તેમણે એલએલ.બી.નો અભ્યાસ છોડ્યો; પરંતુ જેણે પત્રકાર થવું હોય તેણે કાયદાનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ એમ લો૦ ટિળકને લાગતું હોવાથી ફરી અભ્યાસ ચાલુ કરી ૧૯૦૦માં તે પરીક્ષામાં બેઠા. પણ તેમાં સફળતા મળી નહિ એટલે પછી એ વિચાર પડતો જ મૂક્યો.

આમ કૃષ્ણાજીપંતે પત્રકારત્વમાં ઝંપલાવ્યું તો ખરું, પણ તે કાળે પત્રકારત્વ આજના જેવું લાભદાયક કે સરળ નહોતું. એ તો તે

## નીડર સુયુત્સુ પત્રકાર, ઉગ્ર દેશસેવક અને કર્તવ્યનિષ્ઠ ત્યાગતત્પર તથા નિષ્કલંક ચારિત્ર્યશીલ પુરુષ



વખતે એક વ્રત ગણાતું અને તે પણ અક્ષરશઃ પેટે પાટા બાંધીને ચલાવવાનું અસિધારાવ્રત હતું. એમાં વળી સરકારની ચાવકૃપાની તલવાર માથા પર લટકતી જ હોય. અને એવા વિકટ કાર્યમાં વળી લો૦ટિળકની પાસે રહીને કામ કરવામાં તો ઘણાં ધૈર્ય અને હિંમતની જરૂર રહેતી. હીલોપોચો માણસ તો ત્યાં નભી જ ન શકે. પણ કૃષ્ણાજીએ તો દેશહિત માટે ઉઘાડી આંખે આ જોખમકારક માર્ગ લીધો હતો. લો૦ટિળકે પણ એ હીરાને પારખી લઇ જવાબદારીભર્યાં કામો સોંપવા માંડયાં અને પોતાની યોગ્યતાને કારણે થોડા જ વખતમાં તે ટિળકના અગ્રગણ્ય સહાયક બની ગયા. તે કાળે સ્વ. ન. ચિં. કેળકર પણ 'કેસરી'માં ઉપસંપાદક હતા. એ કેળકર અને ખાડિલકર ટિળકના ડાબા-જમણા હાથ ગણાતા. લો૦ ટિળકના સહવાસમાં તે સાર્વજનિક કાર્યોમાં ભાગ લઇ, લોકોમાં ભળી તેમનું હૃદય સમજી લેતા અને એમ અનુભવો મેળવી દેશકાર્યનું ગાડું આગળ ધપાવતા. ૧૮૯૬માં મહારાષ્ટ્રમાં પડેલા ભયંકર દુકાળ વખતે તેમણે જાતે તે વિભાગમાં ફરીને લોકસેવા કરેલી.

પણ ખાડિલકરની કલમનું ખરું તેજ તો પૂનાના પ્લેગ વખતે થએલા રૅન્ડના ખૂન વેળા પ્રકાશ્યું: એ વખતે 'કેસરી'એ મોટી હિંમત અને કુશળતાથી લોકોનો પક્ષ રજૂ કરેલો. એ વખતના ઘણાખરા તેજસ્વી લેખો ખાડિલકરના જ લખેલા છે. ઘણાને ખબર નહિ હોય કે જે લેખ માટે લો૦ ટિળક પર કેસ ચાલીને તેમને ૧॥ વર્ષ સખત મજૂરીની સજા થઈ હતી તે લેખ મૂળ તો ખાડિલકરનો જ લખેલો હતો. ટિળક જેલ જતાં 'કેસરી'ની બધી જવાબદારી ખાડિલકર પર આવી પડી. સરકારી દમનશાહીના એ કાળમાં 'કેસરી'નું તેજ જરાય ઓછું ન થવા દેતાં ચલાવવું એ કંઈ જેવીતેવી વાત નહોતી. પણ ખાડિલકરે કુશળતાથી એ જવાબદારી પાર પાડીને ઘણી લોકપ્રિયતા પ્રાપ્ત કરી. ટિળકની ગેરહાજરીમાં પણ એ જ નિર્ભયતાથી 'કેસરી' ચાલી શકે છે એ તેમણે બતાવી આપ્યું.

ખાડિલકરના જીવનમાં જો કોઇ અદ્‌ભુત પ્રકરણ હોય તો તે નેપાળમાં તેમણે શસ્ત્રાસ્ત્રો બનાવવાનું કારખાનું કાઢવાનો કરેલો સાહસિક પ્રયત્ન. નેપાળ તે વખતે સ્વતંત્ર રાજ્ય હતું. તેથી ત્યાં જઇ ત્યાંની સરકાર અને ગુરખાઓની મૈત્રી સંપાદન કરીને બંદૂકો ને દારૂગોળાનું કારખાનું શરૂ કરવું તથા જાપાન જોડે સંબંધ બાંધવો એવો તેમનો વિચાર હતો. આ માટે તે ૧૯૦૧માં ખટમંડુ ગયા અને એક મંદિરના પૂજારીને ત્યાં રહી, કૃષ્ણરાવ ભટજી નામ ધારણ કરી, પોતાનું આ વિકટ કાર્ય આરંભ્યું. ત્યાંના રાજા, પ્રધાન તથા એન્જિનિયર સાથે તેમણે સંબંધ બાંધ્યા. આ કામમાં શ્રી હનુમંતરાવ કુળકર્ણી નામના એક બીજા દેશપ્રેમી ગૃહસ્થ પણ શામેલ હતા. પ્રથમ તેમણે મૅંગલોરી નળિયાં બનાવવાનું કારખાનું કાઢવાનું ઠરાવ્યું અને તે માટેની પરવાનગી મેળવીને યુરોપથી યંત્રો મંગાવ્યાં. નળિયાં બનાવવાનાં એ યંત્રો સાથે બંદૂકો બનાવવાનાં યંત્રો પણ લાવવાનો આમાં તેમનો હેતુ હતો. વળી નેપાળ દ્વારા જાપાન સાથે સંબંધ સ્થાપવા માટે તેમણે કેટલાક વિદ્યાર્થીઓને ત્યાં મોકલવાનું ઠરાવ્યું. નેપાળ સરકારે ૧૭ જણને પસંદ કર્યા, જેમાં ખાડિલકર પણ એક હતા. પણ તે ગયા નહોતા. દરમ્યાન પેલી યંત્રસામગ્રી કલકત્તા આવી પહોંચી. તે લેવા માટે ખાડિલકર કલકત્તા ગયા. પણ દૈવવશાત્ આ બધા કારસ્થાનની સરકારને ગંધ આવવાથી તેણે તપાસ શરુ કરી અને નેપાળ સરકારને તે બાબત લખ્યું. આમ આ સાહસિક પ્રયત્ન નિષ્ફળ ગયો. તે કાર્ય ખાડિલકરની હિંમત, દૂરદૃષ્ટિ તથા નિર્ભયતા બતાવી આપે છે. ત્યાથી ખાડિલકરે પાછા ફરી પૂના આવીને 'કેસરી'માંનું પોતાનું સ્થાન સંભાળી લીધું.

એવામાં બંગભંગની લડત આવી પહોંચી. એથી ખાડિલકરની લડાયક કલમને ઓર તેજ ચઢયું. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્ય, એ લોકમાન્યની ચતુઃસૂત્રી પર તેમણે પ્રભાવશાળી લેખો લખવા માંડયા. હાથકંતાઇની ખાદી પર તેમણે એ કાળે વેદોના આધારે એક વિદ્વત્તાપૂર્ણ લેખ લખેલો. એટલી જૂની ખાદી પરની તેમની ભક્તિ હતી. બંગભંગ વેળાના સરકારના દમન વિરુદ્ધ તો 'કેસરી'એ વિરોધનો મોટો વંટોળ ઊભો કર્યો. એ વખતના ઘણાખરા લેખો ખાડિલકરની જ કલમે લખાએલા છે ૧૯૦૮માં લો૦ ટિળક ઉપર રાજદ્રોહનો બીજો મુકદમો જે લેખ માટે ચલાવવામાં આવેલો તે પણ ખાડિલકરનો જ લખેલો હતો. ટિળક સાથે તે એવા તો સમરસ થઇ ગયા હતા કે ટિળકે પણ એ લેખ પોતે જ લખ્યો હોય એ રીતે ઉત્સાહથી એ લેખનો બચાવ કરેલો. પણ છેવટે તેમને ૬ વર્ષ કાળાપાણીની સજા થઈ. ટિળક પછી 'કેસરી' ચલાવવાની સર્વ જવાબદારી ખાડિલકર પર આવી અને સંપાદક તરીકે તેમનું નામ 'કેસરી' પર આવવા લાગ્યું. હવે તો ટિળક હતા તે કરતાં પણ વધુ ઉગ્રતાથી 'કેસરી' ચાલવા લાગ્યું. ખાડિલકરની કલમનો આ પ્રતાપ નોકરશાહીથી જીરવાય તેમ ન હતું. આખરે સરકારે ખાડિલકર પર પણ પોતાનું શસ્ત્ર ઉગામવાનું નક્કી કર્યું. આ વાતની જાણ થતાં 'કેસરી'ને બચાવવા માટે તેનું ડેકલેરેશન બદલી

કેળકરના હાથ નીચે ઉપસંપાદક તરીકે કામ કરવા તૈયાર થાવ એ અશક્ય હતું, તેથી આખરે તેમણે 'કેસરી' છોડયું.

પણ 'કેસરી' છોડવા છતાં તેમની પ્રિય લેખનપ્રવૃત્તિ બંધ થાય તેમ ન હતું. તે વખતે નવું છાપું શરૂ કરવું પણ અશક્ય હતું. એટલે તેમણે પોતાનું મન નાટકો લખવા પર કેન્દ્રિત કર્યું. નાટયસૃષ્ટિમાં તો તેમણે આ અગાઉ જ પ્રવેશ કરેલો હતો અને નવી ભાત પાડતાં તેમનાં નાટકો લોકોમાં ઘણાં પ્રિય થઈ પડયાં હતાં. કૉલેજમાં ભણતા ત્યારે 'વિવિધજ્ઞાનવિસ્તાર' માસિકમાં પ્રકટ થએલા 'સવાઈ માધવરાવનું મૃત્યુ' નામના પહેલા નાટક પછી તો એકબીજાથી ચઢિયાતાં ઘણાં નાટકો તેમણે લખેલાં. ૧૮૯૮માં 'કાંચનગઢની મોહના' તથા ૧૯૦૬માં લખાએલા 'ભાઉબંધકી' અને 'કિચક વધ' પૈકી 'કિચક વધ' તો તેમની અનોખી નાટયપ્રતિભા સાથે નિઃસીમ દેશભક્તિનું દ્યોતક છે. તેમાં તેમણે પૌરાણિક પ્રસંગનો આધાર લઇ તત્કાલીન રાજકીય પરિસ્થિતિ આલેખીને જનતાને જાગૃત કરવાનો પ્રયત્ન કરેલો. કર્ઝનશાહી વિરુદ્ધ જનતાએ કરેલા પ્રબળ આંદોલનનું તેમાં ચિત્રણ છે. આવું ક્રાંતિકારી નાટક સરકારની નજરે ચઢયા વગર રહે એ અશક્ય હતું. સરકારે તે જપ્ત કર્યું. ૧૯૦૯માં 'ભાઉબંદકી' લખાયું. આમ કુલ ગાદ્ય નાટકો ગદ્યમાં લખ્યા બાદ નાટકને વધુ આકર્ષક બનાવવા તે સંગીતમય નાટકો લખવા લાગ્યા. તેમાં 'માનાપમાન', 'વિદ્યાહરણ', 'સત્વપરીક્ષા', 'સ્વયંવર', 'દ્રૌપદી', 'મેનકા', 'સવતી-મત્સર', 'સાવિત્રી' આદિ મુખ્ય છે. તેમણે લખેલાં કુલ ૧૪ નાટકોમાં ૯ પૌરાણિક, ૩ ઐતિહાસિક, ૧ કાલ્પનિક અને ૧ રૂપાંતરિત છે.

પત્રકારત્વને તેમણે જેમ દેશસેવાના સાધન તરીકે અપનાવ્યું તેમ નાટયલેખન પણ પરદેશી શાસન તળે પીસાતી પ્રજામાં દેશપ્રેમની ભાવના જાગૃત કરવા જ તેમણે સ્વીકારેલું. ઇતિહાસ ને પુરાણના વિશિષ્ટ પ્રસંગો લઇ તેને જરા પણ હાનિ પહોંચાડયા વિના તેમાં જે ભાવના તેમણે ગૂંથી તેથી તેમનાં નાટકો ખૂબ લોકપ્રિય થયાં. સ્વરાજ્ય ન હોવાનું દર્દ અને તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્નવાદનો તરવરાટ એ તેમનાં નાટકોની પ્રેરક શક્તિ હતી.

અને તે માત્ર નાટક લખીને બેસી રહેતા નહિ, પણ તેને રંગભૂમિ પર યોગ્ય રીતે રજૂ કરવા માટે તાલીમ પણ આપતા ને સજાવટ પણ કરતા. અને તેથી જ મરાઠી રંગભૂમિને નવું સ્વરૂપ આપવામાં ખાડિલકરનો મોટો ફાળો ગણાય છે. 'પહેલો હું નાટકકાર છું, અને પછી પત્રકાર' એમ ગૌરવથી કહેનાર ખાડિલકરે મરાઠી નાટયસાહિત્યમાં એવું ચિરંજીવ ને સમૃદ્ધ સાહિત્ય નિર્માણ કર્યું કે તેમને 'નાટયાચાર્ય'ની પદવી આપવામાં આવેલી. ૧૯૦૭ ને ૧૯૧૭માં તે મરાઠી નાટયસંમેલનના પ્રમુખ ચૂંટાયા હતા. મરાઠી નાટયસૃષ્ટિમાં આ સન્માન સૌથી મોટું ગણાય છે. ૧૯૩૩માં તો સમસ્ત મરાઠી સાહિત્યસંમેલનના પણ તે અધ્યક્ષ તરીકે વરાયા હતા.

મંડાલેથી ૧૯૧૪માં લો૦ ટિળક છૂટીને આવતાં ફરી ખાડિલકર 'કેસરી'માં જોડાયા. લોકમાન્યે શરૂ કરેલી હોમરૂલની ચળવળમાં પણ એ પૂરા ઉત્સાહથી કૂદી પડયા અને તેમાં ઘણું મહત્ત્વનું કાર્ય કરી બતાવ્યું. ૧૯૧૮માં વૅલેન્ટાઇન શિરૉલના કેસ નિમિત્તે લોકમાન્ય અને કેળકર બંને વિલાયત ગયા ત્યારે ફરી ખાડિલકર 'કેસરી'ના સંપાદક નિમાયા. ૧૯૧૮થી ૧૯૨૦ના એ ગાળામાં હિંદના ઇતિહાસમાં ઘણા શકવર્તી બનાવો બની ગયા. એવા મહત્ત્વના કાળમાં કટોકટ વિચારસરણી રજૂ કરવા તેથી તેમની ઘણી પ્રશંસા થઇ. તેમની પ્રખર કલમના પ્રહારો પ્રતિપક્ષને હેરાનહેરાન કરી મૂકતા. રૉલેટ ઍક્ટ, તેની વિરુદ્ધનો સત્યાગ્રહ, જલિયાંવાલા બાગ ઇત્યાદિ પ્રસંગો એ કાળમાં જ બનેલા. એ જ સમયે સૂક્ષ્મ દૃષ્ટિવાળા ખાડિલકરે જોઈ લીધું કે હવે ભવિષ્યનું હથિયાર ગાંધીજીનો સત્યાગ્રહ જ બનશે.

લોકમાન્ય ઇંગ્લંડથી પાછા આવીને થોડા દિવસોમાં અવસાન પામ્યા ને મૃત્યુ પહેલાં તે 'કેસરી'ના સંપાદક તરીકે કેળકરને નીમતા ગયા. એ જ અરસામાં મુંબાઇમાં 'લોકમાન્ય' નામનું દૈનિક કાઢવાનું ઠરાવીને એક લિમિટેડ સંસ્થા ઊભી કરવામાં આવી અને તેના તંત્રી ખાડિલકરને નીમવામાં આવ્યા. પૂનામાં ૨૫ વર્ષ પત્રકારત્વના ક્ષેત્રમાં પોતાનું હીર ઝળકાવીને ખાડિલકર મુંબાઈ આવ્યા અને બે વર્ષ તેમણે એ પત્રનું સમર્થરીતે સંચાલન કર્યું. પણ પછી કંપનીના મૅનેજિંગ એજંટ સાથે પત્રની નીતિ બાબતમાં મતભેદ થતાં સ્વાભિમાની સ્વભાવના ખાડિલકરે રાજીનામું આપી દીધું.

હવે તેમણે પોતાની જ હિંમત અને જવાબદારી ઉપર એક નવું દૈનિક કાઢવાનું ઠરાવીને ૧૯૨૩ની ઉમી માર્ચે 'નવા કાળ' દૈનિક શરૂ કર્યું. આ પત્ર પર પણ ઘણી આપત્તિઓ આવી, પણ તે સર્વે સફળરીતે પાર કરીને ખાડિલકરે ૧૦ વર્ષમાં તો એને એવું સમૃદ્ધ અને લોકપ્રિય બનાવ્યું કે તે કૉંગ્રેસનું મુખપત્ર ગણાવા લાગ્યું. લો૦ ટિળકના મૃત્યુ પછી તેમણે જોઇ લીધું કે દેશને કોઇ સમર્થ રીતે દોરી શકે એમ હોય તો તે ગાંધીજી જ છે, એટલે તેમણે હૃદયપૂર્વક ગાંધીવાદનો સ્વીકાર કર્યો અને પોતાની સમર્થ કલમ વડે ગાંધીવાદનો પ્રખરરીતે પુરસ્કાર કર્યો. ખાદીભક્તિના તો શરૂથી જ તે પુરસ્કારક હતા. રોજ નિયમિતરીતે કાંતવાનું પણ તેમણે શરૂ કર્યું. ૧૯૨૬માં સોલાપુરના ટી. એસ. પી. મૅકડોનલ્ડે બદનક્ષીની ફરિયાદ તેમના પર માંડેલી, જેને પરિણામે તેમનો ૧૦૦૦ રૂપિયા દંડ થએલો. ૧૯૨૯માં બીજા એક લેખ માટે સરકારે તેમના પર કેસ કરીને એક વર્ષની કેદની સજા કરી. આમાં યોગાનુયોગ એ હતો કે જે લેખ માટે તેમને સજા થઈ તે તેમનો પોતાનો લખેલો નહોતો, પણ તેમના સહ-સંપાદકનો હતો! પોતાના બે લેખને માટે અગાઉ લોકમાન્યને સજા થએલી અને હવે પોતાને બીજાના લેખ માટે સજા થાય છે, એ પરથી ખાડિલકર વિનોદમાં કહેતા કે એ અગાઉના પાપનું પ્રાયશ્ચિત્ત મળ્યું! તેમના જેલનિવાસ દરમ્યાન તેમના પુત્ર યશવંતરાવે 'નવાકાળ'નાં સૂત્રો સંભાળેલાં. છૂટીને આવ્યા પછી તેમણે 'નવા કાળ'ની બધી વ્યવસ્થા પાકી કરી અને દરેક ખાતા પર જાતે દેખરેખ રાખવા લાગ્યા. તેમનું આ કાર્ય ઠેઠ મૃત્યુ સુધી ચાલેલું.

ખાડિલકરનાં પાછલાં વર્ષો વાનપ્રસ્થાશ્રમમાં વેદાન્તના વિચારોમાં ગએલાં. તેમણે રાજકારણમાં ઘણાં વર્ષો કાઢેલાં, પણ તેમનો પિંડ તો અધ્યાત્મવાદનો જ બનેલો હતો; તેથી જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં તેમણે વેદાન્તનું વાચન અને લેખન હાથમાં લીધું. અને કોઇ પણ વિષય એકવાર હાથમાં લીધો એટલે પછી તેને આત્મસાત્ કરી નાખવાની તીવ્ર બુદ્ધિમત્તા અને મનની દૃઢતા તો ઇશ્વરે તેમને બક્ષેલાં જ હતાં. સંધ્યા, પુરુષસૂક્ત, રુદ્ર, ઇશાવાસ્યોપનિષદ, ઐતરેય ઉપનિષદ, જ્ઞાનેશ્વરી, એમ એક પછી એક વિષયો લઈ તેનો અભ્યાસ કર્યો, તેના પર પ્રવચનો આપ્યાં અને છાપીને પુસ્તકરૂપે પણ પ્રકટ કર્યાં. સાંગલી પાસે એક દત્તમંદિર સ્થાપી ત્યાં તે યોગાભ્યાસ પણ કરતા. 'ૐકારની ઉપાસના' એ પુસ્તકમાંના તેમના નીચેના વિચાર પરથી તેમનું આ પરિવર્તન જણાઇ આવશે:

'શસ્ત્રથી કર્યા વગર રણભૂમિ ઉપર પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર થવું જોઈએ અને એ વંગુ રાષ્ટ્રીય ભાવનાથી થઈ શકે છે એ કબૂલ કરવું જોઈએ. પણ મૂળથી જ જો માણસ દુષ્ટ હશે તો બીજા દેશના લોકો સાથે વર્તતી વખતે તેના લોભને થોભ નહિ રહે. આથી માનવજાતનું અપરંપાર નુકસાન થયાના દાખલાઓ ઇતિહાસમાં મળી આવે છે. જિત લોકો સાથે સંબંધ આવતાં જ સત્તાધારી સાધુ-પુરુષ પણ પોતાના શીલથી ચ્યુત થાય છે. સ્વરાજ્યમાં પણ જો સત્તાધારી લોકો શીલવંત એટલે કે નિષ્પાપ નહિ હોય તો પ્રજાજન ઉપર જુલમ જ થશે અને પ્રજા દુઃખીદુઃખી થયેલી દેખાશે. સ્વ-રાજ્ય હોય કે પરરાજ્ય હોય, લોકોનું કલ્યાણ થાય એ હેતુથી વર્તનારા સત્તાધારી જ જોઈએ. આવા શીલવાન—નિષ્પાપ સત્તા-ધારી નિર્માણ કરવાનો કયો માર્ગ છે? પરમેશ્વરનો ભય જેને લાગે છે તેના હાથથી બનતાં સુધી ગેરન્યાયી કાર્ય થતું નથી... આત્મ-શુદ્ધિની જરૂર છે તે આ માટે જ. જે લોકો સ્વભાવથી દુષ્ટ છે તેમનું દુષ્ટપણું ઓછું કરવાની તાકાત આપણા દેશ[illegible] ભિમાની હશે તો રાષ્ટ્રનો બચાવ કરવા ઝઘડો ખરો. પણ આપણા રાષ્ટ્રની બહાર બીજાઓ સાથે વર્તતી વખતે તેમની ભલાઈ જ જણાય આવશે. પરમેશ્વરની ભક્તિ અને દેશાભિમાન એ બેમાં આ મોટો ફરક છે.' એક કાળે સશસ્ત્ર ક્રાંતિની તૈયારી કરતા નેતા ગણેલા ખાડિલકર પાછળથી સત્ય અને અહિંસાના નિઃસીમ ઉપાસક કેમ બન્યા તે પર ઉપરની તેમની મનોવૃત્તિ સારો પ્રકાશ ફેંકે છે.

ખાડિલકરનાં અંતનાં વર્ષો સાંસારિક દૃષ્ટિએ દુઃખમાં વીત્યાં. પત્નીની માંદગી, મોટા પુત્રની પત્નીનું મૃત્યુ, નાના પુત્રનું મૃત્યુ ઇત્યાદિ આપત્તિઓ સાથે તેમને અધાંગ વાયુનો રોગ થયો અને આંખો પણ નબળી પડી. પણ જાતે ઈશ્વરપરાયણ અને કર્મયોગી હોવાથી તેમને કશું જ મનદુઃખ થયું નહિ. અને ગયા ઑગસ્ટની ૨૬મી તારીખે, કૃષ્ણ જન્માષ્ટમીને દિવસે, ચિત્તની પરમ શાંતિમાં, તેમના શૌર્ય ને શીલસભર આત્માએ દેહનો ત્યાગ કર્યો.

## માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા 'આપણી વનસ્પતિ'નો ૨૧મો હપતો

# અરીઠા

લેખક: જયંતીલાલ દેવશંકર ઓઝા એમ.એસસી.



ઘરગથ્થુ ઉપયોગની આ વનસ્પતિને હિંદભરમાં કોણ નહિ જાણતું હોય? તેને સંસ્કૃતમાં અરિષ્ટક અને હિંદી તેમજ મરાઠીમાં 'રીઠા' કહે છે. અંગ્રેજીમાં તે Soap-nut Tree અગર Soap-Berry Tree-નામથી ઓળખાય છે. તેનું શાસ્ત્રીય નામ 'સૅપિન્ડસ ટ્રાઈફૉલીએટસ્'. (Sapindus trifoliatus Linn.)

અરીઠાનું વૃક્ષ હિંદનું વતની છે અને તે મધ્ય, પશ્ચિમ તથા ખાસ કરીને દક્ષિણ હિંદમાં સારા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે.

[illegible] તેનાં પાન સંયુક્ત અને દાંડીવાળાં હોય છે. દરેક સંયુક્ત પાન ૪થી ૬ નાનાં પાનનું બનેલું હોય છે. આ નાનાં પાન સામસામાં ગોઠવાએલાં, ૩ થી ૯ ઇંચ લાંબાં, અને ૧ થી ૪ ઇંચ પહોળાં, તળિયે તેમજ ટોચે સાંકડાં થતાં, ઉપરની બાજુએ લીસાં અને નીચેની બાજુએ નરમ રૂંવાટીવાળાં હોય છે.

આ નવેમ્બર-ડીસેમ્બર માસમાં તેને ફૂલ બેસે છે. તે બહુ નાનાં, આછાં સફેદ, ભૂરી રૂંવાટીવાળાં ને શાખાઓના છેડે સમૂહમાં આવેલાં હોય છે. (જુઓ ચિત્ર) તેના ફળ ગર્ભવાળાં, ૨ અગર (સામાન્ય રીતે) ૩ ભાગવાળાં, અને કાચાં હોય ત્યારે રૂંવાટીવાળાં પરંતુ પાકાં થતાં લીસાં અને કરચલીવાળાં થાય છે. માર્ચ માસમાં તે ફળ પાકે છે અને તેના દરેક ભાગમાં એક બીજ હોય છે. આ બીજ કાળાં, લીસાં, કઠણ, ગોળ અને મોટા વટાણા જેવડાં હોય છે. અરીઠાનું વૃક્ષ બીજ વડે તેમજ કાપકલમથી પણ ઊગે છે.

અરીઠાના ફળમાં 'સૅપોનિન' નામનું રાસાયનિક તત્ત્વ હોય છે, તેથી તે ધોવાના કામમાં બહુ ઉપયોગમાં લેવાય છે. તાજાં કે સૂકાં ફળમાંથી બીજ કાઢી, બાકીની છાલ તથા ગર્ભને પાણીમાં થોડો વખત ભીંજવી તેને મસળવાથી સાબુની જેમ ફીણ વળે છે. આ પાણીથી રેશમી તથા ગરમ કપડાં તેમજ માથાના વાળ ધોવાય છે, ને ધોવાના સાબુ [illegible]. અરીઠાથી ધોએલાં રેશમી કાપડાં પર રંગ ચડાવતાં રંગ તેજદાર બને છે.

અરીઠાનું લાકડું કઠણ હોઈ તેનો ઉપયોગ ગાડાં તેમજ બીજાં ઉપયોગી સાધનો બનાવવામાં થાય છે.

આયુર્વેદ તેમજ યુનાની દવામાં પણ અરીઠાનો ઉપયોગ થાય છે. તેનું ફળ તીક્ષ્ણ, ઉષ્ણ, વિષઘ્ન (ઝેરને મારનારું) અને વામક (ઊલટી કરાવનારું) ગણાય છે. તે ત્રિદોષને મટાડે છે અને સ્ત્રીઓની યોનિ માટે ઉત્તેજક ગણાય છે. મરડો, કૉલેરા, પક્ષપાત, હિસ્ટીરિયા, બાળકોનાં વાઈનાં દર્દ, સ્ત્રીઓની યોનિના દુખાવા વગેરેમાં અરીઠાના ફળનો ઉપયોગ થાય છે. તેનું બીજ સ્વાદિષ્ટ હોય છે અને તે બાળકના જન્મ સમયે યોનિને ઉત્તેજવા માટે તેમજ સ્ત્રીઓને ઋતુ સાફ આવે તે માટે વાપરવામાં આવે છે. અરીઠાનું ફળ રેચક મનાય છે અને દમ, શ્વાસ તેમજ ખાંસીમાં તેનો ઉપયોગ થાય છે. 'નિઘંટરત્નાકર'માં જણાવ્યા પ્રમાણે અરીઠાનું ફળ પાણીમાં વાટી સર્પદંશ પર વપરાય છે. વળી 'સુશ્રુતવૈદ્યક'માં જણાવ્યા પ્રમાણે વીંછીના ડંશ પર અરીઠાના ફળનો ભૂકો ખવડાવાય છે અને તેના બીજને બાળીને તેના ધુમાડાનો શ્વાસ લેવાય છે. પરંતુ આધુનિક નિષ્ણાતો કાયસ અને મહસ્કરના મત પ્રમાણે અરીઠાના ફળ સર્પદંશ તેમજ વીંછીના ડંશ ઉપર બીનઅસરકારક છે.

અરીઠાના બીજમાંથી ચરબી જેવું તેલ નીકળે છે અને તે સાબુ બનાવવામાં વપરાય છે. તેના રક્તનઃ મૂળની તેમજ થડની છાલમાં પણ રાસાયનિક તત્ત્વ 'સૅપોનિન' હોય છે, અને તેમાં પણ ફળમાં રહેલા તત્ત્વ જેવા જ ગુણ રહેલા છે.

# જે ખંડ પર આજે જગતની મહાસત્તાઓ પરસ્પર હોડ બકે છે
# ભાવી મહત્ત્વાકાંક્ષાઓનો મુલક




હિંદ કરતાં નજીક ઘણા મોટા ઍન્ટાર્કટિકના કદનો ખ્યાલ આપવા તેના આ નકશામાં ઝીણાં ટપકાંથી હિંદનો નકશો મૂકી બતાવ્યો છે.

## ઍન્ટાર્કટિક

દક્ષિણ ધ્રુવની આસપાસના એ નામે ઓળખાતા આ પ્રદેશ વિષે સાધારણ માહિતી તો શું પણ તેનું નામ પણ ઘણાના સાંભળવામાં નહિ આવ્યું હોય. પૃથ્વીના છેક દક્ષિણ છેડે આવેલા આ વિશાળ અજ્ઞાત પ્રદેશના સ્વામિત્વ માટે આજે ઇંગ્લંડ, અમેરિકા, રશિયા, ચિલી, નૉર્વે, આર્જેન્ટિના આદિ તેરતેર દેશો વચ્ચે સ્પર્ધા શરૂ થઈ છે, નેહાલ અમેરિકાએ એક જંગી કાફલો ત્યાં સંશોધન માટે મોકલવાથી જગત સમસ્તનું લક્ષ્ય તે અટૂલા પ્રદેશ પર કેન્દ્રિત થયું છે.

અને એ પ્રદેશ નાનોસૂનો પણ નથી. તેનું કુલ ક્ષેત્રફળ ૬૦ લાખ ચોરસ માઇલ છે, જે આખા અમેરિકા(U. S. A.)માં તથા રશિયા સિવાયના આખા યુરોપ ખંડને સહેલાઈથી સમાવી શકે. હિંદ કરતા લગભગ ત્રણ ગણો મોટો એ આખો પ્રદેશ સમુદ્રની સપાટીથી ૬ હજાર ફૂટ ઊંચે આવેલો છે તથા તેમાં ઠેકઠેકાણે ૧૨,૦૦૦ ફૂટ જેટલા ઊંચા તો પર્વતો છે વળી ખુદ દક્ષિણ ધ્રુવ આગળનો પ્રદેશ તો ૧૦ હજાર ફૂટ ઊંચાઇએ આવેલો છે. એ આખો પ્રદેશ બરફના જાડા થરથી છવાએલો હોવાથી ત્યાં મનુષ્યપ્રાણી તો શું પણ ઝાડપાન પણ મળવું મુશ્કેલ છે બરફના એ થર કેટલેક ઠેકાણે તો ૪,૦૦૦ ફૂટ જેટલે ઊંડે સુધી જામેલા હોવાથી પ્રખર ઉનાળામાં પણ થોડાક જ ચોરસ માઇલ પ્રદેશ સિવાય ક્યાંયે એ બરફ પીગળી શકતો નથી. આવા આ બરફમય પ્રદેશનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૭૦ ડિગ્રી હોય છે અને ક્યારેક તો ૯૦ ડિગ્રી સુધી પહોંચી જાય છે. વળી અહીં હંમેશાં ભયંકર ઝંઝાવાત તથા તોફાનો થાય છે અને કલાકના ૫૦થી ૨૦૦ માઇલના વેગે પવન ફુંકાય છે. અને આ વિશાળ ખંડની સરહદ પર એવા તો વિરાટ તરતા હિમખંડ(બરફના જંગી ટુકડા) આવેલા છે કે જેનાં ક્ષેત્રફળ નાના રાજ્યો જેવડાં છે. રૉસબૅરિયર નામના હિમખંડનું ક્ષેત્રફળ તો ફ્રાન્સ દેશ કરતાં પણ મોટું છે!

આવા આ વેરાન પ્રદેશમાં કેવી ગજબની ઠંડી પડે છે તે તો એ ઉપરથી જ સમજાય એવું છે કે પ્રખર ઉનાળાના દિવસોમાં પણ ત્યાંનું ઉષ્ણતામાન ભાગ્યે જ શૂન્ય ડિગ્રીથી ઉપર જાય છે. ત્યાં જમીન પરનું સૌથી મોટું પ્રાણી ફક્ત ૫ મિલિમીટર (ના ઇંચથી ઓછું) લાંબું અને પાંખો વગરનું એક જંતુ છે! જંતુઓથી ઉત્પન્ન થતા કોઇ રોગોનું ઍન્ટાર્કટિક પર અસ્તિત્વ જ નથી. પણ ઍન્ટાર્કટિકની આસપાસના જળમાં સૂક્ષ્મ કરચલાથી માંડી ૧૦૦ ફૂટ લાંબી વ્હેલ માછલી મળી આવે છે. વળી આ વિશાળ ખંડમાં કેટલેક ઠેકાણે ખનીજ તત્ત્વોથી સભર એવા ગરમ પાણીના ઝરા પણ નીકળે છે. આ ખંડમાંથી બરફના જે વિશાળ ચોસલાં(Icebergs-હિમપર્વતો) છૂટા પડીને ઉત્તર તરફ ખેંચાઈ જાય છે તે આગબોટો માટે અકસ્માતના સતત ભય રૂપ હોય છે. ઍન્ટાર્કટિક અને પૃથ્વીના બીજા ખંડોની લગભગ મધ્યમાં ૬૦ રેખાંશ પર આ ખંડની ચોમેર ફરતી એક કુદરતી સીમા નિર્માણ થઈ છે જે 'ઍન્ટાર્કટિક કૉન્વર્જન્સ' કહેવાય છે. ૧૯૨૭માં મીનાર્ડસે (Meinardus) શોધેલી આ સીમારેખા આગળ હવામાનમાં એકદમ મોટો ફરક પડે છે, અને તે એવો સ્પષ્ટ છે કે પાણીનાં કેટલાંક જંતુઓ તથા માછલીઓ આ સીમા ઓળંગીને ઍન્ટાર્કટિકના પ્રદેશમાં જઈ શકતાં નથી.

જોકે આખા ઍન્ટાર્કટિક પર બરફનું અભેદ્ય પડ પથરાએલું છે તોપણ વિજ્ઞાનીઓ સંશોધન કરી શકે એવો કેટલોક બરફ વગરનો ખડકાળ પ્રદેશ ત્યાં છે ખરો. આ પ્રદેશ જ્વાળામુખીના લાવાનો બનેલો હોય એમ લાગે છે. ત્યાં રૉસ આઇલૅંડ પર એક માઉન્ટ ઇરેબસ(Erebus) નામનો જ્વાળામુખી પણ છે, જે રાતદિવસ ધુમાડાના ગોટેગોટ હવામાં છોડે છે.

ભૌતિકરીતે જોઇએ તો ઍન્ટાર્કટિક એ એક બરફનું રણ છે, જ્યાં હવા તદ્દન સૂકી છે અને જમીન ઠરી ગએલી છે. ત્યાંના બરફની ઘનતા દબાણના પ્રમાણમાં વધતી જાય છે. પાંચ ફૂટ ઊંડે સુધીનો બરફ પાવડાથી ખોદી શકાય છે, પણ તેથી ઊંડેનો ખોદવો હોય તો સુરંગનો જ ઉપયોગ કરવો પડે છે. વળી જેમ ઉષ્ણતામાન નીચું જાય છે તેમતેમ બરફનું કઠણપણું વધતું જાય છે આમ છતાં જ્યાંજ્યાં બરફ પીગળીને પાણીનું ખાબોચિયું થાય છે ત્યાંત્યાં તરત જીવસૃષ્ટિ ઉત્પન્ન થવા માંડે છે ને નાનાનાના જંતુઓ દેખાય છે.

આવા આ હિમપ્રદેશ પર પંખીઓ પણ પ્રમાણમાં દેખાય છે એ એક કુદરતની અદ્ભુત લીલા ગણાય. પેંગ્વીન ને પેટ્રેલ એ પંખીઓ ઉપરાંત સીલ નામનું જળચર પ્રાણી પણ ત્યાં છે. આ પંખી પ્રાણીઓની વિશિષ્ટતા એ છે કે તે માણસથી રજમાત્ર ડરતાં નથી તેમનાં જાતભાઈઓ પૈકી કેટલાંકને તેમની સમક્ષ મારી નાખવા છતાં બાકીનાઓ એ જ તટસ્થવૃત્તિથી ત્યાં ઊભાં રહે છે અને નાસી જતાં નથી. ઍન્ટાર્કટિકનાં સીલ પ્રાણીઓ વિષે આશ્ચર્યની વાત એ છે કે જ્યારે તેમાંનું કોઈ ઘાયલ થાય છે અથવા તેનો મૃત્યુસમય પાસે આવે છે ત્યારે તે એ વિશાળ ખંડના અંતરાળમાં ૩૦ માઈલ જેટલું અથવા ૨,૦૦૦ ફૂટ ઊંચા કોઈ પર્વત પર ચાલ્યું જઈ એકાંતમ



રૉસ સમુદ્રમાં બરફનો અફાટ વિસ્તાર: 'આઈસબ્રેકર' સ્ટીમરોએ કાપેલું પડ તોડીને પાડેલા ચીલા પર આગળ જતી સ્ટીમરો

ગૌરવપૂર્વક મૃત્યુ પામે છે. પિટ્રેલ નામનાં પંખીઓ તો ખાસ ઈંડાં મૂકવા જ અહીં આવે છે ને એપ્રિલમાં પાછાં ઉત્તરમાં દૂરદૂર ચાલ્યાં જાય છે. માત્ર પેંગ્વીન અહીંનું કાયમી પંખી. તે વસંતઋતુ અથવા ઉનાળામાં ઈંડાં મૂકે છે. પણ તેની 'કિંગ પેંગ્વીન' નામની જાત તો ખરા શિયાળામાં ઈંડાં મૂકે છે. તેનાં ઈંડાં મેળવવા માટે તો ત્રણ વૈજ્ઞાનિકો—વિલ્સન, બાવર્સ તથા ચેરીગેરાર્ડે-એ પોતાના જાન કુરબાન કરેલા; કારણ કે તેમની એવી માન્યતા હતી કે પંખીઓ અને જમીન પર સરકનાર સાપ જેવાં પ્રાણીઓ વચ્ચેની જાતનો ખૂટતો અંકોડો પેંગ્વિનનાં ઈંડાંમાંના અવિકસિત ગર્ભમાંથી મળી આવે. તે મેળવવા માટે તદ્દન અંધારામાં, શૂન્યની નીચે ૬૦થી ૭૦ ડિગ્રી ઉષ્ણતામાનમાં પાંચ અઠવાડિયાં સુધી તેમને રહેવું પડેલું; પણ બરફના ભયંકર ઝંઝાવાતે તેમના તંબૂઓ ઉડાડી દેવાથી તેમનો અંત આવ્યો.

આવા આ પ્રદેશ પર સંશોધન કરવું એ કંઈ જેવીતેવી વાત નથી. ભયંકર ઠંડી, મોટાં તોફાનો અને સતત જોરદારરીતે ફુંકાતો પવન, એ બધામાંથી રક્ષણ કરીને સંશોધન કરવાનું હોય છે. કો'ક દિવસ પવન ઓછો હોય તો વાદળાં અને ધુમ્મસ એવાં હોય કે કંઈ જ દેખાય નહિ. જ્યારે વાદળાં ન હોય ત્યારે પવન એવો સખત ફુંકાતો હોય કે બહાર જ નીકળી શકાય નહિ. આમ, કામ કરવા તથા વિમાન મારફત નિરીક્ષણ કરવા ઘણો જ થોડો સમય રહે છે. મિનિટના એ માઈલની ગતિથી ફુંકાતો પવન તો ઠંડી કરતાં પણ વધારે ત્રાસદાયક હોય છે. જો ઓચિંતો ત્યાંનો બરફ તમારા શરીરના કોઈ ઉઘાડા અંગ પર પડ્યો તો જાણે ચામડીને બાળી નાખતો હોય એવો અનુભવ થાય છે. ઉષ્ણકટિબંધમાં આરોગ્યવાસ સેવી વખતે દિવસની ૫૪ કૅલરી ગરમી વપરાય છે, પણ અહીં તો તે ૨૭૦ કૅલરી જેટલી વપરાય છે; કારણ અહીંની હિમશીતળ હવા શરીરમાં લેતાં પહેલાં તેને ૩૦થી ૪૦ ડિગ્રી ગરમ કરવી પડે છે. એટલું જ નહિ પણ તેને થોડી ભેજવાળી પણ બનાવવી પડે છે.

શરીરની ગરમી સચવાઈ રહે એ રીતે ત્યાં કપડાં પહેરવાનું તથા તંબૂઓ બાંધવાનું રાખવું પડે છે. તંબૂઓની દીવાલ કાપડનાં બે પડોની બનાવેલી હોય છે, જેમની વચ્ચે ૬ ઇંચ હવાનું પડ હોય છે. હવા ઉષ્ણતાની મંદવાહક હોવાથી તંબૂને બહારની ઠંડીથી બચાવે છે અને અંદરની ગરમી સાચવી રાખે છે. ત્યાંના સખત પવન સામે ગરમ કપડાં તો કેઈ જ સંરક્ષણ આપી શકતાં નથી. તેને માટે ખાસ પદ્ધતિસર વણેલું કાપડ તૈયાર કરવામાં આવે છે, જે પવનને અટકાવવા સાથે શરીરમાંના પરસેવાની વરાળને બહાર કાઢી શકે છે. કપડાં તથા બીજો સામાન તદ્દન સૂકા વાપરવાનાં હોય છે કારણ અહીં શરીરમાના પાણીના દરેક બિંદુનું તત્કાળ બરફમાં રૂપાંતર થાય છે. આ કારણસર રાતના સૂતી વખતે ખાસ જાતની બનાવેલી કોથળીમાં ભરાઈને સૂવાનું હોય છે. એમાં માથું એક વિશિષ્ટ જગ્યાએ ઢાંકવાનું હોય છે, જેથી નાકમાંથી નીકળેલા ઉચ્છ્વાસ પણ છેક સુધી નીકળ્યા પછી જ બરફમાં રૂપાંતર પામે. ખોરાક પણ એવો લેવાનો હોય છે કે જે શરીરને ખૂબ ગરમી આપે અને બચો જ પચી જાય.

આજથી ૧૦ કરોડ વર્ષ ઉપર આ પ્રદેશ હિમમય બન્યો તે અગાઉ ત્યાં ગરમી હોવી જોઈએ એમ શાસ્ત્રજ્ઞો માને છે. જો એમ હોય તો તે કાળની વનસ્પતિ તથા ખનીજ આદિ વસ્તુઓ બરફનાં તે પડની નીચે ઢંકાઈ રહી હોવી જોઈએ.

આવા આ નિર્મનુષ્ય પ્રદેશ પર પહોંચવાનો એક પ્રયત્ન બહુ પ્રાચીન કાળમાં થયો હતો. બીજો પ્રયત્ન ૧૬મી સદીમાં થયેલો. પણ પ્રત્યક્ષ મનુષ્યે તે પ્રદેશ ઉપર પગ મૂક્યો હોય તો તે ૧૮મી સદીમાં. તે મનુષ્ય એટલે ઇંગ્લૅંડનો વિખ્યાત શોધસફરી કૅપ્ટન કુક ઈ. ૧૭૭૩ની ૧૭મી જાન્યુઆરીએ તે ત્યાં પહોંચેલો. ત્યાર બાદ ફેબિયન ગૉટલીબ ફૉન બેલિંગ્સહૉસન ત્યાં ગયેલો. ઈ. ૧૮૨૩માં વેડેલ૦૮

[illegible]
ક્રોમિયમ તથા સૈનિકોનાં બખ્તર અને ટોપ તૈયાર કરવામાં આવે છે.

લોઢાનો મોટામાં મોટો દુર્ગુણ કાટ. એ કાટ તેને કદી ન ચડે અને તે હમેશાં ચળકતું રહે એવું લોઢું (સ્ટેઈનલેસ સ્ટીલ) બનાવવું હોય તો લોખંડમાં ૧૪ ટકા ક્રોમિયમ ઉમેરાય છે. બીજી ધાતુઓને તથા ખુદ મજબૂત પણ કાપે તેવાં ઓજારો બનાવવા માટે લોઢામાં ૧૪ ટકા ટંગસ્ટન અને ૬ ટકા ક્રોમિયમ મેળવવામાં આવે છે.

આજ તો લોઢાના એટલા વિવિધ પ્રકારો અસ્તિત્વમાં આવ્યા છે કે ૧ આનાનું ૧ શેર મળે એવો પણ લોઢાનો એક પ્રકાર છે, અને એક શેરના ૨૦,૦૦૦ રૂપિયા આપવા પડે એવું પણ લોઢું (હાંડા ઘડિયાળોની નાજુક સ્પ્રિંગનું) હોય છે. માનવજાત જુદીજુદી ધાતુઓનો જે કુલ જથ્થો વાપરે છે તેનો ૯૦ ટકા ભાગ તો એકલું લોઢું જ છે. લોઢાનો આવો સર્વોપરિ ઉપયોગ થવાનાં બે કારણો છે: એક તો એ કે દુનિયાના દરેક ભાગમાં તે ખૂબ વિપુલ પ્રમાણમાં મળી આવે છે; અને બીજું, તેનો જોઈએ તેવો ઘાટ ઘડી શકાય છે.

શુદ્ધ લોઢું ખૂબ ઊંચા ઉષ્ણતામાને—૧૫૨૫ ડિગ્રી સેન્ટિગ્રેડ—પીગળે છે. વળી રાસાયનિક વિકારોમાં પણ તે ખૂબ ત્વરિત છે. સહેજ ભેજવાળી હવામાં ખુલ્લું રહેતા તરત તેને કાટ ચડી જાય છે, એટલે કે કાટમાં તેનું રૂપાંતર થાય છે. લોઢું અને તેજાબનો સંયોગ થતાં મોટા રાસાયનિક વિકાર થઈ હાઇડ્રોજન વાયુ છૂટો પાડે છે ને લોઢું તેજાબમાં ઓગળી જાય છે. આથી મોટા પાયા પર હાઈડ્રોજન વાયુ તૈયાર કરવાના ઉદ્યોગમાં ગંધકના તેજાબ સાથે લોઢાનો જ ઉપયોગ થાય છે. લોઢું લોહચુંબકથી આકર્ષાય છે એ તો સર્વવિદિત વાત છે. વળી લોઢાનું ય લોહચુંબકમાં રૂપાંતર થઈ શકે છે.

બીજાં ક્ષેત્રોની જેમ લોઢાના ઉત્પાદનમાં પણ આજે અમેરિકા જ જગતને મોખરે છે. જગતના કુલ ઉત્પાદનનો ૪૫ ટકા ભાગ એકલું અમેરિકા જ પેદા કરે છે. હિંદ પણ આ ઉદ્યોગમાં સાવ પછાત નથી. તે પણ દર વર્ષે ૧૮ લાખ ટન કાચું લોઢું અને ૧૦ લાખ ટન ફોલાદ ઉત્પન્ન કરે છે. જમશેદપુર ખાતે આવેલું તાતાનું લોખંડનું કારખાનું સમસ્ત એશિયામાં મોટામાં મોટું ગણાય છે, એટલું જ નહિ પણ, લોઢાના ઉત્પાદનમાં સમસ્ત બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ યુનાઈટેડ કિંગડમ પછી બીજે જ નંબરે આવે છે. અને ઊંચા પ્રકારના લોઢાવાળુ ખનીજ દ્રવ્ય ધરાવવાની બાબતમાં તો તેનો જગતભરમાં પહેલો નંબર આવે છે. ગણત્રી કર્યા મુજબ બિહારનો સિંગભૂમ જિલ્લો તથા પાસેનાં રાજ્યો આશરે ૩૦ અબજ ટન ખનીજ દ્રવ્ય ધરાવે છે. એ સિવાય બસ્તર રાજ્યમાં તથા મધ્યપ્રાંત ને મ્હૈસુરમાં પણ સારા પ્રમાણમાં લોઢાની ખાણો છે. હિંદમાં લોઢું બનાવવાની પહેલી કંપની તાતાની હતી. તે ૧૯૧૧માં સ્થપાએલી. ત્યાર પછી આસનસોલ પાસે 'ઈન્ડિયન આયર્ન સ્ટીલ કંપની' તથા ભદ્રાવતી પાસે 'માઇસોર આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કસ' સ્થાપન થયાં.

જગતના ઉદ્યોગ-ધંધાઓમાં મહત્વનો ભાગ ભજવતું લોઢું આપણા શરીરમાં પણ બહુ અગત્યનું સ્થાન ધરાવે છે. લોહીનો લાલ રંગ જેને આભારી છે તે 'હીમોગ્લોબીન' નામના તત્વમાં લોઢું જ મુખ્યત્વે હોય છે. જોકે આપણા આખા શરીરમાં રહેલું લોઢું એકઠું કરવામાં આવે તો માંડ એક નાની ખીલી જેટલું થાય; પણ એટલું ય લોઢું એટલું બધું જરૂરી છે કે જો તે ન હોય તો માણસમાં ભયંકર રોગો ઉત્પન્ન થઇ તે મરણને શરણ થયા વગર રહે નહિ!

આમ, મનુષ્યજાતિ જીવતી રહે અને પ્રગતિ કરે તે માટે ખોરાક પછી જો બીજા નંબરે કોઈ વસ્તુ હોય તે લોઢું જ છે.'





## વિકસતું વિજ્ઞાન

ન્યૂમોનિયા જેવા કેટલાક રોગો પર રામબાણ ગણાતું પેનિસિલિન તો જાણીતું છે. પણ તેમાં એક મુશ્કેલી એ છે કે તે લોહીમાં વધારે વખત ટકી રહેતું નથી. થોડાક જ કલાકમાં તે ચાલ્યું જતું હોવાથી પેનિસિલિનનાં ઇન્જેક્શનો વારેવારે આપવાં પડે છે. પણ હવે વૈજ્ઞાનિકોએ 'ફ્લોનસિલિન' નામનું એક ઔષધ પેનિસિલિનમાંથી જ બનાવ્યું છે તે માણસના શરીરમાં ૩થી૪ દિવસ રહે છે. રોગીને પહેલાં જે ઘણાં ઇન્જેક્શનો આપવાં પડતાં તેની હવે જરૂર નહિ રહે; 'ફ્લો સિલિન'નું એક જ ઇન્જેક્શન ન્યૂમોનિયા મટાડી શકશે.

શહેરોમાં ધૂળ, કચરા તથા ધુમાડાનાં રજકણોથી કેટલા હેરાન થવાય છે એ શહેરમાં રહેનારા જાણે છે. ઘરમાંના એ ધૂળ આદિ રજકણો દૂર કરવાનું આજ સુધી કોઇ સાધન નહોતું. પણ હવે એ ધૂળને શોષી લેનારું એક યંત્ર શોધાયું છે. આ યંત્રની મદદથી ઓરડાની ૯૦ ટકા ધૂળ શોષાઈ જાય છે. એક જાળીવાળા કબાટમાં મુકાએલા આ યંત્રનું બટન દાબતાં જ ઓરડાની હવા ઍરકંડિશન યંત્ર મારફત શોષાઈ જઈ હવામાંના ધૂળ ધુમાડાનાં રજકણો વિદ્યુત્યુક્ત બની તે યંત્રમાં આકર્ષાય છે અને તે યંત્રની નળીઓમાં તે કચરો ભરાઇ જઈ શુદ્ધ થએલી હવા બહાર નીકળે છે.

કુદરતમાં જે અનેક રૂપસુંદર આકર્ષક ફૂલો ખીલે છે તે થોડા જ દિવસમાં કરમાઇ જઇ નાશ પામે છે. પણ હવે એક એવી પદ્ધતિ શોધાઈ છે કે જેના વડે પૂર્ણ રીતે ખીલેલા ફૂલને તેની એ જ કુદરતી અવસ્થામાં કાયમ માટે રાખી શકાશે. એક વિશિષ્ટ દવાનાં મિશ્રણમાં ફૂલોને વારાફરતી ડુબાડી રાખવાથી ફૂલોની નાજુકતા, તેનો કુદરતી રંગ અને નૈસર્ગિક આકાર કાયમ માટે જળવાઈ રહે છે. માત્ર ફૂલોની સુગંધ ચાલી જાય છે. ફૂલો ઉપરાંત વનસ્પતિજન્ય બીજા પદાર્થો જે આજ સુધી આલ્કોહોલમાં રખાતા તે પણ આ નૂતન પદ્ધતિથી સરળતાથી કાયમ માટે જાળવી શકાશે.

એક નવી જાતનું ટાઇપ-રાઈટર શોધાયું છે જેમાં બોલેલા શબ્દોને સંગ્રહી રાખવા માટે એક વિશિષ્ટ સ્વરસંગ્રાહક રચના કરવામાં આવી છે. ઇંગ્લંડમાં હાલમાં જ ભરાએલા 'બ્રિટિશ ઇન્ડસ્ટ્રીઝ ફેર'માં આ યંત્રનો પ્રયોગ કરી બતાવવામાં આવ્યો હતો. બંગાળી ભાષાની એક કવિતા, ગ્રીક ભાષાનો ફકરો અને ચીની ભાષાનાં વાક્યો આ મશીન ચલાવનારી એક કુમારીને લખાવવામાં આવ્યાં, અને અચરજ વચ્ચે તે કુમારિકાએ તે સર્વ લખાણને ફરીથી અક્ષરશઃ બરાબર વાંચી સંભળાવ્યું હતું. આમ આ મશીનની સહાયતાથી લઘુલિપિની જરૂરત ઘણી ઓછી થઈ જશે એમ લાગે છે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે 'જરૂરિયાત એ શોધની જનની છે.' આ કહેવતની પ્રતીતિ યુદ્ધમાં જ્યારે જર્મની ચારે તરફથી ઘેરાઈ ગયું હતું ત્યારે થએલી. જર્મનીને જોઈતી વસ્તુઓ મળતી બંધ થઈ ત્યારે તેણે તે વસ્તુઓ બીજી રીતે દેશમાં જ ઉત્પન્ન કરવા માંડી. એ જ રીતે તેણે કોલસામાંથી સાબુને માટેનાં તેલો બનાવેલાં. ૬૦ ટન કોલસામાંથી એવું એક ટન તેલ બનતું. જે પદ્ધતિથી જર્મની તે બનાવતું એ પદ્ધતિમાં થોડો ફેરફાર કરીને હાલમાં બ્રીનિચ ખાતે કોલસામાંથી ખાવા માટે વાપરી શકાય તેવું તેલ બનાવાયું છે; એટલે બજારમાં થોડાં વર્ષો પછી તલનું તેલ, મગફળીનું તેલ એ પ્રમાણે કોલસાનું તેલ વેચાય તો આશ્ચર્ય નહિ.

**નથી દુઃખદ આંસુએ સભર પાત્ર આ સૃષ્ટિનું**
**રહ્યું જ અહીં અશ્રુમાં વિરલ એક શ્રદ્ધા-ધનુ**

—ચન્દ્રવદન મહેતા

પ્રખ્યાત વૈજ્ઞાનિક સર આઇઝેક ન્યૂટનને ત્યાં એક ભાણા આવેલા પરોણાએ કલાક સુધી રાહ જોવા છતાં જ્યારે ન્યૂટન ન આવ્યો ત્યારે ટેબલ પર નોકરે લાવી મૂકેલો ન્યૂટનનો નાસ્તો જોઈને જ ખાઈ લઈ, નોકરને ફરી (?)આ માટે બીજો બનાવવા કહ્યું. પણ ભાગ્યવશાત્ ફરી નાસ્તો તૈયાર થાય તે પહેલાં જ ન્યૂટન આવ્યો અને પરોણાની માફી માગી કહ્યું, 'હું ઘણો થાકી ગયો હોવાથી વાંધો ન હોય તો હું થોડો નાસ્તો કરી લઉં.' આમ કહી ટેબલ પર પડેલા વાસણ ઉપરનું ઢાંકણું ઉઘાડ્યું, અને જરા પણ આશ્ચર્ય બતાવ્યા વિના સહાસ્ય મુદ્રાથી પરોણા તરફ ફરી કહ્યું: 'જોયું? કેવો ભુલકણો છું? મેં નાસ્તો લીધો હતો એ જ હું ભૂલી ગયો!'

કહેવતોના અર્થ: 'વાટ્યું ઓસડ ને મૂક્યા જતિ'—ઓસડ વટાઈને એકરસ થઈ કે પ્રવાહી થઈ ગયા પછી એમાં કઈ કઈ ચીજો પડી હોય છે તે જેમ પારખી શકાતી નથી, તથા માણસે વૈરાગ્ય લીધા બાદ તેના પૂર્વ જન્મ(?)...યાત જાત જેમ પામી શકાતી નથી, તેમ, (?)...માંની કોઈ બાબતની અગમ્યતા દર્શાવવી હોય ત્યારે આ કહેવત વપરાય છે.

અનેકાર્થી શબ્દ: મેર=માળાનો રાજાત(?)નો મોટો મણકો; આગેવાન અથવા શિરોમણિ; મુકુટ; જેના ઉપર ચલમ રહે તે હુક્કાનો ડોયો; તાંબાનું એક મોટું વાસણ; એક છત્ર(?); સોરઠની એક જાતિ; મેરુ પર્વત.

**ગણિતગમ્મત**

કુમારના ૨૯૫મા અંકમાં ૧થી ૯ સુધીના બધા જ અંકને પ્રત્યેકને એકએક જ વખત વાપરીને જુદાંજુદાં ગણિત-ચિહ્નોનો ઉપયોગ કરીને જુદીજુદી રીતે ૧૦૦ મેળવી બતાવ્યા છે. તેમા બીજી પણ કેટલીક રીતે નીચે પ્રમાણે ૧૦૦ મેળવી શકાય છે:

(૧) $૯૫૬-૮૭૩+૨^{૪}+૧=૧૦૦$

(૨) $૯૬૫-૮૭૪+૩×(૨+૧)=૧૦૦$

(૩) $૯૮-૫૩+૪૬+૭+૨×૧=૧૦૦$

(૪) $૧×[(૯×૮)+(૭×૬)+(૩×૨)-(૪×૫)]=૧૦૦$

—ગ. ના. ખત્રી

ઉત્તર ધ્રુવ કરતાં દક્ષિણ ધ્રુવનો પ્રદેશ વધુ ઊંચો છે, કારણ કે તે પ્રદેશ સમુદ્રની સપાટીથી ૧૦ હજાર ફૂટ ઊંચો છે.



ટીપુ સુલતાનના સમયનો મ્હૈસુર રાજ્યનો શ્રીરંગપટ્ટનનો ત્રાંબાનો સિક્કો; જેની એક તરફ હાથી અને બીજી તરફ ફારસી લિપિમાં 'ઝર્બે પટન' અક્ષરો લખેલા છે.

દૂધ પાણીવાળું છે કે નહિ તે તપાસવાની કસોટી એ છે કે તેમાં તદ્દન સ્વચ્છ સોય ડુબાડીને બહાર કાઢવી. જો તે તદ્દન ચોખ્ખા રૂપમાં જ બહાર આવે તો દૂધ પાણીવાળું જ સમજવું. પણ જો દૂધ ચોખ્ખું હશે તો થોડુંક તો સોયને ચોંટશે. વળી પાણીવાળું દૂધ વાસણને જ્યાં અડે છે તે કિનારી આગળ તેનો રંગ ભુરાશપડતો હોય છે.

શક્કરિયાં ખોદ્યા પછી જલદી બગડી જાય છે. તેને સાચવવાની રીત એ છે કે એક પીપમાં નીચે રેતીનું થર પાથરી ઉપર શક્કરિયાં અને લાકડાના વહેરના થર વારાફરતી પાથરી છેક ટોચ સુધી ભરી દેવાં. આ રીતે ૪ થી ૫ માસ સુધી પણ શક્કરિયું બગડ્યા વિના સાચવી શકાશે.

સળગની સગડી પર મીઠું છાંટીને તેમાંથી નીકળતો વાયુ શ્વાસમાં લેવાથી સળેખમ, ખમખમા ને ઇન્ફ્લુએન્ઝા મટી શકે છે.




એક જાડો તાર અને કેમિસ્ટને ત્યાં મળતી ઍડહેસિવ ટેઇપ નામની ચીકણી પટ્ટી વડે કોટ લટકાવવા માટેનો ઘરગથ્થુ હૅન્ગર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બનાવી શકાય. તાર પાતળો હોય તો તેને બેવડો કરી લેવો.

પોતાની અલ્પતાનું દર્શન કરવું એ મહાન થવાનો આરંભ છે. વિખુટું પડેલું સમુદ્રબિંદુ પોતાને સમુદ્ર કહે તો સુકાઈ જાય; પણ પોતાની બિંદુતા સ્વીકારે તો સમુદ્રમાંથી પ્રધાન કરે ને તેમાં લય પામી સમુદ્ર બને. —ગાંધીજી



કલાકણિકા

ઇરાનનાં ઈ.સ. પૂર્વે ૫૦૦ એટલે અઢીહજાર વરસ પહેલાંના સમયનાં ઘોડાનાં માથાની આકૃતિવાળાં સોનાનાં એરીંગ.

ચીનની ૨૦ ફૂટ ઊંચી અને ૧૫૦૦ માઈલ લાંબી વિખ્યાત દીવાલ ચીનના શહેનશાહ ચીન શિહ હુઆંગ ટી એ ઈ. પૂ. ૨૧૪માં ઉત્તર તરફના જંગલી લોકોથી બચવા બંધાવેલી.

વિમાનમાંથી પક્ષીઓની ગતિ માપતાં એમ જણાયું છે કે કાગડાઓ કલાકના ૩૧ થી ૩૫ માઇલની ગતિએ ઊડે છે. હંસ (Ducks) ૪૪ થી ૫૦ માઈલની અને પ્લોવર્સ (Plovers) ૪૦ થી ૪૧ માઇલની ગતિએ ઊડે છે. અબાબીલ કલાકના ૧૦૦ માઈલ કાપતી મનાય છે. ૧૦ થી ૧૨ હજાર ફૂટ સુધી પંખીઓ દેખાય છે. પણ ૫૦૦૦ ફૂટથી ઊંચે તેઓ ભાગ્યે જ જણાય છે.

જગતનું સૌથી ઊંચું મકાન ન્યૂયૉર્કનું એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ૧૨૪૮ ફૂટ ઊંચું છે. તેનાથી બીજા નંબરે આવતું ૧૦૪૬ ફૂટ ઊંચુ ન્યૂયૉર્કનું ક્રાઇસ્લર બિલ્ડિંગ છે. ત્રીજે નંબરે આવતો પારીસનો ઍફિલ ટાવર ૯૮૪ ફૂટ ઊંચો છે.

**ધુમ્મસ(Fog) હોય છે ત્યારે સૂર્ય લાલ શાથી દેખાય છે?**

ધુમ્મસ સૂર્યનો પ્રકાશ પૃથ્વી પર પડતો અટકાવે છે, પણ તે બધો જ પ્રકાશ અટકાવી શકતું નથી. સૂર્યમાંથી નીકળતાં 'શૉર્ટ વેવ' કિરણો તે અટકાવીને વિખેરી નાખે છે, પણ 'લૉંગ વેવ' કિરણો તો તેમાંથી પણ સોંસરાં નીકળી જઈ શકે છે. અને લાલ રંગનાં કિરણો એ સૌથી વધુ 'લૉંગ વેવ' કિરણો હોવાથી ધુમ્મસને વખતે આપણે ફક્ત તે જ જોવા પામીએ છીએ. આથી સૂર્ય લાલ દેખાય છે.

# નવાં આવી પહોંચેલાં ઈન્ટરનૅશનલ ઘડિયાળો.

**IWC**

ચોક્કસાઈ એ કોઈ પણ ઘડિયાળનું અગત્યનું અંગ છે—અને 'ઈન્ટરનૅશનલ' ઘડિયાળો એ બાબતમાં હમેશાં મોખરે રહ્યાં છે. પણ એની સાથોસાથ ડિઝાઈન-રૂપની ઝલકના મેળ સાધવામાં તો ચતુર કારીગરોનો જીવનભરનો અનુભવ પડેલો હોવો જોઈએ. એ જ કારણથી તમે 'ઈન્ટરનૅશનલ' ઘડિયાળની પસંદગી કરવામાં આનંદ પામવાના.



૧૮ કૅરેટ સોનાના નક્કર કેઇસમાં; સર્વ પ્રસંગોને માટે સ્ટાઇલિશ ડિઝાઇન; કાંટા ને આંકડા સોનામાં ઉપસાવેલા. નં. ૭૬૬૭ રૂ. ૬૭૮.
સાદા ચંદાવાળા એ જ મૉડેલના રૂ. ૬૧૬.

સ્ટેઈનલેસ સ્ટીલ કેઈસમાં લોકપ્રિય સ્ટાઇલનું પુરુષો માટેનું ઘડિયાળ
નં. ૭૪૩૨ રૂ. ૨૮૨.



ખડતલ બનાવટનું સ્ટેઈનલેસ સ્ટીલના કેઈસવાળું ઘડિયાળ
નં. ૭૪૪૩ રૂ. ૩૦૦.



**FAVRE-LEUBA**

# રૂબી જનરલ

## ઈન્સ્યુરન્સ કંપની લિ૦

પોતાના પેટ્રનો
પૉલિસી-હોલ્ડરો
એજન્ટો
સહકાર્યકર્તાઓ અને શુભેચ્છકોને

## નૂતન વર્ષાભિનંદન

પાઠવે છે



ચૅરમૅન : શ્રી. બી. એમ. બીરલા



**શ્રી. બી. કે. સેતલવડ**

જનરલ મૅનેજર-ઈનચાર્જ બૉમ્બે ડિવિઝન

ઇમ્પીરિયલ બૅન્ક એનેક્ષ બિલ્ડિંગ, બૅન્ક સ્ટ્રીટ
ફોર્ટ-મુંબાઈ ૧

ટે. નં. ૨૦૫૧૦-૩૧૯૨૯
ટેલિગ્રામ્સ "Rubinsure" Bombay.



બૉમ્બે ડિવિઝન
—શાખાઓ—

સુરત—અબ્બાસ બિલ્ડિંગ નં. ૨, કણપીઠ
અમદાવાદ—કારંજ, ભદ્ર
બેલગામ—૩૧૪, થાલબવાડી
રાજકોટ—સિવિલ સ્ટેશન
વડોદરા—રાવપુરા
વર્ધા—ગાંધી ચોક
પૂના—૧૮૦, બુધવાર પેઠ, લક્ષ્મીરોડ

# સલામતી અને સેવા

સહિત

## નૂતન વર્ષે

# યુનિવર્સલ

પોતાનાં પેટ્રનો, પૉલિસી-હોલ્ડરો
અને એજન્ટોને

## અભિનંદન

પાઠવે છે.




ચૅરમૅન: શ્રી. બી. કે સેતલવડ
મૅનેજર શ્રી. ઠાકોરદાસ વી. કાપડીઆ

## યુનિવર્સલ ફાયર ઍન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપની લિ૦

જિંદગી-આગ-મોટર-અકસ્માત-મરીન અને
કામદારોના બદલાના વીમાનું કામકાજ
લખવામાં આવે છે.

સર ફીરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબાઈ
ટે. નં. ૩૦૮૨૮



વિજયનગરનાં ખંડેરોમાંથી — 'કૃષ્ણ ખત્રી'

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા · અમદાવાદ

# કાયદે આઝમ મહમદઅલી ઝી

અખંડ દેશ, હિંદ ને પાકિસ્તાન, ત્રણે દેશોએ વિધિની કોઈ અકળ ગતિનો છેલ્લાં વરસોમાં અનુભવ કર્યો. બસો વરસની લાંબી ગુલામી પછી સ્વાતંત્ર્ય મેળવ્યું; પણ પ્રજા તેનો આસ્વાદ લે તે પહેલાં જ તે સ્વાતંત્ર્ય મેળવી આપનાર લાડીલા નેતા આઉં સાનનું ખૂન થયું! હિંદની પણ આઝાદીની ઉષા ઊગી અને પ્રજા હર્ષથી ગાંડી બની, ત્યાં તો એ સ્વાતંત્ર્યના ઉન્નત શિલ્પી અને સર્વોચ્ચ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીનું ખૂન થયું. અને હમણાં પાકિસ્તાનના નિર્માતા તથા ભાગ્યવિધાતા કાયદે આઝમ મહંમદઅલી ઝીણાનું પણ ગઈ તા. ૧૧મી સપ્ટેમ્બરે હૃદય બંધ પડવાથી મૃત્યુ થયું.

ગાંધીજી અને જ૦ ઝીણાની કાર્યપદ્ધતિ, વિચારસરણી, સિદ્ધાંતો તથા વ્યક્તિત્વ ઈત્યાદિ વચ્ચે ઉત્તર-દક્ષિણ જેટલું અંતર હોવા છતાં આ દેશના ઇતિહાસમાં ગાંધીજીના નામની સાથે જ ઝીણાનું નામ પણ એક કડવી યાદ રૂપ રહેશે; કારણ હિંદુસ્તાનના ઇતિહાસને આજનો વિશિષ્ટ પલટો આપવામાં એ બંનેનો મોટો ફાળો છે. એકતાના સદા આગ્રહી ગાંધીજીએ હિંદને સ્વાતંત્ર્ય મેળવી આપીને જબરદસ્ત બ્રિટિશ સલ્તનતની નાગચૂડમાંથી તેને મુક્ત કર્યું; અને ઝીણાએ દેશના ભાગલા પાડીને જ એ સ્વાતંત્ર્ય મળવા દીધું.

૭૨ વર્ષની એમની જીવનયાત્રા કંઈક વિચિત્ર ગણી શકાય. એક સાધારણ વકીલ તરીકે જીવનની શરૂઆત કરનાર વ્યક્તિ છ કરોડની વસતિવાળા દેશની આવી રીતે ભાગ્યવિધાતા બનશે એમ કોણે ધાર્યું હતું? તેના જીવનનું વૈચિત્ર્ય એ હતું કે તેમના પૂર્વ જીવન ને ઉત્તર જીવન વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર હતું. ૧૯૨૦ સુધી હિંદુ-મુસલમાન ઐક્ય માટે ઝઝૂમનારા બૅરિસ્ટર ઝીણા, ૧૯૩૪ પછી હિંદુ અને મુસલમાન એ બે અલગ રાષ્ટ્ર છે અને તેમનું ઐક્ય થવું કદાપિ શક્ય નથી એમ જોરશોરથી પુરસ્કારવા લાગ્યા!

ગોંડળ રાજ્યના પાનેલી ગામના વતની અને ધંધાર્થે કરાંચી જઈ વસેલા ઝીણા નામના શ્રીમંત ખોજા ગૃહસ્થને ત્યાં કરાંચીમાં ૧૮૭૬-ની ૨૫મી ડિસેમ્બરે મહંમદઅલીનો જન્મ થયો હતો. કરાંચી તથા મુંબાઈમાં મદ્રેસા અને મિશન સ્કૂલમાં પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ પૂરું કરી ૧૬ વર્ષની વયે તેમણે મુંબાઇ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા પાસ કરી. પિતાની ઇચ્છા તેમને પોતાના ધંધામાં જોડવાની હતી, પણ તેમની કુશાગ્ર બુદ્ધિમત્તા જોઇને પિતાના મિત્ર ફ્રેડરિક ક્રૉફ્ટે તેમને વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ મોકલવાની સલાહ આપી એટલે ૧૬મે વર્ષે જ ઈ. ૧૮૯૨માં તે બૅરિસ્ટરીના અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા.

ઇંગ્લંડમાંના તેમના વસવાટ દરમ્યાન દાદાભાઈ નવરોજી સાથે તેમનો પરિચય થયો અને તેમની પાસેથી તેમણે જિજ્ઞાસા અને પૂજ્ય ભાવથી હિંદી રાષ્ટ્રવાદના પાઠ શીખવા માંડ્યા. થોડા જ વખતમાં તે હિંદી સ્વાતંત્ર્યની ધગશથી રંગાયા; અને એ સંબંધ એવો દૃઢ બંધાયો કે ૧૯૦૬ની કલકત્તા કૉંગ્રેસ વખતે દાદાભાઈ પ્રમુખ હતા ત્યારે ઝીણાએ તેમના રહસ્યમંત્રી તરીકે કામ કરેલું.

૧૮૯૬માં બૅરિસ્ટરીની પરીક્ષા પાસ કરી તે હિંદ પાછા આવ્યા તે વખતે તેમનું ખાનદાન પૈસેટકે પાયમાલ થઈ ગયું હતું. એટલે દેશમાં આવીને તરત તેમને કપરી ગરીબીમાં સપડાવું પડ્યું અને થોડો વખત કરાંચીમાં ગાળીને પછી તેમણે મુંબાઇમાં વકીલાત શરૂ કરી. પાછળથી પ્રથમ પંક્તિના બૅરિસ્ટર તરીકે મોટી નામના મેળવનાર ઝીણાનાં શરૂનાં ત્રણ વર્ષો તદ્દન નિરાશાજનક હતાં. પણ મુંબાઇના ઍડવોકેટ જનરલ મૅકફર્સનની ચેમ્બરમાં બેસીને જ્યારથી નવો આરંભ કર્યો ત્યારથી તેમના નસીબ આડેનું પાંદડું ખસ્યું. તે સમયમાં ગોરો બૅરિસ્ટર એક હિંદીને આ પ્રમાણે તાલીમ આપે એ બનાવ પહેલો હતો. નિરાશાના અંધકારમાં આવેલા પોતાના કઠણ દિવસોની વાત કરતાં તેઓ મિ. મૅકફર્સનની એ મહેરબાનીની યાદ ઘણી વાર કરતા. પછી તો તેમની બુદ્ધિચાતુરી, પ્રબળ દલીલશક્તિ, બોલવાની છટા અને કાયદાની આંટીઘૂંટી શોધવાની આવડત ઇત્યાદિને કારણે જોતજોતાંમાં તેમનો ધંધો ધીકતો ચાલવા લાગ્યો અને એક શ્રેષ્ઠ ધારાશાસ્ત્રી તરીકે તે પંકાવા લાગ્યા.

આ અરસામાં મુંબાઈના પિટિટ પારસી કુટુંબની એક યુવતી સાથે તેમણે લગ્ન કર્યું તેને લીધે પારસી કોમમાં મોટો ખળભળાટ મચી ગયો. વકીલાતની સાથેસાથે તે હિંદી સ્વાતંત્ર્યની રાષ્ટ્રવાદી હીલચાલમાં પણ દિલસોજીથી ભાગ લેતા. મહર્ષિ દાદાભાઈ, બદ્રુદ્દીન તૈયબજી, ફિરોઝશાહ મહેતા, ગોપાળ કૃષ્ણ ગોખલે ઈત્યાદિના સંપર્કને લીધે ઝીણા પૂરેપૂરા રાષ્ટ્રવાદી બન્યા હતા. એ રાષ્ટ્રવાદી જોશમાં ઝીણાએ એક વખત જાહેર કર્યું હતું કે પોતાની ઇચ્છા 'મુસ્લિમ-ગોખલે' બનવાની છે અને સ્વ. ગોખલેજીએ પણ એમને વિષે બોલતાં જણાવ્યું હતું કે 'મિ. ઝીણા મોટા શક્તિશાળી પુરુષ છે. ધાર્મિક વૃત્તિનું સંકુચિત માનસ અને કોમી ભાવથી તે મુક્ત છે. આ સ્વતંત્રતા તેમને આગળ ઉપર હિંદુ-મુસલમાન ઐક્યના પરમ દૂત બનાવશે.' પરંતુ વિધિએ તો કંઈ બીજું જ ધાર્યું હતું!

હોમરૂલ લીગની ચળવળમાં ઉત્સાહથી ભાગ લેવાને કારણે તેઓ લો૦ ટિળક સાથે ગાઢ સંબંધમાં આવ્યા. ટિળક પર ચાલેલ અનેક કેસો વખતે એમણે વકીલાત કરેલી અને ૧૯૧૬ વખતે તે હાઇકોર્ટ સુધી લડીને તેમણે જ ટિળક પરની ભાષણબંધી ઉઠાવવામાં સફળતા મેળવેલી. મુંબાઈ મ્યુનિસિપાલિટીની ચૂંટણી વખતે યુરોપિયનોએ પ્રપંચ રચીને ફિરોઝશાહ મહેતાને ચૂંટણીમાં હરાવ્યા એટલે તરત જ ઝીણાએ પોતાની બેઠકનું રાજીનામું આપીને ફિરોઝશાહને ફરી ચૂંટણીમાં ઊભા રહેવાની અને ચૂંટાવાની તક આપી. તેમના આ સ્વાર્થત્યાગ અને રાષ્ટ્રીયતાને લીધે તેમનું નામ મુંબાઈમાં ગાજતું થઈ ગયું; અને ૧૯૧૮માં મુંબાઇના આપખુદ ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનને વિદાયમાન આપવા યોજાયેલી મવાળોની સભામાં ઉગ્ર વિરોધ કરી તેને તોડી પાડ્યા પછી તો મુંબાઇમાં તેમને એટલી નામના મળી કે તેની કદરતરીકે તેમના સ્મરણમાં મુંબાઈમાં 'ઝીણા મેમોરિયલ હૉલ' બાંધવામાં આવ્યો.

આમ, ૧૯૦૬થી ૧૯૨૧ સુધી સાચા રાષ્ટ્રવાદના રંગે રંગાયેલા બૅરિસ્ટર ઝીણાએ અનેક મહત્ત્વનાં કાર્યો કર્યાં. ૧૯૧૦માં તે ધારાસભામાં ચૂંટાયા. ૧૯૧૩ સુધી તો મુસ્લિમ લીગના સાદા સભ્ય થવાની પણ તેમણે ધસીને ના પાડેલી. ૧૯૧૩માં વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે વકફનો કાયદો પસાર કરવાના સમયે તેમને વડી ધારાસભાનું ખાસ કામ સોંપ્યું અને એ વકફ બિલના પસાર થયા બાદ તે હિંદભરના મુસ્લિમોમાં જાણીતા થઈ ગયા. ત્યાર બાદ આરામ માટે ૧૯૧૪માં તે ઇંગ્લંડ ગયા. ત્યાં સૈયદ વઝીર હુસેન આદિ મિત્રોના આગ્રહથી પહેલીવાર તે લીગના સભ્ય થયા; પણ એ શરતે કે 'મારું આ સભ્યપણું હું રાષ્ટ્રીય હિતની આડે નહિ આવવા દઉં.'

૧૯૧૫ના ફેબ્રુઆરીમાં ગોખલેજીનું અવસાન થયું ત્યારે એ


૧૯૧૦માં: ગોખલેના શિષ્ય


૧૯૧૮માં: અટલ રાષ્ટ્રવાદી


૧૯૪૫માં: કટ્ટર પાકિસ્તાની

કરુણ બનાવે બંને કોમને જે ખોટ પડી તેથી તેની એકતા દૃઢ કરવા માટે એ સાલમાં મુંબાઇમાં મળનારી કૉંગ્રેસના અધિવેશન વખતે મુસ્લિમ લીગનું અધિવેશન પણ મુંબાઇમાં ભરવા એમણે આમંત્રણ આપ્યું. એની વિરુદ્ધ ઘણાં કાવતરાં થયાં, પરંતુ એ પ્રસંગે પણ અમલદારોનાં ખોફ ને ખોટી સમજણની પરવા કર્યા વિના તે પોતાના રાષ્ટ્રવાદમાં અડગ રહ્યા. એ જ વર્ષે તે વડી ધારાસભામાં ચૂંટાયા, ૧૯૧૬માં મુંબાઇ પ્રાંતીય પરિષદના પ્રમુખ થયા, અને એ જ સાલને અંતે લખનૌની મુસ્લિમ લીગના પ્રમુખ થયા, જ્યાં લીગ-કૉંગ્રેસ વચ્ચે થયેલો 'લખનૌ કરાર' કરવામાં એમનો ઘણો મોટો ફાળો હતો.

પણ પછી હિંદના રાજદ્વારી તખ્તા ઉપર ગાંધીજીનું આગમન થયું અને તેમનું અસહકારનું ક્રાંતિકારી રાજકારણ શરૂ થયું. સરઘસ, જેલગમન, સત્યાગ્રહ અને બહિષ્કાર હવામાં ગુંજવા માંડ્યાં. ઝીણાના બંધારણવાદી માનસને સ્વરાજ્યપ્રાપ્તિનો આ નવો માર્ગ રૂચ્યો નહિ. ૧૯૨૦ની નાગપુર કૉંગ્રેસ વખતે તેમણે ગાંધીજીના અસહકારના ઠરાવનો તીવ્ર વિરોધ કર્યો. પણ પ્રજામત તો ગાંધીજીની તરફેણમાં જ હોવાથી ઠરાવ પાસ થયો. ઝીણાએ જોઇ લીધું કે ગાંધીજીના તેજથી રાજકારણનો રથ હવે કોઈ જુદે જ માર્ગે દોડી રહ્યો છે. આથી તે રાજીનામું આપી કૉંગ્રેસમાંથી છૂટા થયા. બીજી બાજુ ખિલાફત ચળવળને કારણે અલી બંધુઓનું ચલણ વધી ગએલું હોવાથી મુસ્લિમ લીગમાં પણ એમનું તેજ ફિક્કું પડી ગયું હતું. આથી આખરે રાજકારણ છોડી દઈ તે ઇંગ્લંડ ચાલ્યા ગયા.

ઇંગ્લંડમાં તેમના મન પર કયા બળોએ કામ કર્યું તે કોણ જાણે! પણ ત્યાંથી પાછા આવીને તેમણે ફરી રાજકારણમાં પ્રવેશ કર્યો તે એક કટ્ટર કોમવાદી નેતા તરીકે. અગાઉની વિશાળ રાજકીય દૃષ્ટિ છોડી તે કેવળ મુસલમાનોના જ હક્કો ને મુસલમાનોનું જ હિત જોવા પૂરતા સંકુચિત માનસવાળા બની ગયા. તેમના આ મતપરિવર્તન વિષે તટસ્થ પત્રકાર શ્રી સી. વાઈ. ચિંતામણિએ દુઃખ સાથે નોંધ્યું હતું કે 'છેલ્લાં ૪૦ વર્ષમાં ભારતવર્ષના જીવનમાં જે શોકજનક બીનાઓ બની છે તેમાં મિ. ઝીણાનું મતપરિવર્તન એ એક છે.' "લોકશાહીના આ જમાનામાં એક વખતના હિંદના રાજ્યકર્તા એવા મુસલમાનોને હિંદુઓના આશ્રિત તરીકે જીવવાનો વારો આવશે' એવી દલીલ કરીને મુસલમાનોને દરેક ઠેકાણે પ્રભાવી સત્તા મળે તે માટે ઝીણાએ સતત અને એકધારા પ્રયત્નો શરૂ કર્યા. તે માટે ૧૯૨૮માં તેમણે લઘુમતિ કોમ માટે 'ચૌદ મુદ્દા'ની માગણી તથા વિભક્ત મતદાર સંઘની યોજના રજૂ કરી. પછી તો પછાત મુસ્લિમ જનતાને સંગઠિત કરવા તથા તેમનામાંના મતભેદો દૂર કરવા માટે તેમણે 'ઇસ્લામ ખતરે મેં હૈ'ની ઘોષણા યોજી. ધર્માંધ મુસ્લિમ જનતા પર તેની ધારી અસર પડી અને તે મુસ્લિમ લીગના ધ્વજ નીચે એકત્રિત થઈ. ધર્મ વિષે પોતે તદ્દન ઉદાસીન હોવા છતાં કેવળ પોતાની મહત્ત્વાકાંક્ષા પોષવા માટે તેમણે પોતાના હજારો બાંધવોની ધાર્મિક ભાવનાને આગ

પુરુષમાં વખાણવાલાયક સદ્‌ગુણ કયો? .... સ્વતંત્રતા

સ્ત્રીમાં વખાણવાલાયક સદ્‌ગુણ કયો? ..... વફાદારી.

જિંદગીની સફળતા તમે શામાં માનો છો? .... લોકોની ચાહ મેળવવામાં

તમારો પ્રિય વિનોદ (Recreation) કયો? ... ઘોડેસવારી.

તમારું મનગમતું ફૂલ કયું? .......... લીલી.

તમારો પ્રિય લેખક કયો? ........... શેક્સપીયર

તમારું પ્રિય પુસ્તક કયું? .......... મોનટીક્રીસ્ટો

તમારો મુદ્રાલેખ (Motto) શો છે? ....... કદી નીરાશ ન થવું.

સહી ...................... મોહમદ અલી ઝીણા

'વીસમી સદી' માસિકમાં જ૦ ઝીણાના હસ્તાક્ષરોમાં આવેલો 'દિલનો એકરાર'

કરકેદી મૂકી, એનાં ગંભીર પરિણામ દેશને ભોગવવાં પડ્યાં. ઈ.સ. ૧૯૩૪માં તે મુસ્લિમ લીગના અધ્યક્ષ ચુંટાયા. અને ત્યારથી લીગના ને હિંદી મુસલમાનોના મોટા ભાગના તે એકમેવ નેતા ગણાવા લાગ્યા. હવે તેમણે હિંદુ અને મુસલમાન એ બે જુદાં રાષ્ટ્રો જ છે, અને તે કદી પણ એક થઈ શકશે નહિ એમ જણાવી મુસલમાનો માટે અલગ રાષ્ટ્ર 'પાકિસ્તાન'ની માગણી કરી અને ૧૯૪૦માં લાહોરના લીગના અધિવેશનમાં પાકિસ્તાનનો ઠરાવ પસાર પણ થયો, જે હિંદના ભાવિ ભાગલાની સુરંગની ભયંકર ચીનગારી બન્યો.

ભાગલા પાડીને રાજ્ય કરવાની અંગ્રેજોની કુટિલ રાજનીતિનો હાથો બનેલી આ વિનાશક પ્રવૃત્તિમાંથી એમને વારવાને, સમજાવવાને અને દેશના હિતમાં એમની સાથે સમાધાન કરવાને, પં. જવાહરલાલ નેહરુ, સુભાષચન્દ્ર બોઝ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ખુદ મહાત્માજીએ પણ અનેક પ્રયત્નો કરી જોયા, પણ એમના દુરાગ્રહ હઠાગ્રહને કારણે તે બધા નિષ્ફળ ગયા. હરેક વખતે તેમણે નવા વાંધા કર્યા. હિંદુસ્તાનને અખંડ રાખીને આગળ મૂકવામાં આવેલી કોઈ પણ યોજના તેમણે સ્વીકારી જ નહિ, એટલું જ નહિ પણ દરેક વખતે તેમાં મુશ્કેલીઓ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યા કર્યો. '૪૨ની લડત વખતે 'હિંદના ભાગલાને સંમતિ આપો તો જ મુસલમાનો મદદ કરે' એવી શરત તેમણે કરેલી. વેવેલની સીમલા પરિષદ વખતે તથા ત્રિમંત્રી મંડળના આગમન વખતે તેમણે પોતાની પાકિસ્તાનની જ માગણી પકડી રાખી, એટલું જ નહિ પણ જો પાકિસ્તાન મંજૂર નહિ થાય તો 'સીધાં પગલાં' (Direct Action) લેવાની ધમકી આપી. આ 'સીધાં પગલાં'એ જ કલકત્તા આદિ ઠેકાણે કેવી ભયંકર ખૂનરેજી અને રક્તપાત મચાવી દીધા તેનો ઇતિહાસ તો તાજો જ છે.

દેશભરમાં આમ દુઃખદાયક વિભક્ત માનસ ઊભું થયેલું જોઈ, તેને પરિણામે દેશ આખાને અસંખ્ય ટુકડાઓમાં છિન્નભિન્ન થવા દેવા કરતાં ઓછા અનિષ્ટ તરીકે છેવટે લૉર્ડ માઉન્ટબૅટનની ભાગલાની યોજના સૌ પક્ષે મંજૂર રાખતાં ઝીણાનું સ્વપ્ન સત્યસૃષ્ટિમાં ઊતર્યું અને પાકિસ્તાનનું નિર્માણ થયું. પાકિસ્તાનના સૌ પહેલા ગવર્નર જનરલ તે બન્યા અને ત્યાંની લોકસભાના પ્રમુખ પણ તે નિમાયા.

આમ ૭ા કરોડની વસતિવાળું પ્રથમ પંક્તિનું ઈસ્લામી રાષ્ટ્ર નિર્માણ કરવાનું અનન્ય માન મેળવવાનો સંતોષ તો તેમણે મેળવ્યો; પણ તે પછી તેને માટે દેશને જે ભારે કિંમત ચૂકવવી પડી તેથી સર્વનાં દિલ કકળી ઊઠ્યાં. પોતાના એ રાષ્ટ્રમાંથી લઘુમતિને કાંટો કાઢી નાખવાને કરપીણ કતલેઆમ શરૂ થઈ, અને તેનો સામો પડઘો પડ્યો. પરિણામે લાખો હિંદુઓ અને મુસલમાનો પોતાના વતનમાંથી કાયમને માટે ઊખડી ગયા. હજારોની કતલ થઈ, કરોડોની માલમત્તા લૂંટાઈ અને ખેદાનમેદાન થઈ ગઈ, અસંખ્ય સ્ત્રીઓનાં અપહરણો થયાં ને પાશવી અત્યાચારોની લીલા ખેલાઈ.

પાકિસ્તાનનું નિર્માણ થયા પછી એમનું જીવન અતિશય ચિંતા અને ફિકરમાં વ્યતીત થયું. નિરાશ્રિતોનો પ્રશ્ન, આંતરિક મતભેદો, અનેક આર્થિક તથા રાજકીય પ્રશ્નો ઇત્યાદિને કારણે તેમને માનસિક શાંતિ મળી શકી નહિ. પહેલેથી જ નાજુક એવી તેમની તબિયત તદ્દન લથડી ગઈ અને છેવટે કૅન્સરના રોગમાં તેમનું મૃત્યુ થયું.

બુદ્ધિની તેજસ્વિતા, દલીલની સચોટતા અને મુત્સદ્દીગીરીના કૌટિલ્ય સાથે તેમનો સ્વભાવ અહંયુક્ત અને ગર્વિષ્ઠ હતો, અને કોઈ પણ કાર્ય હાથ પર લીધા પછી તેને પૂરું કર્યે જ છોડવું એવા દૃઢ નિશ્ચયી પણ તે હતા.

એમના મૃત્યુથી એક ધૂમકેતુ સમી કારકિર્દીનો અંત આવ્યો કહી શકાય. ધૂમકેતુની માફક જ રાષ્ટ્રીય કક્ષા એળંગીને કોમવાદની કક્ષામાં તે ઝળકી ઊઠ્યા અને એ ઝગમગાટનો અંત પણ ધૂમકેતુના જેવો જ થયો: પોતાના સ્વપ્નની સૃષ્ટિ હાંસલ થયા પછી પોતાની શક્તિનો શાંત પ્રકાશ ફેલાવતાં પહેલાં જ તે આ જગત છોડી ગયા.

જનાબ ઝીણાને ઈશ્વરે એવી પ્રતિભા આપી હતી ને ઇતિહાસે પણ એવી મહાન તક તેમની આગળ લાવી મૂકી હતી કે તેનો ઉપયોગ જો સારા ય દેશના ભલા માટે થયો હોત તો આજ માત્ર ૯ કરોડ લોકોનાં જ નહિ પણ ૧૦ કરોડ માનવીનાં મસ્તક એમની કબર પર ઝૂકતાં હોત. પણ તેમણે તો કોઈ પણ જાતનો ભોગ આપ્યા સિવાય, કેવળ પોતાના કોમ પૂરતી ટૂંકી દૃષ્ટિ રાખીને અને જે રીતે બ્રિટિશ સરકારના હાથા બનીને ઐતિહાસિક બળાબળનો ક્રૂર લાભ લઈને અને ધર્મઝનૂની તત્ત્વોને ઉશ્કેરી પાકિસ્તાન મેળવ્યું. એ રીતે તેમણે પોતાની સળગતી મહત્ત્વાકાંક્ષાને શાંત તો કરી પણ તે સારા ય દેશને સળગતો કરી ગઈ. આમ એક મહાન હિંદીએ મહાન હિંદનું દેહચ્છેદન કરાવ્યું જે ભવિષ્યની પ્રજા ઊંડા વિષાદ સાથે જ વાંચશે.

## ઝીણા

ઝીણાનો તાપ હંમેશાં ભારે હતો. એ ફક્કડ પણ ખરા ને ચાલાક પણ ખરા. એનાં કપડાં જેવાં સુંદર બીજું કોઈ પહેરતું નહિ. એના વાળ સદાય ઓળેલા વ્યવસ્થિત. એનાં અભિનય નાટકી ને રોફીલા. એની અંગ્રેજી બોલવાની રીત ફક્કડ અને સચોટ. એના ઉચ્ચારણો હંમેશાં ભારવાળાં—તેમાં તોર પણ ખરો, કોઈક વાર વ્યાકરણ પણ ખોટું આવી જાય, પણ બોલવાની છટા હંમેશાં કરમાયા વિનાની.

એ આવી કોર્ટમાં બેસે, જાણે છબી પડાવવા. એ ઊભા રહી, કેડે હાથ દઈને કોર્ટને સંબોધે તે નાટકી છટાથી. એની અક્કડાઈનો પાર નહિ. મિજાજ તો જરાજરામાં ઊકળ્યા કરે. એનું સ્વમાન બહુ સુંવાળું, તે જરાજરામાં ઘવાઈ જાય. સૉલિસિટરને એ થરથરાટ ધ્રુજાવે.

પણ એ હસે ત્યારે સામાનું હૃદય તરત જીતે. નિર્ભયતા પણ એનો પ્રધાન ગુણ. એની અક્કડાઈ દુર્ભેદ્ય. મોટામોટા ન્યાયાધીશોને એ દબડાવે. કોઈ જરાક અયોગ્ય કહે કે તરત સામો ફટકો લગાવે.

ઝીણા, કાયદા કરતાં સામાની ત્રુટીઓ પકડી પાડવામાં વધારે નિપુણ. એ વાટ જોયા કરે, હિંમતથી હાંક્યા કરે; સામો ઍડવોકેટ જરી ભૂલ કરે કે એ શેર થઈ જાય, પોતાનો મુદ્દો ઠોકી બેસાડે ને છટાથી કે હસીને કે આંજીને ન્યાયાધીશ પાસે ધાર્યું કામ કરાવી લે.

મારા પર એને ઘણો સદ્ભાવ હતો. હું 'હોમરૂલ લીગ'નો મંત્રી થયો ત્યારે તે પ્રમુખ હતા. આથી અમારો સંબંધ વધુ ગાઢ થયો. પણ... મૈત્રીમાંથી અંગત સંબંધનાં તત્ત્વો એ નિતારી નાખતા. ભલે તેનો પરિચય કેળવાય તો પણ એ કદી પોતાની અંગત વાત કરે નહિ ને મિત્રને એવી વાત કરવાની તક આપે નહિ. શક્તિની એમની ભાવના દુર્બલતા પર રચાઈ હતી.

એક દહાડો એક કૉન્ફરન્સ પછી અમે બંને આડીઅવળી વાતો કરતા બેઠા હતા. એ વખતે એના પર કૌટુંબિક આફતનાં વાદળ ઝઝૂમતાં હતાં. મેં પૂછ્યું, 'ઝીણા, તમારી તબિયત ઠીક નથી?' એણે એની છટાભરી ઢબથી કપાળ પર આવેલા વાળ ઊંચા કર્યા ને કહ્યું: 'મુનશી, તમને ખબર નથી કે મારા પર શી વીતે છે?' પછી એણે હોઠ બીડી દીધા ને અંતરની વ્યથા પર તરત પડદો પાડી દીધો.

(સીધાં ચઢાણ) —કનૈયાલાલ મુનશી

વાર્તા

# નારણ મોચીએ વાળેલું પત્તું

★

નારણ મોચીએ એક રૂપિયાનું પરચૂરણ લીધું. તેમાંથી બે પૈસાનું એક પોસ્ટ કાર્ડ ખરીદીને બાકીના સાડા પંદર આના કાળજીથી પોતે જ સીવેલી ચામડાની કોથળીમાં ભરીને મૂકી દીધા. પોસ્ટ કાર્ડ લઇને તે લાલચંદ મોદીની દુકાને આવ્યો.

'શેઠ, આ એક પત્તું જરાક લખી આપજોને !' હાથમાં પોસ્ટ-કાર્ડ ધરીને તેણે મોદીને કહ્યું.

'હું મે, નારણિયા, સાવ નવરો લાગે છે. જોતો નથી આ બીડીઓ વાળું છું તે ? ઉનાળામાં બીડીઓ નથી ને ઘરાક પાછાં જાય છે. આવે ટાણે પત્તાં લખવાની નવરાશ હોય ? સાંજકનો આવજે, સાંજકનો.' મોદીએ ઊંચું જોયા વગર જ બીડીઓ વાળતાંવાળતાં જવાબ આપ્યો.

'પણ ટપાલી આવ્યો છે તે આજ ને આજ લેતો જાય, ભાઈ સાહેબ ! બે લીટી લખતાં શી વાર લાગશે ? તમે જોડાને ટાંકા-ટેભા કરાવવા આવો છો ત્યારે હું ઊભાંઊભાં નથી કરી દેતો ? આટલું લગરીક કામ કરી આપો. ભણેલાને કહેવાય, કોઈ અભણને કહેવાય છે ?' નારણ મોચીએ ફરી વિનંતિ કરી જોઈ.

'તેં જોડા તારી પાસે સીવડાવ્યા હોય એને તું ટાંકાટેભા કરી દે એમાં કંઈ ભાઈસાબી કર છો ? જોડાના પૈસા ખણખણતા લઇને પછી બાર મહીના તારે જોડા ફાટે ત્યારે સાંધવા પડે એ આકરું લાગતું હશે ! પત્તું તો તારે મફતમાં લખાવવું છે; અને વળી હાલધડી લખી દો એવી જક કરતાં શરમાતો નથી ? લે, લે, આ ટપાલી તો પાછો ચાલ્યો. તારું પત્તું આજે ને આજ જાય એમ નથી એ તો મેં તને પહેલેથી જ કહ્યું નહોતું ? ઠીક, હવે લાવ, મારે તો અત્યારે લખવું ને સાંજે લખવું. વળી સાંજે પાછો માથું ખાઈશ, તે કરતાં લાવને અત્યારે જ પતાવી દઉં. મુંબઈ ભીખલાને લખવું હશે ?' મોદીએ આખરે પત્તું લખી આપવાની તૈયારી બતાવી.

નારણે મોદીના હાથમાં પત્તું આપ્યું. મોદીએ ખોખામાંથી એક અત્યંત મેલી ચોપડી કાઢી તેના પર પત્તું ગોઠવ્યું ને ખડિયામાં હોલ્ડર બોળી કહ્યું, 'ઝટ બોલી નાખ શું લખવું છે ? કોને લખવું છે ?'

'લખવું તો ભીખાને જ હોયને ? લખો. અહીં અમે ખુશી મજામાં છીએ. અમારી કંઈ ફિકરચિંતા કરતો નહિ. તારી બાને હમણાં તરીઓ તાવ આવે છે. ખડ વાઢવા જવાતું નથી. દાડીએ પણ કોઈ બરકતું નથી. જોડાની મોસમ પણ મોળી છે. હાંણા થઈ રહ્યા છે. આ કાગળને તારની જેમ વાંચજે. રૂપિયા પંદરનું મનીઓર્ડર કાગળ વાંચીને તુરત કરજે. આઠ દિમાં તારું મનીઆડર નહિ આવે તો અમે દાણા વગર રહેશું. શરીર સંભાળીને રહેજે. ખુશીખબરનો કાગળ લખજે. બસ, બીજું શું લખવાનું હોય ?' નારણે કાગળ લખાવ્યો.

'લ્યો, લખાઇ ગયો. લાવ સરનામું.' મોદીએ કહ્યું.

નારણે ખિસ્સામાંથી દસ ગડી વાળેલો સરનામાનો કાગળ કાઢ્યો. મોદીએ ઘડીઓ ખોલી સરનામું વાંચીને તે પાછો આપ્યો અને પછી પત્તા પર સરનામું કરીને કાગળ નારણને આપ્યો. નારણ તુરત જ ટપાલની પેટીમાં કાગળ નાખી આવ્યો.

દસ દિવસ થયા પણ કાગળનો કંઇ જવાબ આવ્યો નહિ એટલે મોચીએ પરચૂરણની કોથળીમાંથી બીજા બે પૈસા કાઢી પોસ્ટ કાર્ડ ખરીદીને વળી મોદી પાસે લખાવ્યું. બીજા દસ દિવસ થયા, પણ જવાબ આવ્યો નહિ ત્યારે નારણે ત્રીજું પત્તું લખાવ્યું. ત્રીજા દસ દિવસ વીત્યા—એક મહિનો થયો, પણ એક પણ લીટી ભીખા તરફથી લખાઇને આવી નહિ ત્યારે નારણ ચોથું પત્તું લખાવીને ટપાલમાં નાખવા ઊપડ્યો.

નારણનું ઘર ને મોદીની દુકાન ગામના પાદરને છેડે હતાં. ટપાલ પેટી ગામને બીજે છેડે રહેતી. રસ્તામાં ચોરો આવતો હતો. ચોરાનાં પગથિયાં પર નારણે એક કણબીના છોકરાને બેઠેલો જોયો. નારણને થયું, આ છોકરો ભણેલો છે લાવને તેને પત્તું વંચાવી જોઉં. મોદીને બરાબર લખતાં આવડતું હશે કે નહિ ? જવાબ કેમ નથી આવતો ?

'એલા બાવકા, આ પત્તું વાંચી દેને. જો તો એમાં બરાબર લખ્યું છેને ?' નારણે છોકરાને પત્તું આપી કહ્યું.

બાવકાએ પત્તું હાથમાં લઈ નજર ફેરવી: 'પત્તું તો બહુ સરસ લખ્યું છે. મોતીના દાણા જેવા અક્ષર છે. સ્વસ્તિશ્રી મુંબઈ મધ્યે ચિરંજીવી ભાઈ નાનચંદને ઈશ્વર દીર્ઘાયુષ્ય આપે. અહીં હમણાં વરસાદ ઓછો છે. દુકાનમાં ઘરાકી મોળી છે. કણબીઓ હમણાં હાથે બીડીઓ વાળતાં શીખ્યા છે. રોકડ વકરો તો જરાય નથી. સાંજ પડ્યે ચાર છ આનાનો ઉધાર વકરો થાય છે, તે પણ દીવાળી સુધી તો પૈસા ભાળવાની વાત નહિ. માટે આ કાગળ તારની જેમ વાંચજે. તને અગાઉ ત્રણ પોસ્ટકાર્ડ લખ્યાં તોપણ તારા તરફથી કોઈ કાગળ નથી. હવે વગર ઢીલે રૂપિયા પંદરનું મનીઆર્ડર કરજે. શરીર સાચવીને રહેજે, તારો પગાર વધવાનો હતો તેનું શું થયું ? લી. બાપા લાલચંદના આશિર્વાદ.'

કાગળ વાંચતો ગયો તેમ નારણ મોચીને અંગે અગ્નિ ઊઠતી ગઈ.

બાવકાએ સરનામું પણ વાંચી સંભળાવ્યું: 'મુ. મુંબઈ બંદર. મોદી નાનચંદ લાલચંદને પહોંચે......' નારણ મોચીએ પત્તું આંચકી લીધું: 'બસ બસ હવે. એ વાંચીને શું કરવું છે ?'

પત્તું લઈને તે ધૂંઆંફૂંઆં થતો આગળ ચાલ્યો. બાવકો સમજ્યો કે લાલચંદ મોદીએ પોતાનો કાગળ ટપાલમાં નાખી આવવાનું સોંપ્યું હશે. પારકો કાગળ વંચાવીને વળી પાછો આમ નસકોરાં ફુલાવતો તે ચાલ્યો ગયો તેનો ભેદ એને સમજાયો નહિ.

ભાન વગરના માણસની માફક યંત્રવત્ નારણે પત્તું ટપાલમાં નાખ્યું. આગલાં ત્રણ પત્તાં ટપાલમાં નાખ્યાં ત્યારે તેના દેહમાં જે ઝણઝણાટી થતી અને કલ્પના મુંબઇ સુધી ઊડીને પાછી આવતી તે ઝણઝણાટી અને તે કલ્પના આ વખતે આવ્યાં નહિ. પરંતુ જ્યારે કાગળ ટપ દઇને ખાલી પેટીમાં પડ્યો ત્યારે તેને થયું. હું યે કેવો મૂરખ ! લાલચંદની લુચ્ચાઈ જાણ્યા પછી પણ કાગળ ટપાલમાં નાખ્યો ! હવે કોઇને વાત કરું તોપણ કોના માને ?'

ગમગીન ચહેરે તે ઘેર પાછો ફર્યો. રસ્તામાં મોદીની દુકાન આવી. 'કેમ, કાગળ ટપાલમાં નાખી આવ્યો ?' મોદીએ પૂછ્યું.

'શેનો કાગળ? કયો કાગળ? હા, હા. ભૂલ્યો માં. કાગળ તો ટપાલમાં નાખવા ગયો હતો તે નાખી આવું જ ને ? પણ મારો કાગળ ટપાલમાં નાખું કે ખાડમાં નાખું એમાં તારે શી પંચાત ?' નારણે સંયમપૂર્વક થોડો ઊભરો ઠાલવ્યો અને પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

લાલચંદને થયું કે કંઇક ગોટાળો થયો હોવો જોઇએ. પણ ચોળીને ચીકણું કરવામાં સાર નહિ એમ વિચારી તે કંઈ બોલ્યો નહિ.

નારણ ઘેર પહોંચ્યો પરંતુ જેવો તે જોડા સીવવાના તેના હમેશના ઓટલા પર બેઠો કે તરત જ તેના માથામાં કોઇએ જાણે કાંકરા ભર્યા હોય તેમ દુઃખ થવા લાગ્યું.

'અરે રે, રામરામ, રામરામ. બે પૈસાની બાબતમાં આટલો

મોટો વિશ્વાસઘાત! વાણિયા શું આવા નીચ અને નફટ હશે?' તેના મગજમાંથી લાલચંદ ખસતો નહોતો.

જોડા શીવવાનું હાથમાં લીધું. રાંપીથી ચામડું કાપતાં તેને થયું: 'આ રાંપીથી આમ જ લાલચંદની ચામડી વેતરી નાખવી જોઈએ!' જોડામાં કાણાં પાડવા આર ઘોંકાવતાં તેને થયું: 'લાલચંદની હથેળીમાં આમ જ આર ઘોંકાવી દીધી હોય તો!'

'વિશ્વાસઘાત કર્યો! એક પણ કાગળ ખાખા પર લખ્યો નહિ! બે આનાનાં પત્તાં ખાઈ ગયો! અને હરામીએ એ પત્તાં મારે હાથે જ ટપાલમાં નખાવ્યાં! બે આના! બે આના!' એ બે આનાનું વટક તો ગમે તેમ વાળવું જોઈએ. પણ વાણિયો લાગમાં કેમ આવે?'

કામ અને વિચારો વચ્ચે જેમતેમ દિવસ પૂરો થયો. પરંતુ રાત્રે નારણને ઊંઘ આવી નહિ. 'અરે આ લાલચંદિયો મને ઘડીકે જંપવા નહિ દે. લાલચંદ, લાલચંદ, તેં બહુ બૂરી કરી. પણ જો તો ખરો. ગમે તેમ કરી મારા બે આના પાછા ઓકાવું નહિ તો મારી મૂછ મુંડાવી નાખું—મારું નામ ફેરવી નાખું' નારણના મગજમાં વિચારની રેલ દોડતી જ રહી.

અધરાત ભાંગી તોય નારણને ઊંઘ આવી નહિં તેને ... કરેલ દેખાયો. તે પથારીમાંથી ઊભો થયો. આર લઈને તે લાલચંદની દુકાન તરફ ચાલ્યો.

મેઘલી રાત જામી હતી. ઝીણોઝીણો વરસાદ વરસતો હતો. પાદરના ખાંદણામાં દેડકાનો દેકારો બોલતો હતો. સિવાય બધુ સૂમસામ હતું. શેરીમાં કોઈ કૂતરું યે ભસ્યું નહિ.

તે લાલચંદની દુકાને પહોંચ્યો. તાળામાં આર ઘોંકાવી જરા ફેરવી ત્યાં લાલચંદનું આલબાલ જેવું તાળું ઊઘડી ગયું. દુકાન ઉઘાડી તે અંદર પેઠો. અંધારામાં ફાંફાં મારી તેણે ગલ્લો શોધી કાઢ્યો. ગલ્લામાં હાથ ફંફોળતાં તેમાં થોડું પરચુરણ હતું તે આંગળીઓને અથડાયું. તે પરચુરણમાંથી, આંગળીઓ ફેરવીને ચોરસ આકારની ખાતરી કરીને તેણે એક બેઆની ઉપાડી લીધી અને તુરત દુકાનમાંથી બહાર નીકળી, બારણાની સાંકળ વાસી, તાળું કાઢું લટકાવી ઘેર ચાલ્યો ગયો.

હવે નારણને હૈયા પરથી જાણે કે મોટો બોજો ઊતરી ગયો હોય તેમ લાગ્યું. તે પથારીમાં પડ્યો કે તુરત જ ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

શામજી હ. આલમિય

## માસમાસની વનસ્પતિવિશેષનો પરિચય આપતી લેખમાળા [૨૦]

લેખક: જયંતીલાલ ઓઝા એમ એસસી

કદંબના વૃક્ષનું નામ લેતાંવાર ભગવાન શ્રીકૃષ્ણના વ્રજના દિવસોનું સ્મરણ થવાનું. કૃષ્ણ વ્રજમાં કદંબના વૃક્ષ પર બેસી બંસરી વગાડતા અને ગોવાળીઆ સાથે આનંદ કરતા તથા તેનાં પાનમાં કૃષ્ણે દહીંમાખણ ખાધાં હતા. એવા અનેક ઉલ્લેખ કથાઓમાં છે. મહાકવિ કાલિદાસે પણ "सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम्" એ રીતે મેઘદૂતમાં તેનું સુંદર વર્ણન કર્યું છે.

હિંદુઓ તેમજ બૌદ્ધો કદંબને પવિત્ર વૃક્ષ ગણતા હોવાથી તે ઘણી વખત દેવમંદિરોની આસપાસ ઉગાડવામાં આવે છે. કદંબના બીજમાંથી બોધિવૃક્ષ ઉત્પન્ન થવાની અને પળવારમાં તે ખૂબ મોટું થયાની માન્યતા બૌદ્ધોમાં પ્રચલિત છે.

કદંબને હિંદી તેમજ મરાઠીમાં કદંબ અને સંસ્કૃતમાં નીપ તેમજ કદંબ કહે છે આયુર્વેદના સંસ્કૃત ગ્રંથોમાં ધારાકદંબ, ધૂલિકદંબ, ભૂમિકદંબ, રાજકદંબ, નીપ, એવી કદંબની જુદીજુદી જાતો વર્ણવેલી છે. એનું શાસ્ત્રીય નામ 'એન્થોસેફેલસ કદંબા' (Anthocephalus Cadamba, Mig).

હિંદ ઉપરાંત સિલોન, મલાકા, સુમાત્રા ને બોર્નિઓ તેનાં ઉત્પત્તિસ્થાન. તેનાં સુવાસિત ફૂલો માટે તે હિંદભરમાં ઉગાડાય છે.

કદંબનું વૃક્ષ ખૂબ મોટું થાય છે તેનું થડ ૨૦ થી ૭૦ ફીટ સીધું ઊંચુ ઊગે છે અને તેની શાખાઓ ફેલાય પણ ખૂબ છે. કુમળી શાખાઓ રૂંવાટીવાળી હોય છે. શાખાઓ પર સામસામા ગોઠવાએલાં તેનાં પાન દાંડીવાળાં, જાડાં, લીસાં, ઉપરની બાજુએ ચળકાટવાળાં અને નીચેની બાજુએ સહેજ રૂંવાટીવાળાં, પથી ૮ ઈંચ લાંબાં અને ૨½ થી ૪ ઇંચ પહોળાં, તળિયે ગોળ અગર હૃદયાકાર અને ટોચે અણીદાર હોય છે. વળી પાનને અણીવાળાં બે ઉપપાન પણ હોય છે.

નવેમ્બરથી ફેબ્રુઆરી દરમ્યાન કદંબનાં ફૂલો થાય છે. જુલાઈ–ઑગસ્ટમાં પણ તેને ફૂલો થતા જોવામાં આવે છે. તેનાં ફૂલો નારંગી અગર સોનેરી પીળાં, સુંદર અને સુવાસિત હોય છે અને રાત્રે તો ખૂબ મ્હેકી ઊઠે છે. એ સુંદર ફૂલો નાનાં અને શાખાઓને છેડે નાની મજબૂત દાંડી ઉપર ૧ થી ૧½ ઇંચ વ્યાસના ગોળ દડામાં ગોઠવાએલાં હોય છે. ફૂલોના દડા શરૂઆતમાં લીલા હોય છે, પરંતુ પાછળથી સોનેરી પીળા બને છે.

તેનાં ફળ નાની નારંગી જેવાં ગોળ, અને પાકાં થાય ત્યારે પીળાં હોય છે તે થોડાં બીવાળાં અનેક નાનાં ફળોનાં બનેલાં હોય છે.

કદંબનાં સુંદર અને સુવાસિત ફૂલો સ્ત્રીઓને ખૂબ જ પ્રિય હોઈ તે અંબોડામાં ખૂબ નંખાતાં. આથી સંસ્કૃત સાહિત્યકારોએ તેને લલનાપ્રિય નામ આપેલું છે.

આયુર્વેદમાં પણ કદંબના ઉપયોગ થાય છે. તેની છાલ તીખી, કડવી, તૂરી, શીતળ અને ખારી હોય છે અને તેનો ઉપયોગ ગર્ભાશય તેમજ લોહીનાં દર્દો, વાત, કફ, દાહ વગેરેમાં થાય છે. તે શક્તિવર્ધક અને જ્વરનાશક મનાય છે. કોંકણમાં એ છાલનો તાજો રસ નાનાં બાળકોને જીરા અને સાકર સાથે જઠરના વરમજારમાં પાવામાં આવે છે. આંખના સોજા પર તેની છાલનો તાજો રસ સરખે ભાગે લીંબુના રસ, અફીણ અને ફટકડી સાથે આંખની આજુબાજુ લગાડાય છે. ટૅનિંગમાં એ છાલનો ઉપયોગ કરે અને તાવમાં થાય છે. કદંબના પાનનો ઉકાળો મોંના રોગોમાં કોગળા કરવામાં વપરાય છે. તેનાં ફળ શીત અને જ્વરનાશક છે. કદંબના અંકુર તૂરા હોય છે અને તે અરુચિ, રક્તપિત્ત અને અતિસારને મટાડે છે.

ચરકે તો સર્પદંશમાં પણ કદંબની છાલનો ઉપયોગ સૂચવ્યો છે; પણ આધુનિક નિષ્ણાતો કાયસ અને મ્હસ્કરના મત પ્રમાણે તે સર્પના ઝેર સામે બીનઅસરકારક છે.



કદંબ

નાનું બાળક પણ આજે જેને ઓળખે છે તે, આપણા રોજિંદા જીવનમાં વ્યાપક ને મહત્ત્વની ઘરઘરની ઉપયોગી ધાતુ

# ઍલ્યુમીનિયમ



લેખક
ડૉ. નરસિંહ મુ. શાહ., એમ. એસસી., પીએચ. ડી.

ઉદ્યોગો તથા અન્ય વ્યવહારુ ઉપયોગોમાં અગત્યની નીવડેલી બીજી હલકી ધાતુ ઍલ્યુમીનિયમ તો આપણા રોજિંદા જીવનમાં ખૂબ વ્યાપક ને મહત્ત્વની બની ચૂકી છે. સમગ્ર આધુનિક ધાતુઓમાં ઍલ્યુમીનિયમ અત્યંત અગત્યની છે અને તેનો ઉપયોગ દિન પર દિન વધતો જાય છે. યુદ્ધકાળમાં આ ધાતુ ચાવી રૂપ ગણાય છે; અને શાંતિના સમયમાં તે આપણા જીવનના મોટા વિસ્તારમાં ઉપયોગી સાધનસામગ્રી પૂરી પાડે છે, એવી એની મહત્તા છે.

ઍલ્યુમીનિયમ સર્વત્ર મળી આવતી ધાતુઓ પૈકી એક છે. પૃથ્વીના પેટાળમાંથી મળી આવતાં સર્વવ્યાપી મૂળતત્ત્વોમાં પહેલાં બે ઑક્સિજન અને સિલિકોન પછી ત્રીજે જ નંબર ઍલ્યુમીનિયમનો આવે છે, એટલું વિસ્તૃત તેનું અસ્તિત્વ છે. માટી, સ્લેટ, અબરખ ઈત્યાદિ ઉપયોગી ખનીજોમાં પણ ઍલ્યુમીનિયમ તેના સિલિકેટ રૂપે મળે છે. ફટકડીને રોગન ભાષામાં ઍલ્યુમેન તરીકે ઓળખવામાં આવતી, કેમકે માટીને ગંધકના તેજાબ સાથે ગરમ કરીને પેદા થએલા ઍલ્યુમીનિયમ સલ્ફેટમાં પોટાશિયમ સલ્ફેટ ઉમેરીને ફટકડી બનાવાતી. આ ઉપરથી ઍલ્યુમેનનું તત્ત્વ તે ઍલ્યુમીનિયમ એવું આ ધાતુનું નામ પાડવામાં આવ્યું છે.

લોઢું, ત્રાંબું, જસત વગેરે ધાતુઓને તેમના ખનીજોમાંથી કાઢવાની ક્રિયાઓ તો જૂના વખતથી જાણીતી છે. સંસ્કૃતિના વિકાસની સાથે જ આ ઈતિહાસ પણ સંકળાએલો છે. આમ છતાં પૃથ્વીના પડમાં પુષ્કળ પ્રમાણમાં રહેલા આ ઍલ્યુમીનિયમના ખનીજોમાંથી ધાતુ કાઢવાની રીત તો માંડ એક જ સૈકાથી શોધાઈ છે. આજથી ૬૦-૬૫ વર્ષ પર તો આ ધાતુ એક અલભ્ય ખીમતી ચીજ તરીકે લેખાતી. એ ધાતુ કાઢવાના પ્રયત્નોની કથા અતિ રસિક છે.

૧૮૦૯માં વિખ્યાત અંગ્રેજ રાસાયનિક સર હમ્ફ્રી ડેવીએ શોધી કાઢયું કે ફટકડી ઍલ્યુમીનિયમથી બનેલો પદાર્થ છે. તેમણે તેમાંથી શુદ્ધ ઍલ્યુમીનિયમ ઑક્સાઇડ પણ બનાવ્યો. પરંતુ ઑક્સાઇડમાંથી તે ધાતુને જુદી કાઢી ન શક્યા. સૌપહેલી ૧૮૨૫માં ડેનિશ રાસાયનિક આરસ્ટેડ, અને ૧૮૨૫માં મહાન જર્મન રાસાયનિક વોહલરે આ ધાતુ છૂટી પાડવામાં ફતેહ મેળવી. ત્યાર બાદ ફ્રાન્સના રસાયનશાસ્ત્રી હેન્રી સેન્ટ ક્લેર ડેવીલે શુદ્ધ ઍલ્યુમીનિયમ તૈયાર કર્યું અને ૧૮૭૮માં તો ફ્રાંસમાં ઍલ્યુમીનિયમ કાઢવાનો ઉદ્યોગ પગભર થઇ ગયો. એ કાળે તેની કિંમત, જે શરૂમાં ૧૫૦૦ રૂપિયે રતલ હતી, તેમાંથી રૂા. ૪૦ સુધી આવી ગઈ.

પણ અત્યાર સુધી ઍલ્યુમીનિયમ બનાવવા માટે ઍલ્યુમીનિયમના ક્ષાર(ઍલ્યુમીનિયમ ક્લોરાઇડ)ને સોડિયમ ધાતુ સાથે ગરમ કરવામાં આવતો. આમ, સોડિયમ ધાતુ એમાં ખૂબ મહત્ત્વની હતી, અને તેની કિંમત પર ઍલ્યુમીનિયમની કિંમતનો આધાર રહેતો. અને સોડિયમ ધાતુ ખૂબ જ મોંઘી રહેતી. એટલે જો ઍલ્યુમીનિયમની કિંમત ઘટાડી તેને વ્યાપક બનાવવું હોય તો સોડિયમ વિના ઍલ્યુમીનિયમ બનાવવાની કોઈ નવી રીત શોધવી જોઇએ.'

૧૮૮૩ની વસંત હતી. અમેરિકાની ઑબેર્લીનમાં સત્ર શરૂ થઈ ગયાં હતાં. ઓહાયોની ઑબર્લીન કૉલેજના પ્રોફેસર જેવેટ વિદ્યાર્થીઓ સાથે ઍલ્યુમીનિયમના રસાયનનું વિવરણ કરી રહ્યા હતા. ભાષણ સમેટી લેતાં તેમણે ઉમેર્યું: 'તમારામાંનો કોઈ જો આ ધાતુ સસ્તી રીતે મોટા પાયા પર તૈયાર કરી શકે તો તેમાં ધનના ઢગલા છે.' ચાર્લ્સ માર્ટિન હૉલ નામના એક વિદ્યાર્થીએ પોતાની બાજુમાં બેઠેલા વિદ્યાર્થીને ઘોંચો માર્યો અને તેના કાનમાં ગણગણ્યો: 'હું એ ધાતુની પાછળ મંડવાનો છું' અને......રાસાયનિક સંશોધનમાં અનેક અદ્ભુત સિદ્ધિઓમાંની એકની આમ શરૂઆત થઈ.

હૉલે પોતાના ઘરના માળિયામાં હાથે બનાવેલી બૅટરીઓ વડે કામ શરૂ કર્યું, અને ત્રણ વર્ષની જહેમતને અંતે દુનિયાના મહાન રાસાયનિકો જે નહોતા કરી શક્યા તે કરવામાં એ યુવાન વિદ્યાર્થી સફળ થયો. તેણે બૉક્સાઇટમાંથી ઍલ્યુમીનિયમ જુદું પાડ્યું.

૧૮૫૨ની સાલની અલભ્ય ને ૧૮૭૮ની સાલની કિંમતી ધાતુ ઍલ્યુમિનિયમ આજે જે આપણા રોજ-બ-રોજના ઉપયોગની એક સાવ સામાન્ય ધાતુ બની ગઈ છે એ ઉપરની રીતનો પ્રતાપ છે. છેલ્લા ત્રણચાર દશકામાં તેનું ઉત્પાદન હજારોગણું વધી ગયું છે.

આજ સુધી બૉક્સાઈટ સિવાય બીજા કોઈ ખનીજમાંથી ઍલ્યુમીનિયમ કાઢી શકાયું નથી. બૉક્સાઈટમાં પણ કેટલીક અશુદ્ધિઓ હોય છે. એટલે તેને વાપરતાં પહેલાં તેમાંથી શુદ્ધ ઍલ્યુમીનિયમ ઑક્સાઈડ (ઍલ્યુમિના) બનાવવું પડે છે. આ માટે તેને સોડા સાથે લાહ્ચોળ બને ત્યાં સુધી ગરમીમાં શેકવામાં આવે છે, જેથી તેમાં રહેલો ઍલ્યુમીનિયમ ઑક્સાઈડ સોડિયમ ઍલ્યુમિનેટમાં રૂપાંતર પામે છે. આ ક્ષાર પાણીમાં દ્રાવ્ય છે, એટલે અશુદ્ધિઓમાંથી તેને ગળી લેવામાં આવે છે, અને એ દ્રાવણમાં કાર્બન ડાયૉક્સાઈડ વાયુ છોડવાથી શુદ્ધ ઍલ્યુમીનિયમ હાઇડ્રૉક્સાઇડ છૂટો પડે છે. હાઇડ્રૉક્સાઈડ કાઢી લીધા પછી રહેલું દ્રાવણ પણ ખપનું હોય છે કારણકે તેમાં સોડા હોય છે. પછી હાઈડ્રૉક્સાઈડને ગરમ કરવાથી પાણી નીકળી જાય છે અને શુદ્ધ ઍલ્યુમીનિયમ ઑક્સાઇડ—ઍલ્યુમીના બને છે. પછી તેને ગરમ ક્રાયોલાઇટમાં ઓગાળવામાં આવે છે અને કાર્બનના વિદ્યુત્ ધ્રુવ (ઇલેક્ટ્રોડ) વાપરીને તેનું વિદ્યુત્-પૃથક્કરણ કરવાથી ઍલ્યુમીનિયમ ધાતુ છુટી પડે છે.

ઍલ્યુમીનિયમના ઉપયોગ તો સાર્વત્રિક છે. ટાઈપરાઇટરની નાની ફ્રેમથી માંડીને એરોપ્લેનના જુદાજુદા ભાગો સુધી અને રાંધવાનાં મામૂલી વાસણોથી માંડીને ફર્નિચરની નાનીમોટી ચીજોની બનાવટ સુધીમાં આ ધાતુના ઉપયોગો વર્ણનાતીત છે.

ઍલ્યુમીનિયમના વિશિષ્ટ ગુણધર્મો આટલા: તે વજનમાં હલકું, સહેલાઈથી ટીપાઇ શકે એવું, તાર ખેંચી શકાય એવું અને કટ કાટ ન ખાય એવું છે. એટલે જે જે વસ્તુની બનાવટમાં એ ગુણોની જરૂર હોય તેમાં એ સહેજે વાપરી શકાય. હવે તો લોઢાને બદલે દરેક ઉદ્યોગમાં પણ આ ધાતુ અને તેની મિશ્ર ધાતુઓ અજમાવતા ઉપયોગમાં આવતી જાય છે. ગજવેલની બનાવટમાં ઑક્સિજન કાઢી નાખવા માટે (ડી-ઑક્સીડાઈઝર તરીકે) તે વપરાય છે.

બાંધકામમાં પણ લોઢાની જગ્યાએ ઍલ્યુમીનિયમ અને તેની મિશ્ર ધાતુઓ વપરાશે એવો ખ્યાલ થોડાં વર્ષો પૂર્વે કોઇને આવ્યો જ હશે. આજે એ સિદ્ધ હકીકત છે. ૧૯૩૪માં ઍલ્યુમીનિયમના



તખ્તે સુલેમાન—શ્રીનગર પાસે આવેલી ટેકરી

તથા નિશાત બાગો, ડાલ સરોવર, જેલમનો વળાંકવાળો વિસ્તાર, વનશ્રીની અપરંપાર શોભા, બધું આ જ, સમુદ્રની સપાટીથી ૫૦૦૦ ફૂટ ઊંચે આવેલી ૮૦ માઇલ લાંબી અને ૨૫ માઈલ પહોળી ખીણમાં આવેલું છે. કાશ્મીરનું સ્વર્ગ તે આ જ. આ ખીણ પછી ફરી ઊંચી-ઊંચી પર્વતમાળાઓ શરૂ થાય છે. ઉત્તરે બાલ્ટિસ્તાન, પૂર્વમાં લદાક, વાયવ્યમાં ગિલગીટ આદિ પ્રદેશ આ પર્વતમાળાઓ વાળા હિમાચ્છાદિત ભાગમાં આવેલો છે. આ વિભાગમાં વસતિ બહુ ન્જૂજ હોઈ તે પ્રદેશ વિષે વિશેષ માહિતી મળતી નથી. સિંધુ નદી આ ઊંચાણવાળા ભાગમાં થઇને જ વહી જાય છે. આ પ્રદેશમાં કારાકોરમ નામનો ઘાટ તો ૧૮,૩૧૭ ફૂટ ઊંચાઇએ આવેલો હોઈ વરસમાં ઉનાળામાં જ ઉપયોગમાં લઈ શકાય છે.

કુલ ૪૦ લાખની વસતિ ધરાવતા કાશ્મીરના આમ તો ૪ વિભાગ પડે છે: સૌથી પહેલો તે કાશ્મીરની ખીણવાળો જેલમનો વિભાગ. કાશ્મીરની મોટા ભાગની વસતિ (૩૦ લાખ) આ જ પ્રદેશમાં વસે છે. તે સમુદ્રની સપાટીથી ૫૦૦૦ ફૂટ ઊંચે છે.

તેની ઉત્તરે આવેલો બીજા નંબરનો લદાકનો વિશાળ ડુંગરાળ વિસ્તાર બાકીના ત્રણે વિભાગોના સંયુક્ત વિસ્તાર કરતા ય સૌથી મોટો વિભાગ છે, પણ તે સાવ વેરાન છે. તેની વસતિ છે ફક્ત ૪૦ હજાર, જેમાં ૨૦ હજાર બૌદ્ધો અને ૨૦ હજાર મુસલમાનો છે. મુદ્રની સપાટીથી લગભગ ૧૭ હજાર ફૂટની ઊંચાઇએ આવેલા આ પ્રદેશમાં જ કારાકોરમની ઊંચી પર્વતમાળાઓ આવેલી છે. સંસ્કાર અને ભાષાની દૃષ્ટિએ આ વિભાગ તિબેટને વધુ મળતો આવે છે.

ત્રીજો વિભાગ ગિલગિટનો. હિંદ સાથે રશિયા અને અફઘાનિસ્તાનને જોડનાર આ જિલ્લાનું મહત્ત્વ જાણીને ગયા વિશ્વયુદ્ધ પહેલાં બ્રિટિશ સરકારે લાંબે પટ્ટે આ પ્રદેશ રાખી લીધો હતો. ૧૭,૭૯૮ ચો૦ માઈલનું ક્ષેત્રફળ ધરાવતા આ પ્રદેશની વસતિ ૧,૧૬,૦૫૭ છે જેમાં બહુમતિ શીઆ પંથી મુસ્લિમોની છે. સમુદ્રની સપાટીથી ઘણે ઊંચે આવેલા આ પહાડી વિસ્તારમાં ગિલગિટ જિલ્લા ઉપરાંત હુંઝા, નાગપુર, પુનીઆલ, ઈશકુમાન, યાસ્વીન, નીલાસ અને કુટનીગીરનાં નાનાં રાજ્યોનો પણ સમાવેશ થાય છે. ગિલગિટની પૂર્વે બાલ્ટીસ્તાનનો પ્રદેશ આવેલો છે જેનો વિસ્તાર ૧૪૦૦૦ ચો૦ માઈલ તથા વસતિ ૧૫૦૬૮ છે. મોટા ભાગની વસતિ બાલ્ટી મુસલમાનોની છે. સરહદની ટોળીઓએ આ પ્રદેશ પર પણ હુમલો કરીને મોટો ભાગ દાબી રાખ્યો હોવાથી કાશ્મીરના પ્રશ્નમાં આ અગત્યનો પ્રદેશ છે. જે બીજા વિભાગો પર પાકિસ્તાનમાં થઇ પાકિસ્તાનના ટેકાથી પઠાણી ટોળીઓએ હુમલો કર્યો છે તેમાં કાશ્મીરના ત્રણ જિલ્લાઓનો સમાવેશ થાય છે: મુઝફ્ફરાબાદ, પુંછ અને મિરપુર. ૫૦૦૦ ચોરસ માઇલનું ક્ષેત્રફળ ધરાવતા આ પ્રદેશની ૯ લાખની વસ્તી, ફક્ત ૧ લાખ હિંદુ-શીખો છે. આ વિભાગના મુસલમાનોનો મોટો ભાગ પાકિસ્તાની પ્રચારની અસર તળે આવેલો છે.

દક્ષિણે આવેલો જમ્મુનો ચોથો વિભાગ સપાટ જેવો જ હોઈ લગભગ દરિયાની સપાટીએ છે. બેનહલ ઘાટ મારફત તે કાશ્મીરની ખીણ સાથે જોડાએલો છે. તેની કુલ ૪ લાખની વસતિમાં ૭૩ ટકા હિન્દુ છે જે પંજાબી ભાષા બોલે છે. આમ ચાર વિભાગમાં વહેંચાએલા કાશ્મીરમાં પઠાણ, પંજાબી, કાશ્મીરીઓ, તિબેટીઅન, ગુજર આદિ પચરંગી લોકો વસે છે.

કાશ્મીર મુખ્યત્વે પહાડી પ્રદેશ હોવાને કારણે ત્યાં વાહન-વ્યવહારની ઘણી મુશ્કેલી છે. આખા કાશ્મીરમાં માત્ર જમ્મુ સુધી જ ૨૦ માઇલની રેલવે છે. રાજ્યમાં દાખલ થવાના મુખ્ય રસ્તાઓ ફક્ત બે જ છે: એક રાવળપિંડી થઇને અને બીજો જમ્મુ થઇને. રાવળપિંડીથી શ્રીનગર સુધી એમ ૨૦૦ માઈલ લાંબો રસ્તો જેલમ નદીને કાંઠે-કાંઠે જાય છે. ટાંગા અને મોટરો એ રસ્તે જઈ શકે છે. એ રસ્તો અનેક ઠેકાણે ટેકરીઓ તોડીને તૈયાર કરેલો હોવાથી ચોમાસામાં ઘણી વાર જોખમભરેલો છે, કારણ કે મુખ્યત્વે મોટા ગોળ પથરા અને માટીની બનેલી ટેકરીઓ વરસાદથી ભીંજાતાં પોચી બની જાય છે તેથી મોટા પથરાઓ ગબડતા આવીને રસ્તા પર પડે છે અને ગાફેલ મુસાફર અથવા ગાડી તેની નીચે દટાઇ જવાનો ભય રહે છે. પણ આ રીતનો ભય બારામુલ્લા સુધી જ છે. બારામુલ્લા પછી તો રસ્તો ટેનિસ કોર્ટ જેવો સપાટ અને સીધો છે. તેની બે બાજુએ સફેતા વૃક્ષની હારમાળાઓ ઘણી રમણીય છે. બારામુલ્લા આગળ શાંતપણે વહી આવતી જેલમ નદી એકદમ નીચાણમાં પડી ઝપાટાબંધ વહેવા લાગે છે તેથી ત્યાં મોટું વીજળી ઉત્પન્ન કરવાનું કારખાનું બાંધવામાં આવેલું છે. બારામુલ્લાથી કેટલાક લોકો તો હોડીમાં બેસીને પણ શ્રીનગર જાય છે.

પણ જમ્મુ તરફનો રસ્તો પહાડી છે અને ખાસ કરીને બાદશાહ જહાંગીરે તેને વધુ રદ કર્યો હતો. એ રસ્તે મોટર કે ગાડીઓ જઈ શકતી નથી, પણ કેવળ કાશ્મીરનાં ટટ્ટુઓ જ જઈ શકે છે. એ માર્ગ પણ રાવળપિંડીના રસ્તા જેટલો જ લાંબો છે. એ રસ્તે આવતો પીર-



પીર પુંજલને રસ્તે



નીતર્યાં પહાડોની ગોદમાં, સરોવરોમાં લહેરતાં

કાશ્મીરના ઇતિહાસમાં અનેક રાજ્યોના ચક્રો ફરી ગયાં છે અનેક રાજકુળોના હાથમાંથી તે પસાર થયું છે તેની ભૂમિ પર કેટલા યે સંગ્રામો ખેલાયા છે અને દમનની અનેક ઝડીઓ વરસી ચૂકી છે. કાશ્મીરનો પ્રાચીન ઇતિહાસ સુસંબદ્ધ રીતે આપણને મહાકવિ કલ્હણને લીધે પ્રાપ્ત થાય છે કલ્હણ એ તેનું અપભ્રંશ નામ: સાચું સંસ્કૃત નામ તો કલ્યાણ હતું ૧૨મી સદીમાં થઈ ગયેલા આ મહાકવિએ રાજતરંગિણી નામનો એક મોટો ગ્રંથ લખ્યો છે કલ્હણના પિતા ચંપક, રાજા હર્ષના પ્રધાન હોઈ અત્યંત નિકટવર્તી હતા. આથી કલ્હણને શાસન ને રાજવંશની ઘણી માહિતી હતી. તે સાથે તેણે અગાઉના લેખકોએ મેળવેલી માહિતી ભેગી કરીને રાજતરંગિણી લખ્યું હતું આ પુસ્તકમાં કુલ ૮ તરંગ છે, જેમાં ક્રમશઃ ગોનન્દ વંશ, કર્કોટ વંશ, ઉત્પલ વંશ, લોહર વંશ આદિ વંશના રાજાઓની માહિતી છે. કલ્હણનો એ ઇતિહાસ ગોનન્દ રાજાથી શરૂ થાય છે આ રાજા મગધ દેશના રાજા જરાસંઘનો સંબંધી હતો. તેના પછી તેનો પુત્ર દામોદર કાશ્મીરની ગાદીએ આવ્યો, પણ કૃષ્ણ સાથે લડાઇમાં તે માર્યો ગયો શ્રીકૃષ્ણે તેના પછી તેની ગર્ભવતી રાણી યશોવતીને રાજ્યનાં સૂત્રો સોંપ્યાં. મહાભારતનું બીજું યુદ્ધ થયું તે વખતે તેનો પુત્ર ગોનન્દ નાનો હોવાથી તેણે યુદ્ધમાં ભાગ લીધો નહોતો ત્યારપછી લગભગ ૫૦ રાજાઓ કાશ્મીરની ગાદીએ આવ્યા, જેમાં સમ્રાટ અશોક તથા તેના પુત્ર જલૌકનો ઉલ્લેખ મહત્ત્વનો છે અશોકે શ્રીનગરી વસાવી એટલું જ નહિ, પણ ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં બૌદ્ધ વિહારો તથા સ્તૂપો પણ બંધાવ્યા હતા. બાદશાહ જૈનુલ આબાદીનના મકબરા પાસે અમુક પુરાણા દરવાજા પર અશોકની બ્રાહ્મી લિપિમાં લખેલા કેટલાક લેખો મળી આવ્યા છે. શ્રીનગરની પાસે આવેલી તખ્તે સુલેમાન નામની એક ઊંચી ટેકરી પર સૌથી પહેલું બૌદ્ધ મંદિર અશોકના પુત્ર જલૌકે બંધાવ્યું હતું. પાછળથી છઠ્ઠી સદીમાં રાજા ગોપાદિત્યે

ત્યાર પછી હુષ્ક, જુષ્ક અને કનિષ્ક નામના ત્રણ તુરુષ્ક વંશી કાશ્મીરમાં થઈ ગયા. આ રાજાઓ કુશાન વંશના ગણાય છે એમના નામથી હુષ્કપુર, જુષ્કપુર, અને કનિષ્કપુર નામનાં ત્રણ નગર વસાવવામાં આવ્યાં આ વંશોએ ૧૨૬૬ વર્ષ સુધી રાજ્ય કર્યા પછી ગોનન્દ ત્રીજાથી બીજો એક વંશ કાશ્મીરમાં શરૂ થયો જેણે ૧૦૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. એ કાળમાં હૂણોના નેતા મિહિરકુળે પણ કાશ્મીર પર રાજ્ય કર્યાનો ઉલ્લેખ મળે છે.

ત્યાર બાદ બ્રાહ્મણ યુગ શરૂ થયો. ને ઈ. ૬૨૭થી ૮૫૫ સુધી નાગ વંશના બ્રાહ્મણ રાજાઓએ રાજ્ય કર્યું. આ સમયમાં ઘણાં હિન્દુ દેવાલયો બંધાયાં. આ યુગમાં થઈ ગયેલા પ્રવરસેન નામના પ્રતાપી રાજાએ હરિ પર્વત પાસે એક નવું શહેર બંધાવ્યું અને નદી પર પહેલો જ નૌકાપુલ બાંધ્યો. પણ ઈ. ૬૯૯થી ૭૩૫ સુધી રાજ્ય કરનાર રાજા લલિતાદિત્ય ઘણો પરાક્રમી રાજા થઇ ગયો. તેના વખતમાં કાશ્મીરની સમૃદ્ધિ ખૂબ જ વધી, એટલું જ નહિ પણ કાશ્મીરનો પ્રભાવ પણ વધ્યો. તે મહાપરાક્રમી રાજાએ તિબેટ તથા પંજાબ જીતીને મધ્ય એશિયા ઉપર પણ આક્રમણ કર્યું અને ચીન દેશમાં પોતાના એલચીઓ મોકલ્યા. તેણે ઘણી નહેરો પણ બંધાવી. કાશ્મીરનું પ્રખ્યાત સૂર્યમંદિર પણ તેણે જ બંધાવેલું. જાણીતા માર્તંડ મંદિરના ચોકના ચોર્યાશી સ્તંભો પણ એણે જ બનાવરાવ્યા હતા.

નાગવંશ પછી ઉત્પલ વંશે ૮૩૫થી ૯૩૯ સુધી રાજ્ય કર્યું. તે વંશમાં થઈ ગયેલા અવંતીવર્માએ અવંતીપુર વસાવેલું. તેણે બંધાવેલી નહેરો જોઈને આજના એન્જિનીઅરો પણ આશ્ચર્ય પામે છે. ઈ. ૯૫૦થી ૧૦૦૩ સુધી રાણી દીદી નામની એક રાણીએ રાજ્ય કર્યું હતું પણ તેના વખતમાં આંતરિક ઝઘડા ખૂબ વધી ગયા. તો છતાં છેક ૧૩૩૯ સુધી કાશ્મીરમાં હિંદુ રાજાઓનું જ રાજ્ય હતું.



વિશાળ આકાશ, સ્થિર જલપ્રવાહ અને પ્રસન્ન શાન્તિ



જેવું નિસર્ગનું તેવું જ માનવદેહનું સૌન્દર્ય કાશ્મીરમાં બીનઅપવાદ વિસ્તર્યું છે. જંગલમાંથી ચારો લાવતી ગરીબ કુટુંબની સ્ત્રીઓ પણ લાવણ્યવિહોણી નથી હોતી. નીચે: રેશમ જેવું સુંવાળું ઊન આપતાં કાશ્મીરનાં ઘેટાં.

પૃથ્વીરાજ ચૌહાણની હાર પછી ધીમે ધીમે મુસલમાનોનું જોર હિંદમાં વધવા માંડયું અને ઈ. ૧૩૩૯માં શાહમીર નામના મુસલમાને કાશ્મીરનું રાજ્ય પચાવી પાડયું. ગાદીએ આવતાં વેંત જ તેણે દમન, કતલ અને બળજબરીથી મુસલમાન બનાવવાની નીતિ અખત્યાર કરી હિંદુ મંદિરો તોડયાં. તેનો પુત્ર સિકંદર પણ એવો જ ધર્માંધ નીકળ્યો. તેણે તો એટલાં બધાં હિંદુ મંદિરો તોડયાં કે તે 'બુતશિકન' તરીકે ઓળખાયો. આ વંશમાં ઈ. ૧૪૨૦થી ૧૪૭૦ સુધી રાજ્ય કરનાર ઝૈન-ઉલ-આબાદીન ધર્મસહિષ્ણુ અને ઉદાર હતો. તેણે હિંદુઓનાં કેટલાંક મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી આપી હિંદુ પંડિતોને રાજ્યાશ્રય પણ આપ્યો હતો.

ઈ. ૧૫૮૬માં અકબરે કાશ્મીર જીતી લીધું ત્યારથી લગભગ ૨૦૦ વર્ષ તે મુઘલ શહેનશાહોના ઉદાર અમલ નીચે ફૂલ્યુંફાલ્યું. કાશ્મીરનું લશ્કરી મહત્ત્વ ધ્યાનમાં લઈ શ્રીનગર પાસેના હરિપર્વત ઉપર અકબરે એક કિલ્લો બંધાવ્યો તથા વિખ્યાત નસીમ બાગ તૈયાર કરાવ્યો. જહાંગીરને તો કાશ્મીર પર અનહદ પ્રેમ હતો. નિશાત બાગ અને શાલીમાર બાગ એ જહાંગીરના શોખનાં અમર સર્જનો છે. તે જ્યારે મૃત્યુશય્યા પર હતો ત્યારે કોઈકે તેને પૂછેલું કે 'આપને કાંઈ જોઈએ છે.' ત્યારે તેણે 'માત્ર કાશ્મીર' એમ કહેતાંકહેતાં પ્રાણ છોડેલા એમ કહેવાય છે. ઔરંગઝેબના વખતમાં જ્યારે મુઘલ સામ્રાજ્ય તૂટવા માંડયું ત્યારે કાશ્મીરમાં મુઘલ સત્તા નામની જ રહેલી. તે પછી ૧૭૫૨માં કાશ્મીર પર અફઘાન રાજા અહમદશાહ અબ્દાલીએ હુમલો કરીને તે જીતી લીધું. ત્યારથી ૬૦ વર્ષ સુધીના એ અફઘાન અમલ દરમિયાન કાશ્મીરની પ્રજાએ જુલમ અને સિતમનું દોઝખ અનુભવ્યું.

૧૮૧૯માં પંજાબના સિંહ રણજીતસિંહે જમ્મુના ડોગરા રાજા ગુલાબસિંહની સહાયથી કાશ્મીર જીતી લઈ ત્યાંની હિંદુ પ્રજાને એ યાતનામાંથી છોડાવી. પણ દરમ્યાન મોટા ભાગની વસતિ જુલમને કારણે મુસલમાન બની ગઈ હતી. ૧૮૩૯માં રણજીતસિંહનું મૃત્યુ થયા પછી રાજ્યમાં અંધાધૂંધી ફેલાઈ, પણ ગુલાબસિંહે વ્યવસ્થા સ્થાપીને પોતાના સૂબાની ત્યાં નિમણૂક કરી. જેકે હવે કાશ્મીરનો ખરો માલિક તે જ થઈ ગયો હતો, છતાં હજુ લાહોરની શીખ સરકારનું નામનું પણ સાર્વભૌમત્વ તે સ્વીકારતો હતો. ત્યાર બાદ અંગ્રેજો સાથે શીખોના જે બે વિગ્રહો થયા તેને અંતે ૧૮૪૮ના માર્ચ માસમાં થયેલી સુલેહમાં એમ નક્કી થયું કે દોઆબ પ્રાંત ને લડાઈનો ખર્ચ શીખોએ આપવો. પરંતુ શીખ મહારાજા પાસે નાણાં નહિ હોવાથી તેણે કાશ્મીર અને હજારા પ્રાંત અંગ્રેજોને સોંપ્યા. પણ તે નવા પ્રાંતોનો વહીવટ ચલાવવા તથા રક્ષણ કરવામાં ઘણો ખરચ અને વખત જાય અને ઊપજ ઓછી આવે એમ હોવાથી અંગ્રેજોએ ડોગરા રાજા ગુલાબસિંહને એક કરોડ રૂપિયામાં કાશ્મીરનો પ્રદેશ વેચી દીધો. પરંતુ રક્ષણની દૃષ્ટિએ લાહુલ આદિ પ્રદેશ અંગ્રેજોએ રાખવાથી ૨૫ લાખ રૂપિયા ઓછા લેવાનું ઠર્યું. આમ ઈ. ૧૮૪૭માં કાશ્મીર ડોગરા રજપૂત લોકોના હાથમાં આવ્યું. ગુલાબસિંહ ઘણો બાહોશ માણસ હતો. તેણે થોડા જ વખતમાં એક મજબૂત સૈન્ય ઊભું કરીને રાજ્યમાં વ્યવસ્થા સ્થાપી. તેણે લદ્દાકનો બૌદ્ધધર્મી પ્રદેશ જીતીને કાશ્મીર સાથે જોડી દીધો. તેના પછી ગાદીએ આવેલા પ્રતાપસિંગે ગિલગિટ ઉપર પણ સત્તા જમાવી. ત્યારથી આજ સુધી ત્યાં તેમના જ વંશના લોકો રાજ્ય કરતા. પછી ૧૯૨૫થી હાલના રાજા હરિસિંગ ત્યાં રાજ્ય કરતા હતા. પણ પાકિસ્તાનમાંથી સરહદનાં પઠાણ ટોળાંઓએ કાશ્મીર પર હુમલો શરૂ કરતાં તેમણે ઈ. ૧૯૪૭ના ઑક્ટોબરમાં શેખ અબ્દુલ્લાના પ્રમુખપણા નીચે જવાબદાર સરકાર નીમીને તેમને બધી સત્તા સુપ્રત કરી દીધી છે.

કાશ્મીર જગતભરમાં ખાસ જાણીતું છે તેની કળાકારીગરીને માટે. બહારના જગતમાં કાશ્મીર શબ્દ તેની શાલોને લીધે વધુ સમજાય છે. કુદરતે જેમ કાશ્મીરમાં રંગભર્યું ભભકદાર સૌંદર્ય મુક્ત હસ્તે વેર્યું છે, તેમ ત્યાંની પ્રજામાં પણ કળાકારીગરી તથા હસ્તકૌશલ્યની શક્તિ પણ છૂટે હાથે આપી છે. મખમલને પણ કોરે મૂકે એવી મુલાયમ અને વીંટીમાંથી પણ પસાર થાય તેવી બારીક, છતાં ઠંડીમાં હૂંફ આપતી શાલો, તેના પર કશો આલેખ કર્યા વગર પરમાઈ કરેલું ચિત્તાકર્ષક ભરતકામ ભભકદાર રંગબેરંગી ગાલીચાઓ, લાકડા તથા ચાંદી પરનું ઝીણવટભર્યું અદ્‌ભુત કોતરકામ, કુલદાની આદિ વાસણો પરની ચિત્રકળા, નેતરની ગૂંથણી તથા રેશમનું વણાટકામ આદિ ત્યાંની કલાના અનેક નમૂનાઓ જગતભરમાં પંકાયેલા છે. જે સુંવાળાં ઊનમાંથી બનાવવામાં આવેલી શાલ આપણી મૂઠીમાં સમાઈ જાય છે તે પશ્મીના નામનું ઊન કાશ્મીરનાં જ બકરાં અને ઘેટાંનું ઊન છે. આ બકરાંઓને ખાસ લદ્દાકના ઉચ્ચ પ્રદેશ પર ઉછેરવામાં આવે છે. રેશમ માટે રેશમના કીડા ઉછેરવાનો ધંધો પણ મોટા પ્રમાણમાં ત્યાં ચાલે છે. પેઢી દર પેઢી આવતી આ

આ કળાકારીગરીનો ઉચ્ચ કસબ જોઈ મુસાફરો આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે. ત્યાંની એ નયન મનોહર કળા એ ઘરદીનાં જવાહરો અને વસ્તુઓથી પોષાયેલી છે. ઊન ત્યાંનાં જ બકરાંના શરીરનું, રેશમ ત્યાં જ ઉછેરવામાં આવેલા રેશમ-



ના ભીડાનું, રંગો હિમાલયના જ પથ્થરો અને વનસ્પતિમાંથી બનાવેલા, ઓજારો સાધનસામગ્રી પીંછીઓ બધું જ એ ભૂમિમાં પેદા થએલું હોય છે. પોતાના ઘરના છજામાં કે અંધારિયા ઓરડામાં જૂનવાણી ઢબનાં સાધનોથી આજના યુગને પણ ચકિત કરી દે તેવી ઉત્તમ કલા-વસ્તુઓ પેદા કરતાં કુટુંબનાં પાંચ માણસો સ્વસ્થતાથી બેઠાં હોય એવો દેખાવ શ્રીનગરનાં ઘણાંખરાં ઘરોમાં જોવા મળે છે.

કાશ્મીરની ભૂમિ જેટલી સૌંદર્યસંપન્ન છે તેટલી જ ફળદ્રુપ પણ છે. અખરોટ, જમરૂખ, સફરજન, નારંગી, બદામ, દ્રાક્ષ, આલુ આદિ અનેક સ્વાદિષ્ટ ફળો ત્યાં મબલખ પ્રમાણમાં થાય છે. પણ પર્વતોની હારમાળાવાળા એ દેશમાં મુખ્ય વાંધો તો ખેતીને લાયક સપાટ જમીનનો છે. જો કે વૂલર સરોવર અને જેલમ નદીની આસપાસ સપાટ પ્રદેશ છે, પણ તે પૂરતો નથી. પણ તેનો રસ્તો ત્યાંનાં ચાલાક લોકોએ શોધી કાઢ્યો છે. નદી અગર સરવરોમાં તરતા તરાપા બાંધી તે પર માટી પાથરી, તરતાં ખેતરો તેઓ બનાવી લે છે. આ તરતાં ખેતરોમાં શાકભાજી તથા ફળફળાદિ તૈયાર થઈ શકે છે. પણ આ ખેતરનું દુઃખ એ છે કે કોઈ એને રાત્રે ચોરી પણ જઇ શકે!

કાશ્મીરનું મુખ્ય આકર્ષણ અને વિશેષતા તેની હોડીઓ તથા નૌકાઘરો(હાઉસ બોટ) છે. એ નૌકાઘર એટલે પાણીમાં તરતું એક મોટું ઘર. આ ઘરમાં લાકડાની ત્રણચાર ઓરડીઓ—રસોડું, સૂવાની ઓરડી, દીવાનખાનું તથા અગાશી હોય છે. તેમાં ખુરશી-ટેબલ આદિ ફર્નિચર ઉપરાંત શોભા તથા આકર્ષણ માટે કાશ્મીરી ગાલીચા તથા ભાતવાળા પડદા પણ લટકાવેલા હોય છે. આથી કાશ્મીરમાં જનારને ઘર ભાડે રાખી રહેવાની જરૂર નથી પડતી. આવું એક નૌકાઘર ભાડે રાખવાથી રહેવાનો અને ફરવાનો એવા બંને લાભ મળે છે; આ મોટા નૌકાઘર સાથે બેત્રણ બીજી નાની હોડીઓ (જેને 'શિકારા' ઘર કહે છે) પણ હોય છે. આ શિકારા સાથે બીજા ત્રણેક નોકરો ઘરના માલિકની સેવા માટે તૈયાર હોય છે. આ નૌકાઘરનો મોટો ખાસ લાભ એ હોય છે કે રોજ નવાનવા સ્થાને રહેવાનો ને નવુંનવું જોવાનો લહાવો તેથી મળી શકે છે.

પણ કાશ્મીર જવું અને ત્યાંની બે વસ્તુઓ જોયા વગર પાછા આવવું એ અધૂરી મુસાફરી કર્યા જેવું ગણાય. એક તો દાલ સરોવરને કાંઠે આવેલા શાલીમાર, નિશાત, નસીમ અને ચશ્મે શાહી એ વિખ્યાત મુઘલ બાગો, અને બીજી અમરનાથની ગુફા. જગતના વિખ્યાત બાગોમાં સ્થાન પામેલા આ બાગોમાં ફરનાર માણસને પોતે અમરાપુરીમાં ફરી રહ્યો હોવાનો ભાસ થાય છે. હરિત કૂંળા ઘાસથી છવાએલા અનેક ચોકમાં અવનવાં ફૂલોની પૂરેલી રંગોળીઓ, પહાડમાંથી નીકળતા વિવિધ ઝરાઓને બાગમાં યોજનાપૂર્વક વાળીને તૈયાર કરેલું કુદરતી વાતાવરણ, ફુવારાઓ, વિશાળ ચિનાર વૃક્ષોની શીતળ ઘટા, ને એ સૌની પાછળ હિમાચ્છાદિત પર્વતોની માળાઓ એ બધું સ્વર્ગીય વાતાવરણ જોઈ મુસાફરને તે બાગમાંથી નીકળવાનું .

અને ૧૬,૪૨૭ ફૂટ ઊંચે આવેલી અમરનાથની ગુફાનું શિવલિંગ તો ભાવિકો માટે પ્રબળ આકર્ષણનું સ્થાન છે. દર શ્રાવણ પૂર્ણિમાએ ત્યાં મોટી યાત્રા થાય છે. ચાર દિવસની કપરી મુસાફરી કરી, હજારો યાત્રાળુઓ તે વખતે ત્યાં જાય છે. એ ગુફામાં ખૂણામાં પાણી ટપકીને બરફ થઈ જાય છે અને તેનું જ શિવલિંગ બને છે. કુદરતનો આ અદ્ભુત દેખાવ જોવા દૂરદૂરથી લોકો આવે

આવા, દેવો અને કિન્નરોના ક્રીડાસ્થાન સમા આ દેશમાં રહેતા લોકો ઘણા ગરીબ અને કંઈક અંશે ગંદા છે. કાશ્મીરની ઠંડી, આરોગ્યદાયક હવામાં રહેવાથી તેમનો બાંધો સુદૃઢ છે. ઊંચા, કદાવર, તેજસ્વી આંખોવાળા તથા ઊજળી ચામડીવાળા એ લોકોને પોતાની ગરીબાઈ હસી કાઢતાં પણ આવડે છે. માથે ચપોચપ બંધ બેસે તેવી ટોપી અને ઘાટ વગરનો લાંબો ઊનનો ઝભ્ભો તથા લાંબી ઈજાર એ ત્યાંના પુરુષનો પહેરવેશ. સ્ત્રીઓ પહેરણ ઉપર ગરમ શાલ ઓઢે છે. તેમના ડગલાની વિશેષતા એ છે કે તેની બાંયો હાથ કરતાં ય લાંબી હોય છે. જે લંબાવીને કાશ્મીરની સખત ઠંડીથી હાથને બચાવી શકાય છે. ઠંડીથી બચવાનો તેમનો બીજો ઉપાય ગળામાં સળગતી સગડી લટકાવવાનો છે. ૪૦ લાખની અહીંની વસતિમાં ૭૫ ટકા મુસલમાન અને ૨૫ ટકા હિંદુ છે. લોકો લગભગ બધા જ માંસાહારી છે. ચોખા અને માછલી એ તેમનો મુખ્ય ખોરાક છે.

કાશ્મીરનું સૌથી મોટું શહેર શ્રીનગર. બે લાખની વસતિવાળા, હિંદનું વેનીસ ગણાતા આ શહેરનો વિસ્તૃત પરિચય ૨૮૮મા અંકમાં આવી ગયો. શ્રીનગરથી લગભગ ત્રીસેક માઇલ દૂર આવેલું ગુલમર્ગ શહેર પણ પરીની ભૂમિ જેવું કલ્પનામય છે. ત્યાં મુખ્યત્વે ગોરાઓની વસતિ વિશેષ છે. શ્રીનગરથી ૩૨ માઈલ દૂર આવેલું અનંતનાગ અથવા ઇસ્લામાબાદ શ્રીનગરથી બીજા નંબરનું શહેર છે. તેની વસતિ ૨૦ હજાર હોઈ ત્યાં લાકડાનું કોતરકામ, દીવાસળીનાં કારખાનાં, શાલો વગેરે બને છે. એ સિવાય બીજાં મહત્ત્વનાં ગામોમાં પૂંચ, ઇસ્લામાબાદ, મીરપુર, જમ્મુ, રાજોરી, ભિમ્બર, કોહલાર, ડોમેલ, મેન્ધર, ઉરી, રામપુર ઇત્યાદિનો સમાવેશ થાય છે.

પરંતુ કાશ્મીરનું આ નંદનવન હજુ જોઇએ તેટલું વિકાસ નથી પામ્યું. શિક્ષણ, ઉદ્યોગો, આધુનિક સગવડ, ખેતી ઈત્યાદિ અનેક બાબતોમાં તે પછાત છે. પશ્ચિમના સર્વશ્રેષ્ઠ સૌંદર્યસ્થાન મનાતા સ્વિટ્ઝર્લૅન્ડને પણ ટપી જાય એવું અદ્ભુત સૌન્દર્ય ધરાવવા છતાં જવા-આવવાના ઉત્તમ વ્યવહારમાર્ગ, પાશ્ચાત્ય પદ્ધતિની રહેવાખાવાની યોગ્ય વ્યવસ્થા તથા બીજી અનેક સગવડો ન હોવાને કારણે હજુ તે જગતનું જોઇએ તેટલું ધ્યાન ખેંચી શક્યું નથી. જો એ થાય તો જગતનું શ્રેષ્ઠ સૌંદર્યધામ તથા આરોગ્યધામ તે બની શકે તેમ છે પછી દેશવિદેશથી લોકો તેની સહેલગાહે આવશે અને હિંદની આ સૌંદર્યસંપત્તિ જોઈ આશ્ચર્યચકિત બની પાછા ફરશે.



કાશ્મીરી શાલદુશાલા વગેરે પર રેશમવડે થતાં વેલબુટ્ટીઓના બારીક ભરતકામના નમૂના

# ગતિ-પ્રચાર

## પ્રાચીન નાટ્યશાસ્ત્રનો પરિચય આપતી લેખમાળાનો ૨૬મો હપતો

લેખક
યોગેન્દ્ર પ્રિયદર્શી

ગયા ત્રણ હપતાઓમાં આપણે આપણાં ભારતીય નૃત્યોમાં આવતી મુદ્રાઓની પાછળ રહેલા સંકેતો સમજ્યા. એટલી જ ઝીણવટભરી સંપૂર્ણતા નાટ્ય તથા નૃત્યોમાં આવતાં પાત્રોની ગતિ—ચાલને વિષે પણ આપણા નાટ્યશાસ્ત્રે સાધેલી છે, તે આ નીચે વર્ણવી છે.



નાટ્યશાસ્ત્રમાં જુદાજુદા પ્રકારની 'ચાલ' પણ આપેલી છે. તેને 'ગતિ' કહી છે. સ્ત્રાન અને અપંગ માણસની ચાલમાં અમુક તફાવત હોવો જોઈએ વગેરે નિયમો તો સર્વસામાન્ય છે, પરંતુ નાટ્યશાસ્ત્રમાં તો રાજા, મંત્રી, કર્મચારી વગેરે પાત્રોની ચાલ વચ્ચે પણ અમુક ભેદ બતાવ્યો છે; કારણ કે નાટકમાં જુદાં-જુદાં પાત્રોની ચાલ તેમની પ્રકૃતિ તથા કર્માનુસાર જુદાજુદા પ્રકારની કરવી જોઈએ. વળી પાત્રોની એ પ્રાકૃતિક ચાલમાં પણ સમય ને સંજોગ કે અવસ્થા અનુસાર પણ વિવિધ ભેદ બતાવ્યા છે. પ્રાચીન નાટ્યકલા કેટલી સૂક્ષ્મ કક્ષાએ પહોંચી હતી તેના પ્રમાણરૂપે, જુદાં-જુદાં પાત્રોનાં પગલાં વચ્ચે કેટલું અંતર તથા સમય હોવાં જોઈએ તેનું વર્ણન પણ મળે છે।

પ્રાચીન કાળમાં નાટ્યારંભ પહેલાં થતી ભાંડવાદ્યની વિધિ પત્યા પછી પડદો ઊપડતાં જ અમુક સ્થાનેથી વાદ્ય સાથે પગલાં મૂકીને પાત્રોનો પ્રવેશ કરાવાતો. ઉત્તમ તથા મધ્યમ પાત્રોનો પ્રવેશ 'વૈષ્ણવ' સ્થાનથી (આ સ્થાનની સમજણ આગળ આવી છે) કરાવવાનું કહ્યું છે; અને તેમાં છાતી, ઊરુ અને બાહુ સમ ઉન્નત તથા સમાન રાખવાં, મસ્તક મોરની પેઠે શોભાયમાન અને પ્રસન્ન રાખવું, જમણો તથા ડાબો હાથ અનુક્રમે નાભિ તથા કમર પાસે રાખવા ને પાત્રાનુસાર અંતર તથા સમય પ્રમાણે પગલાં ભરવાં એમ કહ્યું છે.

**તાલ, કલા અને લયના વિધિ:** પગલાં વચ્ચેના અંતરનું માપ પાત્ર પ્રમાણે ચાર, બે કે એક તાલ(તાલ=વેંત કે બાર આંગળ)નું જણાવ્યું છે. તેમાં દેવો તથા રાજા વગેરે ઉત્તમ પાત્રોનું પગલું ચાર તાલનું, મંત્રી વગેરે મધ્યમ પાત્રોનું પગલું બે તાલનું તથા ભૃત્યજન-(ચાકર) વગેરે હીન પાત્રોનું પગલું એક તાલનું સમજવું. આ જ પ્રમાણે પગલાં વચ્ચેનો સમય પણ પાત્રાનુસાર ચાર, બે કે એક કલા (પળ કે સેકંડ)નો કહ્યો છે. અથવા તો પાત્રોની ગતિ 'સ્થિત', 'મધ્ય' અને 'દ્રુત' એમ ત્રણ પ્રકારના 'લય'થી થાય છે. તેમાં રાજા વગેરે ઉત્તમ પાત્રોની ગતિ ચાર કલાની યા તો સ્થિત લયવાળી, મધ્યમ પાત્રોની ગતિ બે કલાની કે મધ્ય લયવાળી અને હીન પાત્રોની ગતિ એક કલાની કે દ્રુત લયવાળી જાણવી.

ઉત્તમ પાત્રની ગતિ મધ્યમ પાત્રમાં અને મધ્યમ પાત્રની ગતિ હીન પાત્રમાં યોજવાની શાસ્ત્રમાં બંધી ફરમાવી છે, કારણકે પાત્રોની ગતિ જો તેમના ગુણાનુસાર ન હોય તો તે આંખમાં પડેલા કણાની જેમ ખૂંચે છે અને રસની જમાવટ થઈ શકતી નથી એમ કહ્યું છે. ઉત્તમ પાત્રોની ગતિમાં ગોઠણ કમર સુધી ઊંચકીને ચાલવાનું કહ્યું છે, પણ તે સ્વાભાવિક ન હોવાથી આ નિયમ નૃત્યાભિનયમાં સંજ્ઞારૂપે હોવો જોઈએ.

ઉપરનો ગતિપ્રચાર સ્વાભાવિક ક્રમ માટે જ છે. સંભ્રમ, ભય, ઉત્પાત, રોષ વગેરે અવસ્થાઓ માટે નિયમો જુદા છે. જેમકે: (૧) જ્વર(તાવ), ક્ષુધા(ભૂખ), શ્રમ(થાક), વિસ્મય, કપટવેષ, શૃંગાર, શોક વગેરે અવસ્થાઓ તથા સ્વચ્છંદગમન સમયે પાત્રોની ગતિ મંદ થાય છે, આથી તે સ્થિત લયવાળી કે ચાર કલાની રાખવી; (૨) અનિષ્ટશ્રવણ, અદ્‌ભુત દર્શન, અપરાધ કે નિયમભંગ, શત્રુપરિશોધન, જરૂરી કામ વગેરે સમયે પાત્રોની ગતિ મધ્યમ પ્રકારની એટલે દ્વિ-કલા રાખવી; તેમજ (૩) આવેગ, હર્ષ વગેરે અવસ્થાઓમાં ગતિ શીઘ્ર થતી હોવાથી તે દ્રુત લયવાળી કે એક કલાની રાખવી.

રસ-ગતિ: વળી શૃંગાર આદિ રસોના પ્રભાવ નીચે થતી જુદી-જુદી ગતિઓ પણ શાસ્ત્રમાં દર્શાવી છે. તે નીચે મુજબ છે:

**શૃંગાર ગતિ:** શૃંગાર રસમાં 'લલિત કોમલ ગતિ' રાખવાની કહી છે. કામાસક્ત માણસની ગતિ લય તાલયુક્ત તથા લલિત સુંદર હોવી જોઈએ અને તે અત્તર વગેરે સુગંધિત દ્રવ્યો, પુષ્પમાળા તથા સુંદર વસ્ત્રાલંકારથી અલંકૃત હોવો જોઈએ. સ્વભાવથી કામી માણસની ગતિ પણ શૃંગારી હોય છે. કામી પુરુષો હમેશાં પોતાના વસ્ત્રાભરણને વારંવાર અડક્યા કરે છે અને રુઆબથી જલદી ચાલે છે.

પ્રચ્છન્ન કે ગુપ્ત કામી પોતાનું પ્રિયાગમન છુપાવતો હોવાથી તેમાં શૂન્ય માર્ગ તેમજ દીપનિર્વાણની યોજના કરવી; અર્થાત્ માર્ગમાંથી લોકો વેરાઈ ગયા હોય તથા દીવાઓ બુઝાઈ ગયા હોય તેવો સમય યોજવો; તેમજ વખતના અભાવે અલંકાર પૂરા પહેર્યા ન હોય તેમ પણ બતાવવું. તેની ગતિ આ પ્રમાણે કહી છે: 'તે સંભળાય નહિ તેમ હળવેહળવે પગલાં ભરે; કોઈ બોલાવતું તો નથીને? કોઈ આવતું તો નથી ને? એવી શંકા કરતાં કે કોઈ જોઈ જશે તેની બીકથી વારંવાર આજુબાજુ જુએ, તથા ધ્રૂજતા શરીરે અંધારામાં ઠોકરો ખાતો ચાલે.

**હાસ્ય ગતિ:** હાસ્ય રસમાં 'વિક્ષિપ્ત ગતિ' કહી છે.

**કરુણ ગતિ:** કરુણ રસમાં 'શિથિલ ગતિ' કરવાની છે. આ ગતિ ખાસ કરીને કોઈના મરણ સમયે યોજાય છે. તેમાં પણ ઉત્તમ પાત્રની ગતિ ધૈર્યવાળી, સહજ આંસુ, નિઃશ્વાસ, ઊર્ધ્વ નિરીક્ષણ, (ઊંચી દૃષ્ટિ કરી શોક દર્શાવવો) વગેરે લક્ષણયુક્ત કહી છે. મધ્યમ પાત્રો મધ્યમ પ્રકારે પગલાં મૂકે તથા ઉત્સાહભંગ, શોક, વ્યાકુળતા વગેરે દર્શાવે. અને અધમ પાત્રોની ગતિ પડતુંઆખડતું, કૂટવું, હાથ પટકવા, માથું પછાડવું વગેરે ચેષ્ટાઓવાળી તથા શિથિલ ગાત્ર (નંખાઈ ગએલું શરીર), સસ્વરરોદન(મોટેથી સાદ કાઢીને રોવું) વગેરે અતિશયયુક્ત કરવી. તે પણ ખાસ કરીને સ્ત્રીઓમાં જ વધુ.

**રૌદ્ર ગતિ:** રૌદ્ર રસમાં 'ચંડ ગતિ' હોય છે. આ ગતિ કોપમાં શત્રુનો પીછો કરવામાં યોજાય છે. તેમાં પગલાંનું અંતર ચાર તાલનું હોય છે. વળી રાક્ષસો તથા દૈત્યો માટે આ ગતિ સ્વાભાવિક રાખવાની કહી છે, કારણ કે તેઓ સ્વભાવથી જ રૌદ્ર હોય છે.

**વીર ગતિ:** વીર રસમાં 'ગૌરવ ગતિ'. વળી તે ઉત્તમ તથા વીર પુરુષોની સ્વાભાવિક ગતિ ગણવાની છે.

**ભય ગતિ:** ભયાનક રસમાં કરવાની 'ભયત્રાસિત ગતિ'માં પાર્શ્વવિલોકન(આજુબાજુ જોવું), પ્રકંપન(ધ્રૂજવું), વિસ્ફારિત નેત્ર (ફાટેલી આંખો), શુષ્ક ઓષ્ઠ (હોઠ સુકાઈ જવા) વગેરે લક્ષણો સહિત હાથ સંકોડી કે ખભા પકડી ઠેસો ખાતાં ત્વરિત ગતિથી ચાલવું. આ ગતિ બીકણ તથા કાપુરુષ(પરાક્રમહીન—બાયલા પુરુષ)માં સ્વાભાવિક પણ રાખવાની હોય છે.

**બીભત્સ ગતિ:** બીભત્સ રસ માટેની 'સંકોચ ગતિ'માં હાથ

પગના પાછળ રાખીને પગલા પાછા પડતા હોય તેમ પાસેપાસે અને એકમાં બીજું મૂકીને ચાલવું.

**અદ્ભુત ગતિ :** અદ્ભુત રસમાં 'આશ્ચર્ય ગતિ'–જાણે ખેંગાતા હોઈએ તેવી કે મુગ્ધ પ્રકારની કરવી.

**શાંત ગતિ :** શાંત રસમાં થતી 'અચંચલ—સ્થિર ગતિ.' સ્થિતપ્રજ્ઞ, યોગી કે શાંત પુરુષમાં હોય છે.

આ ઉપરાંત શાસ્ત્રમાં વિવિધ અભિનયો–ગતિ પણ દર્શાવી છે. જેમકે: શીત ગતિમાં ગાત્રપ્રકંપન (ધ્રૂજવું), દંતસ્ફુરણ (દાંત કડકડવા), ચિબુકકંપન (દાઢી ધ્રૂજવી), વગેરે અભિનય સહિત હાથથી છાતી ઢાંકીને વાંકા વળી શરીર સંકોડીને ચાલવું.

**વિવિધ પાત્ર ગતિ :** નાટકનાં મંત્રી, વણિક, તપસ્વી, વિદૂષક, વિટ, કંચુકિ વગેરે વિવિધ પાત્રોની ગતિ આ મુજબ કહી છે :

સચિવ તથા વણિક ગતિ : પ્રધાન તથા વણિકની ગતિ મધ્યમ પ્રકારની અને તેમના સ્વભાવ પ્રમાણે કરવી.

યતિ આદિની ગતિ : યતિ, તપસ્વી, નૈષ્ઠિક બ્રહ્મચારી વગેરે પાત્રોનાં લક્ષણો વિનીત વેષ (નમ્ર પોષાક), કાષાય વસ્ત્ર (ભગવાં કપડાં), સાંપ્રદાયિક ચિહ્ન (પોતાના ધર્મ કે પંથની નિશાની) વગેરે છે, તથા તેમની ગતિનાં લક્ષણો અલોલ ચક્ષુ, અલ્પનિરીક્ષણ, ઉપસ્થિત સ્મૃતિ, વિધાય ગાત્ર, અચંચલ મન વગેરે છે. અર્થાત્ તેઓ ચાલતી વખતે પોતાની દૃષ્ટિ સ્થિર અને ગાત્ર ચાર આંગળ સુધીની રાખે, મન જાગ્રત તથા અચંચલ રાખે તથા શરીર ઢાંકેલું રાખે. આ ગતિમાં શરીર ટટ્ટાર રહેવું જોઈએ, પગલા સ્થિર તથા ધીમે મુકાવાં જોઈએ તથા મુખ પ્રસન્નગંભીર રહેવું જોઈએ તે મુખ્ય નિયમ છે. અધમ પાત્રની ગતિ આનાથી વિપરિત જાણવી.

વૃદ્ધ ગતિ : શરીરની અસ્થિરતા તથા મંદ પગલા તે વૃદ્ધ માણસની ગતિના મુખ્ય લક્ષણો છે.

યુવા ગતિ : યુવાનના પગલાં અર્ધ તાલનાં, શોભાયમાન અને સરળ હોવાં જોઈએ. તે સર્વ અંગો ઉપાડીને સૌષ્ઠવપૂર્વક ચાલે.

કૃશ ગતિ : દૂબળા માણસની ગતિ પણ વૃદ્ધની જેમ મંદ રાખવાની હોય છે. તે શ્વાસ ઊંચો ચડાવી પોતાનું પેટ ખાડો પડેલું દેખાડે. બેસી ગએલાં લમણાં, દીન નેત્રો તથા દબાએલો અવાજ કે મંદ વાણી એ દૂબળા માણસનાં મુખ્ય લક્ષણો છે.

સ્થૂલ ગતિ : જાડા માણસની ગતિ દેહાનુકર્ષિણી કરવી; એટલે કે શરીર પ્રમાણે મંદોત્ક્ષેપ (ધીમાં પગલાંવાળી) કરવી; તેમજ ઝડપથી ચાલવા જતા તે થાકી જાય, હાંફ ચડી જાય, શરીરે પરસેવો આવી જાય વગેરે બતાવવું.

મત્ત ગતિ : નશાવાળો માણસ જો તરુણ તથા મધ્યમ મદમાં હોય તો ડાબેજમણે પગ મૂકતો, ઝોકાં ખાતો ચાલે; અને અધમ મદમાં હોય તો અનવસ્થિત પગલાં મૂકતો, લથડિયાં ખાતો, પડતો-આખડતો ચાલે.

ઉન્મત્ત ગતિ : આ ગતિ ગાંડા માણસની ચાલ હોય છે તેવી જુદાજુદા પ્રકારની કરવી. તેમાં રુક્ષ સ્ફુરિત કેશ (લૂખા સૂકા વાળ), નાના ચિરધર (અનેક ચીંથરાવાળો) વિચિત્ર પોષાક, અનિમિત્ત પ્રકથન (પ્રસંગ કે અનુસંધાન વગરની વાતો), બહુભાષણ (બોલબોલ કર્યા કરવું) વગેરે લક્ષણો યોજવાં; તથા ક્યારેક ગાય, ક્યારેક હસે, ક્યારેક નાચવા માંડે, વળી એકદમ શાંત થઈ જાય, વળી કંઈ વગાડવા માંડે, કદાચિત બેસે ઊભો થાય કે દોડે, રસ્તામાં ગમે ત્યાં સૂઈ જાય વગેરે ચેષ્ટાઓ પણ યોજવી.

ખંજ ગતિ : ખોડો માણસ વિકળ અંગથી એક પગ સીધો રાખીને બીજા પગથી 'પાદાંતર સંચાર' ... ચાલે તે ખંજ ગતિ. તેમાં પ્રથમ સીધો પગ અને પછી ... પગ તેવા ક્રમથી ચાલવું. વળી શલ્ય ક્ષત–પગમાં કાંટો વાગ્યો હોય ત્યારે પણ આ પ્રમાણે ચાલવાનું કહ્યું છે.

પંગુ ગતિ : લંગડા માણસની ચાલ. તે લંગડાની રાખવી ... દેહ તેમજ જાંઘ વળેલાં રાખવાં.

વામન ગતિ : ટૂંકા કે નીચા માણસના સર્વ અવયવો ... તથા તેનાં પગલાં પણ ચૂર્ણ (ટૂંકા) તેમજ ત્વરિત હોય છે.

વિદૂષક ગતિ : વિદૂષક પોતાની ગતિ મરજી મુજબ કરી ... છે. માત્ર તેમાંથી હાસ્યની નિષ્પત્તિ થવી જોઈએ તેટલો જ નિયમ ...

વિટ ગતિ : ગુપ્ત નોકરની ગતિ 'લલિત-વિલાસિત' હોવી ... તેનાં પગલાં એક તાલની અંદર તથા હાથ, પગની પાછળ ... જોઈએ. સ્વરૂપે પણ વિટ સુંદર અને ચતુર હોવો જોઈએ.

કાંચુકી ગતિ : અંતઃપુરના રક્ષકની ગતિ પણ તેને મળતી ... યથાવસ્થા અનુસાર કરવી.

મ્લેચ્છ ગતિ : નીચ જાતિઓ તથા મ્લેચ્છોની ચાલ, ... દ્વારા તેમના આચાર તથા જાતિસ્વભાવ પ્રમાણે કરવી.

પુરુષ ગતિ : ધૈર્ય, ઔદાર્ય, પરાક્રમ, પ્રતિભા વગેરે પુરુષ લક્ષણો છે. આથી નાટકમાં સ્ત્રીએ પુરુષનો વેષ લીધો હોય ત્યા... તેને અનુરૂપ ભાષા તથા ચેષ્ટાઓ સહિત ઉપરનાં લક્ષણોવાળી ચા... કરવી. તેમાં બાલ્ય, યુવા ને વૃદ્ધાવસ્થા અનુસાર પણ ભેદ કરવે...

સ્ત્રી ગતિ : મધુરતા, કોમળતા, નિર્બળતા વગેરે સ્ત્રીનાં લક્ષ... છે. તેથી નાટકમાં પુરુષે સ્ત્રીનો વેષ લીધો હોય ત્યારે તેના ... ભાષા, ચેષ્ટા તથા દૃષ્ટિ સહિત ઉપરનાં લક્ષણોવાળી મદુ મંદ ચા... કરવી ને તેમાં બાલ્ય, યુવા તથા વૃદ્ધાવસ્થા અનુસાર ભેદ કરવે...

બાલા ગતિ : બાળા કે કુમારિકા પોતાની મરજી મુજબ ... ચેષ્ટાઓ તથા ક્રીડાઓ સહિત 'સ્વચ્છંદ ગતિ' (રમતિયાળ ચાલ) ...

યુવતી ગતિ : યૌવના કે યુવાન સ્ત્રીની ચાલ મધુર અને ઉલ્લસિત કરવી.

વૃદ્ધા ગતિ : વૃદ્ધ સ્ત્રીની ચાલ વળેલા શરીર તથા નિર્બળ હા... પગવાળી બતાવવી.

નપુંસક ગતિ : નપુંસકમાં સ્ત્રીગતિ યોજવી.

**વિમાન આદિ ગતિ :** નાટ્યશાસ્ત્રમાં વિમાન ગતિ, રથ ગતિ તેમજ આકાશગમન વગેરેનો પણ ઉલ્લેખ છે, તે આપણી પ્રાચી... નાટ્યોન્નતિનું એક દૃઢ પ્રમાણ પૂરું પાડે છે. નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે વિમાનગતિ 'યુક્તિ'થી બતાવવી અને આરોહણથી વિપરિત રી... અવરોહણ કરવું તથા વિમાન સાથે શરીરને યુક્તિથી ... પરંતુ આ 'યુક્તિ' સ્પષ્ટ કરી નથી.

રથ ગતિ : રથનું ગમન સમપાદ કે બન્ને પગ સરખા રાખી કરવાનું કહ્યું છે. કથકલીમાં તે એક પગે થાય છે.

આકાશગમન : આમાં દૃષ્ટિ નીચે રાખી આકાશમાં ભ્રમણ કરીને આકાશમાર્ગે જવાનું દર્શાવાય છે.

અવતરણ ગતિ : આકાશમાંથી ઊતરતી વખતે વિલંબિત કર (છૂટા લટકતા હાથ), વિક્ષિપ્ત વસ્ત્ર (અસ્તવ્યસ્ત ઊડતાં વસ્ત્ર), ... લોચન (નીચી દૃષ્ટિ) વગેરે લક્ષણો યોજાય છે. દિવ્ય પુરુષનું પૃથ્વી પર આવવું થાય ત્યારે તેમની ગતિ આકાશમાર્ગે વિમાન દ્વારા કે કોઈ અન્ય યુક્તિથી બતાવવી. તેમનું સ્વેચ્છાગમન સર્વ અંગોમાં કહ્યું છે.

તિમિર ગતિ : અંધકારમાં ચાલતી વેળા 'વિસર્પિત ગતિ' યોજવી: અર્થાત્ પગલા ઊંચકીને નહિ પણ જમીન પર ઘસીને ધીમેથી ...

ખાવીને મૂકવાં તેમજ ગાર્ગ ખોળતા હોઇએ તેમ હાથ લંબાવવા. અંધ-ગતિ પણ આ જ પ્રમાણે થાય છે.

પર્વત, નદી, વૃક્ષ તેમજ ખાડાટેકરા પર ચડવુંઊતરવું પણ અમુક રીતથી બતાવાય છે.

પર્વત પર ચડવાનું, થાકી ગયા હોઇએ તેમ શ્વાસ ખાતાંખાતાં પગને હાથનો ટેકો દઇને એક પછી એક પગલું ભરીને બતાવવું.

નદી વગેરે પાર કરવાનું દર્શાવવામાં પાણીમાં થતી ગતિ પાણીના પ્રમાણમાં જુદીજુદી કરવી પડે છે. તેમાં પાણીની વધતીઓછી ઊંડાઈ તેના પ્રમાણમાં કપડાં ઊંચાં લઇ બતાવવી; પરંતુ તરવું પડે તેમ હોય ત્યાં શરીરનો આગળનો ભાગ નમતો રાખી વારાફરતી બન્ને હાથ પ્રસારીને પાણી કાપતા હોઇએ તેમ બતાવવું ને પાણીના વેગથી ખેંચાતા હોઇએ તેમ ચાલ ત્રાંસી કરવી.

નીચાણમાં ઊતરતા હોઇએ તેમ બતાવવું હોય ત્યારે ખેંચાતા હોઇએ તેમ જલદીજલદી પગલાં મૂકવાં.

**પશુ-પક્ષી ગતિ :** નાટકમાં આવતાં પશુપક્ષીઓની ગતિ વિષે નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે તે તેમની પ્રકૃતિ તથા ચેષ્ટાઓ પ્રમાણે કરવી. તે નીચે મુજબ :

**સિંહ ગતિ :** સિંહ વગેરે હિંસક પ્રાણીઓની ગતિ વિષ્ણુએ નરસિંહ અવતારમાં કરી હતી તેમ આલિઢ સ્થાન વડે કરવી, ને ચોતરફ ક્રૂર દૃષ્ટિથી જોતા જવું તથા પાંચ તાલને અંતરે પગલાં મૂકી ચાલવું.

**તુરંગ ગતિ :** ઘોડાની ચાલ, વૈશાખ સ્થાનથી (એક પગ આગળ લાંબો કરી બીજા પગે ઊભા રહીને) તથા તે પગને ઉપરાઉપરી પટકીને બતાવાય છે. કથકલીમાં આ ગતિને રથ ગતિ તરીકે બતાવાય છે.

હાથીની ગતિ અંકુશથી, ઘોડાની ગતિ ખલિન(ચોકડાં)થી તેમજ જોતરેલા બળદની ગતિ રાશોથી રોકેલી બતાવવી.

**સર્પ ગતિ :** સાપની ચાલ પગને સ્વસ્તિક કરીને બતાવાય છે.

અન્ય શાસ્ત્રોમાં અન્ય પશુપક્ષીઓની ચાલો પણ આપેલી છે: જેમકે હંસી, મયૂરી, મૃગી, ગજલીલા, મંડુકી વગેરે; જે નિરીક્ષણથી સમજી શકાય તેવી છે. આ ગતિઓ તે તે પ્રકૃતિની સ્ત્રીઓમાં પણ યોજાય છે.

આ પ્રમાણે મનુષ્યો તથા પશુપક્ષીઓના ગતિ-પ્રકાર જણાવ્યા. આ સિવાયના પ્રકારો જે અહીં આપ્યા નથી તે જોઇને જાણી લેવા અથવા પોતાની બુદ્ધિથી યોજી લેવા. (ચાલુ)

# પત્રમિત્ર વિભાગ

Our Friedds Abroad

## પરદેશના પત્રમિત્રો

(1) Helga Thalainen, Kotka, Puntarhak, Finland; (2) Marcel Pelissou, 27 Boulevard De Byans, Graulhet (Tarn), Francee; (3) Chimanlal, G. P. O. Box 61, Suva, Fiji Islands; (4) R. D. Patel C/o Durlabhjibhai P. Patel, 11-2 Mogul Street, Rangoon; Burma; (5) Vitthaldas Popatlal Bachha, P. O. Box 2125, Nairobi (Kenya)—25, Stamps, coins, Photography; (6) Mr. Paul Musaerts, Huise Ruwenburg, St. Michielsgestel (N. B.), Holland—17, Commerce, photography, tennis; (7) Jayantilal D. Desai, P. O. Box 24, Tanga, Tanganyika, B. E. Africa—15, Stamps, match-lables; (8) Master K. Pathmanthan, 40 Koddady Jaffna; Ceylon—18, Stamps.

## INDIAN PEN-FRIENDS

(122) Vaikunth K. Upadhyaya, P. W. I. office, Railway station, Surat—Age: 20, Interest: Music, literature, politics; (123) Patel Shankarbhai Dahyabhai, Near post-office, Mahudha, via Nadiad, Dist. Kaira—17, Cricket, photography; (124) Badri Badshah, Harariya street, Sidhapur (N.G.)—17, Literature; (125) Govindbhai Jashbhai Patel, Mukhi's khadaki, Mahudha, via Nadiad, Dist. Kaira—16, Drawing, cycling; (126) Maneklal M. Patel, Po: Karli, via Unza, North Gujarat—20, Photography, literature; (127) Ramanlal Lallubhai Desai, 7/43 Kalyan building, Kandevadi, Girgaum, Bombay-4—21, Film-music, stamps, photography; (128) Ghanshyam M. Shah, 7/46 Kalyan Moti's chawl, Kandevadi, Girgaum, Bombay-4—18, Literature, music, picnic; (129) Thakorlal Muljibhai Shah, Durbar Road, Jhagadia, via Ankleshwar, B.P.—22, Music, Cricket, literature; (130) Indravadan Chimanlal Shah, C/o C. P. Shah, Durbar road, Jhagadia, via Ankleshwar, B. P.—18, Photography, cricket, stamps, music; (131) Lalitkumar Amichand Doshi, Jawahar street, Dhoraji, Saurashtra—16, Stamps, photography, painting; (132) Indrakumar Parikh C/o V. M. Vakil, Chhaliapura, Limbdi (Saurashtra)—16, Music, stamps, photography; (133) Anantrai R. Vyas, Romesh Niwas, Bhatwada, Wadi, Baroda—24, Travelling, painting, literature; (134) Kiran Jethalal Zaveri C/o J. S. Zaveri, 6 Narayan Niwas, 323D Vincent II Rd, Bombay-19—15, Stamps, match-labels, geography, pictures; (135) Fakhruddin S. Mamuwalla C/o Mulla Sharafally Fazalally Raja, Saifeepura, Sidhapur (N. G)—19, Stamps, cards, literature; (136) Himat C. Shah, C/o Chimanlal V. Shah, 624 Pipardi's pol, Ahmedabad—19, Stamps, coins, photography; (137) Rasik S. Gandhi, Mangal Mahal, Jetpura (Saurashtra)—18, Handcrafts, stamps; (138) Nandkumar Bhagawatsingh Desai C/o Nandkumar Ghanashyamsingh Desai, Itarsi (C.P.)—20, Photography, travelling, reading; (139) Naranbhai Parbhubhai Patel, Vahan Falia, Matvad, via Jalapore (Dist. Surat)—16 Stamps, sports; (140) Valjibhai Makanji Patel, Buha Falia, Matvad, via Jalalpor, (Dist. Surat)—16, Stamps; (141) Hariprasad A. Pattani, Nagar Chakala, Bhuj (Cutch)—19, Commerce, literature; (142) Jivanlal Prabhubhai Patel, Vasika Falia, Matvad, Via Jalalpore, Dist. Surat—16, Stamps, sports; (143) Bachubhai Amratlal Mehta C/o Amratlal Vithaldas, NaniBazar, Dangai (Saurashtra)—16, Journlism, commerce, reading.

(While writing to any of the above Indian Penfriends, please mention 'Kumar' magazine from Ahmedabad India)



# માધુકરી

હો સુખડ સમું કર મારું.
ઘસીઘસીને જગ-આરસિયે અરચું કૈં વપુ તારું.

ક્ષણક્ષણ પળપળ જીવનજળને ભેળવી ઘસું સુંવાળું,
કાળતણી વાટકીમાં પ્રીતે વળી વળી હું ક્તારું; — હો૦

ઘસાય તેમ સુગંધિત થાયે: એવો તારો મહિમા!
અંગ પરે તુજ તિલક કરે મુજ દર કંઈ ધીમાધીમા! — હો૦

(સંસ્કૃતિ) —પ્રજારામ રાવળ

## લેફ્ટેનન્ટ જનરલ મહારાજ રાજેન્દ્રસિંહજી

પોતાની કાબેલ વ્યૂહરચના, ચકોર દૂરદૃષ્ટિ તથા સાહસિક રણકૌશલ વડે હિંદુસ્તાનના પાંચમા ભાગ જેટલું મોટું ક્ષેત્રફળ ધરાવતા હૈદરાબાદને ફક્ત પાંચ જ દિવસમાં સંપૂર્ણ રીતે તાબે કરનાર દક્ષિણ વિભાગના આ સેનાપતિ હિંદભરનું ગૌરવ છે. પરંતુ ગુજરાત તો તેમને માટે અવિશેષ ગૌરવ લઈ શકે તેમ છે; કારણ કે તેમનું મૂળ વતન તો જામનગર હોઈ આપણા જામસાહેબના તે ભાઈ થાય છે. આમ તે જાડેજા રાજવંશના નગીરા હોવાથી તેમના નામ આગળ મહારાજ શબ્દ મુકાય છે. હૈદરાબાદ પર વીજળિક અને જ્વલંત વિજય મેળવીને તેમણે હિંદના ખમીરવતા રણચાતુર્યને ફરી એકવાર ચમકાવ્યું છે.

૧૯૨૧માં તે લશ્કરમાં જોડાયા કે ટૂંક જ મુદતમાં તેમની શક્તિ તથા યોગ્યતા જોઈ તેમને સેકન્ડ રૉયલ લાન્સર્સમાં અધિકારી નીમવામાં આવ્યા. પછી તો ઉત્તરોત્તર તેમની બઢતી થતી જ ગઈ અને ૧૯૪૧માં બીજા મહાયુદ્ધ વખતે સ્ક્વૉડ્રન કમાન્ડર તરીકે તેમને આફ્રિકાના યુદ્ધમાં જર્મન લશ્કરો સામે લડવા મોકલવામાં આવ્યા.

એ વર્ષે આફ્રિકામાં જર્મન દળોનો ચડતો સિતારો હતો. તેમનો અસહ્ય તાપ બ્રિટિશો કે અમેરિકનોથી પણ જીરવવો કઠણ હતો. આફ્રિકાની એ વખતની લડાઈઓ ઘણી ભયંકર ગણાતી. એ કાળે રાજેન્દ્રસિંહજીની બીજી રૉયલ લાન્સર્સ તથા ત્રીજી ઇન્ડિયન મોટર બ્રિગેડને મિચીલી આગળ જબરદસ્ત જર્મન હલ્લાનો સામનો કરવો પડ્યો. મોટું યુદ્ધ થયું અને રાજેન્દ્રસિંહજીની આખી પલટન તથા મોટર બ્રિગેડ મિચીલીમાં ઘેરાઈ ગઈ. બહાર નીકળવાનો કોઈ માર્ગ રહ્યો નહિ. રાજેન્દ્રસિંહજીનાં શૌર્ય, સાહસ ને યુદ્ધકૌશલ્યની આ કપરી કસોટી હતી. તેમણે તત્કાળ એક અકલ્પ્ય એવો સાહસભર્યો નિર્ણય કર્યો. દુશ્મનની તોપોને સામી છાતીએ ઝીલતાંઝીલતાં દુશ્મન હરોળ વીંધીને આરપાર નીકળી જવું, અને આગળ રણમાં કૂચ કરવી! કામ અત્યંત કપરું હતું. દુશ્મનો સંખ્યામાં ઘણા હતા એટલું જ નહિ પણ અદ્યતન ઢબનાં સર્વ શસ્ત્રાસ્ત્રોથી સંપૂર્ણ સજ્જ અને જાગૃત હતા. પણ કેસરિયાં કરનાર રાજપૂતોનું ખમીર લોહીમાં ધરાવતા રાજેન્દ્રસિંહે જાતે આગેવાની લઈ વીજળિક રીતે દુશ્મનો પર હુમલો કર્યો મોટું ઘમસાણ મચ્યું ને જોતજોતાંમાં દુશ્મન હરોળ વીંધીને તે બહાર નીકળી ગયા. હતાશ થએલા દુશ્મનો તેમની પાછળ પડ્યા; પણ જતાંજતાં યે તેમને સારી પેઠે ખોખરા કરતા જઈને એક ટેકરીનો ઓથ તેમણે પકડી લીધો, અને રાત્રે ફરી અંધારાનો લાભ લઈ ત્યાંથી સુરક્ષિત સ્થળે પહોંચી ગયા. તેમને તથા તેમની પલટનને જીવતી પાછી આવતી જોઈ મોટા અંગ્રેજ અફસરો પણ ચકિત થઈ ગયા,' કારણ એ મજબૂત જર્મન ઘેરામાંથી છૂટીને આવવું એટલે પ્રત્યક્ષ મૃત્યુના મુખમાંથી છૂટીને આવવા બરાબર હતું.

રાજેન્દ્રસિંહજીના આ પરાક્રમ પછી તેમની કીર્તિ ચારે દિશામાં ફેલાઈ અને બહુ ઓછાને મળતું ડી. એસ. ઓ. નું બહુમાન તેમને મળ્યું. હિંદ આવ્યા બાદ તેમને આખી બીજી રૉયલ લૅન્સર્સના કમાન્ડન્ટ બનાવવામાં આવ્યા. ૧૯૪૫માં યુદ્ધમાંના તેમના

### આસપાસનાં પંખી: ચમચો



બગલાંનું જ પિતરાઈ આ પંખી નદી યા તળાવ કાંઠે મોટા પ્રમાણમાં નજરે પડે છે. શરીરનો રંગ પણ બગલાં જેવો જ શુભ્ર માત્ર ચાંચ અને પગ કાળા રંગનાં. પણ તેની વિશેષતા છે તેની ૭થી ૮ આંગળ લાંબી ચપટી ચાંચ. વચ્ચેથી સહેજ સાંકડી એ ચાંચના છેડાનો આકાર તવેથા યા ચમચાના ગોળ ચાડા જેવો હોય છે. આથી જ તેને આપણે ત્યાં ચમચો ને અંગ્રેજીમાં Spoonbill કહે છે.

૧૦થી ૧૨નાં ટોળાંમાં ફરનારું આ પંખી દિવસે તો શાંત અને નિષ્ક્રિય હોય છે, પણ સાંજ પડતાં જ ખાવાનું મેળવવાની તેની પ્રવૃત્તિ શરૂ થાય છે. ખાવાનું શોધવાની તેની પદ્ધતિ પણ અજબ છે. પાણીમાં ટોળાબંધ જઈ પડી, શિકારની શોધમાં આખો પટ ખૂંદી તે સામે કાંઠે ચાલ્યું જાય છે, ને એ જ રીતે વળી પાછું આવે છે. દેડકાં, જીવાત ઇત્યાદિ જળચર પ્રાણી ઉપરાંત વનસ્પતિજન્ય આહાર પણ તે ઘણો ખાય છે.

આશ્ચર્યની વાત એ છે કે દોઢ મજનો લાંબો દેહ ધરાવનાર આ પંખીને અવાજ ઉત્પન્ન કરવાનો અવયવ જ નથી! તેથી તે કોઈ પણ પ્રકારની બોલી કાઢી શકતું નથી. ક્વચિત્ માત્ર ઘરઘરાટી બોલાવી શકે છે.

ચોમાસું ઊતરતાં તે ટોળાંબંધ માળા બાંધે છે અને એકીસાથે સહેજ ડાઘાવાળાં ચાર ધોળાં ઈંડાં મૂકે છે.

લેફ્ટ૦ જનરલ મહારાજ રાજેન્દ્રસિંહજી



હૈદરાબાદના લશ્કરી ગવર્નર મેજર જનરલ ચૌધરી



વિશાળ અનુભવને કારણે વૉશિંગ્ટન ખાતે લોકસંપર્ક ખાતાના ડેપ્યુટી ડિરેક્ટર તે નિમાયા, જ્યાં દોઢ વર્ષ સુધી મિલિટરી ઍટેચી(સલાહકાર) તરીકે પણ તેમણે કામ કર્યું. પછી તો એક પછી એક ઉચ્ચ અધિકારની જગ્યાઓ તેમને મળવા લાગી. ૧૯૪૬માં તે બ્રિગેડિયર થયા ને પછી ટૅન્ક પલટનના મુખ્ય અમલદાર બન્યા. તે ટૅન્ક વગેરે બખ્તરિયા દળના યુદ્ધના તજ્ઞ ગણાય છે. હૈદરાબાદના યુદ્ધમાં તેમનો એ અનુભવ કીમતી નીવડેલો.

હિંદ સ્વતંત્ર થયા પછી તે હિંદની રાજધાની દિલ્હીના સંરક્ષણ માટે મુખ્ય અધિકારી નિમાયા, જ્યાંથી તે લેફ્ટ૦ જનરલ કરિઅપ્પાને સ્થાને પૂર્વ વિભાગના સેનાધિપતિ નિમાએલા. અને ગયા એપ્રિલમાં જ દક્ષિણ વિભાગના જી. ઓ. સી. ઇન સી. (જનરલ ઑફિસર કમાન્ડિંગ ઇન ચીફ) તરીકે તેમની નિમણૂક થએલી.

હિંદના લશ્કરી ઇતિહાસનું જે નવું પ્રકરણ ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટથી લખાવું શરૂ થયું છે તેમા લે૦ જનરલ રાજેન્દ્રસિંહે પોતાની અનન્ય સિદ્ધિ વડે પોતાનું નામ ઉજળે અક્ષરે લખાવ્યું છે. ભવિષ્યમાં પણ હિંદનો ધ્વજ ગૌરવપૂર્ણ ફરકતો રહે તે માટે તેમની શક્તિઓ મોટો ફાળો આપશે એવી માત્ર આશા નહિ ખાત્રી છે.

## મેજર જનરલ જયંત ચૌધરી

યોગ્ય તક અને અનુકૂળ વાતાવરણ મળતાં હિંદનું લશ્કરી ખમીર કેવું ઝળહી ઊઠે છે તેનો જીવતો જ્વલંત દાખલો મેજર જનરલ જે. એન. ચૌધરી છે. આજે લશ્કરી અધિકારીઓમાં સૌથી નાની ઉંમર (માત્ર ૪૦ વર્ષની) ધરાવતા હોવા છતાં હૈદરાબાદના યુદ્ધમાં સોલાપુર મોરચે તેમણે જે રણકૌશલ તથા બહાદુરી બતાવ્યાં છે તે કોઇ પણ હિંદીને માટે ગૌરવ લેવા જેવાં છે. હૈદરાબાદથી ૧૭૫ માઇલ દૂર એવા સોલાપુરથી તેમણે એવી વીજળીવેગે આક્રમણ શરૂ કર્યું કે નિઝામના સૈન્યને ક્યાંય પણ મોરચા બાંધીને સામનો કરવા જેટલો વખત કે વિશ્રાંતિ જ ન મળ્યાં, અને પાંચમે જ દિવસે શ્રી ચૌધરીની પલટન સીકંદરાબાદથી માત્ર ૨૫ માઇલ દૂર આવી નિઝામના દ્વારે ખટખટાવવા લાગી. તેમની આ વીજળિક બહાદુરીને લીધે જ નિઝામને આટલી વહેલી શરણાગતિ સ્વીકારવી પડી.

કલકત્તાના એક જાણીતા બૅરિસ્ટરના એ જ્યેષ્ઠ પુત્ર છે. એમનો જન્મ ૧૯૦૮માં થએલો. શાળાનો અભ્યાસ લંડનમાં પૂરો કરી ત્યાંની પ્રખ્યાત સૅન્ડહર્સ્ટની લશ્કરી શાળામાં તે જોડાયા, અને તે શિક્ષણ લીધા બાદ ૨૦ વર્ષની નાની વયે જ તે ૭મી લાઇટ કૅવલરીમાં અમલદાર તરીકે નિમાયા.

ગયા મહાયુદ્ધમાં 'સ્ટાફ ઑફિસર' તરીકે તેમણે આફ્રિકાના સુદાન, ઍબિસીનિયા આદિ રેતાળ પ્રદેશના રણક્ષેત્રો પર વિક્રમશીલ કારકિર્દી બતાવેલી અને છેલ્લે છેલ્લે મધ્ય પૂર્વમાં ક્વાર્ટર માસ્ટર જનરલ તરીકે તેમણે જે અભિનંદનીય કાર્ય કરી બતાવેલું તેને કારણે તો તેમને ઓ. બી. ઇ.નું લશ્કરી બિરુદ આપવામાં આવેલું. હિંદ પાછા ફર્યા બાદ તેમના વિશિષ્ટ લશ્કરી અનુભવને લીધે તેમને ક્વેટાની સ્ટાફ કૉલેજમાં પ્રોફેસર નીમવામાં આવ્યા અને ૧૯૪૪માં ફરી તે ૧૬મી લાઇટ કૅવલરીના ઉપરી અધિકારી નિમાયા.

આ પલટનનું હિંદી લશ્કરી દળોમાં એક વિશિષ્ટ સ્થાન હતું. હિંદી બખ્તરિયા દળોની આ પ્રથમ રેજિમેન્ટ હતી, એટલું જ નહિ પણ હિંદભરમાં તે સૌથી મોટી હતી. આવી પલટનના સેનાપતિ થવાનું હિંદી તરીકે પ્રથમ માન ચૌધરીને મળે એ નાનીસૂની વાત નહોતી. તેમની આગેવાની નીચે આ પલટને ક્વેટાથી મોંઘિર સુધીનો ૩૦૦૦ માઇલનો પ્રવાસ માત્ર એક મહિનામાં પૂરો કરેલો. રંગૂન પર મિત્રદળોએ જે ચડાઇ કરેલી તેમાં અગ્રરક્ષક તરીકે મોખરે શ્રી ચૌધરીની આ જ પલટન હતી. બ્રહ્મદેશના યુદ્ધમાં તેમણે ફરી પોતાની જન્મજાત બહાદુરીનો પરચો આપ્યો હતો. છેક હિંદી ચીન તથા જાવામાં પણ તેમણે સફળ યુદ્ધો ખેલેલાં. આથી ૧૯૪૬માં તેમને બ્રિગેડિયર ને ૧૯૪૮માં મેજર જનરલ બનાવવામાં આવેલા.

પણ કેવળ બહાદુરી, પરાક્રમ કે બતાવ્યું કામ સફળરીતે પાર પાડવાની શક્તિ માટે જ તે મશહૂર નથી. હિંદી લશ્કરના તે એક



વાઇસ એર માર્શલ એસ. મુખરજી



બુદ્ધિકેન્દ્ર મનાય છે. યુદ્ધની સમગ્ર યોજના કરવી, તેમાં લશ્કરનો વ્યૂહ ગોઠવવો તથા યુદ્ધ સત્વર જીતવા માટે કયાંકયાં સાધનો તથા પરિબળો ઉપયોગમાં લાવવાં તે નક્કી કરવું ઇત્યાદિ મહત્ત્વનાં આયોજનો કરવાનું કાર્ય તેમને સોંપાએલું છે. થોડા વખત પહેલા જ ઑફિશિયેટિંગ ચીફ ઑવ ધ જનરલ સ્ટાફ તરીકે તેમની નિમણૂક થએલી. અને હવે તેમની એ શક્તિઓને કારણે જ તેમને હૈદરાબાદના લશ્કરી વહીવટદાર નીમવામા આવ્યા છે. આઝાદ હિંદની ભાવિ લશ્કરી કારકિર્દીમા તેમને માટે ટોચનું સ્થાન હશે એ ચોક્કસ લાગે છે.

### મેજર જનરલ અજિત અનિલ રુદ્ર

આજ સુધીની બ્રિટિશ પ્રણાલિ એ હતી કે હિંદીઓને લશ્કરમા ઊંચું સ્થાન ન આપતાં તેમને પાછળ જ રાખવા. આ શોખરી પ્રણાલિને પોતાની બિનહરીફ યોગ્યતા, પરાક્રમ અને યુદ્ધકૌશલ્યથી તોડનારા હિંદીઓમાં મેજર જનરલ અજિત અનિલ રુદ્ર આગળ પડતા છે. બીજાઓની પેઠે અમલદારી નિમણૂકથી નહિ પણ એક અદના સૈનિક તરીકે તે લશ્કરમા દાખલ થએલા, અને કેવળ પોતાની ગુણવત્તાને લીધે જ આજે મેજર જનરલના પદે પહોચ્યા છે. આમ હિંદી સૈન્યના બધા તબક્કાઓનો સૌથી વિશેષ અનુભવ ધરાવતા અધિકારી ગણાતા મેજર જનરલ રુદ્રે હૈદરાબાદ પરની ચઢાઇમાં બેઝવાડા તરફથી જોરદાર હુમલો કરીને નિઝામને મુંઝવી નાખેલા.

દિલ્હીની સેન્ટ સ્ટીફન્સ કૉલેજના જાણીતા પ્રિન્સિપાલ રુદ્રને ત્યાં ઇ. ૧૮૯૬માં તેમનો જન્મ થએલો. ઇંગ્લંડમાં ટ્રિનિટી કૉલેજમાં ભણતર પતાવ્યા બાદ લશ્કરી પ્રવૃત્તિ તરફના આકર્ષણને કારણે તે રૉયલ ફ્યુઝિલિયર્સની ૨૮મી પલટનમાં સાદા સૈનિક તરીકે જોડાયા. પણ કોલસાની ખાણમાં પડેલો હીરો જેમ ચમક્યા વગર રહેતો નથી તેમ શ્રી રુદ્રની યોગ્યતા પણ છાની ન રહી. તેમને પહેલાં લાન્સ કૉર્પોરલ, પછી કૉર્પોરલ અને છેવટે સાર્જન્ટ તરીકે નીમવામા આવ્યા. ૧૯૧૫માં પહેલા મહાયુદ્ધ વખતે સોમેના પ્રખ્યાત ભીષણ યુદ્ધમાં બ્રિટિશ ટુકડીના સરદાર તરીકે તેમણે ભાગ લીધેલો. એ યુદ્ધમાં બંને પક્ષે ભયાનક ખુવારી થએલી, જેમાં રુદ્ર પણ ઘવાયા હતા. ૧૯૧૯માં પંજાબ રેજિમેન્ટના અધિકારી તરીકે અફઘાન યુદ્ધમાં તથા સરહદની ઇતર લશ્કરી પ્રવૃત્તિઓમાં પણ તેમણે મોટી કામગરી બજાવેલી.

ધીમેધીમે તેમણે પોતાની રેજિમેન્ટમાં એક પછી એક ચઢિયાતા બધા જ હોદ્દાઓ મેળવવા માંડયા. ચાર વર્ષ તે ક્વાર્ટર માસ્ટર હતા, પછી ચાર વર્ષ એડજ્યુટન્ટ, પછી કમ્પની કમાંડર અને ૧૯૪૧માં આમની બટૅલિયનના સેકન્ડ-ઇન-કમાન્ડ નિમાયા, તથા ૧૯૪૩માં તેમને લેફ્ટેનન્ટ કર્નલ બનાવવામાં આવ્યા. બીજા મહા યુદ્ધમાં તેમણે બતાવેલા નૈપુણ્ય માટે ઇ. ૧૯૪૫માં તે કર્નલ બનાવાયા તથા તેમની ઉજ્જવળ સેવા માટે ઓ. બી ઇ. નું માનભર્યું બિરુદ તેમને મળ્યું; અને ૧૯૪૬માં તેમને બ્રિગેડીઅરના હોદ્દે ચઢાવવામાં આવ્યા એટલું જ નહિ પણ ડિરેક્ટર ઑવ મોરાલ તરીકે નીમવામાં આવ્યા. હિંદ સ્વતંત્ર થયું ત્યારે તે મિલિટરી સેક્રેટરી હતા. ત્યાંથી ૧૯૪૮માં તે મદ્રાસ વિસ્તારના મેજર જનરલ નિમાયા અને એ જ હોદ્દેથી હૈદરાબાદ પરના લશ્કરી પગલામાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો. એક સાદો સૈનિક પણ ધારે તો કેવી ઝળહળતી પ્રગતિ કરી શકે છે તેનું મેજર જનરલ રુદ્ર એક પ્રતીક છે.

### વાઇસ એર માર્શલ એસ. મુખરજી

હૈદરાબાદ પરની વીજળિક ચઢાઈમાં વિમાની પ્રવૃત્તિનું સંચાલન કરીને નિઝામનાં વિમાનઘરો તથા વિમાનોને કબજે કરનાર વિમાની દળના વાઇસ એર માર્શલ એસ. મુખરજીનું હિંદી વિમાની દળમાં અનોખું સ્થાન છે. વિમાની દળના ઘણાખરા મહત્ત્વના હોદ્દા ધરાવનાર તે જ પ્રથમ હિંદી હતા. હિંદી વિમાની દળના અમલદારો માટેની તાલીમ લેવા ગએલી પહેલી જ ટુકડીમાંના તેઓ એક હતા, અને હિંદી વિમાની દળમાં કમિશન મેળવનાર પણ તે જ પ્રથમ હિંદી હતા. રેકૉર્ડનના ઉપરી નિમાનાર પણ તે જ પ્રથમ હિંદી અને વિમાની દળના કેન્દ્રના અધિપતિ નિમાનાર પ્રથમ હિંદી પણ તે જ;

આજે વિમાની દળના ડેપ્યુટી કમાન્ડર તથા ચીફ ઑફ એર સ્ટાફનો હોદ્દો ધરાવતા પણ તે જ પહેલા હિંદી છે.

ઈ. ૧૯૧૧માં કલકત્તામાં તેમનો જન્મ થએલો. શરૂઆતનું શિક્ષણ કલકત્તામાં લઈ કેમ્બ્રિજમાં વધુ અભ્યાસ કરવા તે ઇંગ્લંડ ગયા; પણ વિધિએ કંઇ બીજું જ ધાર્યું હતું. ત્યાં પહોંચીને વિમાની દળની તાલીમ માટેના ઉમેદવારોની હરીફાઇમાં તેમણે પરીક્ષા આપી અને તેમાં પાસ થતાં ૧૯૩૨માં બીજા પાંચ સાથીદારો સાથે તે તાલીમ પૂરી કરી. ત્યારથી તે શાહી તથા હિંદી વિમાની દળોમાં મહત્વની કામગીરી બજાવતા આવ્યા છે. ૧૯૩૬માં પેશાવર પ્રાંતની ચળવળની પ્રવૃત્તિમાં ને તે પછી વઝીરીસ્તાનના યુદ્ધમાં તે મોખરે હતા. એક વર્ષ એડજુટન્ટ રહ્યા બાદ તે પહેલી સ્કવૉડ્રનના કમાંડિંગ ઑફિસર નિમાયા. ત્યાં પોતાની હિંમત, ચપળતા, કુશળતા તથા ચાતુરીથી કામ કરવાની શક્તિની જે ઊંડી છાપ તેમણે પાડી તેથી તેમને ઓ. બી. ઇ. નો ખિતાબ આપવામાં આવેલો.

### સુવાની ભાજી

સુવાની ભાજીનું સેવન વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષનો નાશ કરનારું છે. તેથી કોઇ પણ દોષના પ્રકોપમાં, અગર સારી તબિયત હોય ત્યારે પણ સુવાની ભાજીનું સેવન હિતકર નીવડે છે. અતિસારના રોગમાં પણ સુવાની ભાજી જૂની બાદી તોડી નાંખી આરામ કરે છે.

અર્શ(હરસ)ના રોગથી પીડાતા માનવી સુવાની ભાજીનું સેવન કરવાથી કબજિયાત અને વાયુથી દૂર રહી રોગમુક્ત બને છે.

આ ભાજીમાં પ્રજીવક(વિટામિન) તત્વ 'અ'નું એટલું બધું મોટું પ્રમાણ રહેલું છે કે પ્રજીવક તત્વ 'અ'ની ક્ષતિવાળાં બાળકો અને નબળાં તમામ માનવીઓની તે ક્ષતિ તેનાથી દૂર થઈ શરીર મજબૂત બને છે. વળી આ ભાજી રુચિકર હોઇ મંદ જઠરાગ્નિવાળાઓને માટે તેનું સેવન હિતકર છે.

સુવાની ભાજીનું સેવન બુદ્ધિવર્ધક અને નેત્રનું તેજવર્ધક હોઈ બાળકો, વિદ્યાર્થીઓ અને આંખનાં તમામ દરદીઓ માટે ઉત્તમ છે. શરીરમાં રહેલાં ઝેરો હરી લેવા માટે આ ભાજીનો રસ ઉત્તમ ઔષધ છે. તાવનાં દરદોમાં આ ભાજીની કાંજી આસકારક છે. (વંદેમાતરમ્)

### જ્ઞાનેન્દ્રિયો કેટલી? પાંચ કે દસ?

આંખ, કાન, નાક, જીભ ને ચામડી એ પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા જ જગતના સર્વ પદાર્થોના અસ્તિત્વને આપણે પારખી શકીએ છીએ એમ લાંબા વખતથી આપણે માનતા આવ્યા છીએ. પણ વિજ્ઞાનના પ્રયોગો દ્વારા હવે નક્કી થયું છે કે સજીવસૃષ્ટિને ફક્ત પાંચ જ જ્ઞાનેન્દ્રિયો નથી. જર્મન વૈજ્ઞાનિક વૉલ્હબૉડ(Wohlbod) એવું સાબિત કર્યું છે કે પ્રાણીઓને સાત, આઠ કે તેથી પણ વધુ જ્ઞાનેન્દ્રિયો છે.

પ્રો. વૉલ્હબૉડ નિશ્ચયાત્મક રીતે કહે છે કે ગરમી અને ઠંડી જ્ઞાન દર્શાવવા માટે, આપણે ટટ્ટાર ચાલી શકીએ તે માટે, શરીરની સમતુલા બરાબર જાળવી રાખવા માટે, એવાંએવાં જુદાંજુદાં કાર્યો માટે જુદી ઇન્દ્રિયો હોવી જ જોઇએ. શરીરની સમતુલા જાળવવા માટેની ઇન્દ્રિય કાનની અંદર એક અવયવ (Cochlea) રૂપે આવેલી છે. પણ હજુ તે ઇન્દ્રિયના સમતુલા જાળવવાના જ્ઞાન ઉપર જ્ઞાનના તંતુઓ કયા પ્રકારે નિયંત્રણ કરે છે તે સ્પષ્ટ થતું નથી. આ ત્રણ ઇન્દ્રિય ઉપરાંત માણસને દૂર અંતર ઉપર આગામી બનતા બનાવની આગાહીનું જ્ઞાન કે પ્રસંગોના સૂચનનું પણ જ્ઞાન થાય છે, જેને આપણે અંતર્જ્ઞાન, સ્વયંભૂવૃત્તિ કે પ્રેરણાના નામથી સંબોધીને સંતોષ માનીએ છીએ. પણ વાસ્તવિક તો તે માટે કોઈ જુદી ચોક્કસ જ્ઞાનેન્દ્રિય જ હોવી જોઇએ એમ વૈજ્ઞાનિકો કહે છે.

વળી કેટલાંક કાર્યો કોઇ એક જ ઇન્દ્રિય દ્વારા થતાં નથી એમ સાબિત થયું છે. દા. ત. સાંભળવાની ક્રિયા કાન દ્વારા થાય છે એમ આપણે માનીએ છીએ. પણ શરીર-શાસ્ત્રવિદો કહે છે કે આ માન્યતામાં સંપૂર્ણ સત્યાંશ નથી. વ્યક્તિના કાન કાપી નાખવામાં આવે કે કાનના પડદાને ઈજા પહોંચાડવામાં આવે તોપણ તેની સાંભળવાની શક્તિ નાશ પામતી નથી. એફ. કાનીઝરો નામના હંગેરિયન વૈજ્ઞાનિકે તદ્દન બહેરા માણસ અને કૂતરાને તેમનાં હાડકાં દ્વારા અવાજ વહન કરી સાંભળતા કરવાની અભિનવ તરકીબ શોધી કાઢી છે, જે પરથી ફલિત થાય છે કે અવાજનો વહનધર્મ કાન ઉપરાંત અન્ય અવયવમાં પણ હોવો જોઇએ. એ જ પ્રમાણે જોવાનું કાર્ય પણ આંખ સિવાય બીજી પણ ઇન્દ્રિયો કરે છે. વીએનામાં ચક્ષુવિહીન ડૉ. ફેડરીચ મૅન્સફેલ્ડે જ્યૂ પ્રજાના અંધાશ્રમનાં અંધ બાળકોને શ્રવણેન્દ્રિય દ્વારા 'જોવાનું' કાર્ય કરવાની ટેવ પાડી છે. એ પ્રયોગોએ નક્કી કર્યું છે કે ચક્ષુવિહીનો કાન દ્વારા મકાનો, વૃક્ષ, ખેડનું ફરનીચર વગેરેનાં કદ અને રૂપ કહી શકે છે. તેઓ અવાજની ઘનતા ઉપરથી તે કેટલા અંતર ઉપરથી આવે છે તે, તેને ઉત્પન્ન કરનાર સાધનની બનાવટનો પદાર્થ તથા સાધનનાં રૂપ અને ઘાટ વગેરે બાબતો કેવળ કાન વતી પારખી શકે છે. આમ એક જ્ઞાનેન્દ્રિયની ખોડની અવેજમાં બીજી જ્ઞાનેન્દ્રિય મોટે ભાગે મદદકર્તા નીવડે છે. પણ ટાઢાઉનાનું જ્ઞાન, સમતુલા જાળવવાની શક્તિ તથા ભાવિનું કથન કરવાની શક્તિ કોઇ સહાયકારક જ્ઞાનેન્દ્રિયો દ્વારા નહીં પણ કોઇ ચોક્કસ સ્વતંત્ર જ્ઞાનેન્દ્રિયોને આભારી છે એવું વૈજ્ઞાનિકોએ પ્રયોગો ઉપરથી અનુમાન તારવ્યું છે.

એ જ પ્રમાણે કેટલાંક પ્રાણીઓમાં નિવાસસ્થાન શોધી કાઢવાની જે આશ્ચર્યકારક શક્તિ હોય છે તે પણ કોઈ જુદી જ્ઞાનેન્દ્રિયને આભારી છે એમ વૈજ્ઞાનિકો કહે છે. કૂતરાને ઘણે દૂર મૂકી આવીએ તો પણ અંતે તે પોતાના અસલ સ્થળે આવી જાય છે એ ઘણાને ખબર છે. પોતાની તીવ્ર ઘ્રાણશક્તિ વડે તે આ રીતે પાછો આવે છે એમ ઘણા માને છે. પણ તેમાં તથ્યાંશ નથી. માછલીને ઘ્રાણેન્દ્રિય હોતી નથી, છતાંય હેડૉક નામની માછલી ત્રણ વર્ષ સમુદ્રમાં વસવાટ કર્યા બાદ, પોતાના જન્મસ્થાનની નદીમાં પાછી ફરે છે. પંખીઓમાં તો આ રીતે પોતાનું વતન શોધી કાઢવાની શક્તિ આશ્ચર્યકારક હોય છે. પૃથ્વી પરનાં તમામ સ્થળે કાલક્રમે પક્ષીઓ હજારો માઇલોનું અચૂક સ્થળાંતર કરે છે. શરદ્ ઋતુના આરંભકાળથી થરથરો નામનું પક્ષી અચૂકરીતે ચીનથી અહીં આવે છે, હીવાળીયોદ્ધ છેક યુરોપ અને ઉત્તર એશિયાથી આવે છે અને હંસ તિબેટમાંથી આવે છે. ઇંગ્લંડનું સ્વૉલો પક્ષી દર શિયાળે દક્ષિણ આફ્રિકા ઊડી જાય છે અને વસંતની શરૂઆતમાં પાછું ફરે છે. આમ સ્થાનાંતર કરવાનું અને અણચૂક્યા જૂના નિવાસસ્થાને આવી જવાનું પક્ષીઓને શી રીતે આવડતું હશે? વૉલ્હબૉડ કહે છે કે તે માટે તેમનામાં કોઈ જુદી ગૂઢ જ્ઞાનેન્દ્રિય જ હોવી જોઈએ.

આ ઉપરાંત પણ પ્રાણીઓમાં બીજી એક અદ્ભુત જ્ઞાનેન્દ્રિય રહેલી છે. જાવાના એક ગામડામાં મોટાં વાંદરાંઓએ ખૂબ હેરાનગતી કરવા માંડતાં તેમનું કાસળ કાઢવા ઝેર ભેળવેલું ખાદ્ય બધે મૂકવામાં આવ્યું. વાંદરાંએ તે ઝેરી ખાદ્ય ખાધું તો ખરું, પણ તરત જ તે ગામ બહાર સીમમાં દોડી ગયાં અને ઝેર નિવારક છોડ શોધી કાઢી તે ખાવા લાગ્યાં. આથી મોટા ભાગનાં વાંદરાં મૃત્યુના પંજામાંથી ઊગરી ગયાં. આ તથા બીજા અનેક દાખલાઓ ઉપરથી વૈજ્ઞાનિકો ધારે છે કે પ્રાણીઓમાં એક વધુ રહસ્યમય અને અજ્ઞાત

જ્ઞાનેન્દ્રિય હોવી જોઈએ. આ જ જ્ઞાનેન્દ્રિયના પ્રતાપે પ્રાણીઓ પોતાનો ખોરાક શોધી કાઢે છે, પક્ષીઓ કહોવાતાં વૃક્ષોની છાલમાંથી કે જમીનમાંથી છૂટે દગાએલાં કીડા કે જીવાત શોધી કાઢે છે.

ઉપર જણાવેલી જ્ઞાનેન્દ્રિય વડે કે બીજી કોઇ વિશિષ્ટ જ્ઞાનેન્દ્રિયને કારણે મધ્ય અને દક્ષિણ અમેરિકાના પોપટો ધરતીકંપની આગાહી કરી શકે છે. પોપટની હીલચાલ જોઈ ત્યાંના વતનીઓ અચૂક રીતે આગામી ધરતીકંપના ભય સામે સાવધ થઇ રહે છે. એ જ રીતે વાદળાંનું નામનિશાન ના હોય તોપણ ઢોર ને ઘોડાંની એ જ્ઞાનેન્દ્રિયને કારણે થતા વિશિષ્ટ ચેનચાળા ઉપરથી ગોવાળો તોફાનનું આગમન જાણી શકે છે. કેટલાંક પ્રાણીઓ અને ખાસ કરીને હાથી, પોતાનું મૃત્યુ અગાઉથી જાણી શકે છે, અને તે માટેના નિયત સ્થળે પહોંચી જાય છે એ તો ખૂબ જાણીતી વાત છે. એ જ રીતે કેટલાક માણસો પણ આગામી બનાવોનું જ્ઞાન ધરાવે છે. આ જ્ઞાનને લીધે માણસો નજીકના ભવિષ્યમાં આવનાર આપત્તિ, મૃત્યુ યા દૂર વસતા આપ્તજન પર આવનારી કે આવેલી આપદા જાણી શકે છે. આ જ્ઞાનને અગમ્યવાદ કે ઉચ્ચ પ્રકારની કલ્પનાશક્તિ લેખવામાં આવે તો ભલે, પણ વૈજ્ઞાનિકો કહે છે કે આ નવમી જ્ઞાનેન્દ્રિયના ગૂઢ અને રહસ્યમય કાર્યો કેમ ન હોઇ શકે?

દસમી જ્ઞાનેન્દ્રિય વિચારબળની છે. હિપ્નૉટિઝમ આનો એક પ્રકાર ગણાય. મદારીના સર્પ ખેલ પણ એમાં જ આવે. બધાં કરતાં કૂતરામાં આ દસમી જ્ઞાનેન્દ્રિય ઉચ્ચ પ્રકારે ખીલેલી હોય છે.



'કેન્નેડી ચન્દ્રક' મેળવનાર પ્રથમ હિન્દી

લંડનની કૉર્પોરેશન ઑવ્ સર્ટિફાઈડ સેક્રેટરીઝ(પ્રમાણિત સેક્રેટરી સંઘ)ની પરીક્ષામાં ઊંચે સ્થાને આવનારને દર વર્ષે જસ્ટિસ કેન્નેડી ચન્દ્રક અપાય છે ૧૯૪૬માં શ્રી આર. એમ. પટેલ એ ચન્દ્રક મેળવનાર આજ સુધીમાં પહેલા હિંદી છે. ચિત્રમાં લંડનમાંના હિંદના હાઈ કમિશ્નર શ્રી વી. કે. કૃષ્ણમેનન તે ચન્દ્રક શ્રી પટેલને આપી રહ્યા છે.

આમ, પ્રાણીઓના અનેક અદ્ભુત કાર્યોને આપણે 'પ્રેરણા' નામે સંબોધીએ છીએ; પણ શરીરશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને વૈદકીય શોધખોળો તે ક્રિયાઓ તથા જ્ઞાન વિશિષ્ટ જ્ઞાનેન્દ્રિય હોવાનું સૂચન કરે છે. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## શરદ-પૂર્ણિમા

વર્ષાના વાદળઘેર્યાં આકાશ પછી પહેલવહેલી આવતી આ નિરભ્ર અને નિર્મળ પૂનમ વખતે નથી હોતો ઉનાળાનો ઉકળાટ કે નથી હોતી શિશિરની શરીર કંપાવતી ટાઢ. તે સ્વચ્છ રાત્રિએ સ્વરથી નળતામાં રાન જેવા તારાઓની વચ્ચે ઉલ્લાસથી પ્રકાશતા ચંદ્રની શોભા, તેની દૂધ જેવી ચાંદનીમાં નહાતું સૃષ્ટિનું સૌંદર્ય, અને તે બધાની મન પર થતી જાદુઈ અસરને કારણે શરદ-પૂર્ણિમા આપણા તહેવારોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. શરદ-પૂનમ એટલે કુદરતનું કાવ્ય અનુભવવાનો તહેવાર

એ દિવસે આપણે ત્યાં અગાશી કે ખુલ્લાં મેદાનોમાં બેસી ચન્દ્રની અમૃતસમી ચાંદની ઝીલતાઝીલતાં અને મિત્રમંડળી સાથે આનંદવિનોદ કરતાકરતાં દૂધપૌંઆ ખાવાનો રિવાજ છે. ચોમાસામાં પાકેલી નવી ડાંગરના પૌંઆ ઘણા મિઠાશવાળા લાગે છે. કેટલેક ઠેકાણે તેને કોપરા સાથે ખાવાની પ્રથા છે. શરદ-પૂર્ણિમાની ચાંદનીમાં દૂધપૌંઆ રાખી મૂકવાથી તેનું અમૃતીકરણ થાય છે એવી એક માન્યતા છે. આ ઉપાહારના કાર્યક્રમ ઉપરાંત સ્ત્રીઓ ઠેરઠેર રાસ-ગરબા ગાય છે. નાનામોટા પુરુષો એ આહ્લાદક ચાંદરણામાં આટાપાટા રમે છે, કોઈ કોઈ ઠેકાણે સંગીત થાય છે. તો કોઇ ધાર્મિક વ્યક્તિ તે દિવસે વૈદિક બ્રાહ્મણ પાસે મંત્રજાગર કરાવે છે. આમ શરદ ઋતુના આ છેલ્લા દિવસે સૌંદર્યનું બની શકે તેટલું પાન કરવામાં આવે છે

બ્રહ્માંડ-પુરાણમાં કહ્યુ છે કે શરદ-પૂર્ણિમાને દિવસે શહેરના રસ્તાઓ સાફ કરી તેના પર સુગંધી જળનો છંટકાવ કરવો, ઠેકઠેકાણે પુષ્પો પાથરવાં, ચંદરવા તાણવા અને બધે પ્રફુલ્લ વાતાવરણ રાખવું કારણ તે દિવસે લક્ષ્મી બધે ફરે છે. પણ તે રાત્રે નિસર્ગની જે આ વર્ણનીય શોભા હોય છે તે તો પ્રત્યક્ષ લક્ષ્મી કરતાં પણ ચડી જાય તેવી હોય છે જ્યોતિષીઓ કહે છે કે તે દિવસે ચન્દ્ર પૃથ્વીની વધારેમાં વધારે પાસે આવે છે. આસો સુદ ૧૫ને દિવસે આવતા આ તહેવારને ગુજરાતીમાં કોજાગરી પૂર્ણિમા પણ કહે છે. કેટલેક ઠેકાણે કાર્તિકસ્નાનની શરૂઆત આ દિવસથી કરવામાં આવે છે. આ માસ દરમ, એકાદશી કે પૂર્ણિમાથી એક મહિના સુધી કોઈ પણ તીર્થ પર રહી પરોઢિયામાં કરાતા સ્નાનને કાર્તિકસ્નાન કહેવામાં આવે છે.

પણ શરદ-પૂર્ણિમાનું સાચું સૌંદર્ય માણવું હોય તો રાત્રે બે વાગ્યે ઊઠવું જોઇએ. તે વખતે નીરવ રાત્રિની શાંતિમાં તારા, ચંદ્ર અને સૃષ્ટિ જે સંગીતમય તાલ લે છે તેનો આસ્વાદ એકવાર ચાખ્યા પછી ભાગ્યે જ ભૂલી શકાય તેવો હોય છે.

—માસમાસના તહેવારો-૧૦

## ચાલુ તવારીખ : સપ્ટે૦

તા. ૧ ડૉ. જીવરાજ મહેતાના પ્રમુખપણા નીચે વડોદરામાં પ્રધાનમંડળની રચના.

તા. ૩ યુરોપના સમર્થ રાજપુરુષ તથા ચેકોસ્લોવાકિયાના લોકપ્રિય પ્રમુખ તથા રાષ્ટ્રપ્રાણ ડૉ. બૅનેસનું મૃત્યુ. ✪ ૧,૩૦,૦૦૦ના પ્રાદેશિક લશ્કરી દળની રચના કરવાનો ... પાર્લામેન્ટમાં નિર્ણય.

... ૫ ગંગા નદીમાં પૂર આવતાં સંયુક્ત પ્રાંતના ૮૦૦ ગામડાં પર પાણી ફરી વળ્યાં. ✪ બ્રહ્મદેશના કૉમ્યુનીસ્ટ બળવાખોરોએ ગોલમીન તથા પેડ્રન કબજે કર્યાં.

તા. ૯ વ્યક્તિને નાતબહાર મૂકવાના કાર્યને ગુન્હો ઠરાવતો મુંબાઈ સરકારનો કાયદો.

તા. ૧૧ પાકિસ્તાનના ગવર્નર જનરલ મિ. મહંમદઅલી ઝીણાનું અવસાન. ✪ સિકંદરાબાદમાં હિંદનું લશ્કર રાખવા દેવાની વિનતિનો નિઝામ તરફથી અસ્વીકાર.

તા. ૧૩ હિંદી સંઘની ફોજોએ હૈદરાબાદ પર ૫ બાજુથી વિજળિક ધસારો શરૂ કર્યો.

તા. ૧૪ હિંદની પહેલી ક્રુઝર 'દિલ્હી'નું પં. જવાહરલાલે મુંબાઈમાં સ્વાગત કર્યું.

તા. ૧૬ હૈદરાબાદના પ્રતિનિધિમંડળની સંયુક્ત રાષ્ટ્રસંઘ આગળ મદદ માટે ધા. ✪ હૈદરાબાદથી ૨૫ માઈલ છેટે હિંદી સેના.

તા. ૧૭ નિઝામે શરણાગતિ માગી. હિંદી ફોજોનો ઝળહળતો વિજય. ✪ યુનોના પૅલેસ્ટાઈન ખાતેના શાંતિદૂત બર્નાડોટનું જેરૂસલેમમાં ખૂન.

તા. ૧૯ હૈદરાબાદની પ્રજા પર ત્રાસ વર્તાવનાર રઝાકારોના નેતા કાસીમ રઝવીની ધરપકડ. ✪ હૈદરાબાદમાં લશ્કરી વહીવટની સ્થાપના. મે. જ. ચૌધરી લશ્કરી ગવર્નર.

તા. ૨૧ હિંદી અખબારોની પોતાની માલીકીના પ્રેસ ટ્રસ્ટ આવ્ ઇંડિયાને રોઈટરની ઍસોશીએટેડ પ્રેસ ઑવ્ ઇંડિયા સોંપાઈ તથા તેને રોઈટરની સંસ્થામાં ભાગીદારી મળી.

તા. ૨૪ અનાજના ભાવો, તેની પ્રાપ્તિ અને વહેંચણી પર ફરી અંકુશ મૂકવાનો નિર્ણય.

તા. ૩૦ પૂર્વ પાકિસ્તાનમાં હિંદુ વેપારીઓની અસંખ્ય ધરપકડ.

## આ માસ (ઑક્ટોબર) ઈતિહાસમાં

તા. ૧ સ્વ. માલવીયજીના અથાક પરિશ્રમથી બનારસ હિંદુ યુનિવર્સિટીની સ્થાપના, ૧૯૧૭.

તા. ૫ પોર્ટુગાલમાં જબ્બર રાજ્યક્રાંતિ થઇને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના, ૧૯૧૦

તા. ૮ હિંદમાં નૂતન યુગનાં મંડાણ કરનાર 'યંગઇન્ડિયા' પત્રના ગાંધીજી તંત્રી બન્યા, ૧૯૧૯.

તા. ૧૪ ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયે પહેલી જ વાર સ્ત્રીસ્નાતકોને ઉપાધિ આપવા માંડી, ૧૯૨૦.

તા. ૧૬ વાણીસ્વાતંત્ર્ય માટે મહાત્માજીએ વૈયક્તિક સત્યાગ્રહ ઉપાડ્યો, ૧૯૪૦.

તા. ૧૯ 'ગુલીવર્સ ટ્રાવેલ્સ'ના પ્રખ્યાત અંગ્રેજ કટાક્ષલેખક જૉનાથન સ્વિફ્ટનું અવસાન, ૧૭૪૫

તા. ૨૫ ગયા મહાયુદ્ધમાં જર્મનીએ રશિયાનું મજબૂત થાણું ખારકોવ કબજે કર્યું, ૧૯૪૧.

તા. ૨૬ વર્ષોની લડત પછી આયર્લૅન્ડ સ્વતંત્ર થયું, ડી' વેલેરા પ્રમુખ ચૂંટાયા, ૧૯૨૨.

તા. ૨૮ હિંદુ ધર્મની દીક્ષા લઈ ભારતની મૃત્યુ પર્યંત અખંડ સેવા કરનાર તેજસ્વી આઇરીશ કુમારિકા ભગિની નિવેદિતાનો જન્મ, ૧૮૬૭

તા. ૨૯ અંગ્રેજોએ નેપાળ રાજ્યના કલંગાના કિલ્લા પર હુમલો કર્યો, ૧૮૧૪. ત્યાંના ગુરખા સેનાપતિ બલભદ્રસિંહે માત્ર ૬૦૦ માણસોની મદદ વડે ૧ મહિનો ટક્કર ઝીલી.

### આ માસની વ્યક્તિ-વિશેષ : બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર



દેહે અને વિદ્વત્તાએ જ્હૉનસન કે ગેરટૅનની યાદ આપતા, ગુજરાતી સાહિત્યની મધ્ય પેઢીના છેલ્લા ધુરંધર, વિચારભારવાળી કવિતા તથા સૉનેટને સાહિત્યમાં પ્રવર્તાવનાર કવિ, કર્ણકઠોર પણ બલિષ્ઠ ગદ્ય સર્જનાર લેખક, સર્વસ્પર્શી ગ્રહણશક્તિ ધરાવનાર વિવેચક ને વિચારક શ્રી બળવંતરાય ઠાકોરનો જન્મ ૧૮૬૯ની ૨૩મી ઑક્ટોબરે ભરૂચમાં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતા કલ્યાણરાય રાજકોટમાં ન્યાયાધીશ હતા, એટલે શરૂનું શિક્ષણ ત્યાં લઈ ૧૨ વર્ષની વયે તે રાજકોટ હાઇસ્કૂલમાં દાખલ થયા અને તેજસ્વી વિદ્યાર્થીજીવન પછી પૂનાની ડેક્કન કૉલેજમાંથી તેમણે બી.એ.ની પરીક્ષા ઘણુ ઊંચે નંબરે પાસ કરી, એટલું જ નહિ પણ અંગ્રેજીમાં પ્રથમ આવીને એલિસ સ્કૉલરશિપ મેળવી.

ત્યાંથી મુંબાઇ આવી તે 'ઇન્ડિયન સ્પેક્ટેટર'ના મદદનીશ તંત્રી થયા તથા 'ટાઈમ્સ ઑવ ઇન્ડિયા'માં પણ લેખો લખવા માંડ્યા. પણ તેમની ઈચ્છા આઇ. સી. એસ. માટે ઇંગ્લૅંડ જવાની હતી તે પિતાશ્રીના વિરોધને લીધે પડતી મૂકી, ફરી તે એમ. એ.ના અભ્યાસ માટે પૂને ગયા. એ અભ્યાસકાળ દરમ્યાન મહર્ષિ રાનડે તરફથી તેમને માધવરાવ પેશ્વાના કાળના અમૂલ્ય દફતરો મળતાં તેમણે તેના પર સંશોધન કરી એક અભ્યાસપૂર્ણ ઐતિહાસિક નિબંધ લખ્યો, જેને માટે તેમને ભાઉ દાજી પ્રાઇઝ તથા સુવર્ણચન્દ્રક મળ્યો.

ઈ. ૧૮૯૫માં તે કરાંચીની કૉલેજમાં પ્રોફેસર નિમાયા. ત્યાંથી વડોદરા, અજમેર અને પુનામાં પણ ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ફિલસુફી ઇત્યાદિ વિષયોના અધ્યાપક તરીકે તેમણે કામ કર્યું. એ દરમ્યાન જ 'આરોહણ' તથા 'રીચિંગ્સ ઑવ ટેનિસન' આદિ પુસ્તકો લખીને તેમણે સાહિત્યજગતમાં પ્રવેશ કર્યો. તેમની આ વિદ્વત્તાને કારણે તેઓ મુંબાઈ, બનારસ તથા અલ્લાહાબાદ યુનિવર્સિટીઓના પરીક્ષક નિમાવા લાગ્યા. આજસુધી તેમણે લખેલાં અનેક પુસ્તકો પૈકી ૯ કવિતાનાં, ૪ નાટકનવલિકાનાં, ૧૯ વિવેચનનાં, ૭ સંપાદિત સાહિત્યનાં ને ૬ તરજુમાનાં છે. ઉપરાંત અંબાલાલભાઈ નામક ચરિત્ર, સ્કૂલોનાં ૮ ચરિત્રો તથા અમેરિકાનો ઇતિહાસ પણ લખ્યાં છે. તેમનું 'ઇન્ડિયન ઍડમિનિસ્ટ્રેશન ટુ ધ ડૉન ઑવ રિસ્પૉન્સિબલ ગવર્મેન્ટ' પુસ્તક તો આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામ્યું છે. આ મહિને ૮૦મા વર્ષમાં પ્રવેશતા હોવા છતાં તેમની સર્જનપ્રવૃત્તિ અને સ્વાધ્યાય તો પ્રથમ જેટલાં જ ઉત્કટતાથી ચાલે છે. ગુજરાતના ગૌરવરૂપ આ વિદ્વાન દીર્ઘાયુ થાઓ.

**વીજળીના દીવાની શોધ** (આ માસનો પ્રસંગ-વિશેષ) : આજે જગતભરમાં રાત્રિને દિવસમાં પલટાવી દેતા દૈત્યિક જ્યોતિના વીજળીના દીવાની શોધનો ઇતિહાસ રોમાંચક છે. ઇ. ૧૮૭૮માં એડિસને તેના પ્રયોગો શરૂ કરીને પ્રકાશ વિષેનાં સર્વ પુસ્તકો વાંચી કાઢી ૪૦ હજાર પાનાંની નોંધો તૈયાર કરી. સતત ૧ વર્ષ સુધી નિરાશ થયા વગર ૧૦ હજાર પ્રયોગો કર્યા. લાખેક રૂપિયાનું પાણી કર્યું, છતાં કોઈપણ ધાતુનો તાર દીવામાં ટકી શકતો નહિ. આખરે તેમણે સુતરની દોરી પર કાર્બનનું પડ ચડાવેલો તાર બે દિવસનો મથામણ બાદ દીવામાં ગોઠવ્યો. અને ૧૮૭૯ના ૨૧મી ઑક્ટોબરે એડિસને ધડકતે હૈયે વીજળીની ચાંપ દાબી ને એડિસનનો વિજય થયો! આજ આ ગાત, અને ધુમાડા વગરનો પ્રકાશ પ્રકટ્યો હતો. આખું જગત છક થઈ ગયું. એ પહેલો દીવો સતત ૪૫ કલાક બળીને ઓલવાઈ ગયો. પછી તો અનેક સુધારાવધારા બાદ હાલ જ્યાં સુધી આજે જોવા દીવા તૈયાર થયા. આમ પ્રકાશના ઇતિહાસમાં એક નવા યુગની શરૂઆત થઈ.

## આમોશના જૂના બદનમાં જોશ આણે,
## અમે એને જુવાની નામ આપ્યું છે ખુશીથી.

—મકરન્દ દવે—

બીજા મહાયુદ્ધમાં ટેકરીના પરાક્રમપ્રસંગ પછીના કટોકટીના દિવસો હતા. ફ્રાંસ, બેલ્જિયમ, નૉર્વે ને ડેન્માર્ક પડયાં હતાં. રોજ હજાર-બારસો નાઝી વિમાનો ઇંગ્લંડ ઉપર આગ વરસાવતાં હતાં અને જર્મન દળ, ઇંગ્લંડ પર ઊતરવાની ઘડીઓ ગણાતી હતી. એ આગીના દિવસોનો વૃત્તાંત લેવા ઇંગ્લંડ ગયેલ અમેરિકન પત્રકાર લૂઈ ફિશર, જૉન સ્ટ્રૅચીને મળવા ગયેલા. સ્ટ્રૅચીની સ્ત્રી તથા બાળકો કૅનેડા ગયાં હતાં તેને ઇંગ્લંડ લાવવાના ઇરાદાથી તેણે ફિશરને વિમાનનું ભાડું પૂછ્યું. ફિશરે કહ્યું, 'તમને નથી લાગતું કે તેઓ કૅનેડામાં વધુ સલામત છે?' સ્ટ્રૅચીએ જવાબ આપ્યો: 'આજે અહીં જે ચાલી રહ્યું છે તેનો અનુભવ મારાં બાળકો ન લે તો તેઓ એટલા ઊણાં રહી જાય. મારે તેમને પૂરાં અંગ્રેજ બનાવવા જોઈએ.'

~

કહેવતોના અર્થ: રાજા દાને ને પ્રજા સ્નાને'. સૌને પોતાની શક્તિ, અધિકાર અને મર્યાદા અનુસાર જીવન જોગવવું પડે છે એ ભાવ દર્શાવતી આ કહેવતનો માત્ર શબ્દાર્થ એ છે કે રાજા ધનવાન હોવાથી દાન કરીને ઈશ્વરને રાજી કરે છે, જ્યારે પ્રજા ફક્ત સ્નાન-(આદિ શારીરિક ભક્તિ)વડે. એના અર્થને તદ્દન મળતી તો નહિ, પણ એના જેવી બીજી કહેવતો: 'મોટાની જીભ વળે ત્યાં નાનાનું શરીર વળે' 'સત્કર્મીની જીભ ને અકર્મીના ટાંટિયા,' વગેરે.

~

અનેકાર્થી શબ્દ: હાલરું=બાળકને નજર ન લાગે એવી ચીજોની માળા; જૂથ કે ટોળું; કણસલામાંના કણ છૂટા પાડવા ખળીમાં બળદ ફેરવે છે તે; હાલરડું.

~

ગણિતગમ્મત: એકથી માંડીને કોઈ પણ રકમ સુધીના અંકોનો ક્રમિક સરવાળો જાણવો હોય તો, જે રકમ સુધીનો સરવાળો જાણવો હોય તે છેલ્લી રકમને ૨ વડે ભાગીને જે ભાગાકાર આવે તેને છેલ્લેથી બીજી સંખ્યા સાથે ગુણીને, ગુણાકારમાં તે છેલ્લી રકમ ઉમેરવી. દા. ત. ૧ થી ૮ સુધીનો સરવાળો મેળવવા માટે ૮/૨=૪×૭=૨૮+૮=૩૬.

—ભાઈલાલ એ. ભટ્ટ

~

ચાનાં પાંદડાં બળતી સગડીમાં નાખવાથી માખો નાસી જાય છે એમ કહેવાય છે.

~

પ્રાણીઓમાં એક માત્ર ઊંટ જ એવું છે કે એને મુદ્દલ તરતાં નથી આવડતું.

~

એક ચમચો નવસાર તેથી ત્રણ ગણા પાણીમાં ઓગાળી તે મિશ્રણ બ્રશ વડે ગરમ કાપડ પર ઘસવાથી સેન પર ડાઘા દૂર થાય છે. તે જ રીતે બે ભાગ લીંબુનો રસ અને એક ભાગ ટર્પેંટાઈનને ભેગું કરી તે રેશમી કાપડ પરના ડાઘાને લગાડવાથી તે દૂર થાય છે.

પુ. હ. પટેલ

~

ભોજન બાદ નારંગી કે આમળાં જેવાં ખટાશવાળાં ફળ, સફરજન અથવા કાચાં શાકભાજી ખાવાથી દાંતનું આયુષ્ય વધે છે.

~

પૃથ્વી ઉપર જે જે ધાતુ છે તે બધી જ સૂર્ય ઉપર છે; પણ ત્યાં એટલી બધી ગરમી છે કે તે સર્વ વાયુરૂપે ત્યાં વિચરે છે.

~

માખી કાંઈ સાંભળી શકતી નથી.

~

દાઢમાં એકાએક આવતા ચસકા ત્યાં લવીંગનો રસ ઉતારવાથી શાંત પડશે.

~

છત્રી માટેનો અંગ્રેજી શબ્દ Umbrella (અમ્બ્રેલા) મૂળ ઇટાલિયન ભાષાનો છે. તેનો અર્થ થાય છે 'છાંયડો.'

~

જગતના કુલ ટેલિફોનના ૬૦ ટકા તો એકલા અમેરિકામાં છે. તેમાં યે એકલા ન્યૂ યૉર્કમાં જ ૨૨ લાખ ટેલિફોન છે, જે આખા ફ્રાન્સના ટેલિફોન કરતાં પણ વધારે છે.

~




ટૂંકી જગ્યામાં જ્યાં ઘરસંસાર સમાવવાનો હોય ત્યાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કોટનાં હેંગર, છત્રી કપડાં વગેરે ટાંગવાનું સાધન બનાવી લેવાથી જગ્યાનો બચાવ થશે. સાથે માપ વગેરે પણ આપ્યાં છે જેથી તે ઘેર પણ બનાવી શકાય.



કલાકણિકા •

અમેરિકન 'વસાહતકાળ'ની શોભનસમૃદ્ધ ખુરશી: ઇંગ્લંડથી પિલ્ગ્રિમ ફાધર્સે ધર્મસ્વાતંત્ર્યને માટે અમેરિકા જઈને નવી વસાહત માંડયા બાદ ત્યાં એમણે નીરાંતના કાળમાં ધીમેધીમે સ્થાપત્ય, રાચરચીલાં વગેરેમાં પોતાની રસવૃત્તિ અને સાધન સંજોગો અનુસાર જે શૈલી ખીલવી (અલબત્ત અંગ્રેજી ઢબ પર મંડાએલી) તે 'કૉલૉનિયલ'—એટલે વસાહતકાળની શૈલી કહેવાય છે. તે શૈલીની આ ખુરશીનું બારીક અને વિપુલ શોભનકાર્ય એમની સૌન્દર્યપિપાસાનું દ્યોતક છે.

~

પૃથ્વી પરની જમીનનું ક્ષેત્રફળ ૧૯૭, ૦૦૦,૦૦૦ ચોરસ માઈલ છે.

~

કૅનેડા દેશની જેટલી કુલ વસતિ છે તેટલી એકલા લંડન શહેરની જ છે.

~

ખોટી વાત: ઝડપથી વાંચનાર વાંચીને વાંચેલું બરાબર યાદ નથી રહેતું એવું ઘણા માને છે તે ખોટી વાત છે. ઊલટું ઝપાટાબંધ પાનું વાંચી જનારને જ તે પાનાની વિગતો સહેલાઈથી યાદ રહી શકે છે.

~

નદી-મુખ-પ્રદેશનું નામ 'ડેલ્ટા' શાથી?

નદીનો કાંપ પથરાવાથી મુખ આગળ પ્રદેશ બને છે તેનો આકાર ગ્રીક બારાખડીના ૪ થા અક્ષર 'ડેલ્ટા' જેવો છે. આ અક્ષર નાના ત્રિકોણ જેવો હોઇ રોમન લિપિના D જેવો છે. આથી ઈ.સ. પૂર્વે પાંચમી સદીમાં ગ્રીકોએ નાઇલ નદીના મુખ આગળના ત્રિકોણાકાર પ્રદેશને 'ડેલ્ટા' કહેવાનું શરૂ કરેલું. ત્યારથી તેવા બધા પ્રદેશ ડેલ્ટા કહેવાય છે.



# ધ્યાની બાપુ

…ી ધીરેન્દ્ર ગાંધીએ મહાત્માજીના અંતેવાસમાં આલેખેલા …૭ રેકૅચ. ઘરમાં, શાળાઓમાં કે અન્ય સંસ્થાઓમાં મઢાવી-…રાખી શકાય તેના. કાકાસાહેબ કાલેલકરના પરિચય સાથે.

કિં. ૩l. રૂ. પોસ્ટેજ જુદું.

મહાત્માજીનું પ્રિય ભજન

# વૈષ્ણવજન

કાળી ભોંય પર સફેદ અક્ષરે કળાવ્હારરીતે છાપીને તેનાં પોસ્ટકાર્ડ કાઢ્યાં છે. ભજનની બંને બાજુ મહાત્માજી તથા નરસિંહ મહેતાનાં નાનાં રેખાલેખન પણ છે ¶ મહાત્માજીના પુણ્યસ્મરણની સાથે જીવનનો આદર્શ પ્રબોધતું આ ભજન તિથિઓ-તહેવારે મિત્રો વગેરેને ભેટ તરીકે ટપાલમાં મોકલી શકાય, યા રૂબરૂ વહેંચી શકાય.

ટપાલ ખર્ચ સાથે ૦–૭–૦ની ટિકિટો બીડો.

**કુમાર કાર્યાલય લિમિટેડ · અમદાવાદ**




રંગાવલિઓ અને છાયાચિત્રો, લગ્નચિત્રો અને વ્રતચિત્રો, શૃંગારચિત્રો ને દેવચિત્રોના ચિત્રસંપુટ : સૂચિપત્ર મગાવો

**કુમાર કાર્યાલય લિમિટેડ · અમદાવાદ**




# અમેરિકન મૉડેલ રિવોલ્વર

**ગુંડાઓના તથા જંગલી પ્રાણીઓના હુમલાથી તમારી જિંદગી, મિલકત ને આબરૂનું રક્ષણ કરો.**

ઘરમાં હો, ઉજાણીએ ગયા હો કે પ્રવાસે હો, તે વેળા આ મજબૂત અને આકર્ષક પિસ્તોલ તમારા શ્રેષ્ઠ અને વિશ્વાસુ મિત્રની ગરજ સારશે. આપમેળે ફરતી ૬ બારની રચનાવાળી આ પિસ્તોલ સાચી અમેરિકન પિસ્તોલ જેવી જ હોય છે. ૧૫ ઔંસ વજન તથા ૯ ઇંચ લંબાઈવાળી આ પિસ્તોલમાંથી ભયંકર અવાજ અને આંખ ઝીંપની જ્વાળા નીકળે છે આજે જ આ બિનખર્ચાળ અંગરક્ષકને વસાવો.

જાતનો નંબર : ૨૨૨ ૩૩૩ ૪૪૪

દરેકની કિંમત : ૬–૮ ૭–૮ ૮–૮

વધારાના ૪ ડઝન બારના રૂ. ૪–૮. ચામડાના પટાવાળા પિસ્તોલ કેઇસના નંગના રૂ. ૫ ઊંજવાના તેલની શીશી : રૂ. ૧

**વિહરાન ટ્રેડિંગ કોર્પોરેશન પી.બો.૨૪૭ કાનપુર(યુ.પી.)**

લાંબા સમયથી જે નહોતી મળતી તે

સૌ. હંસા બહેન મહેતા કૃત

વિખ્યાત

# બાલવાર્તાવલિ

## પાંચમી આવૃત્તિ

એની ચાર આવૃત્તિઓ ખપી ગઈ એ જ એની લોકપ્રિયતા બતાવે છે.

**વાંચતાં શીખતાં નાનાં બાળકો હોંશે-હોંશે વાંચે તેવી, મોટાં બીબાંમાં, આપણી જાણીતી શિશુકથાઓ**

•

**ચાર રંગીન ચિત્રો તથા ૩૧ સ્પષ્ટ ઉઠાવદાર સાદાં ચિત્રો સાથે પાકા પૂઠામાં**

કિંમત બે રૂપિયા · પોસ્ટેજ જુદું

**કુમાર કાર્યાલય લિમિટેડ · અમદાવાદ**






**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન પહોંચ્યો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઈ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭ાા; પરદેશમાં રૂ. ૯ાા અથવા ૧૫ શિલિંગ. છૂટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની
ફર્નાન્ડિઝ બ્રિજ, ગાંધી રોડ, અમદાવાદ.

## કાળની કેડીએ

કાળની કેડીએ ઘડીક સંગ,
રે ભાઈ, આપણો ઘડીક સંગ;
આતમને તો ય જનમોજનમ લાગી જશે એનો રંગ!
—કાળની૦

ધરતીઆંગણ માનવીના આ ઘડીક મિલનમેળા,
આખર તો સૌ અલગ એવી આવશે વિદાયવેળા;
તો કેમ કરીને ય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા.
હૈયાનો હિમાળો ગાળી ગાળીને વહશું હેતની ગંગ!
—કાળની૦

પગલેપગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી,
કંટકપથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,
એકલાગનને છલશું, રે ભાઈ, જાનને જાશું હારી.
ક્યાં ય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ!
—કાળની૦

નિરંજન ભગત



## મોગરો

વસંતાવ્યો ને વસુંધીચિયો
મારા વાડામાં વરપળ્ળાડ રે
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

આડો ને અવળો ફાલિયો
મન ફૂલડે મઘમઘ થાય રે.
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

આનપનાં આગન ધાવિયો
ધોળો ઊજળો મરતીબાળ રે.
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

એવો મ્હોર્યો અલબેલડો
એને ચૂંટતાં જીવ ચૂંટાય રે
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

આને સમીરણ ડોલતા
કુદરત કરતી લાડ રે.
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

સૃષ્ટિ ભરીને વેલ વાધતી
વળી વાધે નભવિતાન રે.
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

કળીએ કળીએ રાધા રમે
એને પાંદડે પાંદડે કહાન રે.
મોગરો મ્હોર્યો મ્હોર્યો રે.

બાલમુકુન્દ દવે

## ઝંખના

વાયરે વાવડ દીધા દૂરના:
હો છે દૂર મલક મોઝાર
કોઇ કરે રે પોકાર..
વાયરે વાવડ દીધા દૂરના.

સૂનાં રે ઝંખનાને જાગે સોણલાં, નહિ દિન નહિ એને રેણ,
ઝણુંઝી ઊઠ્યું રે અંતર કાયનું, બાજે વ્હાલીડાંનાં વેણ—વા૦

લીલુડી ધરતીનો મ્હોર્યો બાગ આ, નભથી ઝરે ફૂલની ધાર,
લગનો આનંદ મેળો નગિયો, એક વિણ સૂનો સૌ સથવાર—વા૦

સુતેલ હોય તો બેઠો થઇ જજે, બેઠો ઊઠજે અધીર,
દૂરના મારગ પાળ્યું વીંઝજે, છૂટ્યું આવે જેમ તીર—વા૦

જીવ તો આકુળો ઊડી ચાલિયો, એને ઝાલ્યો નો ઝલાય,
પૂંઠે તે રહ્યું આ મનખા માળખું, રૂદિયું એનું અકળાય—વા૦

આડા તે મ્હેરામણ મોટા ઊછળે, ઊછળે ભેરવને વેશ,
છોડી રે મરછવે કાગળ-હોડલી, ઓરો ઓરો આવે દેશ—વા૦

રાજેન્દ્ર શાહ

## વેરાનતાનું ગાન

(એક નિરાશા અને એનો ઉત્તર)

· વસંતતિલકા ·

"રે મૂઢ! જો, વિગત આજ અષાઢ,—ભમ
દૈવે અહીં ત્યમ જરી સરી જાય સ્વપ્ન.—
રેલાવીને અમૃતપૂર્ણ સહસ્રધારા
પૃથ્વી-ઉરે, પ્રબલ ચેતન અંગઅંગે
પૂરી, અણુઅણુ ફરી કીધ ધન્ય-ગાત્ર,
કિન્તુ ધુમ્રોથી તલસંત અભાગી તું ને
એકે ય બિંદુ રસનું નવ લાધ્યું, માત્ર
વેરાનતાની અહીં ભીષણ રુદ્ર કારા."

"વેરાન છો હૃદય તાહરું, કિન્તુ શુષ્ક
દૈવાતણું સુપન કો'ક ઊડ્યું, લાગ્યે
ધીમું હસંત સુચિરંતન એક પુષ્પ;
શાને અધન્ય પછી તું? દઇ વેરી એની
થોડી રડીસડી સુગન્ધ જગે, દયાની
વેરાનતાનું કર ગાન પ્રફુલ્લ આસ્યે."

શ્રીકાન્ત માહુલીકર

# સ્વરૂપાનુભૂતિ એટલે પોતાની જાતની સાચી ઓળખ અને તે કેમ

★કેટલા વહાલી ખાતર(આર્ટ ફૉર આર્ટ્સ સેક), સૌન્દર્યનિષ્ઠા કેવળ સૌન્દર્યલક્ષી વ્યક્તિજીવન જીવનના સંપૂર્ણ સમતોલ વિકાસની જ ખાતર, વગેરે બોધસૂત્રો ઉપર ધ્યાન આપનારી કિશોરકિશોરીઓ પોતાનું ચિત્ત્ર જેમ વહેલું એકાગ્ર કરે તેમ તેઓ પોતાનો સુધારનાર અને ઘડનાર પોતે જ બની શકે છે. 'આત્મૈવ હ્યાત્મનો બન્ધુઃ, આત્મૈવ રિપુરાત્મનઃ'. આ દુનિયામાં માણસનો એક પૂરો હિતેચ્છુ અને સન્મિત્ર, તેમ એનો કટ્ટો દુશ્મન માણસ પોતે જ છે. 'આત્મ આત્માનો સાચો મિત્ર શત્રુ જ છે આત્મા. કવિ કહે છે; "Self-reverence, self-knowledge, self-control,

—These three alone lead man to sovereign power."

અને હું આમાં ઉમેરું છું,—

These three alone lead man to fullest and exalted Being.

જાત માટે પૂજ્યભાવ, જાતનું જ્ઞાનવિજ્ઞાન, જાતનો સંયમ, આ ત્રણથી જ મ સર્વશક્તિમાન બને: આ ત્રણ વડે જ માણસ પ્રાદ્યોદાત્ત જીવનભર્યો હોય.

આમાં જાત માટે પૂજ્યભાવ અને જાત વિશે જ્ઞાનવિજ્ઞાન તો બરાબર; પણ સંયમ શાને વાસ્તે, એ સવાલ કુદરતી છે.

જુઓ, બીજો કવિ કહે છે,— "We look before and after."

"માનવી નયન ચક્રવિચક્ર કૂદે ફરતા ચોદિશા
ચડે ઊંચે અંતરિક્ષ, પડે વળી પાતાળમાં,
આતુરાં આગળ ધસે, ફરીફરી ભાવિ ભૂલવા,
ભૂતનાંને વીતકોને ગયે તાજાં રાખવા."

—મનન—

માણસજાત મૂળ પ્રકટેલી તરુકુંડ-નિવાસી મહાવાનર(એપape) માંથી. લાખ કે સવાલાખ વર્ષ તળે દટાયેલી એ એની આદ્ય ક્ષણમાં પણ માણસ એકલ વ્યક્તિ ન હતો. પાંચપંદરનાં જૂથ સાથે જ એ તરુકુંડમાં એક ઝાડથી બીજે કુદા કરતો:પછી દશપંદર હજાર વર્ષે આમાંનાં પ્રથમ એકબે ને પછી ઘણાંખરાં જૂથ તરુનિવાસ છોડી જમીન પર વસતાં થયાં, ગુફાઓ અને ગુપ્ત સ્થાનોમાં સંતાતાં થયાં. આમ પચાસેક હજાર વર્ષ વીતેલાં,તેદરમિયાન આ ચાર કરવાળો પ્રાણી બે હાથ બે પગવાળો બન્યો, ટટ્ટાર ઊભો રહેતો થયો, ઓજાર અને શસ્ત્રાસ્ત્ર સેધરતો-બનાવતો અને સુધારતો થયો, સંખ્યામાં વધવા લાગ્યો, આસપાસ ચોતર્ફ ધસતો થયો, જુદીજુદી બોલીઓ રચી ખીલવવા માંડ્યો, સ્થાયી જેવા નિવાસોને પેઢી પછી પેઢી વળગી રહેવા લાગ્યો, ઢોરનાં ટોળા ઉછેરતો અને ગામડાંઓ વસાવતો વધવા લાગ્યો. પ્રાસેપાસેના સ્થાનોનાં જૂથો વચ્ચે અવારનવાર કાપાકાપી ચાલી રહે, કેમ કે દાંગા સશસ્ત્ર કપટી મરદોને નિઃશસ્ત્ર અબળાઓનાં જ્યારે ને ત્યારે હરણ કરી જવાની કટેવ, એક જૂથને બીજા જૂથના સંઘરાઓ ઉપર તરાપ મારવાની કટેવ, લગભગ વિના કારણે અને તોરમાં સામસામે ઘુરકતા બાથંબાથી કાપાકાપી પ્રવર્તાવવાની કટેવ. પરંતુ આમ પણ એ જૂથોમાં વ્યક્તિઓની સંખ્યા પેઢીએ પેઢીએ, સૈકેસૈકે વધતી જ ચાલી. ભૂતકાળમાં તમે તેટલી પાછળ નજર નાખો, જૂથમાં વસતી વ્યક્તિઓ જ જણાશે. પ્રથમ આદમ એકલો, પછી આદમ અને હવાનું એક જ જોડું, એ તો કેવળ કલ્પના છે, વાસ્તવિક વર્ણન નથી. અને વાસ્તવમાં તો દૂરમાં દૂર ભૂતકાળમાં પણ જૂથમાં વ્યક્તિઓ-વ્યક્તિઓનાં જૂથ જ જોવા પામિયે છીએ. એકલી વ્યક્તિ ક્યારે ય નહીં, ક્યાંય નહીં.

વધતાં વધતાં વધતાં અત્યારે વ્યક્તિઓ બસોત્રણસો કોટિની સંખ્યાએ પહોંચી છે. એકલા હિંદમાં જ સાત લાખ કે નવ લાખ ગામડાંઓમાં સોબસો વસતીપુંજ સંગઠાયા છે, જે દરેકમાં લાખથી વધારે વ્યક્તિઓ વસી રહી છે. હજી તો અર્વાચીન દૃષ્ટિ જેને ઔદ્યોગિક વિકાસ કહે છે, તે આપણે ત્યાં લગભગ બધો જ બાકી છે. ધારો કે એ વિકાસ સંપૂર્ણપણે સાધતાં અર્ધી સદી વહી જાય. તો એ પચાસ વર્ષમાં હાલની ચાળીશ કોટિ સંખ્યા વધીને કેટલી થઇ ગઇ હશે— એંશી કોટિ? એકસો વીસ કોટિ? અને તે પચાસ વર્ષ દરમિયાન દુનિયા પર હાલ બસોત્રણસો કોટિ મનુજ વ્યક્તિઓ છે, તે વધારે કેટલી થઇ હશે વારુ? એથી બમણી —ત્રમણી? એકલા, સાઇબીરિયા—ઉત્તરપૂર્વ એશિયાની—પ્રશાંત સાગરથી યૂરલ પર્વતમાળા લગીના વિસ્તીર્ણ પ્રદેશમાં વસતી હાલ છે તેથી પાંચ છ ગણી વધી ગઇ હશે? દક્ષિણધ્રુવ પ્રદેશ નવો શોધાય છે; ત્યાં વસનાર શરૂ થશે—ક્યારથી? પ્રત્યેક માણસ વાંછે છે આઝાદી, સંપૂર્ણ સ્વતંત્રતા, ચારેબાજુનો પૂરેપૂરો વિકાસ. પણ આવી વધારે વ્યક્તિઓની સંખ્યા જરી કેટલી ઝડપે? જેમ વધે તેમતેમ માત્ર એ સંખ્યાવધારાયોગે આઝાદ અને વિકસતું જીવન દરેક વ્યક્તિ માટે વધારે શક્ય બને કે ઓછું, એ આપણી વિચારમાળામાં ત્રીજો મણકો છે. બોલો જોઉં, વધારે શક્ય બને કે ઓછું? કેટલાક કહેશો વધારે શક્ય બને, કેટલાક ધારશો ઓછું શક્ય બને. પરંતુ વિશેષ વિચાર કરતાં ચોખ્ખું સમજાશે કે આ બન્ને જવાબ ખોટા છે. તો શું સાચો જવાબ આપણે ન મેળવી શકિયે, એવો અગમ્ય છે? એમ પણ નથી.

વ્યક્તિસંખ્યા વધતી જાય તેમતેમ કેટલીક દિશામાં આઝાદીવધારો લાભે કે છે. આપણે લાયકાયે થતા જઇએ તે તેમ દૃષ્ટિમર્યાદાનું વર્તુળ દૂર દૂર ખસતું છે. આપણે ચોતર્ફ વધારે વિસ્તીર્ણ પ શકિયે છિયે. આપણી સંખ્યા વધે તેની સ ખોપરીએ ખોપરીએ જુદી મતિ એ ન્યા આપણને વધારે બુદ્ધિ સૂઝે છે; આપ નિત્ય નૈમિત્તિક વ્યવસાયોમાં આપણે વ જીણવટથી કામવ્હેંચણી (ડિવિઝન ઑ લેબર Division of labour) પ્રવર્તા એ વ્યવસાયના દરેક વિગતમાં વધારે નિ ષ્ણાત બનિયે છિયે. આપણાં ઓજારો અ હથિયારો વધે સુધરે; આપણાં સાધ સામગ્રી વધતાં જાય અને વૈવિધ્યવાળાં થ થાવે. આપણે આપણા કુલ ઉત્પાદનાં જથ્થો વધારે મોટો રચી શકિયે, તેમાં આ નવીનં વિવિધતાઓ ઉમેરી શકિયે, આપણ કુલ ઉત્પાદનમાંથી વધારે વધારે વ્યક્તિઓ પોષી શકિયે. વચ્ચેવચ્ચે લઢિયે વઢિયે જે ભેદવાં કરતાં એકબીજાની વધારે ખુશા પણ કરતા રહિયે, તથાપિ પેઢીઓને મા ગાળે આપણી સ્થિતિ તપાસવાને બદલે તે સૈકાસૈકાને ગાળે ગાળે સરખાવિયે, તો ક ભાગમાં પડતી જણાય, કોઇમાં ચડતી જો ખરું છે તો પણ બધા જીવને એકંદરે હિ

જેમાં આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી બલવન્તરાય ઠાકોર ઐતિહાસિક પદ્ધતિએ, આપણા શબ્દજીવનમાં સંયમની જરૂર પ્રબોધે છે.



લેખક : શ્રી બળવન્તરાય ક. ઠાકોર

આખી માનવજાતિએ સમગ્ર સારી પેઠે પ્રગતિ—જાતિ ને સંસ્કૃતિ મેળવ્યાં છે એનો સારી જગતનો ઇતિહાસ છે. થોડાં છૂટાંછવાયાં ગામડાંમાંથી વિસ્તીર્ણ રાજ્યો બંધાયાં છે, તેમનાં કદ પણ ઉત્તરોત્તર વધતાં ગયાં છે. ઈ. બુદ્ધ અને મહાવીરનો સમય સંભારો. તે સમયે આપણામાં ન્હાનાંન્હાનાં અમીરશાસિત (ઍરિસ્ટૉક્રેટિક) રાજ્યો જ મોટે ભાગે હતાં. પ્રાચીન ગ્રીસ, પ્રાચીન રોમમાં યે એમ હતું. પછી મોટાં રાજશાસિત એકશાસનો (મૉનર્કીઓ) થવા લાગ્યાં. કદે મોટાં ખરાં, પણ આયુષ્યે ક્ષણભંગુર. ત્રણચાર પેઢી થાય ત્યાં તો એક રાજવંશનો અન્ત થાય ને થોડા અંધાધૂંધીના ગાળા પછી બીજો રાજવંશ માથે મુકુટ પ્હેરે એમ ચાલ્યા કરતું. કુલસત્તાધર રાજાના રાજ્યમાં એક ગુણ ખરો, કે તેનો અમલ વિસ્તીર્ણ પ્રદેશ પર ચાલે; પણ તે આગલાં અમીરશાસનો (ઍરિસ્ટૉક્રસીસ) કે ન્હાનાંન્હાનાં જિલ્લારાજ્યો પેઠે સૈકા ને સૈકા ટકી ના શકે, એ તેનો અવગુણ પણ હતો.

રાજ્યસંસ્થા માણસે ઉત્પન્ન કરેલી. બે ટોળાં સામસામે ઝગડે, એ લડતાંઝઘડતાં—જીવે કે સળગતા—વિગ્રહની દશા ચાલ્યા જ કરે, તેની ખુવારીમાંથી ઉગરી જવાને સારુ એનો મહામંત્ર આ હતો કે જે જે લોક રાજાનું રાજપદ માન્ય રાખે તે માંહોમાંહ્ય તો અહિંસાધર્મ પાળે. બે જણ વચ્ચે, બે ગામ વચ્ચે કે કોઈ પણ બે ન્હાના જથ્થા વચ્ચે વિરોધકારણ ઉપસ્થિત થતાં, બંને પોતે લડી લેવાનું માંડી વાળી, પોતાનો ન્યાય ભલે રાજા કરે એમ સ્વીકારે, અને રાજા જે ચુકાદો આપે, તે માન્ય પણ રાખે. પોતાના વાજબી હક્કનું રક્ષણ જાતે લડીવઢીને જેવું થાય તેવું કરી લેવાની હઠ સૌ એકસરખી છોડી દે, અને રાજાને આશરે સંપીસંપીને રહે; તેમ પરાયો રાજાનો હુમલો આવતાં, સૌ સાથે મળી સંરક્ષણ કરવામાં પોતાના રાજાને પૂરતો ટેકો આપે, એનું નામ તે રાજ્ય. અહિંસાનો વિસ્તાર રાજ્યના વિસ્તારની સાથે વધે.

આમ પણ રાજ્યના વિસ્તાર વધવામાં કેટલીક મર્યાદાઓ સૈકાઓ લગી નડ્યા કરી. છેક અઢારમા સૈકા લગી એક સ્થળની ખાતમી બીજે સ્થળે પહોંચાડવાની શક્તિ અત્યંત ઓછી હતી. અને દૂર સ્થળે વખતસર પ્હોંચી જવાની આપણી શક્તિ તેથી પણ મર્યાદિત હતી. અકબર આગ્રાથી અમદાવાદ મારતે ઘોડે અને ક્યાંય રાતવાસો કર્યા વગર કે જમવાનુંકાં પણ રોકાયા વગર, અને ટૂંકામાં ટૂંકે શિરોહીને રસ્તે તથા લગભગ છડી સવારીએ પ્હોંચી ગયો, તો અમદાવાદનું બંડ ઇંડામાંથી જ ફૂટી ગયું. અકબરે દશ પંદર દિવસ જ વિલંબ કર્યો હોત, તો અમદાવાદની મુસ્લિમ 'ગુજરાતી' બંડખોરોની સેના સજ્જ થઈ આગ્રા લગી પ્રયાણ આદરત, અને પછી તો આખી મુઘલ સલ્તનતનું બલ જમાવીને અકબર રીતસરનું યુદ્ધ જોડીને જ ગુજરાત પ્રાંતને પાછો મેળવી શકત. આ સોળમા સૈકાનો બનાવ. અઢારમા સૈકાનો દાખલો સંભારો. ઈ. ૧૭૬૧માં પાણીપતના યુદ્ધમાં અબદાલીએ મરાઠી સેનાને રગદોળી નાખી ગાદીવારસ વિશ્વાસરાવ પડ્યો, સેનાપતિ પરશુરામભાઉ પડ્યો, પાંચપંદર સરદારો ખપી ગયા ને મરણિયા મરાઠાઓનાં હાંજાં ગગડી ગયાં. લાગ બરાબર સાધીને અબદાલીએ પૂરા બળે ધસારા કર્યા અને રાત પડતાં તો મરાઠા ઘોડાં કે પાયદળનું એકે મોટું ટોળું સંગઠિત રહેવા પામ્યું નહીં. વારુ. આ કારમા કેરના ખબર પેશ્વા પોતે બીજી મોટી સેના સાથે ઉત્તર તરફ વ્હારે આવતો હતો ત્યાં એને કેવી રીતે પડ્યા? આગ્રાના એક કોઠિધજે પોતાની પેઢીના બહાનપુરના આડતિયાને તાબડતોબ ખેપિયો દોડાવેલો: તે સમયે રાજ્યની જેમ શાહ વ્હેપારીઓ પણ પોતાને જુદેજુદે થાણે જરૂરી સમાચાર જેમ બને તેમ જલદી પ્હોંચાડવાને ટપાલો બાંધી રાખતા. આગ્રાના કોઠિધજે બહાનપુર પોતાના આડતિયાને લખેલું તેમાં ભાષા વાપરેલી અલંકારિક: 'બે હીરા ગુમ થયા છે; અનેક જવાહીરો ધૂળમાં રગદોળાઈ ગયાં છે; અને મ્હોરો રૂપાનાણું અને ત્રાંબાનાણું કેટલું તણાઈ ગયું છે તેનો તો હિસાબ પણ ક્યાંથી થઈ શકે?' આવી મતલબનું લખાણ વાંચતા જ આડતિયો ગાદી પરથી ઊભો થઈ ગયો અને દોડ્યો પેશ્વા સરકારની છાવણીમાં, જે બહુ દૂર ન્હોતી. પાણીપતથી રીતસરના સમાચાર મળતાં તો બીજા ચાર દિવસ વીતી ગયા. પરંતુ આ ગર્ભિત લખાવટ જોતાં જ પેશ્વાના પેટમાં ધ્રાસકો પડ્યો તે પડ્યો.

બીજી રીતે જુઓ. હિંદ જેવા હિમાલયથી હિંદી મહાસાગર લગી વિસ્તરતા દેશમાં આખા ય દેશમાં કાળ પડે એમ બનતું જ નથી. પરંતુ દાણાનાં ગાલ્લાં જ મોકલાય. ચોવીશ મણ અનાજ ભરેલું ગાડું રોજના બાર પંદર ગાઉ જ જઈ શકે. રોજ ને રોજ બે બળદ અને એક ગાડીત પેટમાં ઓરણી તો માગે જ. હિસાબ કરો કે એ ૨૪ મણ અનાજ કેટલા ગાઉ પ્હોંચાડાય તે પ્હેલાં તો ગાડીત અને બળદોએ મળીને જ તેને પૂરું કરી નાખ્યું હોય. તાત્પર્ય કે એક પ્રાંતમાં પુષ્કળ પાક થયો હોય, પરંતુ ત્રણસો ચારસો માઈલ દૂર આવેલા બીજા પ્રાંતમાં કાળ પડ્યો હોય ત્યાં તેને પ્હોંચાડવા જ આપણે અશક્ત હતા. આમ આપણાં કુદરતી શક્તિઓ અને પદાર્થોના-જ્ઞાનની જે મર્યાદાઓ હતી, તેના જ પરિણામે રાજ્ય-સંસ્થાઓના વિસ્તારની પણ મર્યાદાઓ અનિવાર્ય બનેલી હતી.

તાર, આગગાડી, વીજળી, એ સર્વ આપણાં સાધનસામગ્રી નવ્યાં ઓગણીશમી સદીમાં. ઍરોપ્લેન, રેડિયો વગેરે પગભર થયાં છે છેક ઇ. સ. ૧૯૨૦ પછી, પ્હેલા વિશ્વયુદ્ધ પછી. હવે જ આપણે આખી દુનિયાના ઐક્યના, તમામ માણસજાત એક જ ફેડરેશનની આણ તળે, એવાં એવાં સ્વપ્ન સેવી શકીએ તેવી પરિસ્થિતિનો સૂર્યોદય થયો છે: કુલ્લાં માણસજાતમાં અહિંસા પ્રવર્તાવવાની ભાવના હવે જ સંભવિત વસ્તુઓની દૃષ્ટિમર્યાદામાં આવી ગણાય.

પરંતુ પ્રથમ પ્હેલે દરજ્જે તો આપણામાં હૃદયપલટો થવો જોઈએ; (અનુ૦ પૃ. ૨૮૦મે)

મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજના ગુજરાતી મંડળના નિમંત્રણે તા. ૫મી ઑગસ્ટ ૧૯૪૮ના રોજ વિદ્યાર્થીઓ આગળ કરેલું પ્રવચન

# ★ મેધાવી વિદ્વાન, સંસ્કૃતના પ્રખર પંડિત અને હિંદી વિપ્લવન



વિલાયતથી બૅરિસ્ટર થઈ આવી દીવાન બન્યા ત્યારે

**પોતાની તેજસ્વી મેધાથી ૨૬ વર્ષની ઊગતી ઉંમરે એમણે ઑક્સફર્ડના પ્રથમ હિંદી ગ્રૅજ્યુએટ જ નહિ પણ સંસ્કૃતના પ્રખર પંડિત તરીકે જગતભરમાં નામના મેળવી. . . . .**

ગુજરાતે જે અનન્ય વિભૂતિઓ હિંદને ચરણે ધરી છે તેમાં હિંદી સ્વાતંત્ર્યના અરુણોદય કાળની વિપ્લવ પ્રવૃત્તિના સંચાલક અને આજીવન લડવૈયા શ્યામજી કૃષ્ણ વર્માનું સ્થાન ઘણું ઊંચું છે. હિંદના એક અંધારા ખૂણામાં એક ગરીબ કુટુંબમાં જન્મી, કશા યે સાધન કે વસીલા વિના કેવળ પોતાની તેજસ્વી મેધા અને ઉત્તુંગ મહત્ત્વાકાંક્ષાના બળે થોડાં વર્ષોમાં સંસ્કૃત અને અંગ્રેજીના પ્રખર વિદ્વાન તરીકે તેમણે નામના મેળવી, સ્વબળે ઇંગ્લંડ જઇ ઑક્સફર્ડના પ્રથમ હિંદી એમ. એ. થયા, બૅરિસ્ટર થયા, એટલું જ નહિ પણ નવતર રાષ્ટ્રવાદી હિલચાલના અત્યંત કપરા કાળમાં ઇંગ્લંડમાં સર્વમાન્ય અગ્રણી બન્યા અને આમ, હિંદના ક્રાંતિકારી ઇતિહાસમાં પોતાનું નામ ઊજળા અક્ષરે લખાવી ગયા.

તેમનો જન્મ ઈ. ૧૮૫૭ના ઑક્ટોબરની ૪થીએ કચ્છના માંડવી ગામમાં એક ગરીબ ભણસાળી કુટુંબમાં થયો હતો. શાળામાં દાખલ થયા ત્યારથી જ તેમણે પોતાની બુદ્ધિપ્રભાના ચમકારા બતાવવા માંડ્યા. પિતા તે વખતે મુંબાઈમાં હાળી મજૂરી કરી પેટિયું કાઢતા હતા. તેથી પ્રાથમિક શિક્ષણ પૂરું કરી પોતાની નાનીની સહાય વડે ભૂજમાં હાઈસ્કૂલમાં ભણવા માંડ્યા. ત્યાં મેધાની તેજસ્વિતા બતાવી રહેલા એ શ્યામજીની વાત મુંબાઈના એક શ્રીમંત મથુરાદાસ લવજીના કાને પડતાં તેમણે શ્યામજીને મુંબાઇ આણી ત્યાંની શાળામાં દાખલ કરાવ્યા. જોતજોતાંમાં અહીં પણ શ્યામજીએ મહારાષ્ટ્રીય વિદ્યાર્થીઓને યે પાછળ પાડી દઈ પ્રથમ કક્ષા મેળવી. શાળાના અભ્યાસ સાથે તે સંસ્કૃત પાઠશાળામાં પણ અભ્યાસ કરવા લાગ્યા, અને બન્ને દિશાઓમાં આશ્ચર્યજનક પ્રગતિ કરીને ૧૮ વર્ષની વયે જ સંસ્કૃત અને અંગ્રેજીમાં ભારે નૈપુણ્ય મેળવ્યું. તેમની આ તેજસ્વી બુદ્ધિમત્તાને કારણે શેઠ છબીલદાસ લલ્લુભાઈ સાથે તેમનો પરિચય થયો, જે ટૂંક વખતમાં ગાઢ સ્નેહમાં પરિણમતાં છબીલદાસે ઈ. ૧૮૭૫માં પોતાની પુત્રી ભાનુમતીનાં તેમની સાથે લગ્ન કર્યાં.

પણ બીજે જ વર્ષે એક મોટી આફત આવી. મૅટ્રિકની પરીક્ષા ટાણે જ તેમની આંખો બગડવાથી તે પરીક્ષામાં વાંચી જ ન શક્યા અને નપાસ થયા! પણ એથી તે જરા યે ડગ્યા નહિ. એ કાળે પોતાના સંસ્કૃત જ્ઞાનને કારણે તે સંસ્કૃતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન પ્રો૦ મોનીઅર વિલિયમ્સ સાથે પરિચયમાં આવ્યા. તે શ્યામજીની વિદ્વત્તાથી એવા તો મુગ્ધ થઈ ગયા કે તે શ્યામજીને ઑક્સફર્ડમાં પોતાના સહાયક તરીકે લેવા તૈયાર થયા. એ અરસામાં તેઓ સ્વામી દયાનંદના પણ સંસર્ગમાં આવ્યા અને આર્ય સમાજના રંગે રંગાયા. ત્યાં પણ તેમની સંસ્કૃત ભાષાની વિદ્વત્તા, વેધક બુદ્ધિ તથા સુધારક



વિલાયતમાં ઇંડિયન સોશ્યૉલૉજિસ્ટ 'પત્રના તંત્રી તરીકે ('ગતિ'ના સૌજન્યે)

સામેના પાને: છેવટના દિવસોમાં

**૨૮મે વરસે બૅરિસ્ટર થઈ આવી દેશી રજવાડાંની દીવાનગીરી કરતાં એમને અંગ્રેજ અમલની કુટિલતાનો પરચો મળ્યો, ને હિંદમાં તેના દમનનો ભોગ બનવા કરતાં વિલાયતમાં એમને ઘરઆંગણે જ મોરચો માંડવાનો નવો માર્ગ શોધી તેમણે જીવનભરનો વિદેશવાસ સ્વીકાર્યો. . . . . .**

વૃત્તિએ બધા પર ઊંડી છાપ પાડી. પ્રો૦ વિલિયમ્સ પરની પોતાની છાપ પેરી કરવા શ્યામજીએ અખિલ હિંદમાં પ્રચારયાત્રા કરવાનું ઠરાવી નાશિકથી તેની શરૂઆત કરી. સંસ્કૃતમાં ભાષણ કરી તેમણે ત્યાંના વિદ્વાનોના મન હરી લીધાં. ત્યાંથી પૂને જઇ પ્રો૦ કાથવટે, પ્રો૦ કુંતે, ચિપળૂણકર, રાનડે ઇત્યાદિ તરફથી પણ કલ્પનાતીત પ્રમાણપત્ર મેળવ્યું. ત્યાંથી અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત ઇત્યાદિ ઠેકાણે પણ તે ફર્યા ને સર્વ સ્થળેથી સંસ્કૃતની ગાઢ વિદ્વત્તા માટે વિદ્વાનોની પ્રશંસા મેળવી.

…ભારતમાં તેના પુરસ્કર્તા તથા પ્રસારક પહેલા ઉદ્દામવાદી ગુજરાતી

# શ્યામજી કૃષ્ણ વર્મા

આમ, મૅટ્રિકની પરીક્ષામાં ફેલ ગયા છતાં બીજાં બે વર્ષમાં તેમણે સંસ્કૃત વિદ્યાના પ્રખર પંડિત તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી અને જેમતેમ પૈસાની થોડીઘણી વ્યવસ્થા કરી લઈ ઇ. ૧૮૭૯ના એપ્રિલમાં ઇંગ્લંડ ગયા. પણ ત્યાં પહોંચતાં જ જેના પર આધાર રાખી તે ત્યાં ગયેલા તે પ્રો૦ વિલિયમ્સ તરફથી તેમને નિરાશા મળી. છતાં જરાપણ ડગ્યા વગર તેમણે પુરુષાર્થ શરૂ કર્યો. થોડા દિવસે પ્રો૦ વિલિયમ્સને શ્યામજીની યોગ્યતા સમજાઈ અને તેમને અઠવાડિયાના ૧ પાઉન્ડના 'ઑનરેરિયમ'થી નિમણૂકપત્ર અપાવ્યો. શ્યામજીએ ઑક્સફર્ડની બેલિયલ કૉલેજમાં નામ દાખલ કરાવ્યું. એ અરસામાં મુંબાઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલની ભલામણને લીધે તેમને કચ્છ સંસ્થાન તરફથી વાર્ષિક ૧૦૦ પાઉન્ડની મદદ મળતાં આર્થિક ચિંતા ઘણી ઓછી થઇ ગઈ. કૉલેજના અભ્યાસ સાથે અંગ્રેજ વિદ્યાર્થીઓને સંસ્કૃત શીખવવાનાં ટ્યૂશનો પણ તે કરતા અને ખાનગી રીતે ગ્રીક અને લૅટીન પણ શીખતા. થોડા વખતમાં તેમણે તે બંને ભાષા પર જબરું પ્રભુત્વ મેળવ્યું. ૧૮૮૩માં તેમણે ઑક્સફર્ડના ગ્રૅજ્યુએટની ઉપાધિ સગૌરવ મેળવી. પણ તે પહેલાં યે તેમણે પોતાની વિદ્વત્તાની છાપ ઇંગ્લંડના વિદ્વાનો પર પાડવા માંડી હતી. ૧૮૮૧માં તેમણે 'હિંદની લેખનકળાની શરૂઆત' એ વિષય પર રૉયલ એશિયાટિક સોસાયટી સમક્ષ ભાષણ આપી સૌને મુગ્ધ કર્યાં. તરત જ સોસાયટીએ તેમને સભ્ય તરીકે માન્ય કર્યા. એ જ વર્ષમાં બર્લિનમાં ભરાયેલી પૌરસ્ત્ય પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે તેમને મોકલવામાં આવ્યા, જ્યાં તેમણે 'હિંદની જીવન્ત ભાષા: સંસ્કૃત' પર નિબંધ વાંચ્યો. ૧૮૮૩માં લાઈડન ખાતે ભરાનારી પૌરસ્ત્ય વિદ્યાની બીજી પરિષદમાં પણ તેમની જ વરણી થઇ. ૧૮૮૨માં તે એમ્પાયર ક્લબના સભ્ય તરીકે પણ ચૂંટાયા.

આમ, ઇંગ્લંડમાં પાંચ વર્ષના ગાળામાં શરૂઆતના તંગીના દિવસો વટાવી જઇ અવિરામ પરિશ્રમ અને અચળ આત્મશ્રદ્ધાના બળે તેમણે પાશ્ચાત્ય શિક્ષણ તથા માનભર્યો દરજ્જો પ્રાપ્ત કર્યાં. એટલું જ નહિ પણ દુનિયાભરના પૌરસ્ત્ય વિદ્વાનોમાં સ્થાન મેળવ્યું, અને ૨૬ વર્ષની વયે તો ઑક્સફર્ડના પ્રથમ હિંદી સ્નાતક તરીકે જ નહિ પણ સંસ્કૃતના પ્રખર પંડિત તરીકે જગતભરમાં સર્વત્ર નામના મેળવી, ૧૮૮૩ની આખરે તે હિંદ આવ્યા.

૧૮૮૪ના શિયાળામાં ભાનુમતીને સાથે લઇ ફરી તે ઇંગ્લંડ ગયા. ત્યાં ઇનર ટેમ્પલની બૅરિસ્ટરની પદવી મેળવી ૧૮૮૫ના જાન્યુઆરીમાં હિંદ પાછા આવીને તે પોતાના જૂના મુરબ્બી રતલામના દીવાન ગોપાળરાવ દેશમુખને મળવા ઊપડ્યા. એમણે શ્યામજીની રાજા સાથે મુલાકાત ગોઠવી, જેમાં રાજા તો શ્યામજીની શક્તિ, જ્ઞાન અને સંસ્કારી ઢબછબથી અંજાઇ જ ગયા. દેશમુખ વૃદ્ધત્વને કારણે ટૂંક સમયમાં જ નિવૃત્ત થવાના હતા, એટલે રાજાએ તો માત્ર અઠ્ઠાવીસ જ વર્ષના છતાં શક્તિશાળી શ્યામજીની દીવાન તરીકે સાતસોના દરમાયે નિમણૂક કરવાની સૂચનાને વધાવી લીધી; અને દોઢ વર્ષની કામગીરીને અંતે તો રાજાએ શ્યામજી સાથે દર વરસે રૂપિયા સોનો વધારો કરી રૂપિયા ૧૦૦૦ લગી પગાર પહોંચાડવાની શરતે કરાર કર્યો. પણ ટૂંક સમયમાં જ તબિયતની નાદુરસ્તીને લીધે ૧૮૮૮ના મેમાં, પોતાના કરારની મુદત પૂરી થતાં પહેલાં શ્યામજીએ રતલામથી રાજીનામું આપ્યું; ને કરાર મુજબ કશી પણ જાતના પેન્શન વગેરેની હકસાઈ પહોંચતી ન હતી, છતાં રાજાએ ખુશ થઇને શ્યામજીને બત્રીસ હજાર રૂપિયા આપ્યા !

તબિયત સારી થયા પછી શ્યામજીએ અજમેરની એજન્સી કચેરીમાં વકીલાત શરૂ કરી. ઇનર ટેમ્પલના એ બૅરિસ્ટરને ધીકતી કમાણી સાધવામાં કાંઈ વાર ન લાગી. થોડાં વર્ષોમાં તો શ્યામજીએ પોતાની એ કમાણીને અજમેર આસપાસ રૂનાં ત્રણ જીનમાં રોકીને મોટી સદ્ધર આવક ઊભી કરી ને જિંદગીભર નોકરીની ફિકરમાંથી મુક્ત થયા. પ્રથમ કક્ષાના ધારાશાસ્ત્રી અને સંપત્તિશાળી પુરુષ તરીકે એ અજમેર મ્યુનિસિપાલિટીમાં ચૂંટાયા. પણ મનમાં તો અમર્યાદ સત્તા અને બાંધ્યા પગારની સદ્ધરતા આપતા દીવાનપદાની જ ગાંઠ હતી; એટલે ૧૮૯૨ની આખરમાં શ્યામજીએ હજાર રૂપિયાના દરમાયે ત્રણ વર્ષ માટે ઉદેપુરની દીવાનગીરી લીધી.

અહીં પણ મહારાણા સાથે ઘનિષ્ઠ સંબંધ બંધાયો. પણ ત્રણ વર્ષ બાદ ૧૮૯૫માં મનસુખરામ ત્રિપાઠીની શિફારસથી ૧૫૦૦ના પગારે ત્રણ વર્ષને માટે જૂનાગઢના દીવાન તરીકે શ્યામજીની નિમણૂક થતાં ઉદાર મહારાણાએ એમને એક વર્ષની પૂરા પગારે રજા આપી. અને ભવિષ્યમાં ગમે ત્યારે આવવાની છૂટ આપી. (અનુ. પૃ. ૨૮૪મે)



અને ત્યાં 'ઇંડિયન હોમરૂલ સોસાયટી', 'ઇંડિયા હાઉસ' તથા 'ઇંડિયન સોશ્યોલૉજિસ્ટ' પત્ર સ્થાપી હિંદી ક્રાંતિવાદના શ્રીગણેશ માંડી પોતાના અઢળક ધનનો સતત પ્રવાહ તેની પાછળ અંત સુધી રેડયો ...........

# દોરંગી ગુલામ

મેરી ટેગીન ઍર્મિના મૂળ
નાટક ઉપરથી: અનુવાદક
રજનીકાન્ત મોદી

[દશ્ય: વનની વચમાંથી જતો એક રસ્તો. તેની કોર પર જંગલી ગુલાબના છોડ અને બીજી વનસ્પતિઓ છે. રસ્તાની સામસામી બાજુએ બે બાલિકાઓ રાહ જોતી ઊભી છે. તેમણે એકમેકને જોઈ નથી. બાલિકાઓએ એવા ઝભ્ભા પહેર્યાં છે કે જેથી, જો માથે તાજ પહેરે તો તે રાણીના જેવી જ લાગે; અને તાજ ન હોય તો ખેડૂતબાળા જેવી બની જાય. પહેલી બાલિકાએ તાજ પહેર્યો છે. બીજીએ તેને બેદરકારીપૂર્વક હાથમાં રાખ્યો છે.]

પહેલી બાલિકા (બીજીની તરફ જોતી). તું કોની રાહ જુએ છે?

બીજી બાલિકા: હું જીવનની રાહ જોઉં છું.

પહેલી: હું પણ જીવનની જ રાહ જોઉં છું.

બીજી: લોકો કહેતા હતા કે એ આ રસ્તે નીકળશે. તું માને છે કે એ આ રસ્તે થઈને નીકળે?

પહેલી: એ બધે જ રસ્તે થઈને જાય છે.

બીજી (હજી જોરમાં શ્વાસ લેતી): હું તો એને મળવા દોડી.

પહેલી: તને એની બીક તો નથી લાગતી ને?

બીજી: લાગે છે; એટલે તો દોડી.

પહેલી (સ્વગત): હું પણ એને જ મળવા દોડી'તી.

બીજી: ઓહ, જો એ આવતો લાગે છે

પહેલી: ના રે; એ તો ફક્ત પાંદડાંઓની અને હમેશ એમને જતા રહેવા પ્રેરતા પવનની વચ્ચે ચાલતી રકઝકનો અવાજ છે.

બીજી: પણ પાંદડા જતાં તો નથી રહેતાં.

પહેલી: કોઈક દિવસ તો તે જશે જ. અને પવન એ જાણે પણ છે પણ તું તારો તાજ કેમ પહેરતી નથી?

બીજી: આપણે તાજ શા માટે પહેરવા જોઈએ? (એમ કહેતી તાજ પોતાના માથા પર મૂકે છે).

પહેલી: તું નથી જાણતી?

બીજી: ના.



પહેલી: જીવનની સામે તાજ પહેરી રાખવામાં જ શાણપણ છે.

બીજી: તારું કહેવું સમજાયું નહિ.

પહેલી: એ શાણપણ બહુ થોડા જ સમજે છે;—જેમને એની સૌથી વધારે જરૂર હોય છે તેઓ પણ—

બીજી: એ આવે છે કે શું? મને અવાજ સંભળાયો.

પહેલી: એ તો ગુલાબના છોડ પરથી પોતે પડી ગઈ એવું સ્વપ્નું સેવતી કોઈ પાંખડીનો જ અવાજ છે.

બીજી: હું તો કંટાળી, રાહ જોઈજોઈને—

પહેલી: આપણે બધા ય એને માટે ઉત્સુક છીએ. પણ એ જ્યારે આવે છે ત્યારે આપણને સતાવે છે અને ત્રાસ આપે છે. ને આપણે જો એનો ભેદ ન જાણતા હોઈએ તો આપણને મારી પણ નાખે છે.

બીજી: એ ભેદ શો છે?

પહેલી: કે તે એક ગુલામ છે. જોકે એ ડોળ તો મોટો ઘાલે છે પણ એના હૃદયમાં તો એ સદા જાણે જ છે કે પોતે ગુલામ છે અને જેમને એના આ ભેદની ખબર છે તેમનાથી જ માત્ર તે ડરે છે

બીજી: જરા વધુ સમજ પાડ.

પહેલી: જેઓ તેનાથી ડરે છે તેમની ઉપર તો એ જુલમી બને છે. તે વશ રહે છે માત્ર રાજાઓ અને રાણીઓને જ.

બીજી: એટલે કે એ જ...

પહેલી: ...કારણને લીધે આપણે આપણા તાજ વિના એની નજરે ચડવું ન જોઈએ.

બીજી: આ બધી વાત તેં કેવી રીતે જાણી?

પહેલી: આપણા નગરના દરવાજાની બહાર બેસનારા એક ડાહ્યા વૃદ્ધે એ મને કહી.

બીજી: એણે તે શાથી જાણ્યું? તે પણ શું એવો રાજા હતો તેથી?

પહેલી: ના; એ ડરનારાઓમાંનો એક હતો તેથી.

બીજી (સ્વપ્ન જોતી હોય તેવી દશામાં): મેં સાંભળ્યું છે કે જીવન બહુ જ સુન્દર છે. શું એ ખરેખર સુંદર છે? પરંતુ મેં એમ પણ સાંભળ્યું છે કે એ અતિશય કદરૂપો છે. એનું મોં ફાટેલું છે અને એ દાંત કચકચાવે છે; એની આંખો ફાંગી છે અને એનાં નસકોરાં જાડાં છે. શું એ એવો છે? કે પછી એ ખૂબ સુંદર છે?

પહેલી: કદાચ તું પોતે જ એ જોઈને નક્કી કરી શકશે...ઓહ!

[રસ્તાના સૌથી દૂરના વળાંક ઉપર જીવન આવતો દેખાય પણ છે એ કોઈ વિજેતાની જેમ ચાલે છે: તેના દેખાવમાં કાંઈક કદરૂપાપણું છે. એવામાં ઓચિંતુ કોઈ સૂર્યકિરણ બાલિકાઓના તાજના મણિઓ પર પડતાં, જીવન બાલિકાઓને જુએ છે. એ લળી પડે છે અને કોઈ ખૂંધા ગુલામની જેમ ચાલે છે. હવે એ ખૂબસૂરત બની જાય છે.]

પહેલી: એણે આપણા તાજ જોયા!

બીજી: એમ?

પહેલી: હા અને યાદ રાખજે! જ્યાં સુધી તું એની સ્વામિની રહેશે ત્યાં સુધી જ તું સલામત છે. કદી ભૂલતી નહિ કે એ ગુલામ છે અને તું રાણી છે.

# જીવનભરનું ભાથુ બાંધી આપતું એકાંકી રૂપક

બીજી (સ્વગત): તો તો વાજા વિના હું કદી પણ એની નજરે ચડવાની જ નહિ ને

પહેલી: મૂંગી રહે! એ આવી પહોંચ્યો!

બીજી: ખરેખર એ અત્યંત ખૂબસૂરત છે...

પહેલી: હા, પણ જ્યાં સુધી એ ગુલામ છે, ત્યાં સુધી.

બીજી (ન સાંભળતી): એ બહુ જ—ખૂબ જ સુંદર છે...

પહેલી: જીવન! (જીવન એના પગ આગળ ઢળે છે.)

બીજી (આનન્દથી): ઓહ!

પહેલી: જીવન! મને એક ખુબચો ભરીને પોખરાજ જોઈએ છે. (જીવન અનુમતિપૂર્વક નમે છે.)

બીજી: ઓહ—હો...!!

પહેલી: અને મોતી! (જીવન નમે છે)

પહેલી: અને ચોમેર હિલ્લોળંધીવાળો ગાલેલ. (જીવન નમે છે.)

બીજી: હા—

પહેલી: વળી, મને પ્રસન્ન શબ્દે રીઝવનાર એક મધુભાષી સુંદર રાજકુમાર મારે જોઈએ છે. અને ખાવાને માટે સ્વાદિષ્ટ પકવાન પણ. જા; મારે માટે આ બધી ચીજો જલદી તૈયાર કર. (જીવન અનુમતિ દાખવતો નમે છે અને જવા માટે પાછો ફરે છે.)

બીજી: ઓહ!!

પહેલી: જોયું? આવી રીતે વર્તવું જોઈએ; અને આ રીતે જ એને કામમાં લેવો જોઈએ. આમ જ કરવું જોઈએ; બીજી કોઈ રીતે નહિ. હવે તારો વારો. (એ બાજુના છોડ પરથી એક ગુલાબ ચૂંટે છે અને પોતાની આંગળીમાં ગોળગોળ ફેરવે છે.)

બીજી: જીવન! (જીવન નમે છે.) મને એક સોનેરી કિનખાબના ઝભ્ભાની ઈચ્છા છે. (જીવન નમે છે.)

પહેલી: હા! (અને એના નમેલા મસ્તક ઉપર, એના તત્પર આજ્ઞાંકિતપણા ઉપર બંને જણીઓ હસે છે.)

બીજી: અને મને એક નાનો સરખો બાગ જોઈએ, જ્યાં હું ફરતીફરતી વાજિંત્રો વાગતાં સાંભળી શકું (જીવન નમે છે)

બીજી: આ નિયમ બહુ સારો.

પહેલી (ગુલામને જતો પાછો બોલાવીને): મને એક પંચકલ્યાણ ઘોડો જોઈએ છે. અને એક હબસીઓ છોકરો પણ મને લાવી આપ. જેના વાળનાં ઝુલફાં સોનેરી હોય અને ગાલમાં ખાડા પડતા હોય તેવો. (જીવન કબૂલાતમાં નમે છે અને જવા માંડે છે.)

પહેલી (હાથના લહેકાથી પાછો બોલાવીને): અરે જીવન! (અને ખાસ અગત્યનો કોઈ મોડો સૂઝેલો વિચાર કહેતી હોય તેમ) બને ગાલમાં ખાડા પડતા હોય તેવો છોકરો, હોં.

બીજી: અને મારે માટે એક માણેકની કંઠી લાવી આપ.

પહેલી: (પોતાનું ગુલાબ ફેંકી દઈને) અને એક તાજું ગુલાબ. (જીવન નમે છે અને હુકમ અદા કરવાને જવા માટે ફરે છે. બન્ને બાળાઓ પોતાનાં સાહસ અને તેની સફળતાથી આનંદઘેલી બને છે.)

પહેલી: અરે જીવન! (જીવન થંભે છે)

બીજી: તેં તે શું કરવા માંડયું છે?

પહેલી: અહીં આવ! (જીવન તેની પાસે આવે છે એવી જ પહેલી બાલિકા ચિલઝડપથી એના ગળામાં રહેલી સોનાની એક સાંકળી ખેંચી કાઢે છે.)

બીજી (ગભરાઈને): અરે! આટલી હિંમત તું કરે છે?

પહેલી: એના શરીર પર જે કંઈ તને દેખાય તે તારે લઈ લેવું. (ફરી એ જીવનનું કાંડું પકડે છે ને તે પરથી પહોંચો ખેંચી કાઢે છે.)

બીજી (ગભરાઈને): ઓહ!

પહેલી: જા હવે. (જીવન જાય છે.)

બીજી: પણ શા માટે આમ—

પહેલી: એ જીવનને ભિખારીઓ નથી ગમતા, સમજી? એ તો એક ગુલામ છે.

બીજી: પણ એ એટલો સુંદર છે!

પહેલી: છતાં રખે ભૂલતી કે એ તારો ગુલામ છે...જોયો આ ગુલાબનો છોડ? (આડકીને બતાવે છે) એ પહેલાં રાણી હતો. પણ એ રાણી એ વાત ભૂલી ગઈ.

બીજી: ઓહ!

પહેલી: (રસ્તાની બાજુમાં પડેલાં ને એ ગુલાબના છોડનાં જ અંગ જેવાં લાગતાં હાડકાં બતાવીને) જે જે બીજાં બધાં એમ ભૂલી ગયા તેમનાં સૌનાં આ હાડકાં છે!

બીજી: પણ એ સુંદર તો બહુ જ છે.

પહેલી: હા; પણ જ્યાં સુધી તું એની સ્વામિની છે ત્યાં સુધી જ.

બીજી: પણ એ તો નમ્ર છે.

પહેલી: હા,—જ્યાં સુધી તું એનાથી ડરતી નથી ત્યાં સુધી.

બીજી: પણ તેં તો એના અલંકારો ય ઝડપી લીધા!

પહેલી: જીવન એ એક જ એવી વ્યક્તિ છે કે જેની સાથે એમ ઉદ્ધત જ થવું જોઈએ.

[એવામાં તેમને રોકકળ ને ચીસો તથા કોઈ અદૃશ્ય દેવાને ધમકાવતો કર્કશ અવાજ સંભળાય છે.]

બીજી: એ શું થાય છે?

પહેલી: આ બાજુ આવતી રહે; બતાવું. પણ જો, આપણે દેખાઈ ન જઈએ તેની સાવચેતી રાખજે. (રસ્તાની બાજુ પર રહેલી ઝાડીમાં તેની સાહેલીને ખેંચી જાય છે)

બીજી: નહિતર આપણને એ શું કરશે?

પહેલી: છાની રહે' જો એ તને જોશે તો શું કરશે? એ હમેશા ડરની પહેલી નિશાનીનું જ ધ્યાન રાખતો હોય છે.

બીજી: ડરની પહેલી નિશાની શી છે?

પહેલી: ડરનો વિચાર.

બીજી: પણ એ શું કોઈના વિચાર જોઈ શકે છે?

પહેલી: માત્ર ડરના જ વિચાર.

બીજી: પણ એ વિચારોને કોઈ બહુ સારી રીતે છુપાવે તો? ખુદ પોતાથી પણ—

પહેલી: તો પણ. પરંતુ ડરના શબ્દો તો એથી યે વધારે ખરાબ છે. જો આપણે કહીએ કે આપણે ડરીએ છીએ તો આપણને વધુ ડર લાગે; કારણ કે જે કાંઈ આપણા શબ્દોમાં આવે તે આપણા શરીરમાં પણ દાખલ થાય

સ્ટેજ બહારના અવાજ: ઓ સ્વામી! દયા કરો, સ્વામી!

પહેલી બાલિકા: સાંભળ્યું? આ રીતે લળી પડવાનું તો એને ઉલટો બગાડે છે. કોઈ પણ સારા નોકરને એ બગાડે છે. જ્યાં સુધી એને એના સ્થાન પર રાખવામાં આવે છે ત્યાં સુધી જ...

[એક પુરુષ પ્રવેશે છે અને સ્ટેજની

પહેલી (છાનીમાની પુરુષ પાસે જાય છે અને કહે છે): આમ ડરો છો શું? એ તો માત્ર એક સેવક છે. તમે જોતા નથી કે એ કેવળ ગુલામ જ છે?

પુરુષ: તમે એમ શાથી કહો છો? એના ભયંકર મોં તરફ તો જુઓ. જેણે એ એક વખત પણ જોયું હોય એને તો કશી શંકા જ નથી હોતી કે એ તો સ્વામી છે...અતિ ક્રૂર સ્વામી છે!

પહેલી: તમે પોતે જ એને જ્યાંસુધી સ્વામી ન બનાવો ત્યાં સુધી એ સ્વામી થઇ શકતો નથી.

પુરુષ: આ વળી શું કહો છો? એ સાચી વાત છે?

પહેલી: હા, તદ્દન સાચી વાત છે.

પુરુષ (ઊઠવાનો પ્રયત્ન કરે છે ને પાછો ઘૂંટણ પર પડે છે): હા. મને લાગે છે કે એ વાત તો ખરી છે. પણ તમે ચાલ્યાં જાઓ.

પહેલી (ફરી પાછી ઝાડીમાં સંતાઇને): ઓહ!

[જીવન સ્ટેજ ઉપર આવે છે. એના હાથમાં ચામડાનો ગૂંથેલો મજબૂત ઝેરબંધ(ચાબુક) છે અને તેના વડે તે અરધા લળી પડેલા પુરુષો અને સ્ત્રીઓના બીચોબીચ એક ટોળાને ઢોરની માફક હાકતો આવે છે. તેઓ નમે છે અને તેના ઝભ્ભાને ચૂમે છે. એનું મોં કાઢેલું છે, ને એ દાંત કચકચાવે છે. એની આંખો ત્રાંસી છે અને એના નસકોરાં જાડાં છે. ભયાનકતાની એ મૂર્તિ છે]

જીવન: અલ્યાઓ! તમારા આદર્શો મને આપી દો. ત્રણ આદર્શો. તમારી પાસે છે પણ એટલું જ ને?

યુવાન: જીવને મારા આદર્શો ઝૂંટવી લીધા.

કામદાર: મને પણ એણે લૂંટી લીધો.

યુવાન: પણ મારા આદર્શો તો એટલા ઓછા હતા.

કામદાર: અને હું જો વધારે મેળવવાનો શ્રમ કરી રહેશે ત્યારે એ બધાં પણ એ ઝૂંટવી જ લેવાનો.

જીવન (એક ઘરડી સ્ત્રીને): તું જેને ધિક્કારે છે તે કામ બાર કલાક સુધી કર; અને એક કલાક તને મનગમતુ કામ કર એટલે તારો ઘા તાજો રહે અને વેદના વધારે તીવ્ર બને.

ઘરડો પુરુષ: અરે, દયા કર! આટલો ક્રૂર ન થા. જે કામ મને ગમે છે તે મને ભૂલી જવા દે.

જીવન: હલકા! હું આપું તે જ મળવાનું છે. ભીખ માગ્યે મારી પાસેથી કશું જ તને મળવાનુ નથી.

એક અવાજ: મને એક સ્વપ્ન આપ,—માત્ર એક જ સ્વપ્ન કે જેનાથી મારાં બાવડાં મજબૂત થાય

બીજો અવાજ: એક જરા જેટલો સ્નેહ આપ કે મારો દિવસ સહેજ ઓછો આકરો બને!

ત્રીજો અવાજ: માત્ર આરામ, થોડો આરામ! ઉછળતા સમુદ્રનો અને પવન વડે ડોલતા ઘાસનો વિચાર કરવા જેટલો તો વખત આપ!

એક સ્ત્રી: સ્વામી!

[જીવન એને ચાબુકથી ફટકારે છે. સ્ત્રી તીણી ચીસ પાડે છે. જીવન એ બધાથી દૂર ખસે છે અને કૃત્રિમ નાચ કરવા માંડે છે. નાચતાં નાચતાં એ વધારે ને વધારે કોપાવિષ્ટ બને છે અને ભયાનક અટ્ટહાસ્ય કરીને ટોળા ઉપર ઝેરબંધના ફટકા મારે છે. અનેક મરીને પડે છે. એક પાંગળાની તો તે પોતાના હાથ વડે ગરદન જ ભાંગી નાખે છે. છેવટે તે આખા ટોળાને સ્ટેજની બહાર હાંકી જાય છે.]

...વતાં): આહ! તેમણે જોયું તેવું એવું રૂપ ભગવાને મને કદી ન

પહેલી: તું નમતી નહિ નો તારે કદી એ નહિ જોવું પડે. મ કદી પણ નમતી નહિ, મારી નાનકડી રાણીબા!

બીજી: નહિ, કદી જ નહિ નમવાની હું જીવનને. તેં મને શીખવ્યું છે તેમ ટટ્ટાર ઊભી રહીશ અને કહીશ, 'જીવન, મારે માટે બીજું દહાડાર લાવ.'

પહેલી: મારે હવે જરા વાર જવું પડે એમ છે. હું ફરી પાછી આવું છું. પણ જોજે ભૂલતી નહિ. (જાય છે.)

બીજી: હું કહીશ...

[એવામાં સ્ટેજની બહારથી જીવનનો અવાજ સંભળાય છે. બીજી બાલિકા નરમ બને છે જીવન પ્રવેશે છે.]

બીજી બાલિકા: ગુલામ! મને તારી લાલ મણિવાળી સાંકળી જોઇએ! (જેવો જીવન આજ્ઞાંકિતપણે આગળ આવે છે તેવી તરત જ તે એના ગળામાંથી સાંકળી ખેંચી કાઢે છે.) અને આ પણ.

[એમ કહેતી એના હાથમાંથી એની આંગળી પરની વીંટી પણ ખેંચી કાઢે છે. ગુલામ નમે છે. એવામાં જ્યાં પેલાં રાણીજી પડ્યાં હતાં ત્યાં બાલિકાની નજર જાય છે અને તેના શરીરમાં એક ધ્રુજારી આવી જાય છે. બરાબર એ જ પળે જીવન માથુ ઊંચુ કરતો એનાં ભયનાં ચિહ્ન જોઈ જાય છે. અને આ ક્ષણ પછી એનું સ્વરૂપ બદલાય છે. ગુલામમાંથી આખરે તે હુકમગાર બને છે.]

જીવન: તુ મારાથી ડરે છે?

બીજી બાલિકા: ના.

જીવન: એવાં ઘણાં છે કે જે મારાથી ડરે છે.

બીજી બાલિકા: તું તો ગુલામ છે.

જીવન: પણ ગુલામ સ્વામી બની શકે છે.

બીજી બાલિકા: હરગીઝ નહિ.

જીવન: હું તો બની શકું છું.

બીજી બાલિકા: તું તો મારો ગુલામ છે.

જીવન: જો હું તારો સ્વામી હોઉં—

બીજી બાલિકા: તું ગુલામ છે, ગુલામ!

જીવન: જો હું તારો સ્વામી હોઉં તો તારી તરફ તો ખરેખર હું માયાળુ થાઉં. તુ અત્યંત ખૂબસૂરત છે.

બીજી બાલિકા: આહ!

જીવન: ખરેખર, તું બહુ જ સુન્દર છે.

બીજી બાલિકા: એ તો આ મારો તાજ છે ને, તે મને એટલી સુન્દર બનાવે છે.

જીવન: ના રે. તું તારો તાજ માથા પરથી ઉતારી નાખ ને, તો યે તું તો સુન્દર જ રહે.

બીજી બાલિકા: એ તો હું કદી નહિ કરવાની.

જીવન: ફૂલોના ગુચ્છા સોંસરાં ચળાઇ આવતા સૂર્યકિરણો વડે રતુમડી બનેલી સફરજનની ત્વચા જેવી તું સુન્દર છે. ઉપવનમાં નિર્જન હવેલી પર ઝગમગતી રમાડતા નાના સરોવર જેવી તું સુન્દર છે...

બીજી બાલિકા (સ્વગત): એ મને ડરાવવા માટે આમ લલચાવતો લાગે છે. એટલે હું તો એમ જ ઉત્તર આપીશ, કે મેં સાંભળ્યું છે કે માણસો એવાં સુંદર હોય છે ખરા. હું કાંઈ ડરતી નથી પણ એને ખુશ કરવા એમ કહીશ

જીવન: તું મારાથી ડરે છે?

જીવન: તું ડરે છે?

બીજી બાલિકા: હા. હું ડરું છું.

જીવન: ઓહ! હું ખુશ થાઉં છું.

બીજી બાલિકા (સ્વગત): મને ખાત્રી જ હતી કે હું એને ખુશ કરી શકીશ! જે કાંઈ આપણે બોલીએ તે આપણા શરીરમાં પણ દાખલ થાય છે, એમ પેલીએ કહ્યું હતું. જેમકે ડર. પણ એ કાંઈ બધું જ જાદુની લાગતી નથી. એ તો અશક્ય! ને આને ખુશ કરવામાં કેટલી મઝા છે—ને એ કેટલું સહેલું છે! હું કાંઈ એનાથી ખરેખર ડરતી નથી. મેં તો ફક્ત એમ 'કહ્યું' કે હું ડરું છું.

જીવન: તું તારો તાજ માથા પરથી કાઢી નાખશે?

બીજી બાલિકા: ના.

જીવન: સ્ત્રીના વાળ પવનમાં ઊડતા હોય તેના જેવું સુન્દર દૃશ્ય બીજું કાંઈ નથી. તારા તાજ નીચે દેખાતા આ મનોહર વાળ પવનમાં ફરફરતા હોય તો કેટલા સુન્દર લાગે!

બીજી બાલિકા (તાજ કાઢી): લે. એક પળને માટે કાઢું છું.

જીવન: ખરે જ, તું રૂપરૂપનો અંબાર છે.

બીજી (સ્વગત): કદાચ મેં આમાં ડહાપણ નથી વાપર્યું.

જીવન: કોઈ નવા ખીલેલા અને પોતાની રંગભભકથી ઊડતા પંખીને અચાનક છક કરી દેતા ફૂલ જેવી તું લાગે છે.

બીજી બાલિકા (સ્વગત): પેલીએ કહ્યું હતું કે મારે...

જીવન: સાગરના પેટાળમાં રહેલા પ્રાચીન ધનભંડારોના મોંઘા મણિઓ જેવો તારો તાજ છે. હું તારો તાજ જોઈ શકું?

બીજી બાલિકા (સાવચેતીપૂર્વક તાજ તેની આગળ ધરે છે; પણ પછી મન બદલી નાખે છે): ના—

જીવન: મને એ એકવાર મારા હાથમાં લઈ જોવા દે. તરત તને એ પાછો આપી દઈશ.

બીજી બાલિકા: જો તું ચોક્કસ એ મને પાછો આપવાનો હોય—

જીવન (તાજ લે છે.): પણ તારા વાળ તો આ તાજ વિના જ વધારે સરસ લાગે છે. (એમ કહી તાજને દૂર ફેંકી દે છે)

બીજી બાલિકા: અરે, આ તેં શું કર્યું?

જીવન: એ તો જરા ગમ્મત.

બીજી બાલિકા: પણ તેં તો વચન આપ્યું હતું—

જીવન: ગમ્મતમાં.

બીજી બાલિકા: પણ—

જીવન: હો—હો! મારી સાથે હસ. કેવી ગમ્મત!

[બીજી બાલિકા હસે છે. પણ પછી કાંપે છે.]

જીવન (પોતાના કામથી ખૂબ ખુશ થઈને): જરા નૃત્ય તો કર. તું જુવાન છે, સુન્દર છે, સુખી છે. જરા નાચ જોઉં.

બીજી બાલિકા: શાનું નૃત્ય કરું?

જીવન: વસન્ત ઋતુનું. જાણે તરતનાં જાગેલાં ઝરણાં સાગરને મળવા ગાંડાં બનીને દોડી રહ્યાં છે; ચન્દ્રિકામાં કોઈ સફેદ કળી હિંડોળી રહી છે અને પર્ણાચ્છાદિત કુંજમાં એક યુવતી ઝોકી રહી છે; પછી સૂર્ય તેને જગાડે છે......

[બીજી બાલિકા આ બધું નૃત્યાભિનયથી બતાવે છે. પહેલાં તો તે તેનાથી ડરે છે, પણ પછી તે બધું ભૂલી જાય છે અને નિર્ભયપણે નૃત્ય કરે છે. પછી કહે છે]

બીજી બાલિકા: હવે મારો તાજ પાછો આપ.

જીવન: તને તાજની જરૂર જ નથી, સુન્દરાંગી!



બીજી બાલિકા: પણ હું તારાથી ડરું છું.

જીવન: મારાથી ડરે છે? મેં શું કર્યું?

બીજી બાલિકા: હું નથી જાણતી.

જીવન: તું ડર નહિ.

બીજી બાલિકા: હું ખરેખર ડરું છું.

જીવન: તારા તરફ તો હું માયાળુ સ્વામી થઈશ.

બીજી બાલિકા: સ્વામી?

જીવન: માયાળુ સ્વામી.

બીજી: હું તો મારો ગુલામ છે.

જીવન: ગુલામ તો હતો ત્યારે; હવે ફરી પાછો તારો કદી પણ ગુલામ થવાનો નથી.

બીજી બાલિકા (સ્વગત): અને જો પેલીની વાત સાચી હોય તો? જો એ કહેતી હતી તે ખરું હોય તો?

જીવન: તું શું બબડે છે?

બીજી બાલિકા: કંઈ નહિ—

જીવન: તારે મને સ્વામી કહેવો પડશે.

બીજી બાલિકા: હરગીઝ નહિ. એ હું નહિ કહું.

જીવન (એની તરફ કટાક્ષથી): મને સ્વામી કહે; તો હું તારી તરફ માયાળુ થઈશ.

બીજી બાલિકા: ના. એમ બનવાનું જ નહિ ને.

જીવન (રસ્તા ઉપરથી ચાબુક ઊંચકે છે. ચાબુક સાથે રમતો, પણ તેની સામે હસતો): તો હું તારી તરફ માયાળુ થઈશ.

બીજી બાલિકા (ડરથી): સ્વામી—

બીજી બાલિકા: તું મને હવે મારો તાજ પાછો આપ—
જીવન: લોભિયણ! પાડ માન કે હું તને સજા કરતો નથી.
બીજી બાલિકા: તું મને મારશે તો નહિ ને?
જીવન: જો તું હુકમ નહિ માને—
બીજી બાલિકા (મન્દ અવાજે): તું મને મારતો નહિ—
જીવન: તારે નમવું જ પડશે.
બીજી બાલિકા (ફરી વાર સ્વગત પેલા શબ્દો સંભાળીને બોલતી): કદી પણ નમની નહિ, મારી નાનકડી રાણીબા!
જીવન: તારે મને નમવું જ પડશે.
બીજી બાલિકા: નહિ.
જીવન (મારવા માટે ચાબુક ઉગામતો): ઘૂંટણે પડ! ગુલામ!
બીજી બાલિકા: તું તો માયાળુ હતો ને જીવન? તેં મને કેટલા સુંદર શબ્દો કહ્યા હતા?
જીવન: નમે છે કે નહિ!
બાલિકા: પણ તું તો કહેતો'તો ને કે તું હમેશ માયાળુ રહેશે?
જીવન: કેમ? હુકમ નથી માનવો?
બીજી બાલિકા: હું? કદી પણ નહિ. (ત્યાં તો જીવન તેના ખભાની આસપાસ ચાબુક ફેરવે છે. બાલિકા બીકથી ચીસ પાડે છે.) મને ફટકાવ નહિ હું નમીશ. (નમે છે)
જીવન: જોયું? આવી રીતે હું બધાંને તાબે કરું છું.
બીજી બાલિકા: સ્વામી!
જીવન (તિરસ્કારથી): એ શબ્દોનો સૂર તો સારો છે.
બીજી બાલિકા: દયા—'દયા કર'!
જીવન: એમ રાગડા ન તાણ (એને લાત મારે છે.)
બીજી બાલિકા (લથડિયાં ખાતી ઊઠીને): મને બચાવી લે.
જીવન: બચાવું? હું તો તને મારવાનો; કારણ કે જે મારાથી ડરે છે તેમની ચીસો મારા કાનને પ્રિય લાગે છે (એને ફટકાવે છે.)
બીજી બાલિકા: ઓ સ્વામી!
જીવન (ચાબુક દૂર ફેંકી દઈને): પણ એના કરતાં યે વધારે પ્રિય તો છે શાન્ત પડી ગએલી ચીસો—(એ એને પકડે છે. બન્ને વચ્ચે ઝપાઝપી થાય છે)
બીજી બાલિકા: આ તો ખૂબ બળિયો લાગે છે—એની સામે મારાથી વધારે ટકાય તેમ નથી!

[બંને ઝપાઝપી કરે છે. જીવન એનું ગળું દબાવીને મારી નાખે છે. પછી ભયાનક રીતે હસીને સ્ટેજ બહાર ચાલ્યો જાય છે]

પહેલી બાલિકા: (આનંદથી કૂદતી પ્રવેશે છે અને ગાય છે.)
હો રે હો! આવી વસન્ત!
વિશ્વે સૌ હર્ષે ઘૂમન્ત! હો રે હો! હો રે હો!
[છોડ પરથી ગુલાબ ચૂંટે છે]
હો રે હો! આવી વસન્ત! રંગીલી વસન્ત! હો રે હો!
પ્રેમ આવ્યો છે વેગે ધસન્ત.
એને બાન્ધ્યો તો એક દિ' પ્રભાતે
સૂર્યતેજમાંહિ માર્ગમાં રમન્ત.
હો રે હો! આવી વસન્ત!
હો રે હો! હો રે હો! આવી વસન્ત!

[ઓચિંતું શબ જોતાં તેનું ગીત થંભી જાય છે અને નિશ્ચલપણે શબ સામે જુએ છે. પછી અતિશય ધી પગલે એની પાસે જાય છે, મરણ પામેલી એ બાલિકા વસ્ત્ર ઠીકઠાક કરે છે અને તેના શબ પાસે નમે છે. પ મન્દ અવાજે બોલે છે.]

એ જુવાન હતી.... પેલો નિર્દય હતો (શબને સ્પર્શે એ એક રાણી પણ હતી. એણે પેલાનાં આભરણો ઝૂંટવી લીધાં હ જો! આ એના ગળામાં લાલમણિથી સળગી ઊઠતી પેલાની સોના સાંકળી રહી. અને એની આંગળી પર પેલાની વીંટી પણ છે. પ એ બહુ જ બળિયો હતો... બહુ જ બળિયો. (ઊભી થઈ કાંપે અને ડરથી રાંક બની જાય છે.) જીવને એને પીસી નાખી. જીવને બધાયને પીસી નાખ્યા... કોઈ દિવસ... મને મારતી છે કે.

[એવામાં અચાનક જીવન પ્રવેશે છે. તેનું રૂપ હંનુ જુલમીનું છે. બાલિકા રાંક બનીને ઊભી છે. જીવન નજર આખા સ્ટેજ ઉપર ફરી વળે છે, પણ બાલિકા તેની નજર પડે તે પહેલાં બાલિકા એને એક ક્ષણ વહે જોઈ જાય છે એટલે એ બરાબર વેળાસર ટટ્ટાર બની જ છે, અને જીવન તેને જુએ તે પહેલાં જ તુમાખી બની જ છે. તે જેમ બોલતી જાય છે તેમ જીવન પાછો ગુલા બનતો જાય છે.]

પહેલી બાલિકા: (બેદરકારીપૂર્વક હાથમાંના ગુલાબને ફે દેતી અને તે શબ પર પડે છે તે જોવાની પણ પરવા ન કરી જીવન! મારે માટે એક તાજું ગુલાબ લાવ! (જીવન લળીલળીને ન છે ને હુકમ અદા કરવા ચાલ્યો જાય છે.)

[પડદો]

[મૂળ અંગ્રેજી રૂપકનું નામ The Slave with Two Fac છે. એને ભજવવા માટે D. Appleton-Century Co., 35 We 32nd Street New York City U.S.A. એમની પરવાન આવશ્યક છે.]

## મહાદેવભાઈની ડાયરી

આપણે ત્યાં જે નહિવત છે એવા રોજનીશી સાહિત્યમાં ચિરંજીવ પૂંજી બની રહે તેવી સ્વ. મહાદેવભાઈ દેસાઈની ડાયરીની મહ વિષે જાણકારો તો પરિચિત છે. ગાંધીજીના પ્રિય અંતેવાસી તથા અગ્રણી દેશનેતાઓના અંગત પરિચય ને દેશસ્થિતિના પ્રખર ક્ષણક્ષણના સાંનિધ્યનો વિરલ લહાવો પામનાર શ્રી મહાદેવ દેસાઈની એ મોંઘી ડાયરીનું સિલસિલાબંધ પ્રકાશન જે અનેક ભાગો બહાર પડવાનું છે તેનો પહેલો ભાગ—તા. ૧૦-૩-૩૨ થી ૪-૯-૩૨ સુધીના ગાળા દરમ્યાન યરવડા જેલમાં લખેલી ડાયરી—નવજી પ્રકાશન મંદિર (અમદાવાદ) તરફથી રૂ. ૪-૮-૦ની કિંમતે હમણાં બહાર પડયો છે. મહાદેવભાઈના સાથી અને મિત્ર શ્રી નરહરિ પરી કાળજીપૂર્વક સંપાદિત કરેલી અને એક નવલકથા જેટલું આકર્ષણ અને રસ જમાવતી એ રોજનીશીમાં મહાત્માજીના આજ સુધી જાણ્યાએલા વિચારો, ખાસિયતો, જીવનપ્રસંગો, ટૂંકમાં તેમની જીવનકળા, સરદાર વલ્લભભાઈનો તળપદો સોંસરો ઊતરી જાય તેવો વિ અને નર્મ વાક્પ્રહાર, તથા મહાદેવભાઈનું ભક્તિભાવથી તરબોળ હૃદય, તેમની કર્તવ્યનિષ્ઠા, નમ્રતા તથા જ્ઞાનસમૃદ્ધિ પ્રત્યક્ષ થાય છે. મહાદેવભાઈની રસાળ શૈલીમાં લખાએલી આ ચિંતનસભર રોજનીશી પ્રત્યેક અવશ્ય વાંચવી જોઈએ અને ગમતું હોય તેમણે વસાવવી જોઈએ

# ગુજરાતમાં વરસાદ ઓછો થતો જાય છે? કે અનિયમિત થયો છે?—

## એવાએવા હમણાંના આપણા જીવનમરણને લગતા એ વિકટ પ્રશ્નની છણાવટ કરતો લેખ

વર્ષાનું ઝરણું માનવ, પશુ તથા વનસ્પતિ એ ત્રણેના જીવનનું અનુપમ અમૃત છે. ગ્રીષ્મઋતુના અંતે ધગધગતી ધરતીને ઠારવા માટે આકાશમાંથી મેઘરાજના દૂત વાદળો આવે છે. વરસાદનાં ઝાપટાંથી જમીન ઠંડી થઈ ધીમેધીમે હરિયાળી થતી જાય છે. વર્ષાઋતુની હવા ભેજવાળી હોવાથી વનસ્પતિનાં પાંદડાંમાંથી વરાળ રૂપે ઊડી જતું પાણી અટકે છે અને તેથી વનસ્પતિ પણ ખૂબ ફૂલેફાલે છે. જ્યાં અતિશય ગરમી અને બાષ્પીભવન હોય છે ત્યાં વરસાદ ખૂબ પડે છે, અને તેથી પણ વનસ્પતિ ત્યાં ખૂબ ખીલે છે. વિષુવવૃત્તના પ્રદેશમાં હમેશાં તાજાં ને લીલાં જંગલો(Evergreen Forests) જોવામાં આવે છે તેનું કારણ પણ આ જ છે. ત્યાં ઝાડ ઘણાં ગીચ હોય છે એટલું જ નહિ પણ તેમનું કદ પણ મોટું હોય છે. વર્ષાઋતુમાં કેવળ જલસિંચન થાય છે એટલું જ નહિ પણ પાકને પોષણ આપનાર કેટલાક પદાર્થો પણ તે ઉત્પન્ન કરે છે. વીજળીના ચમકારા થાય છે ત્યારે હવામાં 'એમોનિયા'(Ammonia) અને નત્રવાયુના ક્ષારો (Nitrates) ઉત્પન્ન થાય છે, જે વરસાદનાં નાનાંનાના ટીપાંમાં ઓગળી જઈ વરસાદ સાથે ધરતીમાં ખાતર રૂપે ભળી જાય છે. હિંદુસ્તાનમાં પડતા વરસાદમાં આવી જાતના ક્ષારોનું પ્રમાણ ઇંગ્લંડના વરસાદના ક્ષારોના પ્રમાણ કરતાં વધારે છે, એમ ડૉ. વૉએલકર નામના એક અંગ્રેજ વૈજ્ઞાનિકે સાબિત કર્યું છે.

દરેક ઠેકાણે વરસાદ અમુક પ્રમાણમાં પડવાનાં વિશિષ્ટ કારણો હોય છે. કેટલેક ઠેકાણે ઉનાળામાં તો કેટલેક ઠેકાણે શિયાળામાં વરસાદ પડે છે. આપણા ગુજરાતમાં ખાસ કરીને ઉનાળાને અંતે વરસાદ પડવો શરૂ થાય છે. ઉનાળા દરમ્યાન પડતી સૂર્યની અતિશય ગરમીથી સમુદ્રમાંથી ખૂબ બાષ્પીભવન થાય છે. અને તેનાં વાદળાં બંધાય છે. એ વાદળાં પવનના જોરથી આકાશમાં જે ઠેકાણે ખેંચાઈ જાય ત્યાં વરસાદ પડે છે. અરબી સમુદ્રમાં જે વાદળા પેદા થાય છે તેને નૈઋત્યના પવનો હિંદના પશ્ચિમ કિનારા પર મોકલે છે. સૌથી પહેલાં એ વાદળોમાંનાં ઘણાંખરાં પશ્ચિમ ઘાટ પર વરસાદ રૂપે વરસી જાય છે; બાકીનાં થોડાંઘણાં ગુજરાતનાં મેદાનો તરફ આગળ વધે છે. પણ એ વાદળોને ઠારવા માટે ગુજરાતમાં પશ્ચિમ ઘાટ જેવા વિશાળ પહાડ ન હોવાથી અહીં વરસાદ ઓછો પડે છે. ગુજરાતના જુદાજુદા ભાગમાં કેટલો વરસાદ પડે છે તે નીચેના કોઠામાં આપ્યું છે.

| જિલ્લો | વાર્ષિક સરેરાશ | ઓછામાં ઓછો | વધારેમાં વધારે | ઊગતા પાક |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૨૬·૪ | ૧૯ (ખારાઘોડા) | ૩૩·૬ (મોડાસા) | ઘઉં, જુવાર બાજરી, ચણા, વગેરે |
| ખેડા | ૩૧·૫ | ૨૯·૫ (માતર) | ૩૪·૧ (આણંદ) | બાજરી, ડાંગર, ઘઉં, જુવાર વગેરે. |
| પંચમહાલ | ૩૭·૦ | ૨૮·૭ (દાહોદ) | ૪૧·૭ (હાલોલ) | મકાઈ, ડાંગર, ચણા, બાજરી, ઘઉં, વગેરે |
| ભરૂચ | ૩૩·૩ | ૩૧·૪ (વાગરા) | ૪૬·[illegible] (દહેજ) | ઘઉં, જુવાર, લાંબ, જવ, રાગી, વગેરે. |
| સુરત | ૫૩·૯ | ૩૫·૪ (ઓરપાડ) | ૭૪·૧ (પારડી) | ડાંગર, જુવાર, ઘઉં વગેરે |

આ આંકડા ઉપરથી જણાશે કે ગુજરાતમાં જુદેજુદે ઠેકાણે ભિન્નભિન્ન પ્રમાણમાં વરસાદ પડે છે અને એ પ્રમાણે જુદાજુદા ભાગમાં વિશિષ્ટ પાક ઊગે છે. દાખલા તરીકે અમદાવાદમાં ઘઉં, ખેડામાં બાજરી ને સુરતમાં ડાંગર ખાસ ઊગે છે. અહીંની જમીનમાં વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર સારામાં સારા પાક ઉગાડવા હોય, તો ગુજરાતને જુદાજુદા ભાગમાં પડતા વરસાદના પ્રમાણના આધારે જુદાજુદા વિભાગોમાં વહેંચી દઈને વરસાદના તે પ્રમાણના આધારે કયા ભાગમાં કયો પાક સારામાં સારી રીતે ઊગી શકે, એ નક્કી કરવું જોઈએ. આમ કરવાથી પાકનું ઉત્પાદન પણ સારી રીતે વધી શકે. વળી તેના આધારે કયા ભાગમાં નહેરો બાંધવાની ખાસ જરૂર છે, એ પણ નક્કી થઈ શકે. એવા વિભાગો આ અંકમાં આપેલા ચિત્રબોધના નકશામાં દર્શાવ્યા પ્રમાણે પડશે. એ નકશામાં વરસાદના કુલ સરેરાશ પ્રમાણના અનુસાર ધ્યુત દર્શાવતાં કુંડાળાં કરી વિભાગો પાડ્યા છે.

પરંતુ આપણે ત્યા દર વર્ષે બધે એકસરખા પ્રમાણમાં વરસાદ પડતો નથી. કોઈકોઈ વર્ષે એટલો બધો વરસાદ પડે છે કે જેથી નદીઓમાં પૂર આવીને પારાવાર નુકશાન થાય છે, તો વળી કોઇ વર્ષે ઘણો ઓછો વરસાદ પડવાથી દુકાળ પડે છે.

આમાં અતિવૃષ્ટિ થવાનાં કારણો જોઈએ. વર્ષાની શરૂઆતમાં કોઈકોઇ વાર બંગાળનાં અખાતમાં તોફાનનાં મોજાં(Cyclonic Depression) ઉત્પન્ન થઈ દેશ પરથી પસાર થાય છે. જ્યારે આ મોજું ગુજરાત ઉપર અથવા ગુજરાતની સરહદ પાસે થઈને વાયવ્ય સરહદના પ્રદેશ અને સિંધ તરફ જાય છે, ત્યારે ગુજરાતમાં વરસાદનાં જોરદાર ઝાપટાં પડે છે. આ પ્રમાણે જ્યારે થાય ત્યારે થોડા વખતમાં વધુ વરસાદ પડે છે. એવાં જોરદાર ઝાપટાં ગુજરાતમાં ઈ. ૧૮૯૧ અને ૧૯૨૭માં પડ્યાં હતાં; તે વખતે ફક્ત ૨૪ કલાકમાં જ લગભગ ૧૫ થી ૨૦ ઇંચ જેટલો ધોધમાર વરસાદ પડ્યો હતો. કોઈકોઇ વાર આવો વરસાદ સાતસાત દિવસ સુધી સતત પડ્યા જ કરે છે એ મોજું જાય, કે તરતજ વરસાદ બંધ થઈ સૂર્યનો તડકો નીકળે છે. પરંતુ આ રીતે જ્યારેજ્યારે અતિવૃષ્ટિ થાય છે ત્યારેત્યારે લોકોને પારાવાર નુકસાન થાય છે. ખેતરના ખેડાણના ઉપલા થરની ખાતરવાળી ફળદ્રુપ માટી ધોવાઇ જાય છે, ને જમીનમાં ઠેરઠેર ગાબડાં પડી જાય છે, નદીનાળાંમાં પૂર આવે છે જેમાં કેટલાય ખેડૂતોનાં ઘરબાર ને ઢોર ઢાંખર તણાઇ જાય છે, પાક નાશ પામે છે, એટલું જ નહીં પણ ખેતરમાં પાણી ભરાઈ જવાથી રવિ પાકની વાવણી લંબાય છે અથવા બિલકુલ થઇ શકતી નથી.

આનાથી ઊલટું, કોઈકોઈ વર્ષે હવામાનમાં ફેરફાર થવાથી અરબી સમુદ્ર પરથી આવતા ભેજવાળા પવનો સારો વરસાદ ન આપે અથવા વહેલોમોડો આવે ત્યારે પાક બરોબર ઊગતો નથી, જેથી ગુજરાતમાં દુકાળ પડે છે. ગુજરાતમાં આવા અનેક દુકાળ પડી ગયા છે, જેમાં ૧૯૦૧થી ૧૯૦૩ સુધી ચાલેલો દુકાળ ભયંકર હતો.

ગુજરાતમાં અતિવૃષ્ટિ તથા અનાવૃષ્ટિ થવાનાં કારણો આમ ઉપર પ્રમાણે છે. છેલ્લાં પચાસ વર્ષના ગાળામાં ગુજરાતમાં જુદેજુદે ઠેકાણે અતિવૃષ્ટિ ને અનાવૃષ્ટિ ક્યાક્યા વર્ષમાં થએલી તે નીચે આપેલા કોઠા પરથી જણાશે ૧૮૯૫થી ૧૯૪૪ સુધીના દર પાંચ વર્ષના સરેરાશ

# ગણેશ નેપાળથી કન્યાકુમારી સુધી, અને એક કાળે છેક ચીન-જાપાન-જાવા સુધી માન્ય થએલા શુભંકર દે

## અને તેમનો મહોત્સવ ગણેશચતુર્થી




ઘણા પ્રાચીન કાળથી પૂજાતા ગણપતિની અનેક પ્રકારની આકૃતિઓ પૈકી સૌથી વધુ પ્રચલિત એવી ચારભુજાવાળી આકૃતિ.

ધર્મ વ્યવસ્થાપકો કહે છે કે કળિયુગમાં ત્વરિત સિદ્ધિ આપનાર દેવતાઓ બે છેઃ ચંડી(કાલિમાતા) અને ગણપતિ. વિઘ્નહર્તાપણું અને અલૌકિક બુદ્ધિસામર્થ્યનું જેમનામાં આરોપણ કરવામાં આવ્યું છે તે ગણપતિની સ્થાપના નેપાળથી માંડી રામેશ્વર સુધી હિંદભરમાં મંદિરેમંદિરે જ નહિ, પણ પ્રત્યેક હિંદુમાત્રના નિત્ય પૂજનના પંચાયતનમાં તથા ઘરને બારણેબારણે કરવામાં આવી છે ના કે મોટા કોઈ પણ શુભ કાર્યની શરૂઆતમાં ગણપતિને જ ાડાય છે. જેમનો પરસ્પર કદી પણ મેળ નથી ખાતો એવા વ અને વૈષ્ણવ બન્ને સંપ્રદાયના લોકો તેની ભાવથી પૂજા કરે છે.

આવા સુખકર્તા, દુઃખહર્તા, મંગલમૂર્તિ મનાએલા શ્રી ગણેશની ઉત્પત્તિ વિષે અનેક કથાઓ પુરાણોમાં તથા ધાર્મિક ગ્રંથોમાં મળે છે. અથર્વશીર્ષમાં કહ્યું છે કે જગતના આરંભમાં પ્રકૃતિ અને પુરુષમાંથી શ્રેષ્ઠ ગજાનન સ્વરૂપ ઉત્પન્ન થયું. બીજી કથા એમ છે કે એકવાર દ્વારપાળનું કાર્ય કરતા પાર્વતીપુત્ર ગણપતિએ શંકરને અંદર ન જવા દેવાથી પિતાપુત્ર વચ્ચે યુદ્ધ થયું. તેમાં શંકરે ગણપતિનું મસ્તક કાપી નાખ્યું. છેવટે પાર્વતીના આગ્રહથી ઇન્દ્રના હાથીનું માથું ત્યાં બેસાડવામાં આવ્યું. ત્રીજી કથા એવી છે કે પાર્વતીએ પોતાના શરીરના મેલમાંથી એક પૂતળું ઘડી તેને ગંગાના પાણીમાં મૂકતાં જ તેને હાથીનું મુખ અને વિશાળ દેહ પ્રાપ્ત થયો. એક બીજી કથા વળી એમ છે કે ગજાસુર નામના રાક્ષસે શંકર ભગવાનનું કમંડળ ઢોળી નાખ્યું. તે કૃત્ય પોતાના પુત્રે જ કર્યું છે માની તેમણે ગણપતિનો શિરચ્છેદ કર્યો. પણ સાચી વાત જણાતાં ગજાસુરનું હાથી જેવું માથું કાપી લાવી પુત્રના ધડ પર બેસાડી તેને જીવતો કર્યો. વિષ્ણુએ ગજાસુરનો વધ કરવા એ રૂપે પાર્વતીને પેટે જન્મ લીધો હતો એવી પણ એક કથા છે. પુરાણોમાં એક કથા એમ પણ મળે છે કે એકવાર પાર્વતીએ પોતાના પુત્ર ગણેશની સંભાળ રાખવાનું કામ ભૂલથી શનિને સોંપ્યું પણ એ ક્રૂર ગ્રહની નજર ગણેશના મસ્તક પર પડતાં જ તે બળીને રાખ થઈ ગયું! દુઃખી થએલી પાર્વતી બ્રહ્મા પાસે ગઈ અને તેમની સલાહ માંગી. બ્રહ્માએ કહ્યું: 'રસ્તામાં તને પહેલાં જે મળે તેનું માથું કાપી લઈ ગણેશના શરીર પર બેસાડી દેજે.' યોગાનુયોગે પાર્વતીને સામો હાથી જ મળ્યો. આથી તેનું માથું બેસાડવામાં આવ્યું.

પણ ગણેશપુરાણમાં ગણપતિ વિષે જે વિસ્તારી હકીકત આપી છે તે પરથી ગણપતિના આજ સુધી ત્રણ અવતાર થયા મનાય છે. એક, કૃતયુગમાં કશ્યપ-પત્ની અદિતિને પેટે મહોત્કટ વિનાયક રૂપે. એ અવતારમાં તેમણે પૃથ્વીને પીડતા દેવાંતક ને નરાંતક રાક્ષસોનો નાશ કર્યો હતો; બીજો અવતાર ત્રેતાયુગમાં શિવપાર્વતીને ત્યાં ગણેશ રૂપે લઈ સિંધુદૈત્યનો નાશ કરી લોકોને યાતનામાંથી છોડાવ્યા હતા; અને ત્રીજો, દ્વાપરયુગમાં ભગવાન શંકરને ત્યાં જ અવતરી સિંદુરાસુરનો વધ કરેલો. આમ પ્રજાને પીડતા રાક્ષસોથી પૃથ્વીને બચાવી હોવાથી તે વિઘ્નહર્તા તરીકે લોકપ્રિય થયા હોય એમ લાગે છે.

ઘણા તત્ત્વચિંતકો ગણપતિ વિષે તાત્ત્વિક વિચાર કરતાં એમ માને છે કે ગણપતિ એટલે 'ગણેશ' નહિ, પણ 'ગુણેશ' હોવા જોઈએ. ગુણેશ એટલે સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોના સ્વામી. બીજી માન્યતા એમ છે કે એ ૐકાર પ્રણવ રૂપ હોઈ તેમની ઉપાસના એટલે પ્રત્યક્ષ પરબ્રહ્મની જ ઉપાસના. ૐકારમાં હાથીની સૂંઢ જેવો આકાર છે જ. માથાપરનો અર્ધચન્દ્ર પણ ગણપતિના દાંત જેવો લાગે છે. એવા ૐ સ્વરૂપ જ્ઞાન-વિજ્ઞાનમય ગણપતિનું વાહન ઉંદર મનાય છે. ઉંદર એટલે કાળ. જેમ ઉંદર દરેક વસ્તુનો કોતરીને નાશ કરે છે, તેમ કાળ પણ અહર્નિશ સૃષ્ટિના પદાર્થોનો નાશ કરે છે. એ કાળને જીતી લઈ તેને જ વાહન બનાવનાર ગણપતિ પરમેશ્વરનું જ રૂપ છે એમ તાત્ત્વિકો માને છે. ગણપતિ-પૂજા ચતુર્થીને દિવસે થાય છે, એનો અર્થ એ કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાંથી ઉન્નત થઈ ચોથી એટલે કે તુર્યાવસ્થા પ્રાપ્ત કરવાથી જ માનવ પૂર્ણાવસ્થાએ પહોંચે છે અને ત્યાં જ પરબ્રહ્મ સ્વરૂપ પરમેશ્વર એટલે કે શ્રીગણેશ વાસ કરે છે. ચતુર્થીને દિવસે ચંદ્રદર્શનની મના છે તેની પાછળ એ રહસ્ય છે કે મનના દેવતા ચન્દ્ર મનાય છે, અને જો તુર્યાવસ્થા પ્રાપ્ત કરવા જ્ઞાનારાધના કરવી હોય તો મન ઉપર કાબૂ મેળવવો જોઈએ. આમ ચન્દ્રદર્શન ન કરવું એટલે મન ઉપર કાબૂ મેળવવો અને મનને એકાગ્ર કરવું એવો છે.

ગણેશચતુર્થીને દિવસે ચન્દ્રનું દર્શન કરવું નિષિદ્ધ મનાયા પાછળ એવી એક પૌરાણિક કથા છે કે એક વખત ગણેશ પોતાના વાહન ઉંદર પર બેસીને જતા હતા ત્યારે અકસ્માત પડી ગયા. એ જોઈને ચન્દ્ર હસી પડ્યો. આથી ક્રુદ્ધ બની ગણપતિએ શાપ આપ્યો કે જે કોઈ તારું દર્શન કરશે તેના પર ચોરીનું આળ તથા દુઃખો આવી પડશે. આથી દેવો અને મનુષ્યોએ તેનું દર્શન કરવાનું બંધ કર્યું. આ પ્રમાણે બધા તરફથી તિરસ્કૃત થએલો ચન્દ્ર એક કમળમાં સંતાઈ ગયો. આમ ચન્દ્ર-પ્રકાશ લુપ્ત થવાથી અકળાએલા દેવોએ ગણેશ પાસે જઈ પોતાનો શાપ પાછો ખેંચવા વિનતિ કરી.

ચન્દ્રને પણ પોતાના શરમજનક કૃત્યનો પસ્તાવો થવા લાગ્યો અને ગણેશ પાસે આવી પ્રાર્થના કરી માફી માગવા લાગ્યો. આથી ગણેશે પ્રસન્ન થઈ પોતાના શાપની સર્વવ્યાપી અસર પાછી ખેંચી. પણ એટલું કર્યું કે ગણેશચતુર્થીને દિવસે જે ચન્દ્રનું દર્શન કરશે તેના પર શાપનો પ્રભાવ પડશે. એ શાપમાંથી બચવાનો એક માર્ગ એ ગણાય છે કે પોતાના પાડોશી તરફથી ઠપકો કે ગાળો ખાવી. આથી જેમનાથી ભૂલચૂકથી તે દિવસે ચન્દ્રદર્શન થઈ ગયું હોય તેઓ પોતાના પાડોશીના છાપરે પથરા ફેંકી તેમને ચીડાવી તેમને ગાળિપ્રદાન કરવા ઉશ્કેરે છે. પણ આજે તો જાણે ગણેશચતુર્થીને દિવસે બીજાના છાપરે પથરા ફેંકી ટંટાઓ ઊભા કરવાનો વિધિ જ ન હોય તેમ કેટલાક ઉચ્છૃંખલ યુવાનો વર્તે છે, જે બિલકુલ ઇષ્ટ નથી.

ગણપતિ વિષેનો ઉલ્લેખ છેક વેદોમાં તથા ઉપનિષદોમાં પણ મળે છે. તે પરથી તે ઘણા પ્રાચીન દેવતા હોય એમ લાગે છે. ત્યાર પછી તો તેમની ઉપાસના કરનારાઓનો જુદો 'ગાણપત્ય' સંપ્રદાય શરૂ થયો. આ સંપ્રદાયના લોકો ચિહ્ન તરીકે લાલ રંગનું ચન્દ્રાકાર તિલક કરે છે. હિંદુસ્તાનમાં ત્રાવણકોરમાં ગણેશોપાસના વિશેષરૂપે પ્રચલિત છે. ત્યાં તેમના દેવળને 'કોગપુર' કહે છે.

ગણપતિ એટલે ગણોના પતિ. ગણ એટલે સમૂહ. વેદ કાળમાં રુદ્ર, મરુત ઇત્યાદિ અનેક ગણોના તે અધિપતિ મનાતા. તેમની પ્રાર્થના કરવાથી સંકટનું નિવારણ થાય છે, પણ કોપ થાય તો બાળકો મરે અથવા બીજી હાનિ થાય છે એમ મનાતું. બ્રહ્મદેવે વિનાયક (ગણપતિ)ને ગણોનો નાયક નીમી મનુષ્ય માત્રના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરવાનું કાર્ય સોંપ્યાનો ઉલ્લેખ મળે છે. આ ઉપરથી લાગે છે કે વિનાયક રુદ્ર જેવા જ ભયંકર હતા. પણ પ્રસન્ન કરવાથી વિઘ્નહર્તા બનતા. ગણપતિ આજે નેપાળીના ઈષ્ટ દેવ ગણાય છે અને કેટલેક સ્થળે એવો રિવાજ છે કે જો કોઈ નેપાળી દેવાળું કાઢે તો તેની જાણ કરવા તે પોતાની દુકાન પરની ગણપતિની મૂર્તિ કે ફોટાને ઊંધા લટકાવી દે છે જેથી આવનારા બધાને વગર કહ્યે તેની જાણ થઈ જાય છે. મહાભારતના કર્તા વ્યાસ ભગવાને જ્યારે મહાભારત લખવા વિચાર કર્યો ત્યારે તેમને કોઈ લહિયો મળતો નહોતો. ગણપતિએ એ કામ માથે લીધું પણ શરત એ કરી કે એકવાર લખવાની શરૂઆત કર્યા પછી ક્યાંય અટકવું ન જોઈએ. મહર્ષિ વ્યાસે તે શરત કબૂલ કરી, પણ સામી એ શરત મૂકી કે ગણપતિએ સમજ્યા વગર કશું જ ન લખવું. આમ બંનેનું કામ ચાલ્યું. પોતાને આગળ વિચાર કરવા વખત મળે તે માટે વ્યાસમુનિ વચ્ચેવચ્ચે અઘરા શ્લોકો લખાવતા.

**શ્રી** ગણેશનો જન્મ ભાદરવા સુદ ચોથને દિવસે બપોરે થયેલો હોવાથી તે દિવસે ગણેશચતુર્થીનો તહેવાર ઉજવાય છે. આમ તો દરેક મહિનાની શુક્લ પક્ષની ચતુર્થી વિનાયકી ચોથ ગણાય છે અને કૃષ્ણપક્ષની ચતુર્થી સંકષ્ટ-ચતુર્થી ગણાય છે. ગણેશચોથને દિવસે મુખ્ય વિધિ ગણપતિની મૂર્તિની કે ચિત્રની નવવિધા ભક્તિથી પૂજા કરીને તેમને પ્રિય એવા દૂર્વા તથા શમી વૃક્ષના પત્તાં ચડાવવાં, મોદકનો નૈવેદ્ય ધરાવવો એ છે. વળી તે દિવસે બાજરીના લોટમાં ગોળ તથા ઘી નાખી તેની કુલેર બનાવી ઉંદરને ખવડાવવાનો પણ રિવાજ છે. કાઠિયાવાડમાં વૈશાખ સુદ ચોથને દિવસે તેલ અને સિંદુરથી ગણપતિની પૂજા થાય છે. દ્રવિડ દેશમાં આ તહેવાર વિશેષ ભાવપૂર્વક પળાય છે. કાનડી લોકો ગણેશચતુર્થીને 'ચૌનકેન હબ્બ' કહે છે અને તેલુગુ લોકો 'પિલ્લેર ચવતિ'. ત્યાંના લોકો માને છે કે શંકર બ્રાહ્મણોના, વિષ્ણુ ક્ષત્રિયોના, બ્રહ્મા વૈશ્યોના અને ગણપતિ શૂદ્રોના આરાધ્ય દેવ છે. શૂદ્રો અતિ ભાવપૂર્વક ગણપતિની પૂજા કરે છે તે પરથી આ માન્યતા બંધાઈ હોય એમ લાગે છે. બંગાળમાં ગણપતિનો ઉત્સવ પળાતો નથી.



ચીનમાં તુન-હુ-આંગ પાસે આવેલી ગુફાઓમાંના મંદિરમાં એક ભીંત પર મળી આવેલું આ ગણેશનું ચિત્ર સૌથી પ્રાચીન ગણાય છે. આ જ પ્રમાણે ઈતર દેશોમાં મળી આવેલાં ગણપતિનાં ચિત્રો પરથી જણાય છે કે ઘણા પ્રાચીન કાળમાં ગાણપત્ય સંપ્રદાય તિબેટ, ચીન, જપાન, જાવાસુમાત્રા આદિ દૂરદૂરને ઠેકાણે પ્રસરેલો હતો.

આ તહેવાર સૌથી વધુ ધામધૂમથી ક્યાંય ઉજવાતો હોય તો તે મહારાષ્ટ્રીયોમાં. તે દિવસે પાલખીમાં અથવા માથાપર ગણપતિની માટીની મૂર્તિ લાવીને તેની ઘેર સ્થાપના કરી ૫, ૭, ૧૦ કે ૨૧ દિવસ સુધી રોજ સવાર-સાંજ તેમની સવિધિ પૂજા કરે છે તે પછી નદી કે તળાવમાં તે મૂર્તિનું વિસર્જન કરવામાં આવે છે. તેમનામાં બ્રાહ્મણથી માંડીને શૂદ્રો સુધી આ તહેવાર એકસરખો પ્રિય છે. લો૦ ટિળકે લોકોમાં ઐક્યભાવ અને સ્વાતંત્ર્યભાવના ફેલાવવા તથા લોકજાગૃતિ આણવા આ તહેવારને વ્યાપક અને સાર્વજનિક સ્વરૂપ આપ્યું હતું. ત્યારથી દરેક મહોલ્લા અગર લત્તાના જુદા ગણપતિની કોઈ જાહેર જગ્યાએ પૂજા સ્થાપવામાં આવે છે. રોજ ત્યાં આગળ કોઈ વિદ્વાન વક્તાનું વ્યાખ્યાન, કીર્તન, દેશાભિમાન પ્રેરક ગીતો આદિ લોકશિક્ષણ રોચક કાર્યક્રમો યોજાય છે. આમ અનંત ચતુર્દશી સુધી ચાલે છે. પછી ગણપતિને મોટી ધામધૂમથી ભજનો ગાતા-ગાતા નદી કાંઠે લઈ જઈ નદીમાં ડૂબાડીને તેમનું વિસર્જન કરે છે.

હિંદુ ધર્મમાં જે વિવિધ દેવતાઓ નજરે પડે છે તેનું કારણ એ છે કે જનતકલ્યાણ માટે જે આવશ્યક ગુણોનો સમુચ્ચય માનવમાં હોવો જોઈએ તે કોઈ દેવતામાં કલ્પી તે ગુણ લોકોમાં વધે તે માટે તે ગુણ સમુચ્ચયવાળી કોઈ મૂર્તિ બનાવીને લોકો આગળ આપણા પ્રાચીન ધર્મ વ્યવસ્થાપકો મૂકતા. અને તેની ઉપાસના લોકો પાસેથી કરાવી લેતા. એ રીતે ગણપતિની પાછળ બે ગુણો કલ્પાએલા લાગે છે: બુદ્ધિદાન અને વિઘ્નહરણ. નજીવું કે મહત્ત્વનું કોઈપણ કામ આપણે માથે લીધું હોય તો તે અવશ્ય સફળ થશે જ એમ કહેવું મુશ્કેલ છે. ઘણીને વખતે વિઘ્નો આવી તે કામ નિષ્ફળ કરી નાખે છે. માટે મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ પરમેશ્વરની પ્રાર્થના કરીને તેના કૃપાછત્ર તળે કાર્ય કરવાની હોય છે. વિઘ્નો આવે તો પણ ડર્યા વગર ઈશ્વરભક્તિ રૂપી અભેદ્ય ઢાલ હાથમાં લઈ આગળ કૂચ કરતા જવું એમાં જ પુરુષાર્થની ચાવી છે. વિઘ્નહર્તા ગણપતિના તહેવાર ગણેશચતુર્થીનો આ જ સંદેશ છે.

# નૃત્ત-હસ્ત

લેખક
યોગેન્દ્ર પ્રિયદર્શી

**આપણા પ્રાચીન નાટ્યશાસ્ત્રનો પરિચય આપતી લેખમાળાનો સપ્તમ લેખ.**

આપણાં ભારતીય નૃત્યોમાં આવતી મુદ્રાઓ એ એક પ્રકારની ભાષા છે. તેની પાછળ રહે સંકેતોના અર્થ આપણે ગયા બે હપતામાં સમજ્યા. હવે તેને અનુસંધાને 'નૃત્ત હસ્તો'-જે નૃત્ય વખતે શરીરની ક્રિયામાં લાવણ્ય અને શોભા લાવવા માટે વપરાય છે, તેની સમજણ લેઈ



નૃત્તનાં જુદાંજુદાં ચલનો તથા શારીરિક સ્થિતિઓ(Poses)-માં શોભાના હેતુથી સુંદરતા લાવવા માટે જે આકર્ષક હસ્ત-રચનાઓ કરવામાં આવે છે તેને 'નૃત્ત હસ્ત' કહે છે. સંયુક્ત તથા અસંયુક્ત મુદ્રાઓની પેઠે આ નૃત્તહસ્તો પણ હાથની જ જુદીજુદી રચનાઓ છે; પણ તે કોઇ અર્થ કે ભાવ દર્શાવવામાં પ્રયોજાતા નથી, પરંતુ માત્ર અંગભંગી કે લાવણ્યના હેતુથી જ યોજાય છે. તે અંગરચનાની અપેક્ષાએ સમતોલપણા(Balance)ના સિદ્ધાંત ઉપર રચાય છે, કારણકે સુંદરતા સમતોલતામાં જ સમાએલી છે.

નૃત્ત-હસ્તો હાથ, પગ તથા શરીર એ ત્રણેના સામંજસ્ય દ્વારા અલૌકિક સૌંદર્ય ઉત્પન્ન કરી નૃત્તને અલંકૃત કરે છે. આથી તેને નૃત્તના એક અલંકાર તરીકે પણ ઓળખાવી શકાય

પણ હાલમાં આ નૃત્ત-હસ્તો ખાસ પ્રચલિત રહ્યા નથી તેના વિષે ભાગ્યે જ કોઇને કંઇ માહિતી રહી હોય તો. તેનું કારણ કદાચ એ હશે કે વિયુક્ત તથા સંયુક્ત મુદ્રાઓ જ નૃત્ત-ભાષાનું અનિવાર્ય અંગ હોવાથી તે તો વંશાનુગત ઉતરતી આવતી રહી; પણ નૃત્ત-હસ્તો એટલા અનિવાર્ય ન હોવાથી તે ધીમેધીમે વિસરાઈ ગયા. વળી, મુદ્રાઓમાં રહેલા સંકેતો જાણવાના કુતૂહલથી પ્રેરાઇને પણ તેને સમજવાનો પ્રયત્ન થતો રહ્યો છે જ્યારે નૃત્ત હસ્તોના વિષયમાં તેવો પ્રયત્ન પણ થયો નથી.

નૃત્ત-હસ્તોની ઉત્પત્તિ વસ્તુતઃ વિયુક્ત અને સંયુક્ત મુદ્રાઓ માંથી જ છે કેટલાક નૃત્ત હસ્તોમાં મિશ્ર-મુદ્રા(જુદીજુદી બે મુદ્રાનું સંયોજન) પણ યોજાય છે બંને હાથે અમુક મુદ્રા ધારણ કરીને સુશોભનના આશયથી હસ્તની અમુક શોભાપૂર્ણ રચ કરવામાં આવે છે તેને જ નૃત્ત-હસ્ત કહે છે.

નાટ્યશાસ્ત્રમાં વિયુક્ત અને સંયુક્ત મુદ્રાઓ સાથે જ નૃત્ત-હસ્તોની નામાવલિ આપીને કહ્યું છે કે, "આમ, ચોસઠ પ્રકારના હ કહ્યા." તે પૈકી ચોવીસ વિયુક્ત, તેર સંયુક્ત અને બાકીના નૃ હસ્ત કહ્યા છે. આ અનુસાર નૃત્ત-હસ્તો સત્તાવીસ હોવા જોઇએ પણ તેનાં નામો ગણતા તે ઓગણત્રીસ થાય છે. એટલે વધારાના બે હસ્તો તે ઉમેરેલા બે જ હોવા જોઇએ, કારણ કે નાટ્યશાસ્ત્ર અમુક પ્રતમાં એ બેના લક્ષણો છોડી દીધેલાં છે. એ ૨૯ નૃત્ત હસ્તોનાં નામ આ પ્રમાણે છેઃ (૧) ચતુરસ્રમ્ (૨) ઉદ્વૃત્તમ્ અથવા તા વૃત્તમ્ (૩) તલમુખમ્ (૪) સ્વસ્તિકમ્ (૫) વિપ્રકીર્ણમ્ (૬) અરા કટકામુખમ્ (૭) આવિદ્ધવક્રમ્ (૮) સૂચીમુખમ્ (૯) રેચિતમ્ (૧ અર્ધરેચિતમ્ (૧૧) ઉત્તાનવંચિતમ્ (૧૨) પલ્લવમ્ (૧૩) નિતમ (૧૪) કેશબંધમ્ (૧૫) લતાખ્યમ્ (૧૬) કરિહસ્તમ્ (૧૭) પ વંચિતમ્ (૧૮) પક્ષ પ્રદ્યોતકમ્ (૧૯) ગરુડપક્ષમ્ (૨૦) દંડપક્ષ (૨૧) ઊર્ધ્વમંડલિ (૨૨) પાર્શ્વમંડલિ (૨૩) ઉરોમંડલિ (૨૪) પ શ્વાવર્ત અથવા પાર્શ્વાર્ધમંડલિ (૨૫) મુષ્ટિકસ્વસ્તિકમ્ (૨૬) નલિ પદ્મકોશમ્ (૨૭) અલપલ્લવમ્ (૨૮) લલિતમ્ અને (૨૯) વલિતમ્.

નાટ્યશાસ્ત્રમાં આપેલાં લક્ષણો ઉપરથી આ હસ્તોના ચલ કે રચનાઓ નક્કી કરવાનું મુશ્કેલ છે, કારણકે તે સ્પષ્ટ ના નાટ્ય, નૃત્ય અને સંગીત જેવા વિસ્તૃત વિષયોના ગ્રંથમાં આ વિગતો સૂચન રૂપે જ દર્શાવી શકાય. વળી બધી વિગતો સંપૂર્ણરી દર્શાવી શકાય તેવી પણ હોતી નથી જેમકે ઘણાખરા નૃત્ત-હસ્ તો હાથના અમુક 'ચલનો' હોવાથી તેમની કોઇ એક મુકરર સ્થિ નથી. એટલે હાથની એ ગતિ દશાનું વર્ણન કેવીરીતે આપી શકાય ચિત્રો દ્વારા પણ તે કેવી રીતે દર્શાવી શકાય? આથી તેનાં લક્ષણો આધારે અનુમાનથી તેની રચનાનો અંદાજ બાંધવો રહ્યો તેના લક્ષણોની સૂચના આ પ્રમાણે તારવણી કરી છેઃ

**ચતુરસ્રમ્ :** છાતીથી આઠ આંગળને અંતરે સપાટ રાખેલા કટકામુ હસ્ત; કોણીઓ ખભાની સમાન દેખાઇએ.

**ઉદ્વૃત્તમ્ :** બંને હંસપક્ષ હસ્ત પંખા જેમ હલાવવા તે.

**તલમુખમ્ :** ચતુરસ્રમ્‌માંથી હંસપ હસ્ત કરી તેને સહેજ ત્રાંસા અભિમુખ રાખવા તે.

**સ્વસ્તિકમ્ :** કાંડામાંથી સ્વસ્તિ (cross) કરેલા તલમુખ હસ્ત

**વિપ્રકીર્ણમ્ :** વિચ્યુત(છૂટા) કરે સ્વસ્તિક હસ્ત

**અરાલ કટકામુખમ્ :** સ્વસ્તિક ક વિચ્યુત કરેલા અરાલ હસ્ત.

હસ્ત અન્ય રીતે પણ થાય છે

**આવિદ્ધવક્રમ્ :** (વળેલા) હાથ; કોણી તથા ખભા સમાન રેખા



કથકલીની 'મુદ્રાખ્યમ્' અને 'અર્ધચન્દ્રમ્' નામની મુદ્રાઓ વડે યોજેલા 'સીમેટ્રિકલ' નૃત્તહસ્તનું ઉદાહરણ

દ્દેસૂચીમુખમ્: ત્રાસા પ્રસારેલા સર્પશીર્ષ હસ્ત. અંગુઠો હથેળીની
મધ્યમાં. આ હસ્ત સ્વસ્તિક કરીને પણ થાય છે.
ચિતમ્: સવળી કે હંસપક્ષ જેવી હથેળીવાળા પ્રસારિત હસ્ત.
અર્ધરેચિતમ્: ડાબો હાથ ચતુરસ્ત્ર અને જમણો રેચિત કરવો તે.
તાનવંચિતમ્: ખભા તેમજ કોણી સમાન રાખીને બંને હસ્ત
ત્રિપતાક કરી હથેળીઓ ત્રાંસી નમતી રાખવી તે.
લલવમ્: કાંડામાંથી વળેલા પતાક હસ્તયુહાથ ખભાની હારમાં.
નિતંબમ્: પલ્લવ હસ્તને લાંબા કરવા તે.
બંધમ્: કેશને સ્પર્શીને બંને પડખે સીધા રાખેલા પતાક હસ્ત.
લતાખ્યમ્: બંને બાજુ લંબાવેલા, ત્રાંસી ને નમતી હથેળીવાળા હસ્ત.
કરિહસ્તમ્: એક હસ્ત લતાખ્ય કરી તેને બંને પાર્શ્વમાં હીંસોળવો
અને બીજો હસ્ત ત્રિપતાક કરી કર્ણપ્રદેશ પાસે રાખવો તે
પક્ષવંચિતમ્: કરિ-હસ્તની જેમ એકને બદલે બને ત્રિપતાક હસ્તને
કાન પાસે રાખવા તે.
પક્ષપ્રદ્યોતકમ્: પક્ષવંચિત હસ્તને ઉલટા રાખવા તે.
ગરુડપક્ષમ્: પક્ષવંચિત હસ્તને ઊંધા રાખવા તે.
દંડપક્ષમ્: બંને હસ્ત હંસપક્ષ કરી તેને અવળા-સવળા ફેરવવા તે.
હસ્ત ખભાથી કોણી સુધી સીધા રાખવા.
ઊર્ધ્વમંડલિ: દંડપક્ષને ઊર્ધ્વ દિશામાં ફેરવવા તે.
પાર્શ્વમંડલિ: ઉપરના હસ્તને એક પાર્શ્વમાં રાખી ફેરવવા તે.
ઉરોમંડલિ: ઉદ્વેષ્ટિત અને વિવેષ્ટિત હસ્તનું છાતી પાસે ભ્રમણ.
પાર્શ્વાવર્તમ્: અલપદ્મ તેમજ અરાલહસ્તનું છાતી પાસે અર્ધ
ભ્રમણ.
મુષ્ટિકસ્વસ્તિકમ્: મુષ્ટિહસ્તને કાંડાંમાંથી સ્વસ્તિક કરવા તે.
નલિની પદ્મકોશમ્: પદ્મકોશ હસ્તને અવળા-સવળા ફેરવવા તે.
ઉલ્બણમ્: અલપલ્લવ હસ્તોને ઊંચા કરી બનેની તર્જની–
(પહેલી આંગળી) પરસ્પર જોડવી તે.
લલિતમ્: પલ્લવ હસ્તને મસ્તક ઉપર રાખવા તે
વલિતમ્: લતાખ્ય હસ્તને સ્વસ્તિક કરવા તે. આ મુદ્રા અન્ય
શાસ્ત્રમાં બીજી રીતે પણ દર્શાવેલી છે.

'અભિનયદર્પણ'માં દર્શાવેલા નૃત્ત-હસ્તો સંયુક્ત તેમજ અ-સંયુક્ત હસ્તોથી જુદા નથી. તેના નામો પણ તે જ રાખેલા છે. જ્યારે 'ભરત-નાટ્યશાસ્ત્ર' અનુસારના નૃત્ત-હસ્તોની ઉત્પત્તિ સંયુક્ત તથા અસંયુક્ત હસ્તમાંથી જ હોવા છતાં તે ભિન્ન રીતે યોજાય છે. અને તેનાં નામો પણ ભિન્ન પ્રકારનાં છે.

'અભિનયદર્પણ' પ્રમાણે નૃત્ત-હસ્તો તેર છે, તે આ પ્રમાણે: (૧) સ્વસ્તિકમ્ (૨) દોલા (૩) અંજલિ (૪) કટકાવર્ધમાનમ્ (૫) શકટમ્ (૬) પાશા (૭) કીલકમ્ (૮) કપિત્થમ્ (૯) શિખરમ્ (૧૦) કુર્મમ્ (૧૧) હંસાસ્યમ્ (૧૨) અલપદ્મમ્ અને (૧૩) પતાકમ્.

આમાં પતાકમ્, ત્રિપતાકમ્, શિખરમ્, કપિત્થમ્, અલપદ્મમ્ અને હંસાસ્યમ્ એ અસંયુક્ત હસ્તો છે અને અંજલિ, સ્વસ્તિકમ્, દોલા, કટકાવર્ધમાનમ્ વગેરે બાકીના સાત સંયુક્ત હસ્તો છે.

'અભિનયદર્પણ' અને 'નાટ્યશાસ્ત્ર'માં વિયુક્ત, સંયુક્ત તેમજ નૃત્ત-હસ્તોની સંખ્યામાં મુકાબલે વધઘટ હોવા છતાં આ બન્નેમાં હસ્તોની કુલ સંખ્યા તો એકસરખી (૬૪) જ થાય છે તે આ પ્રમાણે:

નાટ્યશાસ્ત્ર: ૨૪ વિયુક્ત + ૧૩ સંયુક્ત + ૨૭ નૃત્તહસ્ત = ૬૪

અભિનયદર્પણ: ૨૮ વિયુક્ત + ૨૩ સંયુક્ત + ૧૩ નૃત્તહસ્ત = ૬૪

જોકે 'અભિનયદર્પણ'ની કેટલીક પ્રતોમાં કેટલાક વધારાના હસ્તો પણ જોવામાં આવે છે, પરંતુ તે ફરક ગૌણ છે.



કથકલીના મયુરનૃત્યમાં યોજાતા નૃત્ત હસ્ત

દક્ષિણ હિંદના 'ભરત નાટ્યમ્' નૃત્યમાં નૃત્ત હસ્તોનું ઘણું વૈવિધ્ય જોવામાં આવે છે, કેમકે તે નૃત્ય અભિનય કરતાં વિશેષે તો નૃત્ત પ્રધાન શૈલી છે; જ્યારે મલબારના 'કથકલી' નૃત્યમાં નૃત્ત હસ્તોનું પ્રયોજન બહુ ઓછું છે, કારણકે તે અભિનયપ્રધાન કલા હોવાથી તેમાં નૃત્ત-હસ્તોને બદલે અર્થદર્શક હસ્તો કે મુદ્રાઓ વિશેષ હોય છે. વળી કથકલીમાં વપરાતા નૃત્ત હસ્તો તો એટલી અલ્પ સંખ્યામાં છે કે તેને જુદાં નામો પણ આપેલાં નથી. તેમાં ખાસ કરીને પતાકમ્, ત્રિપતાકમ્, મુદ્રાખ્યમ્ (નાટ્યશાસ્ત્રનો સંદંશ હસ્ત) અને અર્ધચંદ્રમ્ (નાટ્યશાસ્ત્રથી જુદો હસ્ત) આ ચાર હસ્ત જ 'નૃત્ત-હસ્ત' રૂપે વિવિધ પ્રકારે યોજાય છે, અને તેમાં પણ ખાસ તો મુદ્રાખ્યમ્ ને અર્ધચંદ્રમ્ હસ્તનાં જ વિવિધ સંયોજનો યોજાય છે.

નૃત્ત-હસ્તનો એક મુખ્ય નિયમ એ છે કે તેનાં ચલનો, શરીરની ક્રિયા તથા પગના ચરણો (Steps)ને અનુસરીને થવાં જોઈએ. તે ઉપર–નીચે, ડાબા–જમણી તથા સન્મુખ, એમ પાંચ પ્રકારે થાય છે.

**હસ્તાંગુલિઓના પ્રકાર:** શાસ્ત્રમાં બીજા ચાર હસ્ત-પ્રકાર પણ દર્શાવેલા છે તે આ પ્રમાણે: આવેષ્ટિતમ્, ઉદ્વેષ્ટિતમ્, વ્યાવર્તિતમ્ અને પરિવર્તિતમ્. આ હસ્તો આંગળીઓની જ અમુક દિશાઓ કે સ્થિતિઓ છે અને તે વિવિધ નૃત્યમાં પ્રયોજાય છે.

બાહુ-પ્રકાર: વળી શાસ્ત્રમાં બાહુ સુધીના હાથની જુદીજુદી દશાઓ ને ક્રિયાઓવાળા બીજા કેટલાક હસ્તો પણ દર્શાવ્યા છે, જેને 'બાહુ-પ્રકાર' કહ્યા છે.

વળી, શાસ્ત્રમાં કહ્યું છે કે હસ્તના આ સર્વ ભેદો 'કરણો'માં પણ આવે છે, માટે નર્તકોએ તે જાણી લેવા. ઉપરના હસ્તોને પણ 'કરણો' સાથે સંબંધ હોવાનું કહેવાય છે પરંતુ આ 'કરણો'નું જ્ઞાન તો આજે માત્ર ગણ્યાગાંઠ્યા જૂજ વિદ્વાનોને તેમજ નૃત્યકલાનો વંશાનુગત વારસો નભાવતા આવેલા દક્ષિણના કેટલાક નૃત્યાચાર્યો પાસે જ ત્રુટિત રૂપે રહ્યું છે. 'નાટ્યશાસ્ત્ર'માં દર્શાવેલા દશ બાહુઓનાં નામ આ પ્રમાણે છે: (૧) તિર્યક્‌મ્ (૨) ઊર્ધ્વસંસ્થમ્, (૩) અધોમુખમ્, (૪) આવિદ્ધમ્, (૫) અપવિદ્ધમ્, (૬) મંડલગતિમ્, (૭) સ્વસ્તિકમ્, (૮) અંચિતમ્, (૯) કુંચિતમ્ (૧૦) પૃષ્ઠગતમ્. બીજા ગ્રંથોમાં આ ઉપરાંત ઉદ્વેષ્ટિતમ્, પ્રસારિતમ્, નમ્રમ્, સરલમ્, આંદોલિતમ્ ને ઉત્સારિતમ્ એમ છ બાહુ દર્શાવેલા છે. નાટ્યશાસ્ત્રમાં ઉપરના દશ બાહુનાં નામ આપવા સિવાય તેમના લક્ષણો વગેરેનો કશો ઉલ્લેખ નથી. આથી અન્ય શાસ્ત્ર ઉપરથી તેના લક્ષણો ટૂંકમાં જોઈએ:

તિર્યક્‌મ્: બન્ને પડખે રાખેલા હસ્ત.

ઊર્ધ્વસંસ્થમ્: માથા ઉપર ઊંચા રાખેલા હસ્ત.

અધોમુખમ્: નીચા રાખેલા હસ્ત.

આવિદ્ધમ્: પોતાની તરફ ખેંચેલા હસ્ત.

અપવિદ્ધમ્: હસ્તને છાતી પાસેથી ગોળાકારે આગળ લઈ

મંડલગતિમ્: હસ્તને શરીરની ચારે તરફથી ફેરવવા તે

સ્વસ્તિકમ્: ડાબા હાથથી જમણા હાથના અને જમણા ડાબા હાથના બાહુ પકડવા તે (અદબની જેમ)

અંચિતમ્: હાથને છાતી પાસેથી માથા સુધી લઈ જઈ મૂળ સ્થાને લાવવો તે.

કુંચિતમ્: કોણીથી વાળેલા હસ્ત.

પૃષ્ઠગતમ્: પાછળ રાખેલા હસ્ત.

ઉદ્વેષ્ટિતમ્: મણિબંધાશ્રિત હસ્ત.

પ્રસારિતમ્: આગળ લંબાવેલા હસ્ત.

નમ્રમ્: સહેજ વળેલા હસ્ત.

સરલમ્: સરળરીતે રાખેલા સૌષ્ઠવપૂર્ણ હસ્ત.

આંદોલિતમ્: ઝૂલતા હસ્ત.

ઉત્સારિતમ્: વિરુદ્ધ દિશામાં રાખેલા હસ્ત. (ચ૦

First Day Cover



Indian
INDEPENDENCE
FIRST ANNIVERSARY
15 AUGUST 1948

INDIAN POSTS & TELEGRAPHS




## હિંદની પ્રથમ સ્વાતંત્ર્ય-સંવત્સરીનું 'ફર્સ્ટ ડે કવર'

ગઈ ૧૫મી ઑગસ્ટે હિંદના સ્વાતંત્ર્યની પહેલી સંવત્સરી નિમિત્તે હિંદી ટપાલખાતાએ રાષ્ટ્રપિતા ગાંધીજીના સ્મરણમાં જે ખાસ ટિકિટો કાઢી છે તેની સાથે ઉપરનું 'ફર્સ્ટ ડે કવર' પણ બહાર પાડવામાં આવેલું, જે બહુ ઓછાના જોવામાં આવ્યું હશે. તે અનેક દૃષ્ટિએ મહત્ત્વનું છે. 'કુમાર'ના ૨૮૫મા અંકમાં સમજાવ્યા મુજબ ફર્સ્ટ ડે કવર એટલે, કોઈ વિશિષ્ટ પ્રસંગના સ્મરણમાં કાઢેલી ટિકિટો જે દિવસે બહાર પડે તે પહેલે જ દિવસે, તે ટિકિટો વાપરીને પોસ્ટ કરવા માટે ખાસ તૈયાર કરેલું પાકીટ. આ ઉપરનું ફર્સ્ટ ડે કવર હિંદી ટપાલના ઇતિહાસમાં પહેલું જ હોવા ઉપરાંત એક બીજી રીતે પણ તેનું મહત્ત્વ ઘણું છે. તે કવર પર ટપાલની જે છાપ મારવામાં આવી છે તે, ખાસ એ ૧૫મી ઑગસ્ટના એક જ દિવસ માટે વાપરવા સારુ બનાવવામાં આવેલી. તે છાપની મધ્યમાં તકલીની આકૃતિ તથા જય હિન્દ, અને વર્તુળમાં 'બૉમ્બે જી.પી.ઓ.' તથા '૧૫મી ઑગસ્ટ ૧૯૪૮' એવું લખાણ છે. આ છાપ ૧૫મી ઑગસ્ટે પોસ્ટ થએલા કાગળોને જ મારવામાં આવેલી. હવે પછી કદી પણ ને વપરાવાની નહિ હોવાથી એ છાપવાળાં ફર્સ્ટ ડે કવર હવે મૂલ્યવાન ગણાશે.

મહાત્માજીના સ્મરણમાં કાઢેલી ટિકિટો પણ, (જે હવે તો બધાએ જોઈ હશે) હિંદી ટિકિટો ઉપર પ્રથમ વાર જ એક વ્ય

મજ ટિકિટોની સુઘડ છપાઈને કારણે, ટિકિટ-જગતમાં એક નવો ાંક મૂકી જાય છે. પોણા લાખ રૂપિયાને ખરચે ખાસ સ્વિટ્ઝર્લૅન્ડ-ાં છપાએલી એ ટિકિટો પર મહાત્માજીની જે બે છબિઓ છે તે જારો છબિઓની ચકાસણી બાદ પસંદ કરાએલી. ૧૦ રૂપિયાવાળી પોસેથી ખાસ મેળવી છે, ને બાકીની ૧॥ આના, ૩॥ આના તથા ૧૨ આનાવાળી પણ ટિકિટો પર છપાએલી છબિ રાજકુમારી અમૃતકુંવરના સંગ્રહમાંથી છે. કુલ ૩,૧૫,૦૦,૦૦૦ ટિકિટો બહાર પાડવામાં આવી છે, જેમાં ૧॥ આનાવાળી અઢી કરોડ છે.

## માસમાસની વનસ્પતિનો પરિચય · આપણી વનસ્પતિ[૧૯]

# જાસુદ

લેખક
પ્રો. જયંતીલાલ
દેવશંકર
ઓઝા
એમ. એસસી.

રૂપમનોહર, ઘેરા લાલ રંગનાં મોટાં ફૂલોથી શોભતી આ વનસ્પતિ હિંદભરમાં ખૂબ જાણીતી છે. ઘણાં તેને જાસુસ પણ કહે છે. જાસુદનાં ફૂલ સૂર્યદેવને અર્પણ કરવાથી સૂર્યદેવ પ્રસન્ન થાય છે એમ મનાય છે. સંસ્કૃતમાં જપા, હિંદીમાં જાસૂન અથવા જાસુંદ, મરાઠીમાં જાસ્વંદ ને અંગ્રેજીમાં તે Shoe-Flower' અથવા 'China Rose' તરીકે ઓળખાય છે. તેનું શાસ્ત્રીય નામ 'હિબિસ્કસરોઝા-સાઈનેન્સિસ'(Hibiscus Rosa-Sinensis. Linn.). તેની લાલ, પીળી, સફેદ, એવી અનેક જાત થાય છે. તે સૌમાં સફેદ ઘણી ગુણકારી મનાય છે.

જાસુદ મૂળ તો ચીનનું વતની, પરંતુ તેનાં આકર્ષક ફૂલોને લીધે તે શોભા-વૃક્ષ તરીકે હિંદભરના બાગબગીચાઓમાં ઉગાડાય છે.

તેનું વૃક્ષ ૬થી ૧૦ ફીટ ઊંચું સીધું ઊગે છે. તેનું થડ કઠણ, શાખાવાળું અને કાંટા-રહિત હોય છે. તેનાં ઘેરાં લીલાં પાન સાદાં, શાખાઓ પર એક પછી એક ગોઠવાએલાં અને દાંડીવાળાં હોય છે. દરેક પાન નીચેથી ગોળાકાર પરંતુ ઉપરની બાજુએ સાંકડું થતું જઈ ટોચે અણીદાર હોય છે અને તેની બન્ને બાજુની કિનારી કાંગરીવાળી હોય છે.

જાસુદને ફૂલો લગભગ બારે માસ આવે છે. તેનાં મનોહર ફૂલ લાંબી દાંડીવાળાં, મોટાં, દેખાવડાં, લાલ (અગર બીજા) રંગનાં અને શાખાઓ પર એકાકી ગોઠવાએલાં હોય છે. ફૂલની વચ્ચેથી નીકળતી પુંકેસરની લાંબી નળી તેની શોભામાં અનેરો વધારો કરે છે. જાસુદનું ફળ ગોળ અને ઘણાં બીજવાળું હોય છે. પરંતુ હિંદમાં જાસુદને ફળ થતાં જોવામાં આવતાં નથી, તેથી તે કાપકલમથી જ ઉગાડવામાં આવે છે.

જાસુદ ઉપયોગી વનસ્પતિ છે. તેની છાલમાંથી કીમતી રેસા નીકળે છે. ચીની સ્ત્રીઓ તેનાં લાલ ફૂલોમાંથી નીકળતા રંગ સાથે બીજો રંગ મેળવી તે વડે ભમર તેમજ માથાના વાળ રંગે છે. તેનાં ફૂલનો રંગ બૂટને પૉલીશ કરવામાં વપરાય છે. આથી જ તેને



અંગ્રેજીમાં શૂ-ફ્લાવર કહે છે. બંગાળમાં એ રંગ કાગળને લાલ રંગવામાં વપરાય છે. તાજાં ફૂલનો રસ શરબત તથા મીઠાઈને લાલ રંગ ચડાવવામાં પણ વપરાય છે. કેટલાક લોકો જાસુદનાં ફૂલનો લાલ રસ ચપ્પુનાં પાનાં પર ચડાવી તે વડે લીંબુ કાપી લોહી કાઢ્યું હોય એમ બતાવે છે. આ ઉપરાંત ચામડાં રંગવામાં પણ જાસુદનાં ફૂલનો ઉપયોગ થાય છે. તેનાં ફૂલનો તાજો રસ 'ઑલિવ' તેલમાં સરખા ભાગે મેળવી, પાણી બળી જાય ત્યાં સુધી ઉકાળી, તેનું તેલ બનાવી માથામાં નાખવાથી વાળ નરમ ને કાળા થાય છે અને તે વાળ માટે ઘણું ઉત્તેજક ગણાય છે.

જાસુદનાં મૂળ, પાન તથા ફૂલ ઔષધ તરીકે પણ ઉપયોગી છે. સંસ્કૃત ગ્રંથોમાં તે વિષે ખૂબ ઉલ્લેખ છે. તેનાં ફૂલ સ્નિગ્ધ ને શીત ગણાય છે. ફૂલનો ક્વાથ કફનો શામક અને ધાતુવર્ધક છે, તેમજ તે તાવમાં ઉપયોગી છે. ફૂલને ઘીમાં તળી અત્યાર્તવ બંધ કરવા માટે પણ અપાય છે, તેમજ તે પ્રદર, પથરી, પ્રમેહ આદિમાં પણ અપાય છે. ફૂલની કળીઓ વીર્યસ્રાવ તેમજ ધાતુની નબળાઈ મટાડવા માટે અપાય છે. જાસુદનું મૂળ કફમાં ઘણું ઉપયોગી છે. કોંકણમાં તેનાં તાજાં મૂળનો રસ દૂધ, સાકર ને જીરા સાથે પરમિયામાં અપાય છે. તેમજ મૂળનો ભૂકો કરી તેમાં સરખા ભાગે કમળનું મૂળ તથા 'કપોક'ની છાલ મેળવી લોહીવાના દર્દમાં અપાય છે. મુંબાઈમાં જાસુદનાં સૂકવેલાં મૂળ ગુલખેરને બદલે બજારમાં વેચાય છે.

મેનન(અનુ૦પૂ.૨૬કડા નાયક)તાવના [illegible]

જોઈએ. આપણા મુસ્લિમ બિરાદરો વિશે વિચાર કરો. શાહબુદ્દીન અને કુતુબુદ્દીનથી માંડીને ઇ. ૧૭૫૭ (પ્લાસી) કે ૧૭૬૪ (બક્સરના યુદ્ધ) લગી, મુસ્લિમો જ અહીં ઉત્તર હિંદમાં ઘણેખરે રાજકર્તા કોમ હતી; હિંદુઓ તો એ રાજકર્તાઓની રૈયતની દશા ભોગવતા હતા. વારુ. અંગ્રેજોએ આવીને એ સર્વોપરિ સત્તા પડાવી લીધી. પરંતુ હવે તો એ અંગ્રેજો અહીંથી ટળ્યા છે, તો અહીંની રાજસત્તાના આ સમયે સાચા વારસ અમે નહીં વારુ? ગઈ ગુજરીને આ ફરી ગયેલ ઝમાને સંભારવાથી શો લાભ, એમ કહેવું સહેલું છે. પરંતુ હિંદુઓએ કલ્પનાબળે જુવાન ચડતા લોહીના મુસ્લિમોના ખોળિયામાં પ્રવેશીને આ બાબત સમજવા મથવું જોઈએ. જુવાન ચડતા લોહીના મુસ્લિમોને ગઇ કાલની જ પોતાની જાહોજલાલી પાછી મેળવવાની મહેચ્છા થાય એ કુદરતી કે અકુદરતી? શાંતપણે વિચાર કરો. બીજી બે મોટી બીના પણ સંભારો. હજી તો આ નૅશનાલિઝમનો યુગ આલ્યા કરે છે. નૅશનાલિઝમ જેનું પ્રજાસ્મિતા નામ મેં જ પાડેલું તે કઈ જાતનો આવેશ છે? પોતાની ચડતી દશા સાધવાની મહેચ્છા એ જ ને? અને અલીગઢ કૉલેજ કેવી રીતે સ્થપાઇ, તેની યુનિવર્સિટી કેમ થઈ? હિંદુ કૉન્ગ્રેસમાંથી ગમે તો તેમ, જુદી રીતે અને સ્વતંત્રપણે ગમે તો તેમ, પણ મુસ્લિમ લીગની આપણા રાજપ્રકરણી ક્ષેત્રમાં કૉન્ગ્રેસેતર સંસ્થા કેમ રૂપજી, કોને ટેકે આ બંને વધવા અને ચડતી કળા મેળવવા પામ્યાં, એ સર્વે આપણી નજર આગળ જ બની ગયેલો ઇતિહાસ સંભારો. હિંદુ નૅશનાલિઝમ સ્વતંત્ર થવા માગે તે યોગ્ય, પણ મુસ્લિમ નૅશનાલિઝમ સ્વાતંત્ર્ય ઈચ્છે તે અયોગ્ય, એમ?

હિંદની બહાર નજર નાખી જુવો. ઝાર-કયસરોનો યુગ આથમી ગયો છે, પરંતુ કમ્યૂનિસ્ટ પક્ષના ગણાતા સોવિયેટ રશિયામાં અત્યારે જ્યૉર્જિયાવતની સ્ટાલિનના હાથમાં રશિયાની મહામોટી રાજ્યસત્તાનાં તમામ અધિકારસૂત્ર એકઠાં થઇ ગયાં છે. આગલા કોઈ પણ આપખુદ બેજવાબદાર સમ્રાટ, શહેનશાહ, ખલીફા ખાનખાનાન, કાર્ડિનલ કે મહામાત્યના હાથમાં ય એકત્ર થયેલ નહીં એટલી કુલ-કુલાં સત્તા એકલો સ્ટાલિન ભોગવે છે. અને સ્ટાલિનની રાજનીતિ શી છે? રશિયાના ઝારોની રાજનીતિ શી હતી? પોતાના વિ-

[illegible] (ઑક્ટોબર ૧૯૪૮)

[illegible]

રહેવું એ જ. ઝારોના રશિયામાં રૈયતની ગુલામગીરી અને કંગાલિયત કે રૈયત ઉપર જુલમની સીમા જ નહોતી. આને રાહત આપવી એ અમારો ધર્મ છે, એવા સૂર ઝાર તરફથી અવારનવાર સંભળાતા હતા ખરા; પરંતુ એ સામ્રાજ્યની એવું કશું કરવાની દાનત જ નહોતી. કાળા સમુદ્ર લગી પહોંચવું, આખો બાલ્ટિક સમુદ્ર પોતાના તળાવ જેવો બનાવી લેવો, પાસિફિક મહાસાગર અને ઇરાની અખાત લગી પણ પહોંચી જવા મથવું, કૉન્સ્ટાન્ટિનોપલ હાથ કરવું, એ જ ઝારોની વંશપરંપરાની રાજનીતિ હતી. આજે સ્ટાલિનની રાજનીતિ શી છે? ઝારોની સત્તાનો એ વારસ છે; એ વારસની જે રાજનીતિ હોય તે જ સ્ટાલિનની છે. વળી સ્ટાલિન કમ્યૂનિસ્ટ પક્ષનો સૌથી વધારે સમર્થ અગ્રણી છે. અને કમ્યૂનિસ્ટ પક્ષના વિચક્ષણ ચિંતકોએ મજૂર વર્ગના ઉદ્ધારાર્થે રાજખટપટનું કશું ષડયંત્ર નક્કી કરી રાખેલું છે તે સંભારો. કોઈ પણ દેશની વસતિમાં મુખ્ય વર્ગ ત્રણ: મજૂરો, મધ્યમવર્ગ, અમીર-મૂડીદારો. અમીર-મૂડીદારો અને પૂંજીવાળા Bourgeoisની રસાકસીમાં લાગ ફાવે તેમ એકને યા બીજાને સાથ આપી આખું તંત્ર ઢીલું કરી નાખવું, ચૂંટણીઓનો ગમે તે પ્રકારે પૂરેપૂરો લાભ લઈ બને તેટલી સક્રિય અધિકારની જગાઓ પર કટ્ટા કમ્યૂનિસ્ટોને ગોઠવી દેવા, ક્રાંતિ ઉપજાવવી, રાજ્યની આખી સત્તા વિના યુદ્ધે પડાવી લેવી અને તેમાં ફાવતાં જ હરીફ પક્ષોના આગેવાનોને ધામ જ કાઢી નાખવા. તેમને વીણી-વીણીને શોધીખોળીને ફૂંદી જ મારવા, કે ફરીને કમ્યૂનિસ્ટો સામે કોઈ પક્ષ ચૂંટણીને રસ્તે અગર કોઈ પણ રસ્તે માથું ઊંચકી જ શકે નહીં. પોલાંડમાં શું બન્યું છે તે આપણે જોયું છે. તેની પુનરાવૃત્તિ હજી ગઇ કાલે જ ઝેકોસ્લોવેકિયામાં થઈ છે. હવે આવ્યો છે હંગરી યુગોસ્લેવિયા, બર્લિન (એટલે જર્મની) અને કોરિયાનો વારો. સ્ટાલિનની રાજનીતિનું ધ્યેય અને તેની કમ્યૂનિસ્ટ પદ્ધતિ આ પ્રકારનાં છે.

મુસ્લિમ જુવાનોની મહેચ્છા કે કમ્યૂનિસ્ટોની સુરંગી નીતિબાજને 'રુક જાવ' 'હમે પતિત' 'હમે ગંધાતાં ગોઝારાં' એમ કહિયે ને તુર્ત અટકે, એવો લેશ પણ સંભવ છે ખરો? જો નથી તો આપણે એટલે કે આઝાદીના તમામ નૈષ્ઠિક નાગરિકોએ અકળાવું, તપી જવું, જેવો કે તેવો કરી બેસવું નહીં જ પા-

ક્રમચતર, ગંભીરતર કરવાની જરૂર છે. કારણ કે આ જે આઝાદી ઊગવા પામી છે, તેના સંરક્ષણની ફરજ આપણે માથે ચોંટેલી છે. આપણે આપણી સ્વેચ્છાએ જ જેટલી સ્વીકારિયે છિયે તેટલી સામા પક્ષોમાંના કોઈ નાગરિકો સ્વીકારતા જ નથી. ગો. મા. ત્રિપાઠીનું મહાવાક્ય સંભારો: જે વધુ સમજે તેને શિર વધારે ધર્મબંધન.

હવે બીજા ખંડ ઉપર અને અઢારમા [illegible] માં જરા નજર ફેરવિયે. અત્યારે અમેરિકાનો યુનાઇટેડ સ્ટેટ્સ સર્વાનુમતે સૌથી સમર્થ રાજ્યસત્તા છે. અને એ રાજ્યસત્તા પ્રજાશાસિત (ડેમોક્રેટિક Democratic) છે. એનો પાયો ચણાતો હતો તે સમયની મુદ્દાની હકીકત જોઇ લઇયે. બ્રિટિશ સલ્તનતના અમલ નીચે યુનાઇટેડસ્ટેટ્સનાં, તે વખતે એકબીજાથી અલગ ન્હાનાંન્હાનાં મૂળિયાંને પોતાની આસપાસ વિસ્તારેલા વિશાળ ખંડની અઢળક સમૃદ્ધિનો જેમ બને તેમ વધારે લાભ જેમ બને તેમ ઝટપટ ગળી શકે એવો સંભવ જ ન હતો; કેમકે બ્રિટિશ સામ્રાજ્યનો સ્વાર્થ એ અઢળક સમૃદ્ધિનો લાભ મોટે ભાગે પોતે મેળવે એવી વ્યવસ્થા રચવા પળાવવામાં હતો એ ખુલ્લું છે. આ તેર ન્હાનીન્હાની વસાહતોને જ્યાં લગી પોતાનો કો[illegible] લિયો જ કરી જાય એવા સમર્થ દુશ્મ[illegible] સામીપ્ય હતું ત્યાં લગી તેમને એ દુશ્મનોનો ભય હતો. અને એ દુશ્મનોના ભયથી પોતાના રક્ષણ માટે આ નબળી વસાહતોને પોતાના પિતામાતા અને છત્ર બ્રિટિશ સામ્રાજ્યનો ઉપયોગ પણ હતો. આવી સેવા બજાવવાના બદલામાં બ્રિટિશ એમની કનેથી અને એમની આસપાસથી જે કંઈ તાણી જતા તે એમને મૂંગે મોંએ સહન કરવું જ પડે એવી પરિસ્થિતિ હતી. પરંતુ સાતવાર્ષિક વિગ્રહને નામે ઇતિહાસપટે વર્ણવાયેલા વિગ્રહનું એક અજબ પરિણામ એ આવ્યું કે આ તેર સ્ટેટ્સ નામે નબળી વસાહતોની નજીકમાં એમને ધાસ્તી લાગે એવી એક પણ જબરી સત્તા રહી નહિં: એટલે એમના આગેવાનોને મહેચ્છા સ્ફુરી કે આસપાસ વિસ્તરેલો અખૂટ અઢળક સમૃદ્ધિના ખાણીપીણી આ[illegible] જ એવી પરિસ્થિતિ ઉપજાવવાને શીને ન મથવું. ઇંગ્લાંડ મહા સમર્થ તો છે પણ છેલ્લા વિગ્રહે જર્જરિત છે. આપણને દબાવી દબાવીને એ તે કેટલા દબાવી શકવાનો, વચ્ચે આખો આટલાંટિક પડ્યો છે. માટે આ પ્રસંગ ઇતિહાસપ્રવાહે આણી આપ્યો છે તેને સુ-

ધારા જ સેવો. એમાંનું તો અસંતોષ અન્યાય-જુલમ આદિના જોરશોર સાથે બંડ જ પોકાર્યું, અને એક બાજુ કંઇક સાચા તો કંઇક ગરીબમસાલે તેજ બનાવેલ પ્રચારે પોતાની પ્રજાને સંગઠિત કરી લશ્કરી બળની જમાવટ આદરી; બીજી બાજુ ઇંગ્લિશ સામ્રાજ્યના અંદેશા અને એણે આપેલી સજડ હારથી ખારીલા બનેલ ઇંગ્લિશવિરોધી યુરોપીય રાજ્યોમાંથી જેટલા બન્યા તેટલાને અંગ્રેજવિરોધ સતાવી પોતાની વ્હારે ન્હોતર્યાં. સાથેસાથે ખુદ ઇંગ્લાંડમાં એમણે પોતાના પક્ષ માટે ટેકો મેળવવા જુદી રીતનું જ પ્રચારકાર્ય કર્યું. ત્હમે હંમેશ આઝાદી માટે સેંકડોથી કેટકેટલું લડ્યા અથડ્યા છો તે સંભારો, ત્હમે રાજા જ્હોનને પાંશરો કર્યો. ત્હમે પ્હેલા જેમ્સને અને બીજા ચાર્લ્સને સીધા રાખ્યા, અતિ ઉપર જતાં અટકાવી દીધા. ત્હમે ૧લા ચાર્લ્સનો શિરચ્છેદ કર્યો. ત્હમે બીજા જેમ્સને તગડી મૂક્યો. એના વારસોને રસળતારખડતા કરી નાખ્યા. આ બધું શાને? ત્હમને આઝાદી એટલી પ્રિય તો અમે પણ ત્હમારાં જ સંતાનો ને? ત્હમારા ધાવણ ધાવેલ, ત્હમારાં પરાક્રમો વાંચતાંવાંચતા મોટા થયેલ, અમને પણ ત્હમારો રંગ ન લાગે શું? રાજસત્તા જવાબદાર નહીં; કરો નાંખવામાં પ્રતિનિધિ સભા પુછવી નહીં ત્યાં વળી આઝાદી કેવી? 'No taxation without representation'–એ ત્હમારું પ્હેલા ચાર્લ્સ સામેનું સૂત્ર, તેને આધારે જ અમારી માગણીઓ છે.

આવી જંગી સંકુલ વિકટ અને પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓ દરમિયાન આ તેર વસાહતોના ચિંતકોએ પોતાનું નવું રાજ્યતંત્ર કયા પ્રકારનું હોવું જોઈએ, એ વિશે તલસ્પર્શી વિચારણા પણ કરી. તેમના વિદ્વાન રાજપુરુષો લગભગ એકમત થયા કે પ્રાચીન ગ્રીક નગર-રાજ્યો (સીટી-સ્ટેટ્સ City-states)-માં જે બંધારણ હતાં, તે પ્રમાણે પોતાનું તંત્ર પણ પ્રજાસત્તા ઉપર સ્થાપવું. વળી પ્રાચીન રોમના રાજપુરુષોએ દુનિયાદારીના તમામ વ્યવહારમાં ન્યાયનાં ધોરણ ધણે જ મોટે ભાગે જળવે એવું કાયદાતંત્ર ઘડેલું હતું, અને હોલાંડ ઇંગ્લાંડ અને ફ્રાન્સના ચિંતકોએ એ કાયદાઓને પચાવી પચાવીને તેમાંથી પ્રજાસત્તાને ખાસ ઉપકારક તત્ત્વો જુદાં તારવ્યાં હતાં; તેનો લાભ લેવાનો પણ આ નવા બંડના પાડનારા નક્કી કર્યું હતું. અને પોતાનું જગદ્વિખ્યાત થયું છે તે "સ્વતંત્રતાનું જાહેરનામું (Declaration of Independence)" બ્હાર પાડ્યું.

આનો મૂળ મુસદ્દો કરેલો ફિલાડેલ્ફિયા-(આ વિશેષનામનો અર્થ છે–'ભ્રાતૃસ્નેહ-નગર')ના પોતાના મકાનમાં જુવાન કાયદાશાસ્ત્રી ટોમસ જેફર્સને, ઈ. ૧૭૭૬ના જૂન માસના બે દિવસોમાં. એ મુસદ્દો લેખકે પ્રથમ બતાવ્યો જ્હોન એડમ્સ અને બેન્જામિન ફ્રાન્કલિનને. તેમણે એ આખો તત્ત્વતઃ મંજૂર રાખ્યો માત્ર કોઇક શાબ્દિક ફેરફાર કર્યા. જૂનની ૨૮મીએ આ ખરડો કૉન્ગ્રેસ એટલે પ્રજાની ચૂંટેલી ધારાસભામાં મંજૂરી માટે રજૂ થયો. પણ એ સભામાં હજી તેની પ્હેલાં મંજૂર કરવો જોઈએ તે બંડના જાહેરનામાનો ઠરાવ ચર્ચાતો હતો. એ ઠરાવ નીચે મુજબ હતો: "આ સંયુક્ત સંસ્થાનો ઠરાવે છે કે અમે આઝાદ અને સ્વતંત્ર (ફ્રી ઍન્ડ ઇન્ડિપેન્ડન્ટ) છીએ ને આઝાદ ને સ્વતંત્ર અમારા હક્કથી છિયે. બ્રિટિશ રાજ્ય તરફની તમામ અને દરેક જાતની વફાદારીથી અમે અમારી વિમુક્તિ જાહેર કરિયે છિયે. બ્રિટિશ રાજ્ય સાથેના અમારા તમામ જાતના સંબંધોથી મોકળા થવાનો અમારો હક્ક છે અને તેમ અમે મોકળા થઇ જઇયે છિયે." એ ઠરાવ મંજૂર થયો કૉન્ગ્રેસમાં તા. ૨જી જુલાઈએ, અને તેને તેર સંયુક્ત સંસ્થાનોએ મંજૂરી આપી અને તેમના પ્રતિનિધિઓમાંથી ૫૬ જણે તેના પર સહીઓ પણ કરી.*

આ પછી જેફર્સનનો ખરડો કૉન્ગ્રેસ આગળ આવ્યો, તા. ૩જી જુલાઈએ. જેફર્સનના મૂળ ખરડામાં ગુલામગીરીનો યુનાઇટેડ સ્ટેટ્સના સ્વતંત્ર રાજ્યના જન્મ સાથે જ અંત આણવાની, તમામ ગુલામોને નાગરિકોના સંપૂર્ણ હક્ક મળે એવી કલમ હતી. કૉન્ગ્રેસની ચર્ચા દરમિયાન ખરડામાં સૌથી મહત્ત્વનો ફેરફાર એ થયો કે આ કલમ ઉડી ગઈ, એટલે એ મહાભારત અટપટો પ્રશ્ન બીજો એક સૈકો ખોળાતો રહ્યો અને તે ઉપર ભારે આંતરવિગ્રહ જામ્યો, જેમાં આઝાદીના હિમાયતી યુનાઇટેડ સ્ટેટ્સના વધારે સમર્થ ઉત્તર વિભાગની સંપૂર્ણ ફતેહ થઇ, એટલે અબ્રાહામ લિંકને ગુલામગીરીની સંસ્થાને જડમૂળમાંથી ઉખેડી નાખતું જાહેરનામું ફરમાવ્યું.

પણ આપણે એ સ્વતંત્રતાના જાહેરનામાની વિગતો વિચારિયે. એ જાહેરનામું દુનિયા સાંભળે એમ જણાવે છે કે–"અમે આ સત્યોને પવિત્ર ને સર્વસંમત ગણિયે છિયે કે તમામ માણસોને અન્યોન્ય સમાન (ઇક્વલ) સરજવામાં આવ્યા છે." ઈશ્વર આગળ સમાન, દુન્યવી હક્કોમાં સમાન, પોતપોતાની જીવનચર્યા ભોગવવા માટે તકો અને અનુકૂળતાઓ મેળવવાના એકસરખા હક્કદાર. "અને આવા સમાનતાંકિત સર્જનને લીધે, તે દરેકને જીવવાનો, આઝાદીનો, અને સુખાવાપ્તિ માટે પ્રયાસોનો એકસરખો હક્ક છે." "વળી આ હક્કો દરેક સાધી શકે તે ખાતર જ પ્રજા રાજ્યસંસ્થા ઊભી કરે છે, અને કોઇ પણ રાજ્ય જે સત્તાઓ ભોગવે છે અને અમલમાં મુકે છે, તે એ રાજ્યને શાસિત પ્રજાની સંમતિથી જ પ્રાપ્ત થાય છે." એટલે કે રાજ્ય કે રાજાની સત્તાઓ ઈશ્વરદત્ત નથી જ, સહજ પ્રાપ્ત નથી જ, દરેક પ્રજાજનના હક્કો ઈશ્વરદત્ત છે, એ હક્કો સૌને એકસરખા છે, અને તે હક્કો સાધવા અને રક્ષવાને માટે જ પ્રજા રાજ્યસંસ્થાની ઉત્પાદક બને છે, અને એ રાજ્યસંસ્થાને તેને ઉત્પન્ન કરનારી પ્રજા જેટલી સત્તા અર્પે, તેટલી જ મળે, તે ઉપરાંત તેને લેશ પણ સત્તા હોઇ ના શકે. પ્રજાની સંમતિ એકવાર મળી ગઈ એટલે નીરાંત, એમ પણ ના સમજવું. રાજ્યસંસ્થાને સ્થાપનારી પ્રજા તેને ઉથાપવાની સત્તા પણ ધરાવે જ છે. રાજ્યાધિકાર જુલમી નીવડે તો તેને તોડી નવું રાજ્ય સ્થાપવાનો હક્ક પ્રજાને છે જ.

હરેક નાગરિકને કોઈ પણ બીજા નાગરિકના જેટલા જ હક્ક છે એ મુદ્દા ઉપર આજે ત્હમે એકાગ્ર ચિત્તે મનન કરશો. આ આખું વ્યાખ્યાન મેં આ મુદ્દો તારવી દેખાડવાને માટે અને એની વ્યાપકતા અને ગૌરવ ઠસાવવાને માટે જ યોજ્યું છે. રાજ્ય પોતાની સત્તાની અમલબજાવણી એવી રીતે કરવા બંધાયલું છે કે તેથી દરેકના હક્ક જળવાય, દરેક પોતાના જન્મસિદ્ધ યા ઇશ્વરદત્ત હક્ક ભોગવી શકે. પણ આપણે સૌ એકબીજાને એટલા બધા નિકટ છિયે કે હું હાથ હલાવવા જઉં ત્યાં તે પાડોશી નાગરિકને અડી જાય વાગી જાય એમ પણ બને. તાત્પર્ય કે મ્હારા હક્ક માટેની મ્હારી પ્રવૃત્તિ બીજાઓની પોતપોતાના હક્ક સાધવા માટેની પ્રવૃત્તિ-

* આમાં મત લેવાયા તેર સંસ્થાનનો એકએક એ રીતે, એટલે તે સર્વાનુમતે મંજૂર થયો. દરેક સંસ્થાનના પ્રતિનિધિઓમાંથી ઠરાવના તરફેણમાં બહુમતિ હોય એટલે આખું સંસ્થાન લાભમાં મત નોંધાવે છે એમ ગણી લેવાયું. પણ કેટલાક સંસ્થાનના પ્રતિનિધિઓમાંથી વિરુદ્ધ મત પણ કેટલાક ધરાવતા હતા, તેમણે એ ઠરાવ પર સહી ન કરી અને આ કારણે સહીઓ ૫૬ જ થઇ.

સશ્રોના ઇચ્છારે આશાનું અંજણ આંજી દીધું. શ્યામજીએ ઈ ૧૯૧૯ના જાન્યુઆરીની ૯મીએ વિલ્સનપર એક પત્ર લખીને અમેરિકન-યુરોપી રાજ્ય-લીનમાં રૂ. ૧૦,૦૦૦ આપીને 'પ્રેસિડેન્ટ વિલ્સન' વ્યાખ્યાન-વૃત્તિ જાહેર કરવા ઇચ્છા બતાવી. પણ તેનો અસ્વીકાર થયો. બે વર્ષ પહેલાં સ્વીસ સરકારે પણ તેમની આવી જ દરખાસ્ત નકારી હતી.

છ વર્ષના લાંબા ગાળા બાદ શ્યામજીએ ૧૯૨૦ના ડિસેમ્બરમાં 'સોશ્યૉલૉજિસ્ટ'નું પુનઃ પ્રકાશન કર્યું. પણ આશ્ચર્યની વાત એ હતી કે તેમાં હિંદની પરિસ્થિતિ કે દુનિયાની પરિસ્થિતિ વિષે તેમણે એક અક્ષર પણ ન લખ્યો. આ ઉપરથી એક જ અનુમાન થઇ શકે છે કે શ્યામજીની કલા હવે આથમની હતી. પછી તો નિરાશા અને નાદુરસ્તીએ શ્યામજીને બરાબર ભીંસમાં લીધા. ઉંમર પણ વધતી હતી. એટલે ૧૯૨૩માં એમણે 'સોશ્યૉલૉજિસ્ટ' બંધ કર્યું. એથી એમની રાજકીય પ્રવૃત્તિ સાવ ક્ષીણ બની ગઈ. માત્ર પત્રવ્યવહાર કે મિત્રોની મુલાકાતમાં જ તે પ્રવૃત્તિ મર્યાદિત બની.

આમ સર્વ પ્રકારના રાજપ્રકરણીય કામમાંથી વાનપ્રસ્થને કારણે શ્યામજી પોતાની આર્થિક સ્થિતિ પર વધુ ધ્યાન આપવા લાગ્યા. યુરોપના શેર બજારોના ૨૫ વર્ષ ઉપરાંતના ઝીણવટભર્યા અભ્યાસને લીધે શ્યામજીને પોતાના શેર અને અનાગતોના સોદા કરવાની મુક્ત ફાવટ આવી ગએલી. જીનેવામાં એ રોજ શેરબજારમાં જતા અને હિંદ વિષેના પોતાની હતકથાના ખતનાના જોરે તે લાભદાયી સોદા પાડતા. કરકસર ને કંજૂસ જણાય એવી કનુસાઇની હદ લગી એ જતા. પણ એ કરકસરમાં એક અપવાદ હતો. નાના બાળકો એમને ઘણાં પ્રિય હતાં અને એમના જન્મદિને એ એમને સોના નાણાંની ભેટ આપતા.

૧૯૩૦ની શરૂઆતમાં એમની તબિયત લથડી. એમની મૂળની આંતરડાંની બીમારી આ વખતે ઘણા ગંભીર સ્વરૂપે આવી. ઑપરેશનથી તાત્કાલિક રહાત તો થઈ. ને જેવી તબિયત સુધારા પર આવવા લાગી તેવા જ એમણે શેરબજારના સાવની પૂછપરછ શરૂ કરી દીધી. પણ ત્યાં તો તબિયતે ફરી ઊથલો ખાધો અને સર્વ કોઇએ આશા છોડી દીધી. ભાનુમતીને ખાટલા પાસેથી દૂર ન જવાનું એમણે કહ્યું. અંતે એમણે ૧૯૩૦ના માર્ચની ૩૧મીએ સાંજના ૭ વાગ્યે દેહ છોડ્યો. કેટલાક મિત્રો ખબર કાઢવા આવ્યા. ફાની દુનિયા ત્યજી ગએલા વિદ્વાનના ચહેરા પર ચિરકાળ શાંતિ લાગતી હતી. હાજર રહેલા સૌ પર આની ઘેરી અસર થઈ. સેન્ટ જ્યૉર્જના સ્મશાનમાં એમના દેહનો અગ્નિસંસ્કાર થયો. એ જ જગાએ એમની ભસ્મને દાટવામાં આવી

હિંદમાં એ કાળે (૧૯૩૦ની ૧૨મી માર્ચે શરૂ થએલી દાંડીકૂચ પછીના) આઝાદીના જંગના ઘેરા નાદમાં મોટા ભાગનાં હિંદી પત્રોએ શ્યામજીના જીવન અને મૃત્યુની ઝાઝી નોંધ ન લીધી એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. પણ શ્યામજીને જે પ્રશસ્તિ સાંભળીને આનંદ થાત તે તો સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓએ આપી. શ્યામજીના મૃત્યુના સમાચાર સાંભળી તેમણે જુસ્સી અદાલતમાં દેખાવો કરેલા અને સંદેશાઓ મોકલેલા.

શ્યામજીના મૃત્યુ પછી ત્રણ જ વર્ષે તેમની જીવનસંગિની ભાનુમતિનું પણ મૃત્યુ થયું. પોતાની આ જીવનભરની સન્નિષ્ઠ ભાગિયણ ઉપર શ્યામજીને અપાર સ્નેહ હતો. શ્યામજીની ચઢતી અને પડતી સફળતા અને નિરાશામાં છેવટ લગી તે ભાગીદાર રહ્યાં હતાં. ભાનુમતિનો અગ્નિદાહ પણ શ્યામજીને જે સ્મશાનમાં દેવામાં આવ્યો હતો ત્યાં જ દેવાયો અને ભસ્મ પણ ત્યાં જ દાટવામાં આવી. તેમની કબર પર માત્ર આટલું જ લખ્યું છે:

શ્યામજી કૃષ્ણ વર્મા: ૧૮૫૭-૧૯૩૦

ભાનુમતિ શ્યામજી વર્મા: ૧૮૬૨-૧૯૩૩

જે ભૂમિ પર પોતે જન્મ્યા અને જે પ્રજામાં પોતે ઊછર્યા તે પ્રજાની આઝાદીને માટે પ્રાણાર્પણે યત્ન કરી જનારા ગરવા વીરોના તેજસ્વી મંડળમાં શ્યામજીને સ્થાન મળશે એ નિઃસંશય. જોકે એ સાચું કે શ્યામજી ક્રાંતિને માર્ગે બહુ આગળ વધ્યા ન હતા. પણ ઈતિહાસને શ્યામજીનું એક ગૌરવ તો કરવું જ પડશે. રાજકીય જીવનના પહેલા દિવસથી પોતે જે માર્ગ સ્વીકાર્યો તેને જીવનના આખરી દિવસ લગી અભિશુદ્ધ રીતે વળગી રહેવાની ભારે હિમ્મત શ્યામજીએ બતાવી. પોતે લખેલો એક શબ્દ કે બોલેલો એક અક્ષર પણ એમણે ખેંચ્યો ન હતો. અને બધા જ વેરઝેર શમી જશે, ત્યારે

## કણિકા

હું દરરોજ લીંપેલી ભોંય ઉપર ઘસઘસાટ ઊંઘી જતો. એક દિવસ જ્યારે હું ખાટલો લાવ્યો ત્યારે મને ગાદલા કે ગોદડાનો ખ્યાલ પણ ન હતો. પછી તો ધીરેધીરે ગાદલું, ગોદડું અને તકિયો પણ આવ્યાં. છતાં આજે જ્યારે એની સુંવાળપ અને હૂંફ વચ્ચે હું ઊંઘી જવા મથું છું, બરાબર ત્યારે જ મને નિદ્રાને બદલે હુંફ પલંગના વિચારો કેમ આવ્યા કરતા હશે?

'તારે નિષ્ણાત થવું છે કે નામાંકિત?' મને એકાએક વરદાન મળ્યું.

હું મૂર્ખ, નામના ઉપર જ મોહી પડ્યો. પ્રથમ મને કશું આવડતું ન હતું એટલું જ; હવે બધાય મને ઓળખે પણ છે.

આવી મનોહર નાગરવેલ શરમની મારી ગૂંચળું વળીને કેમ પડી હશે?

શું આગ્રભારથી લચેલી કોઈ ડાળ એણે દીઠી હશે?

-પુરુષોત્તમ સંપથી-

પણ શ્યામજીની કીર્તિ બે વસ્તુઓ માટે તો જીવન્ત રહેશે જઃ એક તો હિંદના રાજકીય ઇતિહાસને કેટલાક રંગીન પ્રસંગો પૂરા પાડનાર અને વીરો અને શહીદોને પ્રેરણા આપનાર 'ઇંડિયા હાઉસ.' અને બીજું હિંદના સ્વાતંત્ર્ય માટેનો એમનો નિર્ભીક, અસરકારક બુદ્ધિયુક્ત પ્રચાર; જેડ અને રૂઢિચુસ્ત બ્રિટિશ પત્રો લગી એમણે આ અવાજ પહોંચાડ્યો. અને કદાચ કાળના વહેણમાં આ પણ લુપ્ત થઈ જશે ત્યારે પણ શ્યામજીનું જીવન અને દૃષ્ટાંત તો, પોતાની માતૃભૂમિને પરદેશીની બેડીઓમાંથી મુક્ત કરવાની, એ માટે અવિરત અને અવિશ્રાન્ત રીતે યત્ન કરતા રહેવા પ્રેરણા તો ભવિષ્યના સેંકડો હિંદી યુવાનોને આપ્યાં જ કરશે.

('ગતિ' સાપ્તાહિકમાં ક્રમશઃ પ્રગટ થએલા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક લિખિત વિસ્તૃત ચરિત્ર પરથી તારવીને. આ ચરિત્રના વિસ્તારી પૂર્વાર્ધ માટે જુઓ 'કુમાર' વર્ષ ૨૪ પૃ. ૧૫૭)

અહીં સુધી શ્યામજીને જિંદગીમાં બધે હરિયાળી જ મળી હતી. દસ વર્ષની દેશી રાજ્યની કારકિર્દી, વકીલ તરીકે કે આપારી તરીકેની કારકિર્દી—બધે સફળતા, યશ અને શ્રી મળ્યાં હતાં. પણ જૂનાગઢમાં ભાગ્યદેવી એના પર રૂઠી.

જૂનાગઢ તે કાળે ખટપટથી ખદબદતું હતું. ત્યાં જામી પડેલી નાગર નોકરશાહીએ સત્તાનો જાણે ઈજારો જ રાખ્યો હતો. લાંચરુશ્વત તથા ચશ્મપોશીનો પાર નહોતો પણ શ્યામજીએ આવતા વેંત જ કડક હાથે કામ લેવા માંડ્યું. આથી રાજ્યના નોકરિયાતો તથા નાગર અધિકારીઓ તેના દુશ્મન બન્યા અને શ્યામજી વિરુદ્ધ કાવત્રું કરવા લાગ્યા. તેમનો સામનો કરવામાં પોતાને ઉપયોગી થઈ પડશે એમ માની તથા મિત્રપ્રેમને લીધે શ્યામજીએ મૅકૉનોકી નામના પોતાના ઑક્સફર્ડના સહાધ્યાયી સિવિલ સર્વંટને ભારે પગારે તથા અનેક શરતો કબૂલ કરી જૂનાગઢમાં નોકરીએ રખાવ્યો. પણ તે સ્વાર્થી અંગ્રેજ સામા પક્ષના કાવતરામાં ભળ્યો અને શ્યામજીને છેહ દીધો. પરિણામે શ્યામજી વિરુદ્ધ ખટપટો અને કાવાદાવા એટલા પ્રબળ બન્યાં અને પોલિટિકલ એજન્ટ તથા નવાબસાહેબને એવા ભંભેરવામાં આવ્યા કે ૧૮૯૬ના સપ્ટેમ્બરમાં શ્યામજીને નોકરીમાંથી બરતરફી મળી.

પણ પેલો કૃતઘ્ન અંગ્રેજ મૅકૉનોકી આટલેથી જ ન અટક્યો. તેણે શ્યામજી સામે અત્યંત નિંદાભર્યું અને બદનક્ષી કરતું અસત્યથી ભરેલું એક તહોમતનામું ઘડી એજન્સીના અમલદારો તથા રાજકીય ખાતાંઓમાં ફેરવ્યું. આથી જ્યારે શ્યામજી જૂનાગઢથી ફરી ઉદેપુરની પોતાની જૂની જગ્યાએ ગયા ત્યારે ત્યાંના એજન્ટ કર્નલ વાઈલીએ શ્યામજીની નિમણૂક સામે વાંધો લીધો. પણ ઉદેપુરના મહારાણાને શ્યામજી માટે ખાસ લાગણી હોવાથી શ્યામજી ત્યાં સ્થિર થયા. શ્યામજીએ ત્યાંથી જૂનાગઢ સામે ઉગ્ર પગલાં લેવા માંડ્યાં. આખું વર્ષ અરજીઓ તથા પત્રવ્યવહાર કરી પોતાના ઉપરના આક્ષેપોની સફાઈ કરી, એટલું જ નહિ પણ તેના પરિણામરૂપ પેલા મૅકૉનોકીનો વધારાનો પગાર અટકાવવામાં આવ્યો અને તેને જૂનાગઢમાંથી બ્રિટિશ નોકરીમાં બદલવામાં આવ્યો

પણ આ દેશી રાજ્યની ખટપટના બાર વર્ષના અનુભવે શ્યામજીનું મન ખાટું કરી મૂક્યું, અને ૧૮૯૭માં શ્યામજીએ ભાનુમતિ સાથે હિંદનો કિનારો સદાને માટે છોડી દેવાનો નિર્ણય કર્યો.

હિંદ છોડીને ઇંગ્લંડ જવા પાછળ બીજું એક રાજકીય કારણ પણ હતું. શ્યામજીએ પોતાની કારકિર્દીની શરૂઆત સ્વામી દયાનંદના ચરણ પાસે કરેલી. વૈદિક ધર્મ અને ભારતના ભવ્ય ભૂતકાળ પર ભાર મૂકીને સ્વામીજીએ રાષ્ટ્રવાદને એક નવો વળ આપ્યો હતો. પણ લો૦ તિલકના રાષ્ટ્રવાદની હાકલે શ્યામજીએ રોમાંચ અનુભવ્યો. તિલકની વિદ્વત્તા અને ધર્મ, ઇતિહાસ તથા સમાજ પરત્વેની નજરે શ્યામજીને આકર્ષ્યા ને એજ અરસામાં બનેલા જૂનાગઢના કમનસીબ બનાવે બ્રિટિશ ન્યાય ને વફાદારીના તેમના ખ્યાલને આંચકો મારીને હચમચાવી નાખ્યા. રાજકોટ, મુંબઈ, સીમલા અને વ્હાઇટ હૉલ સર્વત્ર તેણે ન્યાય મેળવવા જે પ્રયત્ન કરેલા તેમાં તેને નિરાશા જ સાંપડેલી. આવે સમયે તિલકે શ્યામજી પાસે એના 'કેસ'ની પૂરી વિગતો માગી. તિલકની આ સહાનુભૂતિથી આકર્ષાયેલા શ્યામજીને ૧૮૯૭માં સરકારના દમન સામે મર્દાનગીથી ઝૂઝનારા તિલક માટે વધુ આદર પેદા થયો. આથી સ્થિર જીવન જોકે હવે એને કોઠે પડી ગયું હતું છતાં એણે રાષ્ટ્રની ઊગતી ચળવળને ટેકો આપવા બીજો માર્ગ લેવાનું નક્કી કર્યું. તે માર્ગ એટલે ઇંગ્લંડમાંથી હિંદી સ્વાતંત્ર્યની લડત ચલાવવાનો. અને એ માટે પણ એમણે હિંદ છોડવાનો નિર્ણય



હાથમાં આવેલો સુખવટનું છત્ર એ સહુ છોડી વિદેશમાં વસે એ વસ્તુ સૌથી પહેલી શ્યામજીના જ કિસ્સામાં બની. ઇંગ્લંડમાં રહીને પણ વકીલાત કરી શ્યામજી ખૂબ ધનોપાર્જન કરી શકત, પણ એમણે તો ત્યાં જઈ નવા પ્રકારની દેશની વકીલાત માથે લીધી.

દસ વર્ષ બાદ ૧૯૦૭માં પોતાના પત્ર 'ઇંડિયન સોશ્યૉલૉજિસ્ટ'માં લખતાં શ્યામજીએ એ વસ્તુને સ્પષ્ટ કરી છે: 'કાદવમાં પગ મૂકવો અને પછી એને ધોવો એના કરતાં કાદવમાં પગ જ ન મૂકવો એ બહેતર છે, એવું એક સંસ્કૃત સુભાષિત છે. હિંદી સરકારના હાથે પકડાવું અને કશું ય કાર્ય કરતાં અટકી જવું તે નરી મૂર્ખતા છે. દસ વર્ષ પહેલાં અમારા મિત્ર બાળ ગંગાધર તિલક અને નાતુબંધુઓ પકડાયા ત્યારે જ અમે હિંદ છોડવાનો નિર્ણય કર્યો કારણ બ્રિટિશ સામ્રાજ્યની હદમાં, પરદેશી સત્તાની ધૂંસરીમાંથી પોતાના દેશને આઝાદ કરવા ઇચ્છતો કોઈ પણ હિંદી સલામત નથી એવી અમારી પાકી ખાતરી થઈ છે.'

જેમ દયાનંદ અને તિલકની વિચારસરણીને લીધે શ્યામજીનું મન હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિના પ્રયત્ન તરફ વળ્યું હતું તેમ ઇંગ્લંડ આવ્યા પછી સ્પેન્સરના ગ્રંથવાચનને પરિણામે પણ તે સ્વાતંત્ર્યવાદને પુરસ્કાર કરવા માંડ્યા. 'દમન સામેનો પ્રતિકાર માત્ર ન્યાય્ય નહિ પણ અનિવાર્ય છે' એ સ્પેન્સરનું વાક્ય તેમનું સૂત્ર બન્યું.

એટલે ઈ. ૧૯૦૨માં જ્યારે એ જગપ્રસિદ્ધ ચિંતક હર્બર્ટ સ્પેન્સરનું અવસાન થયું ત્યારે સ્પેન્સરના શબની ઉત્તરક્રિયા સમયે, શ્યામજીએ એક અજબ કાર્ય કર્યું હિંદના એક રહેવાસી તરીકે અને પોતાના તેમજ પોતાના દેશના અસંખ્ય કેળવણી પામેલા વાસીઓ વતી શોક પ્રદર્શિત કરી, પોતાના ભાવ ને આદરના અદના પ્રતીકરૂપે એક હજાર પાઉન્ડ આપીને ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં સ્પેન્સર સ્મારક વ્યાખ્યાનમાળા શરૂ કરવાની તેમણે જાહેરાત કરી. આ ઉપરથી શ્યામજીની સ્પેન્સર પ્રત્યેની શ્રદ્ધાની પ્રતીતિ થાય છે.

પણ ઑક્સફર્ડમાં જ સ્પેન્સર સ્મારકની સ્થાપનાથી શ્યામજીને સંતોષ ન થયો. આથી પાછળથી તેમણે 'હર્બર્ટ સ્પેન્સર ઇંડિયન ફેલોશિપ'ની જાહેરાત કરી. જેમાં રૂપિયા ૨૦૦૦ની એક એવી પાંચ શિષ્યવૃત્તિઓ હર્બર્ટ સ્પેન્સરના સ્મારક તરીકે હિંદી સ્નાતકોને આપવાનું ઠરાવ્યું. પણ તેમાં એક ખાસ શરત એ હતી કે આ શિષ્યવૃત્તિ ધરાવતો કોઈ પણ વિદ્યાર્થી હિંદમાં પાછો ફરીને બ્રિટિશ સત્તા હેઠળ કોઈ પણ જાતની નોકરી, દરમાયો કે સેવા સ્વીકારી નહિ શકે. આમ કોઈ ને કોઈ નિમિત્તે શિષ્યવૃત્તિઓ જાહેર કરી બુદ્ધિમાન હિંદી વિદ્યાર્થીઓને યુરોપ આવવાની તક આપવાની તથા તેમનું માનસપરિવર્તન કરવાની તેમની રીત ૧૯૦૫ સુધી સતત ચાલુ રહી.

ઇતિહાસની વણઝાર ઇસુના વર્ષ ૧૯૦૫ પર આવી પહોંચી અને શ્યામજીના જીવનના મહત્ત્વના તબક્કાનો પ્રારંભ થયો. અડતાલીસ વર્ષની એ પાકી ઉંમરે શ્યામજીએ 'ઇંડિયન સોશ્યૉલૉજિસ્ટ' નામે અંગ્રેજી માસિક પત્રિકા ૧૯૦૫ના જાન્યુઆરીમાં પ્રગટ કરી. 'સ્વતંત્રતા અને રાજકીય, સામાજિક તથા ધાર્મિક સુધારણાના મુખપત્ર' તરીકે તેને ઓળખાવીને પત્રિકાની નીતિના બે સિદ્ધાંતોની સ્પષ્ટતા કરતાં શ્યામજીએ નોંધ્યું: 'બ્રિટન અને હિંદના રાજકીય સંબંધોથી હિંદમાંના હિંદીઓ બ્રિટિશ અમલ પ્રત્યે કેવી લાગણી ધરાવે છે એની બ્રિટનને જાણ કરે એવા નિષ્ઠાવંત હિંદી દુભાષિયાની બ્રિટનમાં ખાસ જરૂર છે...હિંદને માટે સિફારસ કરવાની અમારી ફરજ છે અને એ અમારું ગૌરવ પણ છે.' પત્રિકાને હિંદ અને ઇંગ્લંડમાં

## તાજી તવારીખ : ઑગસ્ટ

**તા. ૨** ડૉ. ખાનસાહેબને ૩ માસ નજરકેદ.

**તા. ૩** પાકિસ્તાને જોધપુર રેલવે બળજબરીથી કબજે કરી. **(૫)** કાશ્મીર યુદ્ધમાં પોતે ભાગ લેતું હોવાની પાકિસ્તાનની કબૂલાત.

**તા. ૧૦** સિંધુ નદીનાં પૂરથી સક્કર વિસ્તારનાં ૧૨૦ ગામડાં પર પાણી ફરી વળ્યાં.

**તા. ૧૨** ઑલિમ્પિકમાં હિંદે હૉકીમાં ઇંગ્લંડને ૪ ગોલે હરાવી ૪થી વાર સર્વોપરિતા સ્થાપી.

**તા. ૧૩** ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજી મદ્રાસપ્રાંતના ગવર્નર નિમાયા.

**તા. ૧૪** યૂનોના કાશ્મીર કમિશને હિંદ-પાકિસ્તાનને યુદ્ધવિરામની યોજના આપી.

**તા. ૧૫** આઝાદીની પ્રથમ સંવત્સરીની સર્વત્ર શાનદાર ઉજવણી. **(૫)** બ્રાઝીલની રાજધાની રીઓડીજાનેરોમાં એક રસ્તાને મહાત્મા ગાંધીનું નામ અપાયું.

**તા. ૧૬** રંગૂનની ઉત્તરે સામ્યવાદી બળવાખોરો તથા સરકારી સૈનિકો વચ્ચે ભીષણ યુદ્ધ.

**તા. ૧૮** ઑસ્ટ્રેલિયા સામે ચોથી ટેસ્ટમૅચમાં ઇંગ્લંડની ૧ ઇનિંગ અને ૧૪૯ રને હાર.

**૧૬** હિંદ સાથેના ઝગડો યૂનો સમક્ષ લઈ જવાની નિઝામની જાહેરાત

**તા. ૨૧** હૈદરાબાદમાં રઝાકારો તરફથી એક પખવાડિયામાં ૧૯૪ ખૂન ને ૩૫૦ આગો.

**તા. ૨૨** હૈદરાબાદના ૨૫૦ ગામોએ આઝાદ થઈ હિંદી સંઘ સાથે જોડાવાનો નિર્ધાર કર્યો. **(૫)** લડાક ખીણના લામાનું પાકિસ્તાન સૈનિકોએ ખૂન કર્યું પાંચસો બૌદ્ધોની કતલ.

**તા. ૨૩** એક સદીના બ્રિટિશ ઇજારા બાદ હિંદની પોતાની માલિકીના પહેલા હિંદી જહાજ 'ધ ઇન્ડિયન ટ્રેડરે' હિંદ બ્રિટન વચ્ચે સ્વતંત્ર જહાજી વ્યવહાર શરૂ કર્યો.

**તા. ૨૬** લો૦ ટિળકના એક વખતના સહકાર્યકર, જાણીતા પત્રકાર અને નાટ્યલેખક તથા 'કેસરી' અને 'નવાકાળ'ના માજી સંપાદક શ્રી કૃષ્ણાજી ખાડિલકરનું અવસાન.

**તા. ૨૯** પ્રજાને સંપૂર્ણ જવાબદાર તંત્ર આપવાની વડોદરાનરેશની જાહેરાત.

**તા. ૩૦** ગંગાનાં જબ્બર પૂરથી કાનપુર-ઉનાઉ જિલ્લાનાં ૩૦૦ ગામો ડૂબી ગયાં.

## આ માસ (સપ્ટેમ્બર) ઇતિહાસમાં

**તા. ૧** દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલ પર અંગ્રેજોએ કાબૂ જમાવ્યો, ૧૯૦૦.

**તા. ૫** રૂસો-જપાન યુદ્ધમાં જપાને રશિયાને નમાવી સંધિ કરવા ફરજ પાડી, ૧૯૦૫.

**તા. ૯** હિંદી સાહિત્યમાં નવયુગ પ્રકટાવનાર ભારતેન્દુ હરિશ્ચન્દ્રનો જન્મ, ૧૮૫૦.

**તા. ૧૫** આજના યુદ્ધમાં મહત્ત્વનું સ્થાન ધરાવતી ટૅંકનો સૌ પહેલો ઉપયોગ થયો, ૧૯૧૬.

**તા. ૧૮** કોમી હુલ્લડની શાંતિ માટે ગાંધીજીના ૨૧ દિવસના પહેલા ઉપવાસ, ૧૯૨૪.

**તા. ૨૨** પહેલા મહાયુદ્ધમાં જર્મન નૌકા એમડને છેક મદ્રાસ આવી તોપમારો કર્યો, ૧૯૧૪.

**તા. ૨૩** માનસશાસ્ત્રના વિકાસમાં મોટો ફાળો આપનાર સિગમુંડ ફ્રૉઇડનું મૃત્યુ, ૧૯૩૯.

**તા. ૨૭** બ્રાહ્મો સમાજના સ્થાપક પ્રખર સુધારક રાજા રામમોહનરાયનો જન્મ, ૧૮૩૩.

**તા. ૨૮** દિલ્હીના છેલ્લા મુઘલ સમ્રાટ બહાદુરશાહનું રાજ્યારોહણ થયું, ૧૮૩૭.

**તા. ૩૦** સંતસમ ચારિત્ર્યવાળા પ્રૌઢ વિદ્વાન ને દેશસેવક જસ્ટીસ તેલંગનો જન્મ, ૧૮૫૦.

### આ માસની વ્યક્તિ-વિશેષ : મહર્ષિ નિકોલસ રોરિક



કળાદ્વારા માનવ જીવનની સફળતાનો સંદેશ પ્રકટાવનાર પયગંબર આત્મા, અધ્યાત્મવાદને સહજ રીતે ચિત્રોમાં રજૂ કરનાર જગત્શ્રેષ્ઠ ચિત્રકાર અને સૌંદર્યવિધાતા તથા હિંદી સંસ્કૃતિના અનન્ય પ્રેમી આ રશિયન કળાકાર-તત્ત્વચિંતકનો જન્મ ૧૮૭૪ની ૨૭મી સપ્ટેંબરે લેનિનગ્રાડમાં એક પ્રસિદ્ધ ઍટર્નીને ત્યાં થયો હતો. બાળપણ પોતાની જાગીર પર રખડપાટમાં વિતાવવાથી એ વયમાં જ સૌંદર્યપિપાસા તેમનામાં અંકુરિત થઈ ઊઠેલી. પણ પિતાની ઇચ્છા તેમને ધારાશાસ્ત્રી બનાવવાની હોવાથી તેમને તે અભ્યાસક્રમ સ્વીકારવો પડ્યો. પરંતુ તે સાથે કળાશાળામાં પણ અભ્યાસ ચાલુ રાખી બંનેમાં પ્રાવીણ્ય મેળવ્યું. ૧૮૯૬-માં પ્રકટ થયેલા તેમના પહેલા ચિત્ર 'સંદેશવાહકે' તેમને કલ્પનાતીત ખ્યાતિ અપાવી. પછી તો તેમની કલાપ્રવૃત્તિ વધતી જ ચાલી. ૧૯૦૦માં તે રશિયાની મુખ્ય કળાશાળાના નિયામક નિમાયા. તેમનાં ચિત્રો યુરોપમાં રજૂ થતાં એક નૂતન કલાપ્રવર્તક તરીકે તેમનો સ્વીકાર થયો. ૧૯૧૦માં યુરોપની 'વર્લ્ડ ઑવ આર્ટ' સંસ્થાના ને ૧૯૧૭માં મૅક્સીમ ગૉર્કીએ બોલાવેલી કળાપરિષદના તે પ્રમુખ નિમાયા.

૧૯૨૦માં તે અમેરિકા ગયા, જ્યાં ભરાયેલા તેમનાં ચિત્રોના પ્રદર્શને અમેરિકાને ઘેલું બનાવ્યું. એ ઉત્સાહમય આવકારમાં મહર્ષિએ પોતાની કલા વિષેનાં જીવનસ્વપ્નોની સિદ્ધિનું ક્ષેત્ર જોતા ત્યાં રહીને તેમણે કરેલા સતત પ્રયત્નોને પરિણામે પ્રખ્યાત 'માસ્ટર ઇન્સ્ટિટ્યૂટ ઑવ્ યુનાઇટેડ આર્ટ્સ,' આંતરરાષ્ટ્રીય કલાસંસ્થાન સમું 'કોરોના મંડી,' કલાકારો માટે 'ફ્રીર આર્ડેન્સ,' 'ઍટલાસ' નામની પ્રકાશન સંસ્થા અને છેલ્લે રોરિક મ્યૂઝિયમ ત્યાં સ્થપાયાં. 'રોરિક મ્યૂઝિયમ' તો આજે સંસ્કારિતાનું મહાધામ ગણાય છે.

૧૯૨૪માં તેમણે એશિયાની સંસ્કૃતિની શોધખોળ માટે એક સંઘ હિમાલય ઉપાડ્યો. ૧૦,૦૦૦ માઈલના એ વિકટ પ્રવાસમાં હિમાલય, કાશ્મીર, મૉંગોલિયા, તિબેટ આદિ ઠેકાણે ફરી અપૂર્વ સંસ્કારસામગ્રી તથા ૩૫૦ ઉત્કૃષ્ટ ચિત્રો જગતને આપ્યાં. હિમાલય પ્રત્યે તેમને એવું જબરું આકર્ષણ પેદા થયું કે ૧૯૨૯માં હિમાલય પર કુલુની ખીણમાં પોતાનું સ્થાયી નિવાસસ્થાન સ્થાપ્યું. અને હિમાલયની સૌંદર્યસમૃદ્ધિ પોતાનાં ચિત્રોમાં છલકાવી દીધી. વળી ત્યાં અનેક ક્ષેત્રોમાં સંશોધન કરવા 'હિમાલયન રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ' સ્થાપી.

તેમનું મહત્ત્વનું કાર્ય તો કળા આદિ સંસ્કૃતિપરાયણ સંસ્થાના સંરક્ષણ માટે રેડ ક્રૉસની માફક 'બૅનર ઑવ્ પીસ'ની સ્થાપનાનું હતું. શાંતિ કરાર તરીકે આ ધ્વજ દુનિયાભરમાં સ્વીકારાયો છે. ગયે વર્ષે જ ડિસેમ્બરની ૧૩મીએ તેમનું અવસાન થયું.

**'પિલ્ગ્રીમ ફાધર્સ'નું અમેરિકા—પ્રયાણ :** (આ માસનો પ્રસંગ-વિશેષ) ઈ. ૧૬૦૩માં ઇંગ્લંડની ગાદીએ આવેલા જેઇમ્સ સ્ટુઅર્ટે પહેલા રાજાઓના ઇશ્વરી હકકમાં માનતો હોવાથી પોતાની અમર્યાદ સત્તાને અડચણરૂપ થઇ પડે તેવા પ્યૂરિટન પંથના લોકો પર તેણે અત્યાચાર ગુજારવા માંડ્યા. સ્વધર્મને પ્રાણથી પણ વહાલુ ગણનારા પ્યૂરિટનોએ થોડો વખત તો આ જુલ્મ સામે ટક્કર ઝીલી. પણ આખરે પોતાનો ધર્મ છોડવા કરતાં પોતાના પ્યારા દેશને છોડી દેવાનો તેમણે દુઃખદ નિર્ણય કર્યો; અને ઈ. ૧૬૨૦ના સપ્ટેમ્બરની ૬ઠ્ઠીએ પ્લીમથ બંદરેથી ૧૦૦ પ્યૂરિટન અંગ્રેજ સ્ત્રી પુરુષો આંસુભરી આંખે પોતાના દેશને આખરી સલામ કરી 'મે ફ્લાવર' નામના વહાણમાં બેસી નવા શોધાયેલા અમેરિકા ખંડ તરફ ચાલી નીકળ્યા. ત્યાં પહોંચ્યા પછી પહાડસમ અનેક મુશ્કેલીઓનો સામનો કરી સ્થિર થયા. ઇતિહાસમાં 'Pilgrim Fathers' તરીકે ઓળખાતો આ દૃઢ નિશ્ચયી લોકોએ જ આમ આજના સૌથી બલિષ્ઠ દેશ અમેરિકાનો પાયો નાખ્યો.

વર્ષા સમ વાર નાહ  પ્રેમ સમા નહિ ત્યાગ,
વેણુ સમી ચિનગારી નહિ,  વિરહ સમી નહિ આગ.
—સ્નેહરશ્મિ

મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધનને ત્યાં પરોણા બનેલા એક ગૃહસ્થે પોતે ટિકિટ વિના મુસાફરી કરી આવ્યાની બડાઈ હાંકી. તે વેળા તો અણ્ણાસાહેબ કંઈ બોલ્યા નહિ; પણ જેએક કલાકે એક માણસને સ્ટેશને મોકલી પરોણાના ગામ સુધીની ટિકિટ મંગાવીને તે મહેમાનના દેખતા ફાડી નાખી કહ્યું: 'પરમેશ્વરને ત્યાં આવું ગોટાળું કંઈ નથી. માટે તેમ ન કરવું જોઈએ'.

કહેવતોના અર્થ: 'જેને પાણીએ ઘર બળે નહિ.'—પાણી ગમે તેવું ઊકળતું હોય, છતાં તેની અંદરના પાણીના તત્ત્વને લીધે તેનાથી કંઈ આગ લાગી શકતી નથી; તેવી જ રીતે સગાંવહાલાંમાં ગમે તેટલા ઝગડા થાય પણ તેનાથી ઘર બાળતું નથી કે કોઈનું અનિષ્ટ કરતું નથી—એ તો એકસંપ થવું જ પડે છે. એ ભાવ દર્શાવતી એને મળતી બીજી કહેવતો: 'સાસુવહુના કજીઆ ને ખીચડીના ઊભરા;' 'ડાંગે માર્યાં પાણી જુદાં થાય નહિ,' વગેરે.

અનેકાર્થી શબ્દ: દાંતી = દાંતાની શીખ વગેરે કાઢવા કાંસકીના દાંતાનું અંતર ઓછું કરી તુવેરની દાળ ડાંગર વગેરે ધાલી સજ્જડ કરેલી કાંસકી; બાળકને નવાં દાંત આવતાં હોય ત્યારે તેને પહેરાવવાનું ઘરેણું; દાંતિયું; ખેડૂતનું એક ખાપણીનું ઓજાર; સાઓળ;તડ કે ફાટ;ચસરકાથી કે દાંતથી દોરાઈ ગયેલો કાપ; એક જાતની વનસ્પતિ.

ગણિતગમ્મત: ગમે તે આંકનો ઘડિયો લઈને તેની છેલ્લી હારના પડેલા ચાર આંકડાનો સરવાળો કરીએ તો તેના એકમમાં (છેલ્લો આંકડો) હંમેશાં મીંડું જ આવશે દા.ત.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | ૧ | ૧૨ | | ૨૬ | ૧ | ૨૬ |
| ૧૨ | ૨ | ૨૪ | | ૨૬ | ૨ | ૫૨ |
| ૧૨ | ૩ | ૩૬ | | ૨૬ | ૩ | ૭૮ |
| ૧૨ | ૪ | ૪૮ | | ૨૬ | ૪ | ૧૦૪ |
| | | ૧૨૦ | | | | ૨૬૦ |

—હર્ષદરાય મો. હીરાકણી

ઓરંગ સ્વેટર કે બીજાં ઊનનાં કપડાં બદન પર પહેરવાથી આવતી ખરજ દૂર કરવાનો રસ્તો એ છે કે ઊનનાં કપડાં ધોઈ રહ્યા પછી નિખારવાના પાણીમાં થોડાક ચમચા ગ્લીસરીન નાખવું. તેમાં નિખારેલાં કપડાં મુલાયમ બનશે અને ખરજ નહિ આવે.

પાણીમાં ઓગાળેલા ટંકણખારના દ્રાવણમાં બગડી ગયેલા દૂધના ફોદા ઓગાળવાથી સારો ગુંદર(Casin Glue) બનશે (મ.પ જ)

ચોમાસામાં ફૂલી જઈને ચોંટી જતાં બારીબારણાંને એવી જગ્યાએ મીણબત્તી ઘસજો, જરા ફેર માલૂમ પડશે.

એક કાંડા-ઘડિયાળ બનાવવામાં ૧૫૦ થી ૮૦૦ ભાગ વપરાય છે.

સહારાના રણનો વિસ્તાર ૨૦ લાખ ચોરસ માઈલ-આપણા હિંદ કરતાં યે વધારે છે.

ડુંગરાળ પ્રદેશ પર વસતા લોકોનાં નાક સાંકડાં હોય છે જ્યારે સપાટ પ્રદેશ પરના લોકોનાં પહોળાં હોય છે

દેશદેશની ધારાસભાઓના નામ:

| | |
|---|---|
| ૧ ડેન્માર્ક | Rigsdag |
| ૨ બેલ્જિયમ | The Chambers |
| ૩ સ્વીડન | Riksdag |
| ૪ સ્વિટ્ઝર્લેન્ડ | Bundesrat |
| ૫ ચીન | Yuan |
| ૬ નૉર્વે | Storthing |
| ૭ બલ્ગેરિયા | Sobranye |
| ૮ સ્પેન | Cortes |
| ૯ ફ્રાન્સ | National Assembly |
| ૧૦ આયર્લેંડ | Oireachtas |
| ૧૧ જાપાન | Diet |
| ૧૨ હૉલેન્ડ | States General |
| ૧૩ ઈંગ્લેંડ | Parliament |
| ૧૪ અમેરિકા | Congress |



ચોમાસાના દિવસોમાં કપડાં જલદી અને સુગમ રીતે ઘરના ઓરડામાં સૂકવવા માટે ફોટાઆદિના કામમાં વપરાતી, ચિત્રમાં, વર્તુળમાં બતાવેલી, પીન વાપરવાથી જગ્યાનો પણ બચાવ થશે અને કપડાં સરળતાથી પાસે પાસે સૂકવી શકાશે.



શિરોભાગ: ગુજરાતની મસ્જિદોમાં પ્રાર્થનાસ્થાન આગળ ગોખમાં કોતરાયેલું જાળીદાર પડઘું આ પ્રતીકરૂપ બારીકકામ ગુજરાતનું વિશિષ્ટ શોભન છે. પ્રફુલ્લ કમળના પાંખડામાંથી સાંકળો વડે લટકતા દીપકપાત્રની એમાં રચના કરેલી છે.

સખત ચોંટી ગયેલાં બાટલી કે બરણીનાં ધાતુનાં ઢાંકણાં ઉઘાડતી વખતે કાચ કાગળ (એમરી પેપર) વાપરી જોજો. એથી પકડ મજબૂત થઈ છટકી જશે નહિ

**માખી છત પર ઊંધી કેમ ચાલી શકે છે?**

માખીના પગ પોલા હોઈ તેના છેડે નાની ગાદી જેવું હોય છે. આથી માખી જ્યારે કોઈ પણ ઠેકાણે બેસે છે ત્યારે એના ભારથી પગમાંની હવા બહાર નીકળી જઈ ત્યાં શૂન્ય (વૅક્યૂમ) ઉત્પન્ન થાય છે અને બહારની હવાના દબાણને લીધે માખીના પગ તે જ્યાં બેઠી હોય ત્યાં ચોંટેલા રહે છે આ કારણે જ તે ભીંત,છત કે ગમે ત્યાં સહેલાઈથી બેસી તેમજ ફરી શકે છે.

**ખોટી વાત:** મોરલીનો અવાજ સાપને મીઠો અને આકર્ષક લાગે છે એવી ધારણા મોટો ભ્રમ છે. જમીનથી ઊંચે થયેલો અવાજ સાપ સાંભળી જ શકતો નથી; માત્ર જમીન ઉપર થયેલો અવાજ જ તે સાંભળે છે. મોરલી વગાડતી વેળા વાદી પોતાનો હાથ ડોલાવે છે, કાં તો માથું હલાવે છે, તે જોયાથી જ સાપ પોતાની ફેણ હલાવે છે.

તમે જાણો છો?

સર્વ પ્રાણીઓમાં જંગલ કાચબીનું આયુષ્ય સૌથી લાંબું છે—૧૫૦ વર્ષ; ઑસ્ટ્રેલિયામાં કીડીની ૨૦૦૦ જાતો શોધાઈ છે; લંડનના રેડિયો સ્ટેશન(બી.બી.સી.)થી ૪૬ ભાષાઓમાં કાર્યક્રમો અપાય છે; સર્વ પ્રાણીઓમાં જિરાફ જ એક એવું છે કે જે કોઈ પણ જાતનો અવાજ કાઢી શકતું નથી. શોધખોળથી એમ જણાયું છે કે તેને અવાજ કરવાને સ્વરયંત્ર (લૅરિંક્સ) જ હોતું નથી '

# અમદાવાદ

## ગુજરાતનું પાટનગર

દેશના ધોરી વ્યાપારમાર્ગે ઉપરની પોતાની કેન્દ્રવર્તી ભૌગોલિક સ્થિતિથી, અને અદ્યતન ઉદ્યોગનગર હોવા છતાં એતદ્દેશીય સંસ્કૃતિનાં વહેણનો જીવંત ને પ્રબળ સ્રોત ધરાવવાને કારણે, અમદાવાદ જ ગુજરાતનું પાટનગર રહ્યું છે, રહેવાનું છે અને આગામી યુગમાં સોળે કળાએ વિકસવાનું પણ છે.

છતાં એને વિષે આપણે કેટલું સાચું જ્ઞાન ધરાવીએ છીએ? એનો વિવિધરંગી ઇતિહાસ એનાં ઊંડાં સંસ્કારવહેણ અને એની પુરાણી શિલ્પ–સ્થાપત્યની સમૃદ્ધિથી ખુદ અમદાવાદીઓ પૈકી પણ સંપૂર્ણ જાણકાર કેટલા હશે? માત્ર એની શિલ્પ–સ્થાપત્યની સમૃદ્ધિની જ વાત કરીએ તો, એ શહેરના સ્થાપક બાદશાહ અહમદશાહના ખુદના અવશેષ સંઘરતા મકબરાથી માંડીને છેક હઠીભાઈની વાડી અને સ્વામીનારાયણના મંદિર સુધીનાં છ એક જ સૈકા ઉપરનાં મંદિરોમાં આપણી પરંપરાગત વાસ્તુકલાનો જે સમૃદ્ધ વારસો સિલસિલાબંધ રીતે જળવાયો છે તે પોતે જ એક મૂક પણ રસભર ઇતિહાસગ્રંથ છે.

જગતમાં બેનમૂન પથ્થરી કોતરકામવાળી ગણાએલી સીદી સૈયદની મસ્જિદની જાળીઓ અને સપ્રમાણ શિલ્પના અનન્ય નમૂનારૂપ રાણી રૂપમતિની મસ્જિદથી માંડીને જલાગારો તથા ઝરનાળાંઓમાં પણ છૂટે હાથે વેરાએલી કળાસમૃદ્ધિના અવશેષો ધરાવતી અડાલજની વાવ તથા કાંકરિયા તળાવ સુધીનાં અમદાવાદનાં શિલ્પ–સ્થાપત્યો હજી યે આપણા એ પાટનગરની પુરાતન જાહોજલાલીની વાચાળ સાખ પૂરી રહ્યાં છે.

તમે એ બધું નજરે ન જોયું હોય, કે ન જોઈ શકો તેમ હો તો એનું એક સચિત્ર આલબમ બહાર પડ્યું છે. એમાં, 'ગુજરાતનું પાટનગર-અમદાવાદ' નામના મહાગ્રંથના લેખક શ્રી રત્નમણિરાવ ભીમરાવે ખુદે આલેખેલી એ નગરની ઇતિહાસરેખા રૂપ પ્રસ્તાવના સાથે, બાવન સુંદર ફોટોગ્રાફો તે તે સ્થળનાં વર્ણનો સાથે આર્ટ પેપર ઉપર સુઘડ છપાઈ સાથે સંઘરાયા છે. કિંમત માત્ર બે રૂપિયા [પોસ્ટેજ જુદું] કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ.



**અમદાવાદની સમૃદ્ધ શિલ્પકલાનો ઉત્કૃષ્ટ નમૂનો**

હિંદુ અને ઇસ્લામી સ્થાપત્યના સુંદર સમન્વય સમો, અમદાવાદના શાહઆલમના રોજાનો મનોહર દ્વાર-પ્રદેશ: એની ઉપલી કમાન ઇસ્લામી અને નીચલી (બારણાં ઉપરની) કમાન હિંદુ સ્થાપત્યની ઢબની છે. એની જાળીઓની ડિઝાઈન, ઇસ્લામી આદેશ મુજબ કોઈપણ જીવંત પ્રાણીના આલેખન વિનાની છે, છતાં એ જાળીઓની ડિઝાઈનની ઢબ હિંદુ પરંપરા ઉપર છે, અને પિત્તળની જાળીવાળાં એનાં કમાડ અમદાવાદના જ કારીગરોના અદ્‌ભુત પિત્તળકામનો સુંદર નમૂનો છે. અમદાવાદનાં શિલ્પ અને સ્થાપત્યના આવા ચુનંદા નમૂનાઓના બાવન ફોટોગ્રાફોના સુંદર આલ્બમમાંની આ એક વાનગી છે.



# ચોકસાઈનાં પ્રતીક

...તેમજ સૌંદર્ય અને કારીગીરીનાં પણ-દેખાવમાં સુંદર અને ઘણાં વર્ષો સુધી વફાદારીભર્યું કામ આપે એવાં ઘડિયાળ જે વિવેકશીલ સ્ત્રીપુરુષો ઇચ્છે છે તેમને માટે ફાવર લ્યૂબાની બનાવટનાં ત્રણ ઘડિયાળોનાં ચિત્રો અહીં આપ્યાં છે.

નં. ૨૩૨૩
ફાવર લ્યૂબાનો સ્વયંચાલિત અને મનોહર તથા આખી પોલાદની કેસ, સ્વયં-પ્રકાશિત ડાયલ અને સેકન્ડના મોટા કાંટાવાળો નમૂનો. રૂા. ૩૦૦







નં. ૨૨૨૩ ફાવર લ્યૂબાનું, સ્ટેઈનલેસ પોલાદની કેસ તથા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સેકન્ડના કાંટાવાળું. રૂા. ૨૯૭
નં. ૨૪૮૩ ઉપર પ્રમાણેનું જ, પણ સેકન્ડના નાના કાંટાવાળું. રૂા. ૨૩૫

નં. ૨૫૪૩ ફાવર લ્યૂબાનું પૂર્ણ તથા ભભકાથી રચિત, સ્ટેઈનલેસ પોલાદની કેસ તથા સેકન્ડના નાના કાંટાવાળું. રૂા. ૨૮૮
નં. ૨૩૬૨ ઉપર પ્રમાણેનું જ, પણ સેકન્ડનો કાંટો મધ્યમાં. રૂા. ૩૦૦

# FAVRE-LEUBA

ફાવર-લ્યૂબા એન્ડ કંપની લિમિટેડ · મુંબાઈ અને કલકત્તા

નાણાંની સહીસલામતી સાથે સંપૂર્ણ આયપતવેરા-મુક્ત, સારું વ્યાજ મેળવવા ના૦ હિન્દ સરકારની બાંહેધરીવાળાં પોસ્ટ ઑફિસનાં

પાંચ વર્ષનાં, સાત વર્ષનાં તથા બાર વર્ષનાં

## નૅશનલ સેવિંગ્સ સર્ટિફિકેટ્સ ખરીદો

(૧) પાંચ વર્ષનાં તથા સાત વર્ષનાં સર્ટિફિકેટ્સ ખરીદ કર્યા પછી બે વર્ષની અંદર ગમે ત્યારે વ્યાજ વગર તથા બે વર્ષ પૂરાં થએથી વ્યાજ સહ વટાવી શકાય છે.

(૨) બાર વર્ષનાં, રૂા. ૫ ના દરનાં સર્ટિફિકેટ્સ ખરીદ કર્યા તારીખથી એક વર્ષ અને બીજા દરનાં, દોઢ વર્ષ પૂરું થએથી વ્યાજ સહ વટાવી શકાય છે.

વિશેષ માહિતી માટે રૂબરૂ મળો:—

સ્થાનિક પોસ્ટ માસ્તર

અથવા

પોસ્ટ ઑફિસમાંથી નૅશનલ સર્ટિફિકેટના નિયમની પ્રત મફત મેળવો.

(પ્રકાશનખાતું, વડોદરા તરફથી પ્રસિદ્ધ)

---

# રામતીર્થ બ્રાહ્મી તેલ

સ્પેશિયલ નં. ૧

મગજનાં જ્ઞાનતંતુઓ બળવાન બને છે, ધોળા વાળ કાળા થાય છે, ખરતા અટકે છે, વધે છે અને ટાલમાં વાળ ઊગે છે. ખોડો મટે છે, યાદશક્તિ અને આંખોની દૃષ્ટિ વધે છે. ગાઢ નિદ્રા આવે છે, માથાનો દુઃખાવો મટે છે. દરેક ઋતુમાં બહેનો, પુરુષો અને બાળકો માટે મહાન ફાયદો કરનાર છે.

મોટી બાટલીના રૂા. ૩-૮-૦ નાની બાટલીના રૂા. ૨-૦-૦

બધે મળે છે.



## શ્રી રામતીર્થ યોગાશ્રમ

૪૪૮ સેન્ડહર્સ્ટ રોડ
મુંબાઈ-૪

# ❋આઝાદીનો આલેખ❋

૧૮૫૭થી ૧૯૪૭ સુધીની ૯૦ વર્ષની આપણી સ્વાતંત્ર્યની લડતનો એકીનજરે ચિતાર આપતા આ આલેખમાં આપણા આઝાદી જંગના મહત્ત્વના પ્રસંગોને, તેમના પ્રતીકોની શોભન-ગૂંથણી સાથે વણ્યા છે. તેમાં ઊભા સ્તંભ ઉપરનો પ્રત્યેક આંકો એકેક વર્ષનો કાળ દર્શાવે છે.

૧૮૫૭ સ્વાતંત્ર્ય માટેનો હિંદનો પહેલો ભીષણ પ્રયત્ન.



૧૮૭૨ પંજાબમાં કૂકા વિપ્લવ.
૧૮૭૩ હિંદની ગરીબી છતી કરતી વેલ્બી કમિશનમાં દાદાભાઈની જુબાની



૧૮૭૯ વાસુદેવ બળવંત ફડકેનો સશસ્ત્ર ક્રાંતિ જગાવવાનો પ્રયત્ન
૧૮૮૧ લો. ટિળકે 'કેસરી મરાઠા' પત્રો સ્થાપી પ્રજામાં અસ્મિતા અને ઉગ્રતા પ્રકટાવ્યાં

૧૮૮૫ હિંદી રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)નો જન્મ.





ધારાસભાઓમાં ફિરોઝશાહ મહેતા, ગોખલે, વાચ્છા આદિની ઉગ્ર બંધારણીય લડત.

૧૯૦૨ 'દાદાભાઈ નવરોજજીએ હિંદમાં બ્રિટન તરફથી થતી જંગી લૂંટને ખુલ્લી પાડી.

૧૯૦૫ બંગભંગ સામેની ઉગ્ર લડત. તેમાંથી બૉમ્બ પ્રવૃત્તિનાં મંડાણ.
૧૯૦૬ લાલ બાલ અને પાલ (લજપતરાય, ટિળક અને બિપિનચન્દ્ર)ની ત્રિપુટીની ઘોષણાઓ.
૧૯૦૭ સુરત કોંગ્રેસમાં વિનીતો અને ઉદ્દામવાદીઓમાં મતભેદ અને ભંગાણ

૧૯૧૪ ગદર પક્ષે લશ્કરમાં બળવો જગાવવાનો પ્રયત્ન કર્યો.
૧૯૧૬ હોમરૂલ લીગની સ્થાપના અને તે માટે ઉગ્ર ઝુંબેશ.
૧૯૧૮ ગાંધીજીનો ખેડા સત્યાગ્રહ અહિંસક સત્યાગ્રહનો પહેલો પ્રયોગ
૧૯૧૯ રોલેટ ઍક્ટના વિરોધમાં સત્યાગ્રહ તેને કચડવા જલિયાંવાલા બાગનો હત્યાકાંડ.
૧૯૨૦ ગાંધીજીએ પ્રબોધેલા અસહકારનો પ્રચંડ જુવાળ. પ્રથમ દેશવ્યાપી લડત.

૧૯૨૩ 'નાગપુર' ઝંડા સત્યાગ્રહ.
૧૯૨૫ દેશબંધુ દાસ અને મોતીલાલ નહેરુના નેતૃત્વ હેઠળ લોકશાહી સ્વરાજ્ય પક્ષ સ્થાપ્યો.
૧૯૨૭ કાકોરી બૉંબ કેસ.
૧૯૨૮ સરદાર વલ્લભભાઈની બારડોલીની સફળ લડત.
૧૯૨૯ જવાહરલાલે પૂર્ણ સ્વરાજ્યના ધ્યેયની જાહેરાત કરી.
૧૯૩૦ મીઠા સત્યાગ્રહ માટે ગાંધીજીની દાંડીકૂચ. કાયદાભંગનો દેશવ્યાપી દાવાનળ.
૧૯૩૧ ગાંધી-અર્વિન કરાર બાદ ગોળમેજી પરિષદ [illegible]
૧૯૩૨ સત્યાગ્રહની ત્રીજી લડત.
૧૯૩૪ કોંગ્રેસનો ધારાસભા પ્રવેશ.
૧૯૩૫ હિંદને સમવાયતંત્ર આપવાની જાહેરાત
૧૯૩૭ પ્રાંતોમાં પહેલાં પ્રજાકીય પ્રધાનપદાં
૧૯૩૯ કોંગ્રેસે પ્રધાનપદાં ફગાવી દીધાં
૧૯૪૦ વાણી-સ્વાતંત્ર્ય માટે વ્યક્તિગત સત્યાગ્રહ.
૧૯૪૨ '૪૨ની લડત'ને નામે જાણીતી 'હિંદ છોડો'ની રાષ્ટ્રવ્યાપી લોકક્રાંતિ
૧૯૪૩ સુભાષચન્દ્ર બોઝના નેતૃત્વ હેઠળ આઝાદ હિંદ ફોજનું સશસ્ત્ર યુદ્ધ.
૧૯૪૫ નેતાઓનો જેલમાંથી છુટકારો, સીમલા પરિષદ.
૧૯૪૬ ત્રિમંત્રી મંડળનું આગમન સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાની જાહેરાત. વચગાળાની સરકાર રચાઈ.
૧૯૪૭ સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ. દેશના ભાગલા.



સ્વાતંત્ર્યને

## પહેલે સંવત્સરે

ઉપજાતિ

૧

અમાસના કો' ઘન અંધકારે
ઘેરી હતી ચોગમ, ઝંઝવાતે
આ સ્વપ્નનૌકા અમ ! તેં બચાવી
જુવાળના જોશ થકી, નચાવી
મુક્તિ-પ્રભાના ઉગતા પ્રભાતે
લાવી મૂકી નીરવ શાંત આરે !

હે સિન્ધુનાં ફેનિલ મત્ત વારિ !
હાવાં બની ઓટ, શું ઓસરીને
હૈયાથી આઘી અળગી ધકેલી
આ નાવ જે નિત્ય પ્રવાસઘેલી ?
જે જિંદગીનાં સપનો ભરીને
દશે દિશાના જલની વિહારી,
એને (ન તારો અવ સંગ લાધશે ?)
સુવર્ણના વેળુતટે તું બાંધશે ?

૨

અમાસના ગર્ભ વિષે ઘડાઈ
શી રૌપ્યની રંગત વર્ષતો તું !
ક્રમેક્રમે શી પ્રગટી કળાને
અંધારના ભીષણ અંચળાને
તેં છિન્ન કીધો ! કશું હર્ષતો તું
પૂર્ણેન્દુ રૂપે નભમાં જડાઈ !

હે પૂર્ણિમાના રસપૂર્ણ ચન્દ્ર !
જ્યાં સૃષ્ટિની કાય જરીક શોભી
તારે ઉજ્જ્વે; સત્વર ત્યાં જ રાહુ
ભીડી તને રે નિજ બે ય બાહુ
ભીંસી રહ્યો શો તવ રૂપલોભી !
જાગે કશો સિન્ધુવિલાપ મન્દ્ર !
શી અંધકારે ઘનઘોર સૃષ્ટિ !
હસી રહી એકલ રાહુદૃષ્ટિ !

૩

શું ઇતિહાસે સત કૈં ન ભાસ્યું,
તે ભીષ્મનું દૈન્ય પુનઃ પ્રકાશ્યું ?

નિરંજન ભગત

## સિન્ધુ

શિખરિણી

ભરી પોણી પૃથ્વી અતલ પથરાયાં જલ કંઈ
નકામાં: રે, ટીપું તૃષિત અધરે ના જઈ શકે !
મળ્યું ખ્હોળું વારિસ્વરૂપ કરવા હાંસી નિજ કે !
ઘણું દાઝે સિન્ધુ વિપુલ વડવાગ્નિ ઉર લઈ !

દઝાપાની ઝાળો નભમહીં વરાળો થઈ ચડે:
ઉરે ચાંપે એને નભ, અણુઆણુ શીતળ કરે:
લસે વિદ્યુદ્વલ્લિ: જલધર ધનુષ્યો નભ ભરે:
ઘન સ્નિગ્ધ શ્યામ સ્વરુપ ગગને મંદ્ર ગગડે !

અને, વર્ષે મૂકી મન તૃષિત હૈયે અવનિના,
સરો, સ્રોતો, પૃથ્વી સકલ થઈ જાયે રસબસ;
મયૂરોની કેકા ધ્વનતી નભહૈયે સમરસ;
અહો સૃષ્ટિકેરા સુખમહીં રહી કૈં જ કમી ના !

અરે, આ ક્ષારાબ્ધિ-હૃદય થકી ક્ષીરાબ્ધિ ઉમટે !
અગર મિથ્યા આ જીવનની કપરી ઝંઝટ મટે !

પ્રજારામ રાવળ

## આવેગ

ગાવા દો આજ ગાવા દો આજ રે મને મોકળું મેલી મન.
હો મને મોકળું મેલી મન

હજારો બુલબુલોના હૈયે મારે જાગી ઊઠ્યા કંઠ.
હજારો અરમાનોના મૂરની ધારે છલકી પડે છંદ;
વાણીના જોબનનાં ઘોડાપૂર
વેગીલાં દોડતા ગાંડાતૂર
હાં રે દો ભરની ચડે
ગોરંભે તો આભની અડે
સોળ કળાએ આભમાં ઊગે પૂનમ કેરો ચંદ
ઊછળી પડે ઉર અધીરો આગમનો આનંદ
સાત સ્વરોની સામટે રાગે ગાજે મનમાં વન-ગાવા દો૦

પિનાકિન્ ઠાકોર

## ફૂલ દેખીને

ફૂલ દેખીને તમે ગાંડા થનારા,
કરો એવું તમોથી ફૂલ પોતે થાય ગાંડું.

મકરન્દ દવે

# ઈંગ્લંડમાં હોમાએલો હિંદનો બલિ

[સ્વાતંત્ર્યના શહીદોની લેખમાળાનો ૧૩મો હપ્તો]



૧૯૦૫માં લૉર્ડ કર્ઝને પાડેલા બંગાળાના ભાગલાથી જ્યારે દેશ આખો ખળભળી ઊઠ્યો હતો ને ક્રાંતિયજ્ઞના મંડાણ થઇને એક પછી એક દિવ્ય આહુતિઓ તેમાં પડતી હતી તે જ અરસામાં ખુદ ઈંગ્લંડમાં પણ એ વિપ્લવની જ્વાળાઓ પહોંચી ગઈ હતી. ઇંગ્લંડમાંની એ ચળવળનાં મંડાણ કરવાનું તથા તેને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરી તેને પોષવાનું માન ગુજરાતના તેજસ્વી રત્ન શ્રી શ્યામજી કૃષ્ણ વર્માને ફાળે જાય છે. હિંદમાં દેશી રાજ્યની ખટપટો તથા પ્રપંચોથી કંટાળીને ને હિંદના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સક્રિય ફાળો આપવો ઇંગ્લંડમાં રહીને વધુ સુગમ પડશે એમ માનીને તે ઇંગ્લંડ ગએલા. અને જે કાળે સંપૂર્ણ સ્વરાજ્યનું નામ ઉચ્ચારતાં પણ ભલભલા નેતાઓ ડરતા હતા તે કાળે, બ્રિટિશ સત્તાથી સંપૂર્ણ અલગ એવા સ્વાતંત્ર્યની હિંદના ધ્યેય તરીકે તેમણે ઘોષણા કરી; એટલું જ નહિ પણ તેના પ્રચાર માટે ૧૯૦૫માં 'ઇંડિયન સોશિયૉલૉજિસ્ટ' નામનું તીખું પત્ર શરૂ કર્યું. વળી ઉદ્દામ મતના આ પ્રસાર સાથે તેમણે તેવા મતવાળાઓનું સંગઠન કરવા 'હોમરૂલ સોસાયટી' નામની સંસ્થા પણ સ્થાપી. અને ઇંગ્લંડમાં અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓને રંગભેદને કારણે રહેવા કરવાની જે અડચણ પડતી હતી તે દૂર કરવા તથા ગરીબ વિદ્યાર્થીઓ ઓછે ખર્ચે રહી શકે તે માટે તેમણે 'ઇંડિયા હાઉસ'ની સ્થાપના કરી. જે ક્રાંતિકારી ચળવળે ૧૯૦૬થી ૧૦ સુધી અંગ્રેજ સત્તાને હચમચાવી નાખી તેનું મુખ્ય કેન્દ્ર આ 'ઇંડિયા હાઉસ' જ થઈ પડેલું.

શ્યામજી કૃષ્ણ વર્માનું મુખ્ય કાર્ય ઇંગ્લંડમાં ભણવા આવતા હિંદી વિદ્યાર્થીના વિચારોમાં ક્રાંતિ કરવાનું હતું; અને પોતાના પત્ર દ્વારા તેમણે એવો તો જ્વાળામાળી પ્રચાર કરવા માંડ્યો કે થોડા જ વખતમાં અંગ્રેજ અધિકારીઓની આંખમાં તે ખૂંચવા લાગ્યું. એવામાં ૧૯૦૬માં શ્યામજી કૃષ્ણ વર્માની ફાંટેથી એક શિષ્યવૃત્તિ મેળવી વિનાયક દામોદર સાવરકર બૅરિસ્ટરીના અભ્યાસ માટે ઇંગ્લંડ આવી પહોંચ્યા. સાવરકરના આવવાથી ત્યાંની ક્રાંતિકારી ચળવળમાં ખમણું જોર આવ્યું. એમણે ત્યાં આવીને 'અભિનવ ભારત' નામની સંસ્થા સ્થાપી. મૂળે મહારાષ્ટ્રમાં શરૂ કરેલી આ સંસ્થાનાં ધ્યેય પ્રજાસત્તાક અને સશસ્ત્ર ક્રાંતિ હતાં. શ્યામજી કૃષ્ણ વર્મા જે ધ્યેયનો 'ઇંડિયન સોશિયૉલૉજિસ્ટ'માં પ્રચાર કરતા તે ધ્યેયને મૂર્ત કરવા, તે માટે કંઈક કાર્ય કરી બતાવવા યુવાનો તત્પર થઈ રહ્યા હતા, અને તેમને કેવળ શબ્દો નહિ પ્રત્યક્ષ કાર્ય જોઈતું હતું. અને સાવરકરે તેમને તે પૂરું પાડ્યું. દર રવિવારે 'ઇંડિયા હાઉસ'માં ભરાતી 'અભિનવ ભારત'ની સભાઓ થતાં ઉપરાંત બંદૂકની તાલીમ ને બૉંબનું પ્રત્યક્ષ શિક્ષણ પણ અપાવા લાગ્યું. એવામાં હિંદી ક્રાંતિકારીઓમાં આગળપડતું સ્થાન ભોગવનાર લાલા હરદયાળ પણ તાજા જ એમ. એ. થઇને ત્યાં આવી પહોંચ્યા અને થોડા જ વખતમાં તે પણ અડગ ક્રાંતિકારી બન્યા. આમ સાવરકર અને હરદયાળની એ સેંગ્રેસ્ટી જોડીને લીધે એ કાળે લંડનનું વાતાવરણ એવું તો ક્રાંતિમય રહેવા લાગ્યું કે લંડન આવતા હિંદી વિદ્યાર્થીઓ પોતાની લૌકિક ને કૌટુંબિક આશા-આકાંક્ષાઓ ટેમ્સ નદીમાં પધરાવી દઇને



# મદનલાલ ધીંગરા

સ્વાતંત્ર્ય-જંગ માટે પ્રતિજ્ઞાબદ્ધ બનતા. કેમકે ઇંગ્લંડ આવતા ઘણાખરા હિંદી વિદ્યાર્થીઓ 'ઇંડિયા હાઉસ'માં જ ઊતરતા અને પાછા ફરતી વખતે 'અભિનવ ભારત'ના સભ્ય થઇને જ બહાર નીકળતા !

વળી ઇંગ્લંડ તે સમયે ફક્ત હિંદી ક્રાંતિકારીઓનું જ નહિ, પણ આયર્લૅન્ડના વિપ્લવવાદીઓ અને રશિયાના નિહિલિસ્ટોનું પણ મુખ્ય થાણું હતું. 'સમાનશીલેષુ વ્યસનેષુ સખ્યમ્' એ ન્યાયે આ ત્રણે દેશના ક્રાંતિકારીઓ વચ્ચે સબંધ બંધાતા વાર ન લાગી. પરસ્પર માત્ર વિચારોની જ નહિ પણ બૉંબ, પિસ્તોલો આદિ હથિયારો વગેરેની પણ આપલે થવા લાગી. પણ એ સૌમાં, ગુપ્ત ક્રાંતિકારી સંસ્થા ચલાવવી, રાજદ્રોહાત્મક ભાવ ઉત્પન્ન થાય તેવા સાહિત્યનો પ્રચાર કરવો, અમલદારો પર હુમલા કરવા, બૉંબ બનાવવા ઇત્યાદિ બાબતોમાં રશિયન 'નિહિલિસ્ટો' જ બધાના અગ્રેસર હતા. તેમની પાસેથી જ આયર્લૅન્ડ તથા હિંદના ક્રાંતિકારીઓએ તે વિદ્યા ગ્રહણ કરી. બંગાળમાંથી બારીન્દ્રકુમાર ઘોષે મોકલેલા હેમચન્દ્ર દાસ પણ આ નિહિલિસ્ટો પાસેથી જ બૉંબવિદ્યા શીખી ગએલા.

'અભિનવ ભારત'ના આંતરમંડળ અને બહિર્મંડળ એવા બે ભાગ હતા. બહિર્મંડળ સભાઓ તથા ઉત્સવ જેવાં જાહેર કાર્યો કરતું. તેમાં ગુરુ ગોવિંદસિંહ, શિવાજી ઇત્યાદિની જયંતી નિમિત્તે રાષ્ટ્રીય કાર્યક્રમો ઉજવાતા. પણ તે સૌમાં ૧૯૦૮ની ૧૦મી મેના રોજનો ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામની અર્ધશતાબ્દીના ઉત્સવનો કાર્યક્રમ ખૂબ શાનદાર થયો. એ જ વખતે અંગ્રેજો પોતાના વિજયદિન તરીકે જ્યુબિલિ ઊજવવાના હતા, તેના જવાબમાં ઉજવાએલો આ કાર્યક્રમ એવો તો વગાસ્ત્ર જેવો કે તેથી આખું લંડન ધમધમી ઊઠ્યું. તે દિવસે '૫૭ના વીરોનું શ્રદ્ધાપૂર્વક અભિવાદન કરવામાં આવ્યું. 'O! Martyrs'

નારાની પત્રિકા હજારોની સંખ્યામાં વહેંચાઈ, હેમ ભાષણો થયા, અને અનેક સ્ત્રીપુરુષોએ ૧ માસ સુધી સત્તાવનના શહીદોના સ્મૃતિમાં કોઈક કડક વ્રત લેવાની પ્રતિજ્ઞાઓ લઈને તે માટે ખાસ તૈયાર કરેલી વીરસ્મૃતિ-મુદ્રા છાતી પર ધારણ કરી. આ માટે ઘણા વિદ્યાર્થીઓને પાછળથી સહન પણ કરવું પડયું. કેટલાકને સ્કૉલરશિપો ગુમાવવી પડી અને કેટલાકને અભ્યાસ સુદ્ધાં છોડી દેવા પડયાં. પણ કોઈ પોતાના નિશ્ચયમાંથી ડગ્યું નહિ.

અભિનવ ભારતના આંતર-મંડળે પ્રત્યક્ષ પિસ્તોલો ભેગી કરવી, બૉમ્બ બનાવવા ઈત્યાદિ કામો શરૂ કરી દીધાં. સેંકડો બ્રાઉનિંગ પિસ્તોલો પારીસ આદિ ઠેકાણેથી ખરીદાઈ ગુપ્તરીતે હિંદ મોકલાવા માંડી. બૉમ્બ રસ્તામાં ફૂટવાની બીક હોવાથી તેની 'ફૉર્મ્યૂલા' જ હિંદ મોકલાઈ અને બારીન્દ્રકુમારે તો એવી એક ફૉર્મ્યૂલા 'યુગાંતર' પત્રમાં આલેખ સાથે પ્રકટ પણ કરી નાખી!

દરમ્યાન હિંદમાં અંગ્રેજ સરકારે જે વ્યાપક જુલમો કરવા માંડયા તેથી લંડનમાંના હિંદી ક્રાંતિકારીઓમાં તીવ્ર અસંતોષ પેદા થવા લાગ્યો. બંગભંગ વખતે સરમારે કરેલું દમ દમન, માણિકતોલા બૉમ્બ કેસ, ખુદીરામ બોઝ, કનૈયાલાલ તથા સત્યેન્દ્રનાથ જેવા વીર ક્રાંતિકારીઓને ફાંસી ઈત્યાદિના ખબરો જેમજેમ ઈગ્લંડ આવવા લાગ્યા તેમતેમ ક્રાંતિકારીઓનો ક્રોધ અમર્યાદ બનતો ગયો. આખરે એ તીવ્ર અસંતોષનો જ્વાળામુખી ૧૯૦૯ના જુલાઈની ૧લીએ ફાટયો. એ દિવસે હિન્દી કચેરીમાં ભારતમંત્રીના સલાહકાર તરીકે કામ કરતા સર કર્ઝન વાઈલીનું લંડન શહેરમાં જ મદનલાલ ધીંગરા નામના પંજાબી જુવાનને હાથે ખૂન થયું!

**મ**દનલાલ ધીંગરાનો જન્મ પંજાબના અમૃતસર જિલ્લામાં એક શ્રીમંત પંજાબી ક્ષત્રિય કુટુંબમાં થયો હતો. જન્મથી જ તે પોતાના ઘેલેશીલ, મસ્તીખોર સ્વભાવ તથા કુશાગ્ર બુદ્ધિમત્તા માટે પ્રખ્યાત હતો. બી. એ. પાસ થયા પછી તેણે આઈ. સી. એસ.ની પરીક્ષા માટે ઈગ્લંડ જવાનું નક્કી કર્યું, અને ૧૯૦૬માં એક આગબોટ ઉપર મજૂર તરીકે નોકરી કરી સ્વપ્રયત્ને ઇગ્લંડ ગયો. તે વખતે તેની ઉંમર ૨૧ વર્ષની હતી અને લગ્ન થએલું હોઈ તેને એક પુત્ર પણ હતો. તેના બે ભાઈઓ પણ તે વખતે ઈગ્લંડમાં હતા.

ઈગ્લંડ આવ્યા પછી શ્યામજી કૃષ્ણ વર્મા, સાવરકર, હરદયાળ આદિ જોડે તેને પરિચય થયો ને તેનામાં સ્વાતંત્ર્ય ભક્તિ જાગૃત થઈ ઊઠી. સિવિલિયન થઈને સરકારી નોકરી કરવી યા પૈસા કમાવાના ધ્યેયને બદલે દેશને સ્વતંત્ર કરવા પોતાના સર્વસ્વનું બલિદાન આપનારો તેણે સંકલ્પ કર્યો અને તે 'અભિનવ ભારત'નો સક્રિય સભ્ય બની ગયો. ૧૮૫૭ના અર્ધશતાબ્દી ઉત્સવમાં પણ તેણે આગળ-પડતો ભાગ લીધો હતો ને તે પ્રસંગના પેલી ખાસ 'વીર-મુદ્રા' કોટ પર ધારણ કરી તે કૉલેજમાં ગએલો. તે મુદ્રા જોઈ તેના કેટલાક અંગ્રેજ મિત્રોએ તેને એ બીજને દૂર કરવાનો પ્રયત્ન કરતાં જ એ ભાવનાશાળી જુવાન એટલો તો ઉશ્કેરાઈ ગએલો કે ખિસ્સામાંથી છરો કાઢી તેમના પર તૂટી પડેલો!

છતાં ધીંગરાનો પ્રવેશ 'અભિનવ ભારત'ના ક્રાન્તિ મંદિર-મંડળમાં જ થએલો. આંતર-મંડળમાં દાખલ થવાની તેની ઉત્કટ ઇચ્છા હતી, પણ તેની રહેણીકરણી તદ્દન પાશ્ચાત્ય પદ્ધતિની હોવાથી તથા તેનો સ્વભાવ લહેરી અને વૃત્તિ શૃંગારવિહાર કરવાની હોવાથી સંસ્થાના બીજા સભ્યો તેને આંતરમંડળમાં લેવાની વિરુદ્ધ હતા. પણ એ ભભકાદાર પોશાક ને લહેરી સ્વભાવની પાછળ રહેલ દેશ-... સાવરકરે પિછાન્યું ને તેમનો તેના પર વિશ્વાસ બેઠો.

[illegible] લેવાનું ઠરાવ્યું. એક દિવસ સાવરકર અને મદનલાલ વાતો કરતા બેઠા હતા, ત્યાં સાવરકરે એક અણીદાર સોયો ખિસ્સામાંથી બહાર કાઢયો અને મદનલાલને તેનો હાથ લાંબો કરવા કહ્યું. મદનલાલે બિલકુલ થડક્યા વગર તેમ કર્યું. તરત જ સાવરકરે તે સોયો તેના હાથની આરપાર પરોવી દીધો! હાથમાંથી લોહીનો ફુવારો છૂટયો, પણ મદનલાલના મોઢામાંથી એક સિસકારો પણ ન નીકળ્યો!

બંગભંગ પછી આવેલા રાષ્ટ્રીય ક્રાંતિના જુવાળ દરમ્યાન જ્યારે અંગ્રેજ સત્તાના જુલમો મર્યાદાની હદ ઓળંગી ગયા ને દેશભાઈઓ પર થતા એ અનન્વિત અત્યાચારના હૃદયભેદક ખબરો જેમજેમ રોજ-બ-રોજ ઈગ્લંડ આવવા લાગ્યા, તેમતેમ ઈગ્લંડમાંના હિંદી ક્રાંતિકારીઓના ક્રોધનો પારો ઊંચે ને ઊંચે ચડતો ગયો. આખરે તેમણે આ અત્યાચારોનો સક્રિય વિરોધ કરવાનું ઠરાવ્યું અને તે માટે હિંદમાંની બ્રિટિશનીતિનું નિયમન કરતા સર કર્ઝન વાયલીનું ખૂન કરવાનું નક્કી કરવામાં આવ્યું. સર કર્ઝન વાયલી લંડનમાંની 'ઇન્ડિયા ઑફિસ'માં કાયમી સલાહકાર હતા. ઈગ્લંડમાંના ભારત-મંત્રી(સેક્રેટરી ઑવ્ સ્ટેટ) તો દરેક નવું પ્રધાનમંડળ બદલાય તે સાથે બદલાતા; પણ હિંદુસ્તાનના સર્વ કારભારનાં સૂત્રો તો ત્યાંના કાયમી અધિકારીઓના હાથમાં જ રહેતા. અને તેમાં સર કર્ઝન વાયલી મુખ્ય હતા. તેમણે હિંદમાં વીસ વર્ષ સુધી નોકરી કરેલી હોઈ ઈગ્લંડમાં તે સારી પેઠે પ્રખ્યાત હતા. મૂછનો દોરો પણ ન ફૂટયો હોય એવા જે સેંકડો જુવાનોને હિંદમાં અમાનુષ શિક્ષાઓ થતી હતી તેને માટે એ કર્ઝન વાયલીની નીતિ જ જવાબદાર હોવાનું મનાતું. વળી ઈગ્લંડ આવતા હિંદી વિદ્યાર્થીઓ અંગ્રેજોના સહવાસમાં રહી હિંદીપણું ભૂલી જાય તે માટે પણ તેઓ અવિરામ પ્રયત્નો કરતા. આથી ક્રાંતિકારી જુવાનોએ એ સર કર્ઝન વાયલીનો કાંટો કાઢી નાખવાનું ઠરાવીને તે કાર્ય મદનલાલને સોંપ્યું.

હિંદી વિદ્યાર્થીઓનાં મનમાં અંગ્રેજ પ્રજા પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થાય એ હેતુથી કર્ઝન વાઇલીએ એવી કેટલીક ક્લબો કાઢી હતી જેમાં અંગ્રેજો ને હિંદીઓ ભેગા મળીને આનંદપ્રમોદ તથા ચર્ચા કરતા, અને હિંદી વિદ્યાર્થીઓને ત્યાં આમંત્રીને 'ઇંડિયા હાઉસ'માં ન જવાનો ઉપદેશ આપતા. કર્ઝન વાઈલી હિંદમાં હતા ત્યારથી મદનલાલના પિતા સાથે તેમને મિત્રાચારી હતી, એટલે મદનલાલને તો પોતાના મિત્રના પુત્ર તરીકે તે ઘણી વાર એવી પાર્ટીઓમાં આમંત્રણ આપતા, અને મદનલાલ પણ છૂટથી તેમાં ભાગ લેતો. આથી કર્ઝન વાઇલીને મદનલાલ વિષે જરા પણ શંકા આવ્યો નહોતો.

વાઈલીના ખૂનની કામગીરી માથે લીધા પછી બીજે જ અઠવાડિયે મદનલાલને વાઇલી તરફથી આમંત્રણ આવ્યું. ઈ. ૧૯૦૯ના જુલાઈની ૧લીએ ઈમ્પીરિયલ ઇન્સ્ટીટ્યૂટમાં થનારા ઇંડિયન નૅશનલ એસોસીએશનના વાર્ષિક સમારંભમાં હાજર રહેવાનું એ આમંત્રણ હતું. ખિસ્સામાં ૬ બારની પિસ્તોલ અને કોટમાં રક્ષા કરવાનો આખરી બચાવનામાનો કાગળ લઈને તે પાર્ટીમાં ઊપડયો. ત્યાં જઈને હમેશની માફક તેણે વાતચીત, ચર્ચા ને વિનોદ કરવા માંડયાં. એ આખો યે સમય મદનલાલનું વર્તન એવું શાંત હતું, તેના મુખની રેખાઓ એવી સ્વસ્થ હતી કે કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે કે થોડી જ વારમાં તે એક ભયંકર કૃત્ય કરવાનો હતો. એટલામાં સર વાઇલી સમારંભના સ્થાને આવી પહોંચ્યા. થોડી વારે મદનલાલ ઊઠયા ને થોડીક ખાનગી વાત કરવાની છે એમ કહી વાઈલીને જરા બાજુ પર લઈ ગયો; અને આંખના પલકારામાં તો ખિસ્સામાં

પણ તેના આખા નવા આવનારા–પ્રતાપવાન પોશાક પહેરાવ્યા હોય તેમ લાગે છે. તારા ચિત્ર 'સર્વનાશ'માં માત્ર પીંછીના થોડા લસરકા છે. નથી અલંકાર કે નથી આભૂષણ, તોપણ વૃદ્ધના ચહેરા પર સર્વનાશનો કેવો સચોટ ભાવ છે! તેનાં આંગળાં તો એવાં ચિતરાયાં છે કે માત્ર તે જ સર્વનાશ બતાવવા માટે પૂરતાં છે. મારામાં એ શક્તિ નથી. મને એવા કોઈ મહાન ચિત્રના ચિતારા થવાની મહેચ્છા છે.'

'એ ઇચ્છા પૂર્ણ થશે.'

'ક્યારે? અશક્ય, તદ્દન અશક્ય. એ ઇચ્છા કદી પૂર્ણ નહિ થાય.' કાત્યાયન ધીમો પડ્યો અને તદ્દન મંદ સ્વરે તેણે કહ્યું, 'સુબાહુ, મારે ખાતર એક કામ ન કરે? મારે નામે એક સુંદર ચિત્ર દોરી ન આપે?' અને તે સુબાહુના મુખ તરફ આશાભરી મીટ માંડી રહ્યો.

'ઓહો! એમાં શું? જરૂર.'

'પણ સહાયકો જાણશે તો?'

'રાત્રીના સમયે આપણે ચિત્ર તૈયાર કરીશું. તે વખતે સહાયકો નહિ હોય. દિવસે તે ચિત્ર પર થોડી સજાવટ તું કરજે. રાત્રે હું તે પૂર્ણ કરીશ.'

ધબકતા હૈયામાં ઊંડા શ્વાસ ભરતો કાત્યાયન આનંદસાગરમાં ઝૂલવા લાગ્યો.

રાત્રીના ઘેરા વાતાવરણમાં બે ચિતારા ગુફામાં કામ કરતા હતા. કોડિયું હાથમાં ધરી કાત્યાયન સુબાહુની પાસે ઊભોઊભો ચિત્ર પર પ્રકાશ પાડતો હતો. સુબાહુ પીંછી ચલાવતો ગયો. પાછળ, કાત્યાયન અનિમેષ ઊભો રહી જોતો રહ્યો. સુબાહુએ સિદ્ધાર્થના ગૃહત્યાગનો વિષય લીધો. સહેજ ઢળેલું મનોહર મુખારવિંદ ચીતર્યું અને તેના પર ચિંતવન અને કરુણાના ભાવો પ્રકટ કર્યા. એક હાથમાં કમળ આપ્યું અને તેમાં નીલો રંગ પૂર્યો.

'સુબાહુ, કમળમાં નીલો રંગ કેમ પૂર્યો? ગુલાબી રંગ વધુ ખીલી ઊઠત.' કાત્યાયને સહેજ ફેરફાર સૂચવ્યો.

'કમળમાં ગુલાબી રંગ પૂરવાથી ઊલટી ચિત્રમાં ખામી આવશે, કાત્યાયન. ગુલાબી રંગ મોહ અને આનંદનો નિર્દેશક છે પણ પાત્રનો ચહેરો વિષાદ ભરપૂર છે. નીલો રંગ ગંભીર અને કરુણાનું વાતાવરણ બતાવે છે.'

આ વાત ચાલતી હતી એવામાં સુબાહુએ રંગમાં પીંછી બોળીને ત્વરિત ગતિએ એક જ લસરકે બંને આંખ પરની ભ્રમર દોરી દીધી.

'વાહ! ધન્ય, ધન્ય સુબાહુ!'

'મારાં વખાણ કર્યાં કરીશ કે ચિત્ર કેમ દોરાય છે તે જોઈશ?'

'સુબાહુ, આટલું સુંદર ચિત્ર શું ખરેખર તું મારે નામે ચડાવીશ?'

'કાત્યાયન, દાન દેવું તો અમૂલ્યનું-ઉત્તમોત્તમનું જ દેવું. તારા નામે ચિત્ર ચડાવું તો તે ભવ્ય-જેનો જગતમાં જોટો ન મળે એવું હોવું જોઈએ. અલ્પજીવી ચિત્ર તને આપી મારે પામર નથી થવું.'

'પણ સુબાહુ, કદાચ આ વાત તારાથી જ બહાર પડે તો?'

'મારામાં વિશ્વાસ મૂક, કાત્યાયન: એક વખત હું બોલ્યો છું કે ત્રણે કાળમાં પણ નહિ ફરું. સુબાહુ વાત કરે ને તેનો મિત્ર શરમાઈ નીચું જુએ? કદી નહિ. કાત્યાયન, જિંદગીના છેલ્લા શ્વાસ સુધી સુબાહુના મુખમાંથી તે વેણ નહિ નીકળે તેની તું ખાત્રી રાખજે.'

પાછળ કાત્યાયન મૂઢ જેવો ઊભો હતો. તેણે કોડિયાની જ્યોત મોટી કરી. જાણે અંતરથી કહેતો હોય, 'તારી કીર્તિજ્યોત આમ વધો.'

સવાર થવા આવ્યું. ચિત્રમાં હવે ખાસ કાંઈ બાકી નહોતું. માત્ર કુદરતની ઝીણીઝીણી ભાતો ઉપસાવવાની હતી. કાત્યાયનના મોં પર 'ચિત્રનું સૌંદર્ય હણનાર કોઈ તત્ત્વ જણાય છે?' પ્રશ્નનો ઉત્તર પ્રશ્નથી ગાજ્યો.

'ત્યારે ભગવાન અવલોકિતેશ્વરનું ચિત્ર સંપૂર્ણ થયું છે. લે તારો હાથ લંબાવ, હું એનું દાન તને કરી દઉં.'

'આવા અમૂલ્ય દાનના પ્રસંગે અહીં કોઈ સાક્ષી નથી. તારી કીર્તિ કેમ વધશે?' કાત્યાયને કહ્યું.

'આ દીવો સાક્ષી છે ને?'

'નિર્જીવ સાક્ષી ન હોઈ શકે.'

'પણ સતેજ-નિર્જીવ છે. લાવ તારો હાથ.'

સુબાહુ ભગવાન અવલોકિતેશ્વર પર નજર માંડી બોલ્યો: 'પ્રભુ, દાન દઉં છું, તેનું મને અભિમાન ન હો. કદી પણ એનો કર્તા હું છું એવો અહંભાવ મારામાં ન આવો. આ ગુપ્ત કર્તવ્યની કથાનો એક કણ પણ બહાર ન લાવી શકું એવી મને, હે પ્રભુ, શક્તિ આપો. કાત્યાયન લે...' પણ વાક્ય પૂરું થાય તે પહેલાં તો ગુફા બહાર દૂર-દૂરથી 'બાપુ, બાપુ' એવો ધીમો અવાજ સંભળાયો. બંનેએ કાન માંડ્યા. અવાજ પાસે આવતો લાગતો હતો.

'કાત્યાયન...'

'કોઈ આ બાજુ આવતું હોય એમ લાગે છે.'

'શું મૂઢ જેવો ઊભો છે. લે...'

ત્યાં તો 'બાપુ! બાપુ!' કહેતો હાથમાં રાખેલી જ્યોતને બહારના પવનથી બચાવતો સુબાહુનો પુત્ર નંદ હાંફતોહાંફતો અંદર આવ્યો અને ગભરાયેલા સ્વરે બોલ્યો, 'ત્રિશલાબહેનને જૂના વડ આગળ ફરતી નાગણે ડંસ દીધો.'

'હેં...?' કહેતો સુબાહુ દોડ્યો અને એ અંધારી રાતે ટેકરી ઊતરી પાછળ આવતા નંદની પણ દરકાર ન રાખતો ગયો. તેની વહાલી પુત્રી ત્રિશલાનું શું થયું હશે એ જ તેની ચિંતા હતી.

કાત્યાયનને ભય પેઠો: 'કદાચ આ નંદ અવલોકિતેશ્વરનું ચિત્ર સુબાહુથી દાનમાં અપાતું જોઈ તો ન ગયો હોય?'

સુબાહુ ઘેર આવ્યો ત્યારે ત્રિશલાને લહેરો આવતા હતા. સુબાહુ તેને જાગૃત રાખવા પ્રયત્ન કરી રહ્યો. તેની પત્નીએ ત્રિશલાના મોં પર પાણીની છાલકો મારવી શરૂ કરી.

'આવી અંધારી રાતે ગારુડી પણ ક્યાં મળે?'

'હમણાં થોડા દિવસ પર ગારુડી ગામમાં ફરતો હતો ખરો.'

'તે નાગને લઈ ગયો ત્યારથી જ નાગણ ક્રોધે ભરાઈ છે. જ્યાં-ત્યાં રખડ્યા કરે છે અને ફૂંફાડા મારે છે.'

ત્યાં તો નંદ અને કાત્યાયન આવી પહોંચ્યા. સુબાહુએ કાત્યાયન સામે જોઈ કહ્યું, 'આ ઝેર ઉતારનાર કોઈ મળે?'

'જરા નહીં. સુબાહુ, તારો ઉપકાર માનું...' તે અટકી ગયો. તેને પોતાને જ ગુપ્ત વાત ઉઘડતી લાગી 'તે દિવસે જે ગારુડી આવ્યો હતો તે બીજે દિવસે નાગનો મહોરો આપી ગયો હતો. હમણાં લાવું છું.'

દોડતા ઘેર જઈ મહોરો લઈ આવી કાત્યાયને ત્રિશલાના પગે દંશ આગળ દાબ્યો. મહોરો ચોંટી ગયો. કાતિલ વિષ ચુસાવા લાગ્યું. વિષની શક્તિ ઊતરતાં ત્રિશલાએ નયન ખોલ્યાં: 'બા...બાપુ...'

'ત્રિશલા!' બંને પતિપત્ની ગદ્ગદ કંઠે થઈ ગયાં. બંનેએ પુત્રીના શરીર પર હાથ ફેરવ્યા. 'કાત્યાયન, તેં અમારી પુત્રી બચાવી. યમના પાશમાંથી તું છીનવી લાવ્યો.' કાત્યાયન નતમસ્તક બેસી રહ્યો.

'કાત્યાયન, મહોરો લાવ્યો?' સુબાહુએ આનાદત થઈ પૂછ્યું.

'સુબાહુ, મહોરો મળતો નથી. ઘણો શોધ્યો. માટે જ આટલો સમય ગયો ને?'

'ભાઈ, તું જલદી પાછો જા. શોધ કર. મારા પુત્રના પ્રાણ ....'

કાત્યાયન ચાલી નીકળ્યો.

પળપળનો હિસાબ ગણાવા લાગ્યો. પણ કાત્યાયન ન ફર્યો. કીમતી સમય તંગ પણછમાંથી છૂટેલા તીરની માફક વહે જતો હતો. નંદની જિંદગી સમયના પ્રવાહથી ધોવાની જતી હતી.

મહોરો લેવા ગએલા ઘણા મનુષ્યો ખાલી હાથે પાછા ફર્યા ત્યારે નંદનું મસ્તક પત્નીને આપી સુબાહુ જાતે દોડ્યો. 'કાત્યાયન મહોરો મળ્યો કે નહિ?'

'શોધું છું. કોણ જાણે આવે સમયે જ એ ક્યાં ગયો!'

'શોધ, શોધ. મારા પુત્રને બચાવ.'

'ભાઇ, મારાથી બનતું તો કરું છું.'

'નંદની જીવનદોરી તારા હાથમાં છે.'

'હા. તું નંદને સંભાળ હું આવું છું.'

મિત્ર પર વિશ્વાસ મૂકી સુબાહુ ઘેર ગયો. નંદની સ્થિતિ ગંભીર બનતી હતી. કીમતી હીરા સાટે પણ ન વેચાતો સમય મૂગફાળે દોડ્યો કાત્યાયનને ત્યાં. 'ભાઈ સાવ મહોરો, મારો પુત્ર ચાલ્યો. મારા પુત્રના સમયે જ તારો મહોરો ખોવાયો! મારું કાત્યાયન, મહોરો નથી મળતો?... નથી મળતો? નંદ..., નંદ, જશે જ? કાત્યાયન ...' પિતા આક્રંદ કરી ઊઠ્યો.

'સુબાહુ, ગભરા નહિ હું શોધું છું.'

'મારા પુત્રના મૃત્યુ વખતે હું ન ગભરાઉં? આ ચાલ્યો; ચારે યમદેવના બાહુપાશ લંબાઈ રહ્યા છે. કાત્યાયન સાવ મહોરો કદાચ મશ્કરી કરતો હોય. આ તેને માટે સમય નથી. કાત્યાયન. કાત્યાયન!' કાત્યાયનના પગ પકડી સુબાહુ વીનવતો રહ્યો.

'હું મશ્કરી કરું? તારો મારા પર મહાન ઉપકાર છે. નંદ તે તારો શું મારો પણ પુત્ર છે. તું જા. હું મહોરો શોધીને આવું છું યમના ક્રૂર પાશમાંથી હું નંદને બચાવીશ. જા, હું આવું ત્યાં સુધી નંદને ન દઇશ. જાગતો રાખજે.' સુબાહુ ભારે હૈયે દોડતો ઘર તરફ ચાલ્યો.

જ્યારે ઘરના ઉંબરામાં પગ મૂક્યો ત્યારે ત્યાંનું દૃશ્ય જોતાં તેનો સાદ ફાટી ગયો. 'બેટા નંદ, નંદ ...'

લીલા કુંવર રંગનું શરીર નિશ્ચેષ્ટ પડ્યું હતું અને મોં પર બાઝ્યું હતું.

હરીશ મં. સં

**પારો** (અનુસંધાન પૃ. ૨૪૯થી ચાલુ)

રસકપુરના દ્રાવણમાં પોટાશિયમ સલ્ફોસાયેનાઇડનું દ્રાવણ નાખવાથી મર્ક્યુરિક સલ્ફોસાયેનાઈડ બને છે. આ પદાર્થને જરા ગુંદર અને પાણી સાથે મેળવી તેની ટીકડીઓ બનાવાય છે. આ ટીકડીઓને સળગાવવાથી ખૂબ રાખ પેદા થાય છે અને તેમાંથી સર્પ જેવો આકાર નીકળે છે. દિવાળીના તહેવારોમાં દારૂખાનામાં આવા સાપ બાળકો સળગાવે છે. પણ આ સાપ બનતા હોય ત્યારે, ઝેરી હવા પેદા થાય છે, માટે સાવચેતીથી કામ લેવું.

પારાના કેટલાક સંયોજનોના રંગનો ઉલ્લેખ પણ અસ્થાને નહિ ગણાય. રસકપુરના દ્રાવણમાં કૉસ્ટિક સોડાનું દ્રાવણ ઉમેરી તૈયાર કરેલો મર્ક્યુરી ઑક્સાઈડ રંગે પીળો હોય છે; પારાને હવામાં અમુક ઉષ્ણતાએ ગરમ કરી તૈયાર કરેલો મર્ક્યુરી ઑક્સાઈડ રંગે લાલ હોય છે. પીળા ઑક્સાઇડને ગરમ કરવાથી તે લાલ બની જાય છે. એ જ રીતે કાળો મર્ક્યુરી સલ્ફાઈડ પણ લાલ બને છે. આ ફેરફાર શાથી થાય છે તેનું કારણ હજી સમજાયું નથી.



**કસોટીના જવાબ :** (૧) ... ૮ આના. (૨) ચિત્રમાં ... તાવ્યા પ્રમાણે (૩) ૯૯ + $\frac{9}{9}$ (... ૨૬૬ પાનાં. (૫) ૧૨૧૬ (૬) ... વટનો વિક્રેતા નફો કરવા ... હરીફો દૂર થવા જોઈએ. તે મા... ૯૯ ફુરી રમાની જોઈએ. (... (૬) રાણી વિક્ટોરિયા. (... માણસની જિંદગી. (ગ) તે ૧... નથી પણ બંગાળમાં ગંગાના મુખ આગળ આવેલો ડેલ્ટાનો ફળદ્રુ... પ્રદેશ છે. (ઘ) વિલિયમ બૂથ. (ચ) કલાઇ. (છ) એક જ વાર. ૧... ની બેળગાંવ કૉંગ્રેસ વખતે. (જ) ૧૩ લાખ માઈલ. (ઝ) જાંબુડિયો, વાદળી, આસમાની, લીલો, પીળો, નારંગી ને લાલ. (ટ) સ્ટૉ... હોમ (સ્વીડન), ઑસ્લો (નોર્વે), હેલ્સિન્કી (ફિન્લૅન્ડ). (ઠ) કૉકેશસ... આવેલો માઉન્ટ એલ્બ્રસ, ૧૮૫૨૬ ફૂટ.

# ...યુક્ત મુદ્રાઓ

આપણા પ્રાચીન નાટ્યશાસ્ત્રનો પરિચય આપતી લેખમાળા: હપતો ૨૪મો

લેખક
ધીરેન્દ્ર પ્રિયદર્શી

આપણાં ભારતીય નૃત્યો આપણે જોઈએ છીએ તો ઉમંગથી; પણ તેમાં આવતી હાથની વિવિધ મુદ્રાઓમાં, તેની લાવણ્યભરી હીલચાલોના રસ ઉપરાંત વિશેષ સૂઝ આપણને પડતી નથી. પણ એ મુદ્રાઓ એક પ્રકારની મૂક ભાષા જ છે. તેની દરેકની પાછળ અનેક અર્થ રહેલા હોય છે ને તેની હીલચાલો દ્વારા નૃત્યની સાથોસાથ અમુક કથા પણ કહેવાતી જતી હોય છે. એ મુદ્રાઓના બે પ્રકાર છે: 'અસંયુક્ત' ને 'સંયુક્ત.' ગયા હપતામાં એવી અસંયુક્ત–એટલે કે એક હાથની મુદ્રાઓનાં ચિત્રો તેના અર્થ સાથે આપ્યાં હતાં. આ હપતામાં સંયુક્ત એટલે કે બંને હાથે રચાતી મુદ્રાના અર્થ તેનાં ચિત્રો સાથે આપ્યા છે.

ચિત્રકાર: ગૌતમ



ઉપર: અંજલિ મુદ્રાના વિનિયોગનું અને વક્ષસ્થ નમસ્કારનું ઉદાહરણ દર્શાવતો લેખકનો ફોટોગ્રાફ

ગયા હપતાઓમાં આપણે મુદ્રાઓના વિવિધ પ્રકારો પૈકી અસંયુક્ત મૂળ-મુદ્રાઓ તથા તેના અર્થ અને ઉપયોગો જોયા. હવે આપણે ...ક્ત મૂળ-મુદ્રાઓ તથા તેના વિનિયોગ જોઈએ.

...બે હાથના સંયોગ કે સહકારથી રચાતી મુદ્રાને 'સંયુક્ત હસ્ત' કે સંયુક્ત મુદ્રા કહે છે. અસંયુક્ત મૂળ-મુદ્રાને જો નૃત્યભાષાના મૂળા... તરીકે ઓળખાવીએ, તો સંયુક્ત મૂળ-મુદ્રાને તેના જોડાક્ષર તરીકે ઓળખાવી શકાય. 'ભરત નાટ્યશાસ્ત્ર' અનુસાર આવી સંયુક્ત ...ઓ તેર છે. તે આ પ્રમાણે: (૧) અંજલિ, (૨) કપોતમ્, (૩) કર્કટમ્, (૪) સ્વસ્તિકમ્, (૫) કટકાવર્ધમાનમ્, (૬) ઉત્સંગમ્, ...નિષધમ્, (૮) દોલા, (૯) પુષ્પપુટમ્, (૧૦) મકરમ્, (૧૧) ગજદંતમ્, (૧૨) અવહિત્થમ્ અને (૧૩) વર્ધમાનમ્.

'અભિનય દર્પણ'માં ત્રેવીસ સંયુક્ત મુદ્રાઓ દર્શાવેલી છે. તેમાં નાટ્યશાસ્ત્રની અંજલિ, કપોતમ્, કર્કટમ્, સ્વસ્તિકમ્, કટકાવર્ધ...મ્, ઉત્સંગમ્, દોલા અને પુષ્પપુટમ્ એ આઠ મુદ્રાઓ ઉપરાંત આવતી વધારાની મુદ્રાઓ આ પ્રમાણે છે: શિવલિંગમ્, કર્તરી-...સ્વસ્તિકમ્, શકટમ્, શંખમ્, ચક્રમ્, સંપુટમ્, પાશ, કીલકમ્, મત્સ્યમ્, કૂર્મમ્, વરાહમ્, ગરુડમ્, નાગબંધમ્, ખટ્વમ્ ને ભેરુંડમ્. ...ટ્યશાસ્ત્ર'ની મકરમ્ ને 'અભિનય દર્પણ'ની મત્સ્યમ્ એક જ છે.

'અભિનયદર્પણ'ની અનેક પ્રતો છે અને દરેક પ્રત વચ્ચે કંઈ ને કંઈ ભિન્નતા જોવામાં આવે છે. તે મુજબ સંયુક્ત હસ્તના નામો અને ... સંખ્યામાં પણ અમુક ફરક જોવામાં આવે છે અમુક પ્રતમાં તો નૃત્ત હસ્તના અમુક નામોને સંયુક્ત હસ્ત તરીકે દર્શાવેલા છે. જો... ...ામાં ફરક હોવા છતાં રચનામાં તો તે એક જ હોય છે.

...નાટ્યશાસ્ત્રાનુસાર ૧૩ સંયુક્ત મુદ્રાઓનાં લક્ષણો અને વિનિયોગો નીચે આપ્યાં છે. પ્રત્યેક મુદ્રાના દેવતા પણ સાથે દર્શાવ્યા છે; ... તેની જાતિ ને વર્ણ ક્યાંય મળતાં નહિ હોવાથી આપ્યાં નથી.



**અંજલિ:** બે પતાક-હસ્તને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જોડવાથી અંજલિ-હસ્ત થાય છે. તેના દેવતા ક્ષેત્રપાલ છે.

વિનિયોગ: આ હસ્ત સામાન્યત: નમસ્કાર-વિધિમાં પ્રયોજાય છે. નમસ્કાર ત્રણ પ્રકારથી થાય છે: મસ્તક ઉપર હાથ જોડીને, મુખ પાસે હાથ જોડીને અને છાતી પાસે હાથ જોડીને. આ ત્રણેને અનુક્રમે શિરસ્થ નમસ્કાર, મુખસ્થ નમસ્કાર અને વક્ષસ્થ નમસ્કાર કહે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે દેવતાઓને શિરસ્થ, રાજા, ગુરુ, પિતા વગેરે પૂજનીયોને મુખસ્થ અને બ્રૂહ્મણો(બ્રાહ્મણ) ને જ્યેષ્ઠ પુરુષો વગેરે માનવીઓને વક્ષસ્થ નમસ્કાર કરવા. અમુક ગ્રંથોમાં સમવયસ્કોને પણ વક્ષસ્થ નમસ્કાર કરવાનું કહ્યું છે. આ ઉપરાંત આ મુદ્રા બે હાથથી તાલ આપવો, તાળી પાડવી વગેરે પ્રયોગોમાં પણ યોજાય છે.

**કપોતમ્:** બે અર્ધાંજલિ-હસ્ત (વચ્ચેથી ઉપસેલ હસ્ત) એકઠા કરવાથી કપોત હસ્ત થાય છે. (જે અંજલિની જેમ જ થાય છે. માત્ર હથેળીઓ એકબીજાને સ્પર્શતી નથી) તેના દેવતા ચિત્રસેન છે.

વિનિયોગ: વિવેક, વિનમ્રતા આદિ સૌજન્યના ભાવો તથા જ્યેષ્ઠ-જન



કપોત

વાનયાગ : આનમારવદનમ્, રતમ-શૂંગ પાષાણ-ગ્રહણમ્ (પર્વત કે પથ્થર ઉપાડવો) વગેરેમાં આ હસ્ત પ્રયોજાય છે.
**અવહિત્થમ :** બંને શુકતુંડ હસ્ત છાતી પાસે વિલંબિત રાખવા અવહિત્થ-હસ્ત કહે છે. તેના દેવતા માર્કંડેય છે. વિનિયોગ : ...યમ્, નિશ્વાસમ્ વગેરે અભિનયોમાં તે પ્રયોજાય છે.



**વર્ધમાનમ :** મુકુલ-હસ્તને કપિત્થ હસ્તથી ગ્રહણ કરવાથી વર્ધમાન-હસ્ત થાય છે. હંસપક્ષ-હસ્તને ઉલટા રાખી સામે ફેરવવાથી થતા હસ્તને પણ વર્ધમાન-હસ્ત કહે છે. તેના દેવતા વાસુકિ છે.

**વિનિયોગ :** જલબંધનમ્, પરિગ્રહણમ્, ધારણમ્, સંમતમ્, સમયમ્ વગેરે મુદ્રાઓ આ હસ્તથી થાય છે.

...શાસ્ત્રમાં કહ્યું છે કે મૂર્છા, તન્દ્રા, તપસ્યા, નિશ્ચેષ્ટતા, સુપ્તા...ા, વૃદ્ધાવસ્થા, સ્વપ્નાવસ્થા, ગ્લાનિ, વ્યાધિ તેમજ શીત...તમ્, સભ્રાન્તમ્, શોકમ્, ભયમ્, મત્તમ્, પ્રમત્તમ્, ઉન્મત્તમ્ ...રે દશાઓના હસ્તાભિનય કરવા નહિ.

સર્વ વસ્તુઓ જેમ ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ કોટિ...ની હોય છે, તેમ મુદ્રાઓ પણ ત્રણ કોટિની હોય છે. આ ત્રણે પ્રકારની મુદ્રાઓનાં જુદાંજુદાં સ્થાનો પણ નિશ્ચિત કરવામાં આવેલાં છે. દેવદેવતાઓની મુદ્રાઓ ઉત્તમ પ્રકારમાં આવે છે અને લલાટ સ્થાનથી કરવામાં આવે છે. મધ્યમ પ્રકારની મુદ્રાઓ ...-સ્થાનથી કરવામાં આવે છે અને અધમ કોટિની મુદ્રા નાભિ...સ્થાનથી કરવામાં આવે છે.

પચીસ અસંયુક્ત અને તેર સંયુક્ત મૂળ-મુદ્રાઓ તથા તેના વિ...યોગો આપણે જોયાં. આ ઉપરાંત પણ બીજી અનેક મૂળ મુદ્રાઓ ...ભરત-નાટ્યમ્, કથકલી વગેરે શાસ્ત્રીય નૃત્ય-પદ્ધતિઓમાં, શા...માં ન દર્શાવી હોય તેવી અનેક મુદ્રાઓનો ઉપયોગ જોવામાં આવે છે. પરંતુ શાસ્ત્રમાં જ કહ્યું છે કે 'મુદ્રાઓ અનેક છે, પરંતુ સર્વે દર્શાવવી શક્ય ન હોવાથી અહીં મુખ્ય અસંયુક્ત અને સંયુક્ત ...ઓ જ દર્શાવી છે.' કથકલીની મુદ્રા-પુસ્તિકા 'હસ્તલક્ષણ...પિકા'માં સંયુક્ત-હસ્તો આપ્યા નથી. તેનું કારણ એ જ લાગે છે કે મુદ્રાઓમાં અસંયુક્ત-હસ્ત જ મુખ્ય છે અને તેમાંથી જ સંયુક્ત-...સ્તોની ઉત્પત્તિ છે. આમ, સંયુક્ત-હસ્તમાં અસંયુક્ત-હસ્તનો સ...માવેશ થઈ જતો હોવાથી સંયુક્ત-હસ્તથી દર્શાવાતા અર્થો સીધે...સીધા અસંયુક્ત-હસ્તથી પણ દર્શાવી શકાય છે. જેમકે નમસ્કારની મુદ્રા 'અંજલિ' નામના સંયુક્ત-હસ્તથી દર્શાવાય છે; પરંતુ આ ...

હસ્તના ઉલ્લેખ વગર સીધા પતાક હસ્તના નિદર્શનથી જ આ મુદ્રા દર્શાવી શકાય છે. આથી કથકલીમાં સંયુક્ત-હસ્તોનો પ્રયોગ હોવા છતાં તેનાં જુદાં નામોનો ઉલ્લેખ આવશ્યક ગણ્યો નથી. (ચાલુ)

### અસંયુક્ત હસ્ત વિષે વધુ

ગયા હપ્તામાં અસંયુક્ત-હસ્તના પ્રયોગો આપ્યા હતા. પરંતુ તેના દેવતાઓ, જાતિ તથા વર્ણ (રંગ) દર્શાવ્યા ન હતા. તેની કંઈક પૂર્તિ રૂપે આ નીચે આપેલ છે.

| મુદ્રા | દેવતા | જાતિ | વર્ણ |
|---|---|---|---|
| પતાકમ્ | બ્રહ્મા | બ્રાહ્મણ | શ્વેત |
| ત્રિપતાકમ્ | શિવ | ક્ષત્રિય | રક્ત(લાલ) |
| કર્તરિમુખમ્ | ચક્રપાણિ(વિષ્ણુ) | ,, | તામ્ર |
| અર્ધચંદ્રમ્ | મહાદેવ(શિવ) | વૈશ્ય | ધુમ્ર(ધુમાડિયો) |
| અરાલમ્ | વાસુદેવ(શ્રીકૃષ્ણ) | મિશ્ર | રક્ત |
| શુકતુંડમ્ | મરીચિ | બ્રાહ્મણ | ,, |
| મુષ્ટિ | ચન્દ્ર | શૂદ્ર | નીલ(ભૂરો) |
| શિખરમ્ | રતિવલ્લભ(કામદેવ) | ગાંધર્વ | ધૂલિ (ધૂળિયો) |
| કપિત્થમ્ | પદ્મગર્ભ(વિષ્ણુ) | ઋષિ | શ્વેત |
| કટકામુખમ્ | રઘુરામ | દેવ | તામ્ર |
| સૂચીમુખમ્ | વિશ્વકર્મા | . | શ્વેત |
| પદ્મકોશમ્ | ભાર્ગવ | યક્ષ કિન્નર | . |
| સર્પશીર્ષમ્ | શિવ | દેવ | પિત્તમ(પીળો) |
| મૃગશીર્ષમ્ | મહેશ્વર(શિવ) | ઋષિ | શ્વેત |
| કંગુલમ્ | પદ્મ | સિદ્ધ | સુવર્ણ(સોનેરી) |
| અલપદ્મમ્ | સૂર્ય | ગાંધર્વ | ધૂલિ |
| ચતુરમ્ | . | મિશ્ર | . |
| ભ્રમરમ્ | ગરુડ | પક્ષી | ઘન(કાળો) |
| હંસાસ્યમ્ | ચતુરાનન(બ્રહ્મા) | મિશ્ર | શ્વેત |
| હંસપક્ષમ્ | કામદેવ | અપ્સરા | નીલ |
| સંદંશમ્ | વાલ્મીકિ | વિદ્યાધર | શ્વેત |
| મુકુલમ્ | ચન્દ્ર | સંકીર્ણ | . |
| ઊર્ણનાભમ્ | વજ્રયુદ્ધ(ઇન્દ્ર) | દેવ | . |
| તામ્રચૂડમ્ | કુર્માવતાર | ક્ષત્રિય | રક્ત |

## નવાં પુસ્તકો

**પ્રાચીન ગુર્જર કાવ્ય :** પ્રેમાનંદની પૂર્વે લગભગ ચારથી સદી દરમ્યાન સત્તરમા શતકમાં થઈ ગયેલા, પણ આપણામાં ઓછા જાણીતા એવા રામભક્ત, રૂદ, ગોવિન્દ, નરહરિ, વિશ્વનાથ જાની, વૈકુંઠદાસ, કેસરવિમલ આદિ કવિઓનાં અપ્રસિદ્ધ કે ઓછાં કાવ્યોનો, જૂની હાથપ્રતો પરથી સંશોધન કરીને કરેલો સંગ્રહ : સંપાદક ભોગીલાલ જ. સાંડેસરા, પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, રૂ. ૨
**માનસરોગ વિજ્ઞાન :** મગજ તથા માનસિક વ્યાપારને લગતી સામાન્ય માહિતી આપી, ઉન્માદ, હિસ્ટીરિયા, ઘેલછા આદિ સર્વ માનસિક રોગોની ચિકિત્સા તથા કારણપરંપરા સમજાવી સારવાર કરવાની વૈજ્ઞાનિક પાયા પર રચાયેલી વિસ્તૃત ઉપયોગી માહિતી આપતું પુસ્તક : લે૦ ડૉ. બાળકૃષ્ણ અમરજી પાઠક, પ્ર૦ ઉપર મુજબ ૧૦૦; **મરધાં-ઉછેર :** આપણે ત્યાં આજસુધી બહુ પ્રાથમિક સ્થિતિમાં રહેલા ખેતીવાડીને પોષક એવા આ વિષયની શાસ્ત્રીયરીતે સાંગોપાંગ ચર્ચા કરતું સચિત્ર પુસ્તક, બીજી આવૃત્તિ : લે૦ અને પ્ર૦ ...

બિરલા કુટુંબ: ડાબી બાજુથી: (૧) શ્રી બસંતકુમાર અને (૨) શ્રી લક્ષ્મીનિવાસ [બન્ને શ્રી ઘનશ્યામદાસજીના પુત્રો]; (૩) શ્રી બ્રિજમોહનજી બિરલા; (૪) શ્રી રામેશ્વરદાસજી બિરલા; (૫) રાણી ગાદેવા [માતાજી]; (૬) શ્રી ઘનશ્યામદાસજી બિરલા; (૭) શ્રી માધવપ્રસાદ [શ્રી રામેશ્વરદાસજીના પુત્ર]; (૮) શ્રી કૃષ્ણકુમાર [શ્રી ઘનશ્યામદાસજીના પુત્ર]; (૯) શ્રી ગંગાપ્રસાદ [શ્રી બ્રિજમોહનજીના પુત્ર]; જમીન પર બેઠેલા: શ્રી સુદર્શનકુમાર [શ્રી લક્ષ્મીનિવાસજીના પુત્ર અને શ્રી ઘનશ્યામદાસજીના પૌત્ર].

બિરલા બંધુઓના પિતાશ્રી રાજા બલદેવસિંહજી બિરલા

# બિરલા પેઢી

ઊંટની ખાંધે ચડી, દસ દિવસની સતત મુસાફરી કરી, એ યુવાને રણ વટાવ્યું. એ કાળે ચોર-લુટારાનો ખૂબ ત્રાસ હતો એટલે પોતાના રક્ષણ માટે એક પુરાણી બંદૂકને તલવાર પણ તેણે સાથે લીધા હતા. આમ ૨૫૦ માઈલનો રસ્તો કાપી તે એક સ્ટેશને પહોંચ્યો અને ત્યાંથી મુંબાઈની ટિકિટ કઢાવી. મુંબાઈમાં એને કોઈની ઓળખાણ-પિછાન કે સહારો ન હતો. તેણે એક નાનકડી ઓરડી ભાડે લઈ તેને 'ઑફિસ' બનાવી અને પોતાની પાસે જે થોડાઘણા પૈસા હતા તેના વડે ચાંદી તથા તેલી બિયાંનો વેપાર શરૂ કર્યો. સાત વરસમાં તો એણે સારા પૈસા એકઠા કર્યા; અને રણમાં આવેલા પોતાને ગામ પાછા ફરીને ૭૦ વરસની ઉંમરે તેણે દેહ છોડ્યો ત્યારે તે મોટો ધનિક બની ચૂક્યો. એ વ્યક્તિ તે શિવનારાયણ બિરલા—આજના બિરલા બન્ધુઓના પિતામહ.

રાજા બળદેવદાસ નામના તેમના એકના એક દીકરાએ નાની વયે જ વેપારની લગામ હાથમાં લીધી ને કલકત્તામાં પોતાની ઑફિસની શાખા ખોલી. ચાંદી તથા તેલી બિયાં ઉપરાંત હિન્દનું રૂ વિલાયત મોકલવાનો ને ત્યાંથી કાપડ આયાત કરવાનો ધંધો પણ તેણે શરૂ કર્યો. જૂની પ્રણાલિકા પ્રમાણે ચાલનારા અને નવા વિચારોથી સાવચેત રહેનારા એ બાપ-દીકરામાંથી કોઈ અંગ્રેજી ભાષાનો અક્ષરે ય જાણતો ન હોવા છતાં એમણે ધીકતો વેપાર જમાવ્યો.

રાજા બળદેવદાસ બિરલાના ચારે પુત્રો (જુગલકિશોર બિરલા, રામેશ્વરદાસ બિરલા, ઘનશ્યામદાસ બિરલા અને બ્રિજમોહનજી બિરલા)માં પણ બાપદાદાની એ જ વેપારી કુનેહ ઊતરી આવેલી છે. ઉપરાંત તેમના જમાનાનાં નવાં બળો તરફ પણ તેમનું ખૂબ લક્ષ છે. હિન્દુસ્તાનમાં ખીલતા જતા ઉદ્યોગોમાં યુરોપિયનોનો હિસ્સો વધતો જતો હતો ને એમની ધ્યાન બહાર ન હતું. વધારામાં હિંદુસ્તાનમાં મોટા પાયા પર ઉદ્યોગીકરણ થાય નહિ ત્યાં સુધી હિંદ સંપૂર્ણરીતે સ્વાવલંબન ન થાય એમ પણ એ લોકોને લાગ્યું હતું. તેથી એમણે અંગ્રેજી ભાષા ઉપરાંત, બીજા વિષયોનો અભ્યાસ કરીને દેશના

દિલ્હીમાં બિરલા-બંધુઓએ બંધાવેલું વિખ્યાત 'લક્ષ્મીનારાયણનું મંદિર', જેમાં સર્વ હિંદુ દેવોની પ્રતિષ્ઠા કરેલી છે.

ઔદ્યોગિક વિકાસ માટે આધુનિક જ્ઞાન મેળવી લીધું. એ ચારે ભાઈઓ આજે હિન્દી ઉદ્યોગપતિઓમાં મોખરે છે.

ઘનશ્યામદાસ બિરલાએ કંતાન ને બારદાનની દલાલીનો વેપાર શરૂ કરી ધંધાનો વિકાસ કર્યો; અને જૂનવાણી વિચારના એક અંગ્રેજે એમનું અપમાન ન કર્યું હોત તો કદાચ આજ સુધી એ જ વેપાર ચાલતો હોત. ક્લાઈવ સ્ટ્રીટમાં આવેલી અંગ્રેજોની ઑફિસોમાં જ્યારે એ સોદા નક્કી કરવા જતા ત્યારે એમને લિફટનો ઉપયોગ કરવાની મનાઈ હોવા ઉપરાંત, સાહેબને મળવા માટે રાહ જોવી પડે ત્યારે પટાવાળાને માટે રાખવામાં આવેલા બાંકડા પર તેમને બેસવું પડતું. યુવાન અને સ્વમાની બિરલાને આ વર્તન ખૂંચ્યું.



શ્રી ઘનશ્યામદાસજી બિરલા



શ્રી જુગલકિશોરજી બિરલા (સૌથી મોટા ભાઈ)



શ્રી રામેશ્વરદાસજી બિરલા

પોતાની પાસે જે કંઈ મૂડી હતી તે બધીનું જોખમ ખેડીને તેમજ કાપડની સ્વતંત્ર મિલો ઊભી કરવાનું નક્કી કર્યું

આ દરમિયાન મોટા બે ભાઈઓના હાથમાંનો બાપદાદાનો ર ફૂલીફાલીને લાખોના આંકડે પહોંચ્યો હતો. એમને લાગ્યું ા યુગમાં નવી વેપારી પદ્ધતિએ કામ ચલાવવું ઇષ્ટ છે તેથી ૧૯૧૯માં બધા ભાઈઓએ પોતાની મૂડી એકઠી કરીને ા બ્રધર્સ'ના નામથી લિમિટેડ કંપની ઊભી કરી. આજે એમાં ભાઈ પોતાની વિશિષ્ટ શક્તિ રેડે છે. ઘનશ્યામદાસ રાજકારણ આર્થિક બાબતોના નિષ્ણાત છે; કલકત્તા ઑફિસના સંચાલક કિશોર કુનેહથી કામ લેનાર અને નવા માર્ગ સૂચવનાર છે; ેશ્વરદાસમાં વ્યાપારી કુનેહ ઉપરાંત પ્રગતિકારક વિચારો છે બ્રિજમોહન વર્તમાન વેપારપદ્ધતિનું વિશાળ જ્ઞાન ધરાવે છે.

૧૯૨૯માં મંદીનું જે મોજું આવી ગયું તેનો પવન આ પેઢીને લાગી ગએલો. નફા ઊડી ગયા, પણ સદ્ભાગ્યે તેમના બધા જ ટકી રહ્યા. એક અંગ્રેજ પેઢીને ખબર પડી કે બિરલાવાળા શણની બાંધવા માટે અમુક જમીન લેવાના છે, એટલે તેણે બિરલાને મિલ બાંધતા અટકાવવા માટે એ જમીનની વચ્ચેવચ્ચેના થોડાક ા ખરીદી લીધા. આ ખટલો કોર્ટે ચડ્યો. નમી ગએલી અંગ્રેજ ને જ્યારે લાગ્યું કે આ કેસમાં ચોક્કસ પોતે જીતશે તે જ વખતે ખબર પડી કે બિરલાની મિલ તો બંધાઈ રહી છે એ લોકોએ ? જગાએ ખાનગી રીતે જમીન મેળવી લીધી હતી'

સઘળી મૂડી એક જ ધંધામાં ન રોકવી એવો બિરલા પેઢીનો મ છે. આ નિયમને લીધે મંદીના મોજામાંથી તેઓ બચી ગય ૧૯૨૯ની સાલના મંદીના મોજામાં તેમના ધંધા ટકી રહ્યા તે જ કારણે. અનેક ધંધાઓમાં એમની મૂડી રોકાએલી છે, એટલે કમાં મંદી તો કોઈકમાં તેજી એમ ચાલે છે એમની પેઢીના કાર્ય-નો ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવશેઃ એમના કાબૂમાં હાલ ની સાત મિલો છે જે હિન્દુસ્તાનમાં બનતી ખાંડનું ૧૦ ટકા ઉત્પાદન કરે છે. હિન્દી કાપડ ઉત્પાદનના ૪ ટકા જેટલું કાપડ વતી પાંચ કાપડની મિલો તે ધરાવે છે. દેશી રૂ સાફ કરીને ગાંસડીઓ બાંધવાનાં કારખાનાં, સુકાને અંગે જરૂરી લોખંડનો ાન બનાવવાનાં કારખાનાં તથા સાઈકલ ને મિલોના ઉપયોગની ા બનાવવાનાં ત્રણ કારખાનાં તેમની માલિકી હેઠળ છે. આ ાંત એક શણની મિલ, એક કાગળ બનાવવાની મિલ, એક ી બનાવવાનું કારખાનું, બે મોટી વીમા કંપનીઓ અને એક બેંક ના હાથમાં છે. બિરલા પેઢીની દેખરેખ નીચે ચાલતી આ બધી કારખાનાં વગેરેમાં આશરે ૪૭,૦૦૦ માણસો કામ કરે છે અને ી લગભગ ૨૩ કરોડ રૂપિયાની કિંમતનો માલ તે બનાવે છે

વ્યાપારમાં કમાએલું ધન લોકસંગ્રહ અર્થે ખર્ચવાના બિરલાના નોમાં જુગલકિશોર બિરલાએ નવી દિલ્હીમાં બંધાવેલા લક્ષ્મી-નારાયણના વિખ્યાત ભવ્ય મંદિર ઉપરાંત સરસ દાખલો તો રજપૂતાના માં આવેલા એમના નાનકડા ગામ પીલાનીમાંની શિક્ષણ-સંસ્થાઓ છે એને માટે યોજેલા બિરલા કેળવણી ટ્રસ્ટમાંથી ત્યાં રે રૂા. ૮,૫૦,૦૦૦ના ખરચે કેળવણી માટે તે વિવિધ શાળા-ને બંધાવે છે, જેમાં 'રૉયલ ઇન્ડિયન નેવી' માટેના વહાણના રો વગેરે તૈયાર કરવાની એક ખાસ શાળા પણ બંધાય છે સુકાન સરકારને સોંપી દેવામાં આવ્યું છે છોકરા તથા છોકરી-માટેની માધ્યમિક શાળાઓ ઉપરાંત કૉલેજો તથા આમ જનતા-બાળકો માટે હુન્નરઉદ્યોગનું શિક્ષણ આપતી નિશાળો પણ ત્યાં છે. ઉપરાંત જયપુર રાજ્યમાં પણ તેમણે ૩૩૨ નિશાળો બંધાવી છે.

હમણાં બિરલા ભાઈઓએ પોતાની વિશાળ પેઢીનું આખું મેતંત્ર પોતાના પાંચ છોકરાઓને સોંપી દીધું છે એ છોકરાઓની ઉંમર ૨૨થી ૩૫ની છે. જ્યારે જરૂર પડે ત્યારે એમને મુરબ્બીઓ તરફથી સલાહ તેમજ માર્ગદર્શન મળે છે. એ બધા જ ભાઈઓએ ઉચ્ચ ઔદ્યોગિક કેળવણી લીધી છે અને હિંદમાં મોટર, રાસાયનિક પદાર્થો તથા ઇલેક્ટ્રિક સામાન વગેરે બનાવવાનાં કારખાનાં ઊભાં કરવાની તેમની ખ્વાહેશ છે.

**ચંપક ઠાકર**

## બિરલા મંદિર

જેનું ચિત્ર પાછળ આપ્યું છે તે દિલ્હીમાં રાજા બળદેવદાસ બિરલાએ ઇ. ૧૯૩૮માં બંધાવેલું લક્ષ્મીનારાયણનું વિશાળ મંદિર મુસાફરો તથા લોકોના આકર્ષણનું મોટું કેન્દ્ર છે હરિજનો સુદ્ધાં સર્વ હિંદુઓને માટે તે ખુલ્લું છે એ તેની વિશેષતા છે, અને ભજન સત્સંગ તથા કીર્તનની ત્યાં સર્વ સગવડ કરવામાં આવી છે. ઉપરાંત ભીંતો પર ઠેરઠેર આલેખેલાં, આમ જનતાને ધર્માભિમુખ કરતાં ચિત્રો, ધર્મસૂત્રો વગેરે સાત્ત્વિક વાતાવરણ ખડું કરે છે

મંદિરના મુખ્ય દરવાજામાંથી અંદર દાખલ થતાં એક બાજુએ આરસની કોતરણીમાં કૃષ્ણાર્જુન ઉપદેશનું અને બીજી બાજુ રામને આત્મજ્ઞાન આપતા વસિષ્ઠ અને વિશ્વામિત્રનું આલેખન છે. મંદિર-માં વિવિધ ગર્ભાગારોમાં નારાયણ ને લક્ષ્મીની, શિવ અને શક્તિ-ની તેમજ અન્ય હિંદુ દેવોની આરસની પ્રતિમાઓ છે; અને મુખ્ય મંડપ આરસના સ્તંભો તથા ફરસબંધીથી સમૃદ્ધ છે તેની ડાબી બાજુની દીવાલે બૌદ્ધ ભિક્ષુ પાસેથી ઉપદેશ ગ્રહણ કરતા અશોક-નું તથા ચાણક્ય પાસે વિદ્યા શીખતા ચંદ્રગુપ્ત મૌર્યનું એમ બે ચિત્રો છે 'ચાઇનીઝ સોસાયટી'એ ભેટ આપેલો કાંસાનો સુંદર કોતરણીવાળો એક મોટો ઘંટ પણ ત્યાં છે. મંદિર ચોમેરના પ્રદક્ષિ-ણા માર્ગોની પરસાળોમાં પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વચિંતકો(વેદ વ્યાસ અને મહાવીર, ધર્મરાજ અને પતંજલિ, અર્જુન-ઉર્વશી અને ધન્વંતરી, સ્વામી વિવેકાનંદ અને દયાનંદ સરસ્વતી આદિ)નાં ચિત્રો તથા તેમની નીચે તેમનાં સૂત્રાત્મક વાક્યો આલેખેલાં છે. આ મુખ્ય મંદિર સિવાય એક બૌદ્ધ મંદિર તથા જૈન મંદિર પણ અલગ બંધાવેલાં છે. બૌદ્ધ મંદિરમાં બુદ્ધની કાંસાની મૂર્તિ ઉપરાંત ભીંતો પર બુદ્ધજીવનના મુખ્યમુખ્ય પ્રસંગો તથા સિદ્ધાંતોને મૂર્ત કરતાં આલેખનો છે.

મંદિરના આસપાસના બગીચામાં પણ નાનાં ને મોટાં, સંતો ને સંસારીઓ સર્વને રસ પડે એવી વિશિષ્ટ રચના તથા વ્યવસ્થા કર-વામાં આવી છે સાધુઓ તથા એકાંતવાંછુઓ માટે ગુફાઓ તથા આસનો બનાવેલાં છે, જ્યારે બાળકો માટે હીંચકાઓ તથા લપસ-ણીઓ છે. વળી બાગમાં ઠંડા પાણીના ઝરાઓ વહે એવી વ્યવસ્થા કરેલી છે, એના મુખ્ય ઉગમ સ્થાને યમુનાની મૂર્તિ બેસાડેલી છે. એ સિવાય રણજીતસિંહ, શિવાજી, મહારાણા પ્રતાપ, બાજીરાવ પેશ્વા, મહારાણી લક્ષ્મીબાઈ આદિ પ્રતાપી ભારતસંતાનોના સ્મ-રણમાં ઠેરઠેર સ્તંભો ઊભા કરેલા છે. બાગના એક ખૂણામાં અશોક, સમુદ્રગુપ્ત, પૃથ્વીરાજ ચૌહાણ ઈત્યાદિની મનુષ્ય આકૃતિ જેવડી મોટી મૂર્તિઓ ગોઠવેલી છે, જમણી બાજુએ આવેલા ગીતાભવનમાં પુરાણો તથા ગીતાનું વાચન સતત ચાલ્યા કરે છે જે લાઉડસ્પીકરો દ્વારા બગીચામાં તેમજ બહાર પણ સંભળાય તેવી વ્યવસ્થા કરેલી છે.

માત્ર, આટલું લખલૂટ ધન ખર્ચીને આટલી ઉદાત્ત ભાવનાથી તૈયાર કરેલા આ મંદિરમાંની મૂર્તિઓ, ચિત્રો તથા તેના સ્થાપત્ય પાછળ વિશુદ્ધ ભારતીય કલાદૃષ્ટિનો આગ્રહ નથી રખાયો એ ખૂંચે છે.

કાશ્મીર ભૌગોલિક દૃષ્ટિએ બેમાંથી ગમે તે એક સંસ્થાન જોડે જોડાઈ શકે એવું હતું. પાકિસ્તાને એને પોતાની સાથે જોડાઈ જવાનું દબાણ કર્યું. એથી કંઈ વળ્યું નહિ ત્યારે ૪૭ના ઑક્ટોબરની શરૂઆતમાં વાહનવ્યવહારની મુશ્કેલીનું બહાનું કાઢી પેટ્રોલ, અનાજ અને કાપડ કાશ્મીરને મળે નહિ એવી નાકાબંધી કરી. મુસ્લિમોને રંજાડવામાં આવે છે એવો આક્ષેપ કાશ્મીર રાજ્ય પર મૂકીને, સરહદી તાયફાવાળાઓને ઉશ્કેરીને, એમને અદ્યતન શસ્ત્રસરંજામ આપીને કાશ્મીરની સરહદમાં ઘુસાડ્યા. કાશ્મીરના મહારાજા ગભરાઈ ગયા. એમણે હિંદની મદદ અને જોડાણ બંને માગ્યાં. હિંદે શાન્તિ સ્થપાયા પછી જોડાણ અંગે લોકમત માગવાની શરતે કામચલાઉ જોડાણ આપ્યું ને કાશ્મીરના બચાવ માટે સૈન્ય ઉતાર્યું. પરિણામે આખો રંગ બદલાઈ ગયો. કાશ્મીરમાં જવાબદાર રાજતંત્ર અમલમાં આવ્યું ને પ્રજાના સન્માન્ય નેતા શેખ અબ્દુલ્લા વડા પ્રધાન બન્યા. પછી તો પાકિસ્તાને ઉત્તરોત્તર પોતાનું પોત પ્રકાશવા માંડ્યું ને છેલ્લા આઠ માસથી કાશ્મીરને મોરચે યુદ્ધ જાહેર કર્યા વિના પાકિસ્તાન અને હિંદ વચ્ચે યુદ્ધ ખેલાઈ રહ્યું છે.

પાકિસ્તાન પોતાના પ્રદેશમાં થઈને તાયફાવાળાઓને આક્રમણ કરવા જવા દે છે, એમને યુદ્ધસામગ્રી પૂરી પાડે છે, પાકિસ્તાની લશ્કરીઓ પણ અદ્યતન યુદ્ધપદ્ધતિએ લડતમાં સામેલ રહ્યા છે અને હિંદ સંઘની હકૂમતના પ્રદેશમાં પાકિસ્તાને ગેરકાયદે પ્રવેશ કર્યો છે અને આમ કરીને આંતરરાષ્ટ્રીય કરારોનો ભંગ કર્યો છે એ મતલબની ફરિયાદ હિંદ સંઘે આંતરરાષ્ટ્રીય અદાલતમાં દાખલ કરી પણ હિંદની ચડતી કળા જેમનાથી સંખાતી નથી, વા જેમને હિંદ પોતાને અનુકૂળ નથી એવો અવિશ્વાસ છે તેવાં રાજ્યોએ કેવળ દુર્ભાવથી એ પ્રશ્નને ગૂંચવી નાખ્યો, ને ફરિયાદનો તાત્ત્વિક મુદ્દો તપાસવાને બદલે આડીતેડી વાતો ચર્ચાવા માંડી, ને ફરિયાદી તરીકે ગયેલા આપણે તહોમતદાર બનીને પાછા આવવા જેવું થયું.

ઘણા કહે છે કે હિંદે આંતરરાષ્ટ્રીય સંઘ આગળ આ પ્રશ્ન લઈ જવામાં ભૂલ કરી છે. કદાચ હશે પણ હિંદને તો લડાઈ જ ટાળવી હતી. કાશ્મીરનો લોકમત જો હિંદને નાપસંદ કરે તો પોતાની સેના ઠોકી બેસાડવાની એને ઇચ્છા નહોતી. પણ પાકિસ્તાને કાશ્મીરમાં જ પત કરવા માગતું નહોતું. હિંદને ન્યાય ને શાન્તિ જોઈએ છે. સદ્ભાવની ભૂમિકા પર એ બાંધછોડ કરવામાં પણ માને છે. પણ એ ત્રણેનો અભાવ વર્તાતાં એણે સ્થિરતાથી જંગલી આક્રમણખોરોની સાફસૂફી કરવાનું કામ ચાલુ રાખ્યું તે પણ પરહદમાં પ્રવેશ્યા વિના. અત્યારે તો પાકિસ્તાનનો જૂઠાણાનો પરપોટો ફૂટી ગયો છે અને સંયુક્ત રાષ્ટ્રસંઘના કમિશન આગળ આક્રમણમાં પોતે સામેલ હોવાનું એણે મોઢામોઢ પણ કબૂલ રાખ્યું છે એટલે હવે જો સમાધાન નહિ થાય તો પાકિસ્તાન અને હિંદનો સબંધ વધુ વણસે એવો પૂરો સંભવ છે

ત્રીજો મોરચો હૈદરાબાદનો હતો. સત્તાત્યાગને લીધે બ્રિટિશ સાર્વભૌમત્વનો અંત આવી જતાં પોતાની જવાબદારીઓનો અંત આવી જાય છે, બ્રિટિશ લશ્કર પણ ખસેડી લેવાનું છે, બ્રિટનનો રાજા હિંદના શહેનશાહનું બિરુદ છોડી દેવાનો છે, હિંદના કોઈ પણ ભાગને હિંદથી અલગ રહેવા બ્રિટનની કશી મદદ નહિ મળે, એવી, સુલેહકારોની, બ્રિટિશ વડાપ્રધાનની અને હિંદના વાઇસરૉયની વારંવારની ચોખવટ છતાં હૈદરાબાદના નિઝામને સ્વતંત્ર રહેવાના કોડ હતા. તે પણ પ્રજાની મરજી પૂછ્યા વિના. પં૰ જવાહરલાલે સ્વરાજ્ય મળ્યા પૂર્વે કહી રાખ્યું હતું કે દેશી રાજ્યો કાં યુનિયનમાં ભળી જાય કે કાં સમાન દરજ્જે બંધારણસભામાં ભાગ લે; પરંતુ કોઈ પણ રાજ્ય સ્વતંત્ર રહી શકશે નહિ. હિંદનું રાજ્ય પોતાની ગાદીએ પરદેશો જોડે સ્વતંત્ર સંબંધ રાખતા રાજ્યોને નિભાવી લેશે નહિ છતાં હૈદરાબાદે હઠ પકડી રાખી. આખરે ન ચાલ્યું ત્યારે એણે હિંદ સાથે યથાવત્ કરારો કર્યા. એમાં જોડાણનું તત્ત્વ આવી જતું હોવાથી હિંદ સંઘે એ કરારો માન્ય રાખ્યા હતા. પણ હૈદરાબાદની એ બાજરમત હતી. એને વખત મેળવવો હતો અને સૈન્ય જમાવી માથું ઊંચકવું હતું એને પાકિસ્તાનની પ્રેરણા અને ગુપ્ત સહાય હતી એ પણ સિડની કોટનવાળા ઉડ્ડયન-પ્રકરણ પછી પુરવાર કરવાનું રહેતું નથી. એક વખત સદ્ભાવ રાખીને હિંદ સંઘે હૈદરાબાદમાંથી લશ્કર ખસેડ્યું કે ત્યાં રઝાકારોની રંજાડપ્રવૃત્તિ શરૂ થઈ ગઈ. યથાવત્ કરારોનો પણ છડેચોક ભંગ કરવામાં આવ્યો. છતાં હિંદ સંઘે ખામોશી રાખીને વાટાઘાટોને માર્ગે હૈદરાબાદનો પ્રશ્ન ઉકેલવા પ્રવૃત્તિ આદરી. પણ નિઝામનું માથું ફરી ગયું હતું અથવા રઝાલવું નહોતું. મંત્રણાઓ તૂટી પડી અને, હવે હૈદરાબાદની સાન ઠેકાણે આણવા આર્થિક નાકાબંધીનો આશ્રય લીધો. છતાં પરિસ્થિતિ વણસતી જ રહી છે અને ખુલ્લી લડાઈ ફાટી નીકળવાની હરેક પળે શક્યતા જોવાય છે.

આ પ્રકરણમાં પણ હિંદ સંઘે પોતાની નિર્બળતા અને અદૂરદર્શિતા પ્રગટ કરી છે એમ ટીકાકારોનું કહેવું છે. પ્રશ્નના સ્વરૂપને પ્રથમથી જ પામી જઈને પ્રશ્નને ઊગતો ડામવાને બદલે અનિર્ણયમાં કે અણઆવડતમાં હિંદ સંઘ પ્રશ્નને ખૂબ ઉગ્ર થવા દે છે અને પછી નાછૂટકે એનો ઉપાય શોધવા બેસે છે. પહેલેથી જ ઉપાય કર્યો હોય તો પ્રશ્ન વિફરે નહિ એમ ટીકાકારો કહે છે. એ ટીકામાં ઘણું તથ્ય છે એમાં તો સંદેહ જ નથી. છતાં કજિયાનું મોં કાળું કરવાની વૃત્તિ જોર કરતી હોવાથી જ આવી ભૂલો થવા પામે છે. જોકે એટલું જ સાચું એ નિર્બળતાનું નહિ પણ નિર્દોષતાનું લક્ષણ છે. જોકે રાજકાજમાં નિર્દોષતા કદીક નિર્બળતાનો પર્યાય બને ખરી.

બહારના જે વિકટ પ્રશ્નોનો સામનો આ એક વર્ષમાં આપણા રાષ્ટ્રને કરવો પડ્યો છે તેનો ખ્યાલ ઉપર આપ્યો. પણ અંદરના પ્રશ્નો પણ ઓછા ઉગ્ર નહોતા. પીઢ નેતાઓની મહેચ્છા એવી હતી કે પ્રજાને સ્વરાજ્યનું સુખ ભોગવતી કરી મૂકવી અને દોઢ સૈકાની જે પરાધીનતાએ પ્રજાના હાડ ભાંગી નાખ્યાં હતાં તેમાંથી પ્રજાને ટટ્ટાર કરવી. આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં પણ કરવાનું બાકી હતું. મહાસભાના ધ્યેયમાં વ્યક્ત થતા સમાજવાદના અવતરણ માટે રાષ્ટ્રનિયોજન ને ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણનો કાર્યક્રમ અમલમાં મૂકવાનો હતો. દેશનું ઉત્પાદન વધારી અછત અને અંકુશોમાંથી દેશને મુક્ત કરવાનો હતો. બંધારણ ઘડવાનું હતું. રાષ્ટ્રવિકાસની યોજનાઓ હાથ ધરવાની હતી. સામાજિક અસમાનતા અને નિરક્ષરતા દૂર કરવાની હતી. પણ પોરો ખાવાનો વખત મળે તો આ બધું હાથ ધરી શકાય ને? ભાગલા પડવાથી દેશના અર્થતંત્રમાં મોટી ઉથલપાથલ થઈ ગઈ હતી. અધૂરું હતું તે નિર્વાસિતોના પુનર્વસવાટે પૂરું કર્યું. કાશ્મીર મોરચાની લડાઈ પણ ઓછી ખર્ચાળ નથી. બ્રિટન પાસેનું આપણું લેણું ગંજાવર છતાં આપવામાં અળિયાંગળિયાં કરે છે ને ડૉલર વગર અન્ય પરદેશોમાંથી માલ ખરીદવો ફાવતો નથી. સમૃદ્ધ છતાં ગરીબ આ દેશ આયાતનિકાસના ધોરણે જ પોતાના વ્યવહારને સ્થિર કરી શકે. બીજી બાજુએ અનાજ, કાપડ આદિ

પ્રાથમિક જરૂરતો પરના અંકુશોથી પ્રજા હેરાન થઇ ગઇ હતી. બીજા વિશ્વયુદ્ધને લીધે ઊભી થએલી મોંઘવારીએ પ્રજાને નીતિદુર્બળ બનાવી હતી અને વેપારીઓની સંઘરાખોરી તથા કાળાં બજારની અને અમલદારોની રૂશ્વતખોરીની કંઇ વાત પૂછવાની નહોતી.

પ્રજાને પુનઃ નીતિને માર્ગે વાળવા ગાંધીજીએ અંકુશો ઉઠાવી લેવાનો પોકાર ઉઠાવ્યો. ઉદ્યોગપતિઓ, વેપારીઓ અને અંકુશોથી કંટાળેલી પ્રજાએ એમાં સૂર પુરાવ્યો અને લાઇલાજ બનીને સરકારે પ્રજામતને વશ વર્તવાનું સ્વીકાર્યું. અંકુશો ક્રમેક્રમે જવા લાગ્યા અને ભાવોમાં ઉછાળો આવવા માંડયો. પ્રજા અણુકેળવાયલી અને ઉદ્યોગપતિઓ ને વેપારીઓ કેવળ 'સ્વાર્થી,' એટલે વખત આવ્યે પ્રજાદ્રોહી અને દેશદ્રોહી પણ ખરા. પરિણામે અછતની અછત રહી અને બાંધી આવકવાળાઓને મોંઘવારીનો માર પડયો. મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકારોની વહીવટી કુશળતા વિશે આખા યે પ્રકરણમાં પ્રજાને સતત સંદેહ રહ્યા કર્યો છે અને એ સંદેહ દૂર કરવાના પ્રયત્નો અને ઉધામા છતાં એ ટકી રહ્યો છે. એનો નિર્ણય ભાવી જ કરી શકે. છતાં એક વસ્તુ નક્કી છે કે રાજતંત્ર જ બધા ચમત્કારો કરી દે એવી મનોદશા પ્રજાનો મોટો ભાગ સેવે છે. પ્રજાના સહકાર વિના સારામાં સારો, કુશળમાં કુશળ કાર્યક્રમ નિષ્ફળ જાય એ વસ્તુ હજી પ્રજાના ધ્યાનમાં જોઇએ તેટલી ઊતરી નથી. આપણે અમર, વેવલી, ટૂંકી બુદ્ધિવાળી સ્વાર્થી પ્રજા છીએ, આપણામાં ચારિત્ર્ય અને સહિષ્ણુતાનું તેજ નથી, એનો અનુભવ ડગલે ને પગલે થતો જાય છે. આપણે ચીલો પાડીએ છીએ પણ વસ્તુસ્થિતિ સમજવા રોકાતા નથી. સમજ્યા પછી એને અનુસરવાની આપણામાં હામ હોતી નથી. છતાં ભોળા નેતાઓને ભાંડીએ છીએ. સ્વરાજ્ય ભોગવતી પ્રજાની કર્તવ્યબુદ્ધિ જેવી જાગતી હોવી જોઈએ તેવી આપણી કર્તવ્યબુદ્ધિ જાગતી નથી. પરિણામે આપણે સ્વરાજ્યને કેવળ હાડમારી સ્વરૂપે જ ઓળખીએ છીએ ને કેટલાક તો જૂના શાસનને યાદ કરીને નિસાસા પણ મૂકતા જોવા મળે છે. આ વિપરીતતા જેવીતેવી નથી. આપણે સમર્થ નેતાઓને લીધે જ ઊજળા દેખાઇએ છીએ, બાકી કંગાલોના ટોળા કરતાં વધારે ઊંચું ખમીર બતાવવાની ધૃતિ આપણામાં નથી. વર્ષોની ગુલામીએ આપણી એવી વિકૃત મનોદશા કરી નાખી હશે. તોપણ વેગથી અને સંકલ્પથી આપણે સ્વભાવની પુનર્રચના જોઇશે. તે વિના આપણું કશું સિદ્ધ નહિ કરીએ ને નેતાઓએ સિદ્ધ કર્યું હશે તે પણ હૈયાફૂટાપણામાં ખોઇ બેસીશું.

દેશમાં સત્તાવાદ અને કોમવાદ પણ માથું ઊંચકી રહ્યો હતો, અને જુદાજુદા રાજકીય પક્ષો સત્તા હસ્તગત કરવા ઊંચાનીચા થતા હતા એ પણ સ્વરાજ્યની બીજી મોટી મુશ્કેલી હતી. હુંસાતૂસી, આક્ષેપો, કાવતરાં, હડતાળો, રમખાણો, એ બધા પ્રપંચોનો કંઇ શુમાર રહ્યો નહિ. શાસન કોમવાદનું વિરોધી હતું અને પ્રજા કોમવાદ તરફ ઢળતી હતી. બિનકોમી નેતાઓ આગળ પ્રજાનું કંઇ ચાલતું નહોતું, છતાં અંદરથી એ ગુસ્સો પણ હતો. આખરે પ્રજાના એ કોમવાદના કેટલાક કાવતરાખોરો નિમિત્ત બન્યા, ને જેમણે કેવળ આત્માની સત્તાથી દેશમાં આંતરિક સુલેહ-શાન્તિ જાળવી રાખી હતી, જરાક જ્યાં પ્રજા અવળે માર્ગે ચાલે કે પોતે ઉપવાસથી પ્રાયશ્ચિત્ત કરી પ્રજાની સુધબુધ ઠેકાણે લાવતા હતા, તે પુણ્ય પુરુષનો એ કાવતરાખોરોએ ભોગ લીધો. ગાંધીજી એક દેશવાસીને હાથે, એક સ્વધર્મીને હાથે, અધર્મ નહિ કરવાના અપરાધસર વીંધાયા! સ્વરાજ્યના પહેલા જ વર્ષમાં આ દેશ પર ગુજરેલી એ ઘોરતમ આપત્તિ હતી. સારો દેશ પૂજ્ય બાપુજીને ગુમાવીને રડયો, કકળ્યો, પણ શુદ્ધ થયો. નેતાઓ અધિક સાવધ થયા. પ્રજાએ શરમાઇને કોમવાદ ખંખેરવા માંડયો. આમ ગાંધીજીના આત્મસમર્પણથી પ્રજાનું નિશ્ચયબળ થોડુંક વધ્યું. છતાં ખોટ તો એમની પૂરી પુરાય એમ નથી જ. એમના જવાથી દેશનું તેજ ઝાંખું થયું હોય એમ લાગે છે. નેતાઓ જુવાન લાગતા હતા તે હવે ઘરડા લાગે છે. અને છતાં એમનો વારસો અમર તપે છે. એ કેવળ સ્વરાજ માટે મથ્યા નહોતા, પણ સર્વોદય માટે મથ્યા હતા. એમનું જીવનભરનું કાર્ય ભાવનારૂપે, નીતિરૂપે, પરંપરારૂપે હજી યે સજીવ છે.

આ બધા પ્રશ્નો છતાં આપણે ટકી રહ્યા છીએ એ જ આપણી મોટામાં મોટી સિદ્ધિ છે. આપણે હાર ખાધી નથી, દબાઇ ગયા નથી. નેતાઓના સંકલ્પબળે આગળ વધ્યા છીએ, શુદ્ધ થયા છીએ. કાળાં બજારો, નફાખોરી, ગરીબી, બેકારી, અસ્પૃશ્યતા, ઊંચનીચ ભાવ, બધું યે હજી આપણી વચમાં ગબડે છે. છતાં આપણે ટકી રહ્યા છીએ તો સ્થિર બુદ્ધિથી ઉપાય થઇ રહેશે એમ કહેવામાં હરકત નથી. મોટામોટા કાર્યક્રમો હાથ ધરવાનો સંજોગ ઊભો થયા પહેલાં એનું નામ લેનારા કેટલા ?

આપણી દૃષ્ટિ ત્યાં ખોડાઇ રહી છે એમાં પણ સંશય નથી. દેશી રાજ્યોનો પ્રશ્ન જે સરળતાથી ઉકલી ગયો છે તે પણ આપણી એક વિસ્મયકર સિદ્ધિ છે. એ જ રીતે નહેરો, બંધો, વીજળિકબળ ને બીજી કેળવણીક અને સંશોધક વિકાસયોજનાઓનો પાયો નંખાયો છે એ બીજી સિદ્ધિ છે અને છતાં હજી સાચી સિદ્ધિ ઘણી દૂર છે. સ્વરાજ્ય મળ્યું કે તરત ગાંધીજીએ પ્રશ્ન ઉપસ્થિત કરેલો: 'પૂર્ણ સ્વરાજ તો દૂર છે. સ્વરાજ્ય પણ મળ્યું કહેવાય કે? સ્વરાજ્યનો અર્થ એટલો જ હતો કે અંગ્રેજોની સત્તા જાય? મારે મન એ નહોતો.' ગાંધીજીનાં વચનોમાં સૂર પુરાવ્યા વિના ચાલે તેમ નથી. છતાં દેશના ધુરીણો ને દેશની પ્રજા વચ્ચે આ બાબતમાં એકમતિ છે એટલું સુભાગ્ય છે.

કયો પક્ષ સત્તા પર રહે છે ને કયો જાય છે તેનો આ પ્રશ્ન નથી. પણ પૂર્ણ સ્વરાજ સિદ્ધ કરવા માટે પ્રજાની સંકલ્પશક્તિ કોણ સતેજ કરી શકે એમ છે તેનો જ એ પ્રશ્ન છે. જે એટલું કરી શકશે તે જ પ્રજાના હૃદય પર પણ રાજ્ય કરી શકશે. આજે તો ઝઘડતા પક્ષો ગાંધીજીનું નામ દઇને એકબીજાને હલકા પાડે છે, તો બીજા કેટલાંક પ્રજાને વિશ્વાસમાં લીધા વિના સત્તાનો કબજો લેવા આગળ વધી રહ્યા છે. એમનો શો અંજામ આવશે તે કોણ કહી શકે? છતાં જેઓ આજે સત્તા પર છે તેઓ પ્રજાને સુખી, સશક્ત, વિવેકી ને ચારિત્ર્યશીલ બનાવવા માટે જે કંઈ કરવું ઘટે તે નહિ કરી છૂટે તો ઉપાય એમના હાથમાં નહિ રહે એવી સ્ફોટક આજની પરિસ્થિતિ છે. જૂનાં કોચલાં હજી એવાં ને એવાં દેખાય છે, પણ એ જર્જરિત છે ને સ્પર્શમાત્રથી એમનો ચૂરો થઈ જાય એમ છે. છતાં ભીતિથી કે આશંકાથી, જેઓ એ કોચલાંનું શરણ લેવા જશે તેઓ પ્રજાની મૂક અવકૃપાના ભોગ થશે એ પણ નિર્વિવાદ છે. પ્રજામાં અત્યારે ચડતું લોહી છે. પ્રજાનાયકોએ અત્યારે પ્રજાશક્તિને મોટામોટાં કાર્યોમાં જોતરવી ઘટે. આપણે ત્યાં ભાષણો ને શિખામણોની અવધિ થાય છે, પણ શું કરવાનું છે તેનો સુયોજિત નકશો કોઇ આપતું નથી. બધા સૂત્રો જપી જાય છે ને એ સાંભળીને કંટાળેલી પ્રજા ક્ષુદ્ર વ્યવહારમાં પોઢી જાય છે. આ સ્થિતિ ટળશે તો જ સાચું સ્વરાજ્ય ભોગવવા પામશું.

શ્રુતબંધુ

# સંસારનાં શહેરો

## ૩૫-તેલ-અવીવ

૨૦૦૦ વર્ષ પછી જેની ગઈ ૧૫મીએ ફરી વિધિસર સ્થાપના કરવામાં આવી એ યહૂદી રાજ્યની રાજધાનીનું આ શહેર આજે કપરી કસોટી અને આપત્તિઓમાંથી પસાર થઇ રહ્યું છે. મિસર વગેરે અરબ દેશોનાં વિમાનોના બૉમ્બમારાથી થતા જાનમાલના વિનાશ સામે તે ટક્કર ઝીલી રહ્યું છે, અને પોતાના રાજ્યની રક્ષા કરવાની ઉત્કટ તમન્ના તથા યુદ્ધોત્સાહની ભાવનાથી એ સમસ્ત શહેર આજે ધમધમી રહ્યું છે.

પૅલેસ્ટાઈન આખામાં આજે સૌથી મોટા ગણાતા આ શહેરની સ્થાપના તથા આજના તેના આશ્ચર્યકારક વિકાસના મૂળમાં યહૂદી લોકોનો અદમ્ય પુરુષાર્થ તથા ચીવટ રહેલાં છે. આજથી ફક્ત ૪૫ વર્ષ પહેલાં એ સ્થળે રેતીના ઢગલાઓ સિવાય કશું ન હતું, અને એ નિર્જન રેતીના પટ પર સાગરનાં પાણી પથરાતાં. એવી વેરાન જગ્યાએ ૧૯૦૩ની એક સવારે, પાસેના જાફા શહેરમાંથી, ત્યાંની ગંદકી અને ભાડાના ત્રાસથી કંટાળેલાં ૬૦ યહૂદી કુટુંબો આવી વસ્યાં. તે વખતે ત્યાં આશરા માટે નહોતું ઝાડ કે નહોતી કોઇ વનસ્પતિ. જ્યાં જુઓ ત્યાં રેતીના ઢગલા. પણ એ કૃતનિશ્ચયી કુટુંબોએ ત્યાં જ શહેર વસાવવાનો નિર્ધાર કરીને કપરો ઉદ્યમ શરૂ કર્યો, અને તેમના ધૈર્યશીલ નેતા મીર ડીઝેનગોફની દોરવણી હેઠળ જોતજોતામાં તેમણે ઘરો અને બગીચા ઊભાં કર્યાં અને તેનું નામ પાડયું 'તેલ-અવીવ'. હિબ્રુ ભાષાના એ શબ્દનો અર્થ થાય છે 'વસંત ઋતુનો પર્વત'.

ધીમેધીમે તે વસાહતની વસતિ વધવા માંડી અને અરબ વર્ચસ્વવાળા જાફા શહેરમાં પડતી અનેક હાડમારીઓને પરિણામે ઘણા યહૂદીઓ જાફા છોડીને તેલ-અવીવ આવી વસવા લાગ્યા. સાથેસાથે પોતાના અનેક ઉદ્યોગો પણ તે લાવ્યા; અને ૧૯૧૧માં તો તેની વસતિ સાડા પાંચસો પર પહોંચી. પણ તેની વસતિ ઝપાટાબંધ તો વધવા લાગી પહેલા મહાયુદ્ધ પછી; કેમકે એ કાળમાં યહૂદીઓ પર યુરોપભરમાં જે જુલમો થયા તેથી તેઓ પૅલેસ્ટાઈનમાં આવી વસવા લાગ્યા. ૧૯૨૧માં આ શહેરની વસતિ ૩૦૦૦ થઈ, ૧૯૨૯માં ૩૮ હજાર અને ૧૯૩૧માં તો તે આંકડો ૪૬ હજાર પર પહોંચ્યો.

પણ જેમજેમ એ શહેરનો વિસ્તાર થવા લાગ્યો તેમતેમ કેવળ કુદરતનિર્મિત જ નહિ પણ માનવનિર્મિત સંકટોનો પણ તેને સામનો કરવો પડયો. જ્યારે તેનું બંદર બંધાવા લાગ્યું ત્યારે જાફા અને હૈફાનાં સ્થાપિત હિતો તેમાં અનેક મુશ્કેલીઓ ઊભી કરવા લાગ્યાં, કારણ તેલ-અવીવનું બંદર બંધાતાં તેમનું મહત્ત્વ ઘટી જાય તેમ હતું. તેનો ધક્કો બાંધતી વેળા તો હિંસાનો પણ ઉપયોગ થયો. પણ આ કશાથી ન ડગતાં યહૂદીઓએ ચીવટથી પોતાનું ધ્યેય ધપાવ્યે જ રાખ્યું અને તેલ-અવીવને મજબૂત પાયા પર મૂકી દઇ તેને એવું તો ધીકતું બનાવ્યું કે ગઇ કાલનું જાફા શહેરનું પરું ગણાતું એ નાનકડું નગર જાફા અને હૈફાને પણ ઢાંકી દે એવું વિશાળ બન્યું.

આજે સવા બે લાખની વસતિ ધરાવતું આ શહેર યુરોપના કોઈપણ મોટા શહેરને ટક્કર મારે તેવું અદ્યતન ને આકર્ષક છે. પાશ્ચાત્ય ઢબનાં જંગી મકાનો, કૉન્ક્રીટના વિશાળ રસ્તા તથા તેની બંને બાજુએ વૃક્ષોની હારમાળા, ધીકતાં બજારો, જંગી કારખાનાં, અદ્યતન સીનેમા તથા નાટયાલયો, અને ટ્રામ-મોટર આદિ વ્યવહારનાં આધુનિક સાધનો તે ધરાવે છે. તદ્દન પશ્ચાત અને જૂની ઢબની બાંધણી ધરાવતા આખા પૅલેસ્ટાઇનમાં તેલ-અવીવ તેની આધુનિક ઢબની યોજનાબદ્ધ બાંધણીને કારણે તદ્દન જુદી જ ભાત પાડે છે. અનેક કારખાનાંઓ, ઉદ્યોગો તથા વેપાર વધારવામાં વિવિધ દેશોના યહૂદી લોકોનાં ધન અને શ્રમ ખર્ચાયાં છે. પરિણામે, એ એવું તો ફૂલ્યુંફાલ્યું છે કે પોતાને ત્યાંથી ઇજિપ્ત આદિ જેવા દેશોમાં પણ ફટા, સીમેન્ટ, કાપડ, ચામડું આદિ વસ્તુઓ નિકાસ કરી શકવા જેટલું શક્તિશાળી બન્યું છે.

'રેતી પર શહેર ન બાંધવા'ની બાઈબલની આજ્ઞા ઉથાપીને, હિંમત, ત્રેવડ ને કુનેહથી વસાવાએલું આ શહેર સંપૂર્ણતઃ યહૂદી છે. ભંગીથી માંડી છેક નગરપતિ સુધીનાં બધાં જ સ્થાનો યહૂદી સંભાળે છે. જગતભરમાં કોઈ દેશમાં જેમને માનભર્યું સ્થાન નથી ને આજ સુધી જેઓ એક દેશમાંથી બીજામાં આશરા માટે ભટકતા રહ્યા એ યહૂદીઓના નિર્ભેળ આશ્રયસ્થાન રૂપ આ એક જ શહેર તેમનું પોતાનું કહી શકાય તેવું છે. અનેક મુશ્કેલીઓ પછી હાલમાં જ સ્થપાએલા તેમના સ્વતંત્ર રાજ્યમાં દાખલ થવાનું તેલ-અવીવ નિર્ભય પ્રવેશદ્વાર છે. શહેરમાં લગભગ બધા જ ચુસ્ત યહૂદી ધર્માનુયાયી હોવાથી દર શુક્રવારે યહૂદી ધર્મની આજ્ઞાનુસાર જાહેર ધાર્મિક તહેવાર પળાય છે. તે દિવસે સૂર્યાસ્તના એક કલાક અગાઉ શહેરમાં બ્યૂગલ વાગે છે અને સૌ પોતપોતાના કામ બંધ કરી દે છે. શહેરની તમામ પ્રવૃત્તિ અટકી જાય છે અને બધાં યહૂદી ધર્મમંદિરમાં ભેગા થઈ પ્રાર્થના કરે છે.

ઉદ્યમી યહૂદી કોમના અખંડ પુરુષાર્થના પ્રતીક રૂપ આ શહેર આજે તો ઇઝરાઇલ રાજ્યની રાજધાની તરીકેનું માન તથા આપત્તિ બંને ભોગવી રહ્યું છે. અરબ-યહૂદી યુદ્ધની આંધીમાંથી પાર ઊતરી તે હજુ વિકસશે કે નાશ પામશે એ કોણ કહી શકે ?



# જેમાંથી સોનું બનાવવા પાછળ જૂના કીમિયાગરો ફના થઇ ગયા તે પ્રવાહી ધાતુ પારો

લેખક-ડૉ. નરસિંહ મૂ. શાહ., એમ. એસસી., પીએચ. ડી.

પારા વિષેનું આપણું જ્ઞાન તો ખૂબ જૂનું છે. ભારતના આદ્ય રસાયનશાસ્ત્રી નાગાર્જુનના 'રસરત્નાકર' નામે વિખ્યાત ગ્રંથમાં પારામાં હરતાળ નાખી સોનું બનાવવાનો ઉલ્લેખ છે; અને 'રસરત્ન-સમુચ્ચય'માં રસાયનશાસ્ત્રી કેવો હોવો જોઇએ ને તેણે પોતાની પ્રયોગશાળા કેવા સ્થાનમાં બાંધવી તેનું વર્ણન છે. પારામાંથી ઉપયોગી પદાર્થો બનાવવાનું પણ તે વખતના વિજ્ઞાનીઓ જાણતા, એટલે પારા સંબંધી જૂના ઉલ્લેખો પણ ઘણા મળી આવે છે. જૂનાં પુસ્તકોમાં પારાને 'રસ' તરીકે ઓળખાવ્યો છે.

પશ્ચિમના દેશોમાં ઈ. સ. પૂર્વે ૩૫૦માં ગ્રીક તત્ત્વજ્ઞાની ઍરિસ્ટોટલે સૌ પ્રથમ પારા સંબંધી ઉલ્લેખ કરેલો મળી આવે છે. સામાન્ય ઉષ્ણતાએ પ્રવાહી ધાતુ એટલે પારો. ત્યાર બાદ રસાયનના પ્રાચીન સાહિત્યમાં 'પ્રવાહી રૂપા'ના નામનો જે ઉલ્લેખ મળી આવે છે, તે પણ પારો. મૂળ લૅટિનમાં તેને 'હાઇડ્રાર્જિરમ' કહ્યું છે, જેનો અર્થ પ્રવાહી રૂપું થાય છે. આ ઉપરથી અંગ્રેજી ભાષામાં પારાની રાસાયનિક સંજ્ઞા તરીકે Hg વપરાય છે. પારાને જૂના કાળમાં 'ક્વિક સિલ્વર' પણ કહેતા. આપણામાં પારો 'હરણિયા પારા' તરીકે સામાન્યતઃ વિશેષ ઓળખાય છે, કેમકે એ પ્રવાહી ધાતુને પકડવા જતાં તે હરણની માફક સરી ને છટકી જાય છે.

અસલના કીમિયાગરો પારાને ધાતુઓના સત્ત્વરૂપ લેખતા. પારામાંથી સોનું બનાવી શકાય છે એ માન્યતાને લીધે તેમનામાં પારા પ્રત્યે એક પ્રકારનો મોહ હતો અને તે માટે અનેક કીમિયાગરોએ પોતાની અમૂલ્ય જિંદગી પણ વેડફી નાખી હતી.

કેટલીક શિલાઓમાં પારાના નાનાનાના દાણા મળી આવે છે; પરંતુ તેનું મહત્તાપૂર્ણ ખનીજ તો સીનાબાર છે. તે પારા અને ગંધકનો સંયોજિત પદાર્થ છે (HgS) અને તેમાં ૮૬ ટકા સુધી પારો હોય છે. આ ખનીજ મુખ્યત્વે સ્પેન, ઇટાલી, મેક્સિકો, અમેરિકા અને ચીનમાંથી નીકળે છે, જેમાં ઈટાલી સૌથી વિશેષ પારો પેદા કરે છે ને બીજે નંબર સ્પેનનો આવે છે. બજારમાં તે ૭૬ રતલ વજનમાં સજ્જડ લોખંડના શીશામાં ભરેલો મળે છે. પાણી કરતાં તે ૧૩.૬ ગણો ભારે હોવાથી એક રતલ પારો તો સાવ જરાક લાગે છે.

તેના ખનીજમાંથી પારો કાઢવાની રીત સાવ સાદી છે. સીનાબારને હવાના પ્રવાહમાં ભઠ્ઠીમાં ભૂંજવામાં આવે છે. આ ક્રિયાથી હવામાંનો ઑક્સિજન ગંધક સાથે જોડાવાથી સલ્ફર ડાયૉક્સાઈડ વાયુ બને છે અને પારો છૂટો પડે છે. પારા પર હવાની અસર થતી નથી અને ભઠ્ઠીની ઉષ્ણતાએ પારો ઊડણ હોવાથી તેની બાષ્પ થઇ જાય છે. તેને ફરી ઠંડી પાડવાથી પારો એકઠો થાય છે.

બજાર પારો શુદ્ધ હોતો નથી. તેમાં સીસું ને ત્રાંબું હોવાથી તેના પર કાળાશપડતું પડ દેખાય છે. શુદ્ધ પારો તો રૂપા જેવો સફેદ ને ચકચકિત હોય છે. પારો શુદ્ધ કરવાની અનેક રીતો છે. શેમોઇ લેધરમાંથી તેને ગળવાથી પણ અમુક અંશે શુદ્ધ કરી શકાય છે. પણ વિશેષતઃ તો રાસાયનિક ક્રિયા વડે શુદ્ધ કરેલો પારો જ વપરાય છે.

આજથી અરધી સદી પૂર્વે પારાના બે મુખ્ય ઉપયોગ હતા: એક, અરીસાની બનાવટ માટે: (કાચના પાછળના ભાગમાં પારાવાળી મિશ્ર ધાતુ ચોપડવામાં આવતી); અને બીજો, ખનીજમાંથી સોનું કાઢવામાં. આજે તો બીજા પણ અનેક ઉપયોગમાં પારો વપરાય છે: છતાં તેના મહત્ત્વના પ્રમાણમાં તેની વપરાશ હજી વધી જણાતી નથી: પારાને બદલે ઉપયોગમાં લઈ શકાય એવા નવા પદાર્થો પણ શોધાયા છે.

વીજળિક ઉદ્યોગમાં પારો સારી રીતે વપરાય છે: મર્ક્યુરી આર્ક રેક્ટીફાયરોની બનાવટમાં, રેફ્રીજરેટરમાં, ઑટોમૅટિક સ્વિચમાં તથા થર્મોમીટર, બૅરોમીટર વગેરે વિજ્ઞાનનાં સાધનોની બનાવટમાં પારાનો ઉપયોગ થાય છે. વરાળના બૉઈલરમાં જેમ પાણી વપરાય છે તેમ હવે પારાની બાષ્પવાળાં બૉઈલર પણ અસ્તિત્વમાં આવ્યાં છે. આવાં બૉઈલરોમાં શરૂઆતમાં ૧૦૦ ટન જેટલો પારો જોઇએ છે. પરંતુ આવાં બૉઈલરો હજી જૂજ જગ્યાએ જ ચાલે છે.

રસસીંદૂર-હિંગળોકની બનાવટમાં પણ પારાનો ઉપયોગ થાય છે. સોનારૂપાના ખનીજમાંથી એ ધાતુઓ કાઢવા માટે પણ પારો વપરાતો; પણ બીજી સસ્તી રીતો અસ્તિત્વમાં આવવાથી આ ઉપયોગ લગભગ નજીવો થઇ ગયો છે. ધડાકો કરનાર તરીકે વપરાતું મર્ક્યુરી ફુલ્મીનેઈટ બનાવવામાં પારો પુષ્કળ વપરાતો, તેને બદલે હવે લેડ એઝાઇડનો ઉપયોગ વધતો જાય છે. ઔષધોની બનાવટમાં તો પારો જૂના વખતથી વપરાતો આવ્યો છે. રસકપૂર, કેલોમલ અને એવી બીજી દવાઓ પારાના જ પદાર્થો છે. વહાણના તળિયે રંગવામાં જે રાતો મર્ક્યુરી ઑક્સાઇડ વપરાય છે તે રાતો હિંગળોક સેંકડો વર્ષોથી ચીનાઓ રંગ તરીકે વાપરે છે. મર્ક્યુરી નાઇટ્રેટ ફેલ્ટ હૅટ તૈયાર કરવા માટે વપરાતું આવેલ છે. બૅટરીની બનાવટમાં પારો ચોપડેલું જસત જોઇએ છે. સોડિયમ મિશ્રિત પારો રાસાયનિક ક્રિયાઓમાં વપરાય છે. સોનું, રૂપું અને જસતની સાથે પારો મેળવીને એ મિશ્ર ધાતુ દાંત ભરવા માટે વપરાય છે. પારાવાળી એ મિશ્રધાતુ 'ઍમાલ્ગમ' કહેવાય છે.

રસકપૂર, વાઢકાપના કાર્યમાં ઓજારોને જંતુવિહીન કરવા માટે અત્યંત પાતળા દ્રાવણ (૦.૧ ટકા) તરીકે વપરાય છે. તે અત્યંત ઝેરી પદાર્થ છે. કદાચ જો ભૂલથી આ પદાર્થ પેટમાં ગયો હોય તો તેના મારણ તરીકે ઇંડાની કાચી સફેદી ખવડાવવી અને પછી ઉલટી કરાવવી. કૅલોમલ તો જુલાબ માટે જાણીતું છે. કાર્બનિક પદાર્થ-સંયુક્ત પારાના અન્ય પદાર્થો તૈયાર કરવામાં આવ્યા છે. તેમાંના કેટલાક ઔષધોમાં ઉપયોગી થાય છે. જેમકે, મર્ક્યુરોક્રોમ જંતુવિનાશક ઔષધ તરીકે કામમાં આવે છે. આયુર્વેદમાં પારાના સંયોજનોનો ઉપયોગ ચાંદી જેવાં દર્દોમાં કરવાનું સૂચવ્યું છે અને હજી થયા સૈકા પર્યંત પારાનો ઉપયોગ આવાં દર્દો માટે થતો.

સંઘરેલા અનાજમાં જિવાત ન પડે એ માટે પારાની ચેપલી કરી તેમાં મૂકવામાં આવે છે. સોનું, ત્રાંબું વગેરેની ચીજોને પારો ઘસવાથી તે સફેદ થઈ જાય છે; ત્રાંબાનો પૈસો રૂપિયા જેવો લાગે છે, ને સોનાની વીંટીને પારો અડે તો તે પણ સફેદ થઈ જાય છે. આ સફેદ પડ પાતળા નાઈટ્રિક ઍસિડ વડે ધોવાથી નીકળી જાય છે. આલ્કલી તેમજ હાઇડ્રોક્લોરિક-યા સલ્ફ્યુરિક ઍસિડના પાતળા દ્રાવણની પારા પર અસર થતી નથી. પાણીમાં દ્રાવ્ય વાયુઓ એકઠા કરવા પાણીને બદલે પારો વપરાય છે (અનુસંધાન પૃ૦ ૨૩૮મે)



# માધુકરી

આવો બ્રાહ્મણ ને આર્ય, આવો શૂદ્ર અનાર્ય,
આવો ક્રિસ્તાન મુસલમાન ને અછૂતો,
આવો આવો પતિત નિશ્ચલ નિશ્ચિંત ચિત્ત,
આની મુક્તિના સર્વે સરખા હતો.
માના અભિષેકતણો, મંગળ આ કુંભ હણો
સહુને સ્પર્શે જશે ભરાઇ પુણ્યનીરે

ભારતભૂમિને લોહ-સાગર-તીરે —ઝવેરચંદ મેઘાણી

## નિઝામ

[બ્રિટિશો હિંદ છોડી ગયાં પછી તેમની પ્રપંચી કરણીના પરિણામ રૂપ જે કેટલાક જટિલ પ્રશ્નો હિંદ સરકાર સમક્ષ ઊભા થયા છે તેમાં હૈદ્રાબાદનો પ્રશ્ન આજે સૌથી વધુ કટોકટીનો થઈ પડ્યો છે. ત્યાંના નિઝામ બીજા દેશી રાજ્યોની માફક હિંદ સરકાર સાથે જોડાવાની તથા રાજ્યમાં જવાબદાર પ્રજાકીય સરકાર સ્થાપવાની ના પાડે છે, એટલું જ નહિ પણ પોતે સ્વતંત્ર છે ને હિંદી સરકાર સાથે તેના સમોવડિયા તરીકે જ કરાર કરવાનો હક ધરાવે છે એવા મનોરથો સેવે છે. પણ ઇતિહાસ કહે છે કે નિઝામ કદી પણ સ્વતંત્ર નહોતા. આજ સુધી મુઘલ, મરાઠા કે અંગ્રેજોના માંડલિક તરીકે જ તે જીવ્યા અને ટકી રહ્યા. વળી નિઝામશાહીની સ્થાપના ને વિકાસનો ઇતિહાસ શરૂથી જ વિશ્વાસઘાત ને દગાખોરીથી ભરેલો છે. એની સ્થાપના કેવી રીતે થઈ, તેના સંવર્ધન પાછળ કઇ ચાલબાજી ખેલાએલી તથા આજ સુધી મુઘલો, મરાઠા ને અંગ્રેજોની દયા પર તે કેવી રીતે ટકી તેનો અહેવાલ 'રીડર્સ ડાઇજેસ્ટ'? 'રીવ્યૂ', 'મૌજ', 'બ્લિટ્ઝ' ને 'ઇન્ડિયા' પત્રો પરથી તારવી નીચે આપ્યો છે.]

૧૭મી સદીની અધવચમાં બુખારાથી શેખ-ઉલ-ઈસ્લામ નામનો એક મહત્ત્વાકાંક્ષી પુરુષ પોતાનું નસીબ અજમાવવા હિંદમાં આવ્યો અને ઔરંગઝેબના લશ્કરમાં નોકરીએ રહ્યો.





ડાબી બાજુ : નિઝામશાહીના આદ્ય સંસ્થાપક મીર કમરૂદ્દીન નિઝામ-ઉલ-મુલ્ક, આસફજાહ પહેલા. જમણી બાજુ : હૈદ્રાબાદના હાલના નિઝામ મીર ઉસ્માનઅલીખાન.

### ૩૨ : ફુત્કી



માળો બાંધવાની તેની અદ્ભુત કળાને લીધે 'દરજી' કે દરજીડાના નામથી વધુ જાણીતું આપણું આ પરિચિત પંખી કદમાં તો ચકલી કરતાં નાનું છે; પણ માળો બાંધવાનું તેના જેવું કૌશલ કોઈમાં નથી. બીજાં પંખી પેઠે ડાળી પર માળો ન બાંધતાં તે કોઈ મોટા પાંદડાની બે બાજુની કિનારીઓને દોરા, પરાળ કે કરોળિયાની જાળના તાંતણા વડે સીવી લઇ પ્યાલા જેવો માળો રચે છે. પાંદડાં નાનાં હોય તો બે-ત્રણ પાંદડાં સાથે સીવી લે છે. સોય તરીકે તે પોતાની અણીદાર ચાંચનો ઉપયોગ કરે છે, ને માળો ફાટી ન જાય તે માટે બંને બાજુ ગાંઠો પણ મારે છે! પછી તેમાં ઊન કે ઘાસ મૂકી તેને રહેવાયોગ્ય બનાવે છે. આ માળો પહેલી નજરે તો કોઇના ખ્યાલમાં યે ન આવે; કારણ પાછળથી જોતા તો તે પાંદડા જેવું પાંદડું જ લાગે!

વાડી, ખેતર કે શહેરોના બાગબગીચાના નિવાસી આ પંખીને ઓળખી કાઢવું તો સાવ સહેલું છે. માથું, ચાંચ તથા પૂંછડી રતાશ પડતાં, પાંખો તથા બરડો ચોપડી, અને પેટ તદ્દન સફેદ. પણ તેની વિશિષ્ટતા છે પૂંછડી. શરીરના પ્રમાણમાં ઠીક ઠીક મોટી એ પૂંછડીનાં પીછાં એવાં ચડઊતરરીતે ક્રમસર ગોઠવાએલાં હોય છે કે જાણે નાનકડો જાપાની પંખો! ચકલી કરતાં યે નાના આ પંખીનો અવાજ તેના શરીરના પ્રમાણમાં ઘણો મોટો છે, અને 'ટુવિટ... ટુવિટ... ટુવિટ...' એવી સીસોટી જેવી બોલી બોલી તે બોલે છે. તેને આળસુની માફક એક સ્થળે બેસી રહેવું ગમતું નથી. સતત આમથી તેમ કુદતું જ હોય. નાનાં જીવજંતુઓ એ તેનો ખોરાક છે. જુદા રંગની તેની બીજી બે જાતો પણ જાણીતી છે.

એપ્રિલથી સપ્ટેમ્બર તેનો ઇંડાં મૂકવાનો કાળ. જમીનથી ત્રણેક ફૂટ ઊંચે માળો બાંધી વાદળી છાંટવાળાં રતાશ પડતાં સફેદ ૩ થી ૪ ઇંડાં તે મૂકે છે.

[illegible] છે. તેનાથી કેવળ સ્નાયુઓનું જ નહિ, પણ હૃદય, ફેફસાં, મગજ, કરોડરજ્જુ ઈત્યાદિ મહત્ત્વના ભાગોનાં પણ આરોગ્ય તથા મૂળ સ્થિતિ સચવાઈ રહે છે. તેનાથી લોહીની ગતિ બરાબર ચાલે છે તથા નાડીઓનો યોગ્ય સંકોચવિકાસ થાય છે. પણ યોગાભ્યાસ વડે સૌથી સરસ અને સીધી અસર થતી હોય તો તે આંતર-ગ્રંથિઓ(Glands) ઉપર. માનવ શરીરમાં સૌથી મહત્ત્વનું સ્થાન એ ગ્રંથિઓ ધરાવે છે. શરીરની સર્વ ક્રિયાઓ તથા અવયવોનું નિયમન તથા સંચાલન કરવાનું, રોગ સામે પ્રતિકારની શક્તિ ઉત્પન્ન કરવાનું તથા શરીરનું એકંદર સ્વાસ્થ્ય જાળવવાનું કાર્ય તે જ કરે છે. તેમનું કાર્ય જો બરાબર ચાલે તો શરીરનું સ્વાસ્થ્ય કદી ન બગડે. સાથેના ચિત્રમાં એ ગ્રંથિઓનાં નામો તથા સ્થાનો દર્શાવ્યાં છે. આસનો દ્વારા આ ગ્રંથિઓ પર સીધી અસર થાય છે. એવી અસર કરનાર કેટલાંક આસનો તથા ક્રિયાઓનાં નામ આ પ્રમાણે છે: (૧) પીનિયલ ગ્રંથિ માટે વૃક્ષાસન; (૨) પિચ્યુટરી માટે શીર્ષાસન; (૩) થાઇરાઈડ: સર્વાંગાસન; (૪) લીવર: મત્સ્યેન્દ્રાસન–જમણી બાજુનું; (૫) બરોળ: મત્સ્યેન્દ્રાસન ડાબી બાજુનું; (૬) શ્લેષ્મ-પૅન્ક્રિયાસ: ઉડ્ડીયાનબંધ, નૌલિ; (૭) એડ્રિનાલ; મયૂરાસન; (૮) કિડની: ભુજંગાસન, શલભાસન; (૯) ટેસ્ટીઝ: સિદ્ધાસન, પદ્માસન. યોગાભ્યાસ કેવળ શારીરિક સ્વાસ્થ્ય ને વિકાસ માટે જ નહિ પણ માનસિક સ્વાસ્થ્ય માટે પણ અત્યંત ઉપયોગી છે તેના અભ્યાસથી મનની એકાગ્રતા તથા માણસનું આત્મિક બળ પણ વધે છે

શરીર અને મનનું આરોગ્ય સાચવવા ઉપરાંત મનુષ્યશરીરના રોગો દૂર કરવા માટેની ઉપચારપદ્ધતિ તરીકે પણ આ યોગાભ્યાસનું સ્થાન ઘણું-ઊંચું છે. આજની અનેક ઉપચારપદ્ધતિઓ—આયુર્વેદ, ઍલોપથી, હોમીઓપથી, જલોપચાર, ઑસ્ટિઓપથી, કિરણ ચિકિત્સા–પૈકી કોઈ પણ યૌગિક પદ્ધતિ જેટલી કાયમી અસરકારક, તથા બિનખર્ચાળ નથી, અને ગમે તે રોગ દૂર કરવાની તેમાં શક્તિ રહેલી છે. માત્ર તે માટે તેના નિષ્ણાતની દેખરેખ નીચે લાંબા વખત સુધી તેનો અભ્યાસ કરવાનું ધૈર્ય તથા ચીવટ જરૂરી છે.

ભારતવર્ષની જ ભૂમિમાંથી ઉત્પન્ન થએલી, હિંદની જ પોતાની આ શ્રેષ્ઠ આરોગ્યવર્ધક ને રોગવિનાશક પદ્ધતિનો સામાન્ય જનતા પોતાના રોજના વ્યવહારમાં ઉપયોગ કરે એ ઇષ્ટ જ નહિ, આવશ્યક પણ છે.—'યોગપ્રવેશિકા' નામે પુસ્તક પરથી(જુઓ: નવાં પુસ્તકો)

### દાડમ: એક બહુગુણી ફળ

દાડમના રસમાં જે અપાર ગુણ રહેલો છે તે બીજાં ફળોમાં મળવો દુર્લભ છે. દાડમ સ્વભાવે ઠંડું, ગ્રાહી ને રોપણ છે અને એનામાં અજબ પિત્તશામક ગુણ રહેલો છે. એટલે જ પિત્તજ્વરના દરદીને દાડમના દાણા ચૂસવા આપવામાં આવે તો તેને વારંવાર લાગતી તૃષા શાંત થાય છે, પેટમાં થતી બળતરાને ઠંડક વળે છે ને પિત્તના કારણે વારંવાર આવતા ઉલટીના ઉછાળા બંધ પડે છે.

મરડા ને સંગ્રહણીના દરદીઓ કે જેમનાં આંતરડાંની આંતરત્વચા શોષ પામી ખૂબ આળી થઈ ગઇ હોય છે અને કોઇ પદાર્થ પેટમાં જતાં આંતરડાં તેને સહન નહિ કરી શકવાથી ગભરાટ પેદા થઈ આવે થાય છે, તેવાઓને દાડમનો રસ આંતરડાંની આળી ત્વચા પર ગુણ કરે છે. ગુમડાં ઉપર જેમ આપણે ઠંડો લેપ કરીએ અને ઠંડક મળે, તેમ એ ત્વચાને દાડમનો રસ અસલ સ્થિતિમાં લાવી મૂકે છે.

એ જ રીતે એ રસ મોઢાની અંદર પણ પેઢાં(મસોડાં)ના આળા ભાગને રૂઝાવે છે, ગળાની બારી ઉપરના સોજાને ઓછો કરે છે, [illegible] કફની ચીકણી પાતળી પરપોટીને ખસેડી ગળાને સ્વચ્છ અને સફાઈવાળું બનાવી આપે છે. કફની એ ચીકણી પાતળી જમાવટને લઈને માણસને ખાંસી—સુક્કી ખાંસી વારંવાર સતાવતી હોય છે, કારણ ખોરાકના ખાધેલા રસમાંથી ઉર્ધ્વગતિએ ગળાની બારી તથા ગળા ઉપર આવેલો કફ ખંખેરી નાખવા કુદરત ખાંસી રૂપે ચાકુ ફેરવે છે. દાડમનો રસ તે જગ્યાએ લાગીને ગળાની સફાઇ એવી રીતે કરે છે કે એ ઉધરસ યા ખાંસીનો ખોંખો બંધ થાય છે. તેમ જ ગળાની બારી સુધરવાથી અવાજની ભરડાઈ અથવા કર્કશતા દૂર થાય છે. આથી જેમને ગાવાનો શોખ છે તેઓનો કંઠ બરાબર ખુલે છે. બીડીઓ પી-પીને તથા સીગારેટો ચૂસીચૂસીને જેમણે ગળા અને શ્વાસનળીને લુહારની ધમણ જેવાં બનાવી નાખ્યા હોય તેમને દાડમનો રસ અસલ સ્થિતિમાં લાવવા માટે સુંદર કાર્ય કરી બતાવે છે.

અસ્વચ્છ અને બળગમભર્યાં મોઢાવાળા માણસો જો નિયમિત દાડમના દાણા ચૂસે તો તે રસ દાંતના મૂળમાં ઠેઠ પહોંચી મૂળ જગ્યાનો સડો બંધ કરે છે, સાધારણ સૂઝેલાં પેઢાં સ્વચ્છ ને નીરોગી બનાવે છે ને પછી દાંત મજબૂત થાય છે.

દાડમના રસમાં અમ્લ તત્વ છે, ગ્લુકોઝ છે અને લોહ પણ છે. વળી અન્ય રીતે ઉત્પન્ન કરેલાં ઔષધીય તત્ત્વો કરતાં ફળોનાં આ તત્ત્વો નિર્દોષ, કુદરતી અને શરીરનાં તત્ત્વો સાથે જલદી મળી જાય છે.

દાડમ તંદુરસ્ત માણસને માટે ભૂખ્યા પેટે લેવા કરતાં જમ્યા પછી લેવું વધારે સારું છે; એટલે કે બપોરે ભોજન લીધા પછી ચાર કલાકે લેવાય એ વધુ લાભકર્તા છે. કારણ કે ખોરાકના ટુકડા ચાર કલાકે વલોવાઈ હોજરીમાં રસ થાય, તે વખતે તેમાં દાડમનો રસ ઉમેરાતાં એ રસ અન્નરસ સાથે હોજરી અને આંતરડાંમાંથી વહેલી તકે શોષાઇને લોહી સાથે ભળી જવા પ્રયત્ન કરે છે.

મીઠા રસથી ભરપૂર દાડમના દાણા કાઢીને ભુકડાવવા અને તેને ચાવી, રસ ગળે ઉતારી બીજનો કૂચો ફેંકી દેવો એ જ દાડમ ખાવાની સરસ રીત છે. જોકે બીજ ખાવાથી પણ ખાસ નુકસાન નથી, પરંતુ નબળી હોજરીવાળાને એ પેટમાં ખૂંચે છે તેમજ કબજિયાત પણ કરે છે. એક માણસ અરધો શેર વજનના દાડમમાંથી નીકળતો રસ એક ટંકે લે તો કાંઇ નુકસાન નથી. એટલો રસ તો જરૂરી પણ છે.

ઘણા માણસોને નસકોરી ફૂટી નાકમાંથી લોહી પડે છે. કેટલીક વખત માથા ઉપર પાણી રેડવાથી આ નસકોરી બંધ થઇ જાય છે. પરંતુ જ્યારે આ પ્રમાણે નસકોરી બંધ નથી થતી ત્યારે દર્દી મુશ્કેલીમાં આવી જાય છે. તે વખતે દાડમના ફૂલ તથા લીલી ધરો (એ નામનું ઘાસ) પત્થર ઉપર છૂંદી તેમાં સહેજ પાણી નાખી, એ છૂંદેલી લૂગદી એક લૂગડાના ટુકડામાં લઈ દર્દીનાં નસકોરામાં બબ્બે પાંચ-પાંચ ટીપાં એવી રીતે મૂકવાં કે તેના મગજની અંદર તેનો રસ [illegible]. આથી લોહી તુરત બંધ થાય છે અને થોડા દિવસ ચાલુ નાખવાથી વારંવાર થઈ આવતો નસકોરી ફૂટવાનો વ્યાધિ પણ નાબૂદ થાય છે.

—વૈદ બાદરજી નરભેરામ શાસ્ત્રી

દાડમના ત્રણ પ્રકાર છે: ખાટાં, મીઠાં ને ખટમીઠાં. એ ત્રણેના ગુણદોષમાં ફેર છે. આપણે ત્યાં દાડમ ઘણે સ્થળે થાય છે. પણ અરબસ્તાનના મસ્કતમાં થતાં દાડમ ઘણાં ઉત્તમ હોય છે, જે મસ્કતી દાડમ કહેવાય છે. સૌરાષ્ટ્રમાં ભાવનગરી દાડમ વખણાય છે

દાડમનાં વૃક્ષ બહુ ઊંચાં નથી હોતાં; પણ બગીચાની શોભામાં એ સુંદર વૃક્ષને સ્થાન મળેલું છે. તેનાં ફૂલ પણ દેખાવડાં હોય છે. પણ આપણા પ્રાચીન કવિઓએ સુંદર નારીના સુશોભિત દાંતને

ઔષધ તરીકે દાડમનો ઉપયોગ નીચે પ્રમાણે છે: (૧) લોહીના ઝાડા, સાદા ઝાડા અને સંગ્રહણી જેવા દરદમાં જીરું અથવા સાકર નાખીને દાડમનો રસ આપવો. (૨) લૂ લાગી હોય, દાહ થતો હોય, તૃષા છીપતી ન હોય ત્યારે દાડમનું શરબત આપવું. બજારમાં મળતાં દાડમનાં શરબત નકલી છે, માટે દાડમનું શરબત ઘેર બનાવવું. (૩) આંખમાં ગરમી જણાતી હોય તો દાડમના રસનાં ટીપાં આંખમાં નાખવાં. (૪) નાકમાંથી લોહી પડતું હોય ત્યારે દાડમના ફૂલનો રસ કાઢી નાકમાં નાખવો અને તાળવે ચોપડવો. (૫) લોહીના ઝાડામાં દાડમની છાલ અને ઇંદ્રજવનો ઉકાળો કરીને પાવો. (૬) છાતીના દુખાવામાં દાડમના રસ સાથે મોંઢીઆવળનું ચૂર્ણ નાખીને લેવું. (૭) દાડમ અને કાળી દ્રાક્ષ વાટીને તેની ચટણી ખાવાથી મોઢાનાં દરદો મટે છે (૮) ખાલી ઉધરસમાં દાડમની છાલ અને વડાગરા મીઠાની ગોળીઓ વાળીને મોઢામાં રાખવી અથવા એકલી દાડમની છાલ ચૂસવી. (૯) ગળામાં કે મોઢામાં ચાંદા પડયાં હોય તો દાડમની છાલના ઉકાળામાં થોડી ફટકડી નાખી તેના કોગળા કરવા. (૧૦) દાડમની છાલનું વસ્ત્રગાળ ચૂર્ણ પાણી સાથે બબ્બે આની ભાર લેવાથી ચિકાશવાળા ઝાડા મટે છે. (૧૧) ઘણા માણસોને અકાળે માથામાં તાલ પડે છે આ એક પ્રકારનું દરદ છે. દાડમના પાનને પાણીમાં વાટી ટાલવાળા ભાગ પર સવારસાંજ લેપ કરવો. લેપ વારંવાર હળવે હાથે ફેરવવો. ત્રણેક માસ આ પ્રયોગ કરવાથી વાળ ઊગશે. (૧૨) દાડમના રસમાં એલચીનું ચૂર્ણ ને સૂંઠનું ચૂર્ણ મેળવીને પીવાથી પેશાબની રુકાવટ દૂર થાય છે (૧૩) દાડમનો રસ ૧ ભાગ અને સાકર ૩ ભાગ મેળવી તેનું શરબત બનાવવું. આ શરબત દિવસમાં ત્રણ વાર પાવાથી કમળો મટે છે (જય હિંદ)

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'સાચો સેવક'–એસ. બી. મિસ્ત્રી (અમદાવાદ). નોંધપાત્ર: (૧) 'પરીક્ષાની તૈયારી'–જયંત મહેતા (મુંબાઈ); (૨) કોતરણીવાળી બારી–ચિનુભાઇ બી. ચોકસી (અમદાવાદ). નદીતટે પડેલા કે હોડી ચડેલા બજરાને હાથમાં રાખવા મથતા માનવનું ભાઈ એસ. બી. મિસ્ત્રીનું અહીં આપેલું ચિત્ર યોગ્ય પળે આબાદ રીતે ઝડપાયું છે. મો દેખાતું ન હોવા છતાં એ માણસના અગમાની કાર્યની ગતિ, એ ગતિને પૂર્તિ રૂપ પાણીનાં ઊંડાણ અને વર્તુળો તથા તે બધાને ઉઠાવ આપતો યોગ્ય સૂર્યપ્રકાશ. આ બધાંના સુમેળથી યોજાએલું ચિત્ર શોભદાર બન્યું છે. નોંધપાત્ર ચિત્રોમાં ભાઈ જયંત મહેતાનું 'પરીક્ષાની તૈયારી' યોજનાપૂર્વક લેવાએલું હોવા છતાં પૂરો વિચાર થયો નથી. પાત્રના માથા ઉપરનો સફેદ અને ત્રીજી કાળી લીટીવાળો ભાગ નજરને ત્યાં ખેંચી જઈ ચિત્રદોષ ઉત્પન્ન કરે છે વળી કૅમેરા પાત્રની વધારે નજીક હોઇ આગળના હાથવાળો ભાગ વધારે પડતો મોટો થઈ જાય છે. પાત્રરચના અને પ્રકાશયોજના સપ્રમાણ છે. લીટી દોરી બતાવ્યા પ્રમાણે કાપવાથી તે વધારે જોરદાર બનશે.

'કોતરણીવાળી બારી'ના ચિત્રની ટેકનિક, એક્સપોઝર, પ્રકાશ, નો કોણ વગેરે સુયોગ્ય છે. ભાઈ યુ. એચ. કલોલવાળાના ચિત્ર 'સફર'માં વાદળઘેર્યું વાતાવરણ છે, પણ પાત્રોથી વધારે નજીકથી તે લેવાએલું હોઇ પ્રમાણમાં પાત્રો જ લક્ષબિંદુ બને છે અને વાતાવરણ જામતું નથી.

**શ્રીદામ ભટ્ટ**



# વિકસતું વિજ્ઞાન

ઍટમ બૉંબ શોધાયા પછી સર્વ શાસ્ત્રોનું લક્ષ્ય હવે તેનાર બચવાનાં સાધનો શોધવા તરફ કેન્દ્રિત થયું છે, અને તેમાં પણ ખાસ કરીને ઍટમ બૉંબ ફાટયા પછી જે વિનાશક કિરણો ફેલાય છે તેને અટકાવવાનું કે નાશ કરવાનું કોઈ સાધન આજે વિજ્ઞાન પાસે નથી અને તેની શોધ માટે આજે લાખો રૂપિયા ખરચાઈ રહ્યા છે એ માટેનું સંશોધન કરતાંકરતાં એક અત્યંત આશાસ્પદ પદાર્થની શોધ થઈ છે. તે વનસ્પતિજન્ય પદાર્થ હોઈ તેનું નામ રૂટિન છે. હીરોશીમા અને નાગાસાકી પર જે અનેક લોકો ઍટમ બૉંબના વિનાશક કિરણોના ભોગ થઇ પડયા હતા,તેમના પર પ્રયોગો કરી આ પદાર્થ મળી આવ્યો છે. એ વિનાશક કિરણોની એક અસર એ થાય છે કે લોહીની વાહિનીઓ તૂટી જઈ તેમાંથી શરીરની અંદર લોહી વહેવા માંડે છે. પણ રૂટિનના સેવનથી તેવું લોહી નીકળતું બંધ થઇ જતું દેખાયું છે. રૂટિન લોહીની નળીઓની દીવાલો મજબૂત કરતું હોવાથી એમ થતું હોવું જોઇએ એમ મનાય છે. હાલ ઍટમ બૉંબથી બચાવનું આ એક જ માત્ર આશાનું કિરણ વૈજ્ઞાનિકોને મળ્યું છે.

કોટના ખિસ્સામાં નાખીને કે કૅમેરાની માફક ગળામાં ભેરવીને ગમે ત્યાં લઈ જઈ શકાય એવા વાયરલેસ ટેલિફોનની શોધ થઇ છે. તે વડે રસ્તેથી મોટરમાં કે ખેતરમાં બેઠાંબેઠાં ઘર ઑફિસ કે મિત્ર સાથે વાતચીત કરી શકાશે. તે વાપરવો પણ તદ્દન સહેલો છે. રેડિયો ચલાવતાં જાણે છે તેઓ તો સહેલાઇથી આ વાપરી શકશે. લગભગ ખરીશ વજનના આ નવા ટેલિફોનની કિંમત ૩૦ થી ૫૦ ડૉલર (૧૨૫ થી ૨૦૦ રૂ.) સુધી પડશે એવો અંદાજ છે. અમેરિકાની એક કંપનીએ મોટા પ્રમાણમાં આ ટેલિફોન બનાવવાનું શરૂ કરી દીધું છે.

જરૂરી પૈસા નાખતાં વિશિષ્ટ વસ્તુ બહાર આવે એવા આપમેળે ચાલતાં માનવયંત્રો અમેરિકામાં પ્રચલિત છે એ તો જાણીતું છે. કેટલીક દુકાનોમાં તો વસ્તુઓ વેચવા માટે મનુષ્યો જ હોતા નથી: કેવળ આવાં યંત્રો જ હોય છે. પણ આ બધામાં સૌથી વધુ આશ્ચર્યકારક યંત્ર તો તમને મનભાવતું ખાવાનું રાંધીને તૈયાર કરી આપે છે. રેલવે સ્ટેશનોએ તો એવાં યંત્રો ગોઠવવામાં આવ્યાં છે કે જેમાં પૈસા નાખતાં તમારે જે ગામ જવું હોય ત્યાંની ટિકિટ અને બાંધું નાણું નાખ્યું હોય તો વધારાના પૈસા તથા એક વંચાતપત્રક પણ બહાર આવે છે વળી કેટલાંક એવાં યંત્રો છે કે જેમાં તમે પૈસા નાખો તો તમને જોઇએ તે વિષયનું પુસ્તક મળે. નાટકને લગતા ખાનાનું બટન દાબતાં જ એક નાટકનું પુસ્તક તેમાંથી બહાર પડે છે! પણ એક તો એવું યંત્ર હવે નીકળ્યું છે કે જેમાં યોગ્ય આંકડાઓ ગોઠવીને તમે ડાયલ ફેરવો કે તેમાંથી તમારા માપનું ખમીસ, ટાઈ તથા હાથરૂમાલ બહાર પડે! ભવિષ્યમાં આવાં યંત્રો અનેક માણસોની નોકરીઓ ઝૂંટવી લેશે એમ લાગે છે.

ચીનાઈ માટીના અને કાચના પ્યાલા-રકાબીઓ ફૂટવાથી ઘણાં કુટુંબોને દર વર્ષે કેટલું યે નુકસાન સહન કરવું પડે છે. પણ હવે, જેમ તેટલાં પછડાય છતાં ફૂટે નહિ એવાં પ્યાલા-રકાબીઓ તથા ઇતર વસ્તુઓ બનાવવાની શોધ વૈજ્ઞાનિકોએ કરી છે. આ અતૂટ વાસણો બનાવવા પોલીથીન નામનો પદાર્થ તેમણે શોધી કાઢ્યો છે. તેમાંથી બનાવેલાં વાસણોના ડાઘા નીકળી પડતા નથી, તેમ ગરમીથી તે વાસણમાં ફાટ પણ પડતી નથી.

## [illegible]: જુલાઈ

તા. ૧.શ્રીનગરમાં રેડિયો સ્ટેશન શરૂ થયું. ❶ હૈદરાબાદ સરકાર અને રાજ્યની બૅંકની તમામ જમીનગીરીઓ હિંદ સરકારની સંમતિ વિના ફેરબદલી કરવાની મના કરતો વટહુકમ નીકળ્યો. ❶ હૈદરાબાદની માલિકીની ડેક્કન ઍરવેઝ્ર વિમાની સર્વિસનું લાયસન્સ [illegible] કરાયું. ❶ મોરિશિયસમાં હિંદના હાઈ કમિશનર તરીકે ધર્મયશપાલદેવ નિમાયા.

તા. ૨ આસામમાં શિલૉંગ અને ગોહત્તી એમ બે સ્થળે રેડિયો સ્ટેશન શરૂ થયાં.

તા. ૪ કાશ્મીરમાં નૌશેરામાંથી હુમલાખોરોને હાંકી કાઢનાર બ્રિ૦ ઉસ્માનનું મૃત્યુ.

તા. ૯ પાકિસ્તાને તાયફાવાળાઓના પ્રદેશ વઝીરીસ્તાન પર બૉમ્બમારો કર્યો.

તા. ૧૦ પૅલેસ્ટાઈનમાં ૪ અઠવાડિયાંની તહકૂબી પછી ફરી આરબ-યહૂદી યુદ્ધ શરુ. ❶ કાશ્મીર કમિશન દિલ્હી આવી પહોંચ્યું.

તા. ૧૫ વીરમગામની નાગચીન જકાતબારીની નાબૂદી. ❶ પતિયાળા, કપુરથલા, નાભા, ફરીદકોટ આદિ રાજ્યોનું ૧૦૦૦ ચો૦ માઇલ વિસ્તાર અને ૩૦ લાખની વસતિવાળું દેશી-રાજ્યોનું સૌથી છેલ્લું એકમ રચાયું.

તા. ૧૯ ઑસ્ટ્રેલિયન વિમાની સિડની કૉટને કરાંચીથી સીધા હૈદરાબાદ ઊડી હિંદી સરકારની નાકાબંધી તોડી હુકમનો ભંગ કર્યો.

તા. ૨૧ સુભાષચન્દ્ર બોઝના જ્યેષ્ઠ બંધુ શ્રી સતીષચન્દ્ર બોઝનું અવસાન.

તા. ૨૪ મધ્ય પ્રાંતની સરકારે રાજ્યભાષા તરીકે હિંદીનો સ્વીકાર કર્યો.

તા. ૨૭ ઇંગ્લંડ-ઑસ્ટ્રેલિયા વચ્ચેની ચોથી ટેસ્ટ મૅચમાં ઑસ્ટ્રેલિયાની ૭ વિકેટે જીત.

તા. ૨૮ કરાંચીના સુપ્રસિદ્ધ પત્ર 'સિંધ ઑબ્ઝર્વર'ના ૩૦ વર્ષ સુધી માજી તંત્રી ને જાણીતા પત્રકાર શ્રી કેટામારાજુ પુનીઆહનું અવસાન.

તા. ૩૦ કાપડ પર ફરી અંકુશ. ❶ લંડનમાં ૧૪મી ઑલિમ્પિક રમતો શરુ થઈ.

તા. ૩૧ ઝેકોસ્લોવાકિયાના એલચી તરીકે શ્રી નિઘામ રાઘવન નિમાયા.

## આ માસ (ઑગસ્ટ) ઇતિહાસમાં

તા. ૧ 'સ્વરાજ્ય એ જન્મસિદ્ધ હક્ક છે.'ની પ્રથમ ઘોષણા કરનાર લો૦ ટિળકનું મૃત્યુ, ૧૯૨૦.
તા. ૫ હેસ્ટિંગ્સ પર લાંચનો આરોપ મૂકનાર રાજા નંદકુમારને તેણે ફાંસી અપાવી, ૧૭૭૫.
તા. ૧૦ જગતની પ્રખ્યાત વેધશાળા ગ્રીનીચની રૉયલ ઑબ્ઝર્વેટરી સ્થપાઇ, ૧૬૭૫.
તા. ૧૩ પંદરમી કૉંગ્રેસના પ્રમુખ ને જાણીતા અર્થશાસ્ત્રી રમેશચન્દ્ર દત્તનો જન્મ, ૧૮૪૮.
તા. ૧૬ અસ્પૃશ્યતા-નિવારણની સગવડો સરકારે બંધ કરતાં ગાંધીજીના ઉપવાસ, ૧૯૩૩.
તા. ૧૮ રંગૂનથી ટોકિયો જતાં રસ્તે વિમાન-અકસ્માતમાં સુભાષચન્દ્ર બોઝનું મૃત્યુ, ૧૯૪૫.
તા. ૨૪ ગુજરાતી ગદ્યના પિતા ને પ્રેમશૌર્યના ઉદ્‌ગાતા ભોળાનાથ કવિ નર્મદનો જન્મ, ૧૮૩૩.
તા. ૨૫ સીંગાપુરમાં આઝાદ હિંદ ફોજનું નેતૃત્વ સ્વીકારી સુભાષ 'નેતાજી' બન્યા, ૧૯૪૩.
તા. ૨૮ દરિયામાંના તારનાં દોરડાં દ્વારા પ્રથમ સબમરીન ટેલિગ્રાફ મોકલાયો, ૧૮૫૦.
તા. ૩૧ બાળ કેળવણીમાં ક્રાંતિકર કેળવણીકાર બાઇ મેરીઆ મૉન્ટેસોરીનો જન્મ, ૧૮૭૦.

### આ માસની વ્યક્તિ-વિશેષ : સર દીનશા એદલજી વાચ્છા



પારસી કોમે હિંદના સ્વાતંત્ર્ય-જંગમાં દાદાભાઇ નવરોજજી અને ફિરોઝશાહ મહેતા ઉપરાંત જે ત્રીજા મહારથી આપ્યા તે આ ઉગ્ર દેશસેવક, પ્રખર નાણાંશાસ્ત્રી ને કૉંગ્રેસની સ્થાપનામાં અગત્યનો ફાળો આપનાર શ્રી દીનશા એદલજી વાચ્છાનો જન્મ ૧૮૪૪ની ૨જી ઑગસ્ટે મુંબાઈમાં થએલો. એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લઈ ૧૮૬૪માં તે એક બૅંકમાં નોકરીએ ચડ્યા, જ્યાં તે હિંદી ઉદ્યોગના પિતા જમશેદજી તાતા સાથે સંબંધમાં આવતાં તેમની સ્વદેશી મિલમાં જોડાયા. આ કાળમાં તેમણે હિંદી નાણાંપ્રકરણનો ઊંડો અભ્યાસ કર્યો ને અર્થશાસ્ત્ર તથા રાજકારણ ઉપર વેધક પ્રકાશ નાખતા લેખો લખવા શરુ કર્યા.

ઈ.૧૮૮૫માં કૉંગ્રેસની સ્થાપનામાં અગ્રણી બની તેની નીતિ ઘડવામાં તથા ઉછેરવામાં પણ તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો. ઉગ્ર વિચારસરણી અને નિર્ભયતાથી ભરેલાં તેમનાં કૉંગ્રેસમાંના ભાષણો એવાં તો માહિતીપૂર્ણ અને આંકડાથી સભર રહેતાં કે સામા પક્ષને કટાણે મોંએ તેમનું કહેવું માન્ય કરવું પડતું. ઈ. ૧૮૯૭માં વેલ્બી કમિશન આગળની તેમની જુબાની તેમની નિર્ભયતાની દ્યોતક છે. તેમની દેશદાઝ અને ઊંડી વિદ્વત્તાને કારણે ઈ. ૧૯૦૧માં તે કૉંગ્રેસના પ્રમુખ નિમાયા. ઈ. ૧૯૧૫માં તેના સ્વાગત-પ્રમુખ પણ તે હતા. પરંતુ ઈ. ૧૯૧૮માં મૉન્ટફર્ડ સુધારાના પ્રશ્ન પર મતભેદ થતાં તે કૉંગ્રેસમાંથી છૂટા થયા અને લિબરલ પક્ષમાં જોડાયા, જેના તે ઇ. ૧૯૧૯ તથા ૧૯૨૨માં પ્રમુખ નિમાએલા.

રાજકારણ ઉપરાંત બીજાં ક્ષેત્રોમાં પણ તેમણે મહત્ત્વની કામગીરી બજાવી છે. મુંબાઇની હિંદી વેપારી ચેમ્બરની સ્થાપનામા તેમનો મોટો ફાળો હતો. પ્રેસિડેન્સી એસોસીએશનને પણ તેમણે જ સધ્ધર પાયા પર મૂકેલું. મુંબાઈ કૉર્પોરેશનના તો તે ૩૦ વર્ષ સુધી સભ્ય ને ૧૯૦૧માં પ્રમુખ હતા. વળી મુંબાઈ ધારાસભા, હિંદી ધારાસભા અને કાઉન્સિલ ઑવ્ સ્ટેટના સભ્ય તરીકે કડક ને વેધક ટીકા કરી નોકરશાહીમાં ખળભળાટ મચાવતા.

આર્થિક તથા વ્યાપાર વિષયક પ્રશ્નોની બાબતમાં તો તેમનું સ્થાન અનન્ય ગણાતું. ઇમ્પીરિયલ બૅંક ઑવ્ ઈન્ડિયાના ગવર્નર બનવાનું ભાગ્યે જ કોઇને મળતું માન તેમને મળેલું. એ સિવાય અનેક કમિટીઓ, વેપારી સંસ્થાઓ, બૅંકો, પેઢીઓ આદિ સાથે તેમનો ગાઢ સંબંધ હતો. ૯૨ વર્ષનું લાંબું ને કાર્યરત જીવન જીવી ઈ. ૧૯૩૬માં તે મૃત્યુ પામ્યા.

**પૉમ્પીઆઈનો વિનાશ :** આ માસનો પ્રસંગ-વિશેષ : ઇટાલીમાં નેપલ્સ શહેરથી ૧૫ માઇલ દૂર વિસૂવિયસ પહાડની તળેટીમાં દરિયાકાંઠે આવેલું પૉમ્પીઆઈ નગર ઈસ્વી સનની શરૂઆતમાં રોમન ધનિકોમા મોજમજાની ટોચે હતું. અમીરો તથા ધનિકોનું એ વિહારસ્થળ વિલાસ માટે પ્રખ્યાત હતું. સમૃદ્ધિથી ધીકતા એ શહેર પર કુદરતનો પહેલો પ્રકોપ ઇ. સ. ૬૩માં ઊતર્યો. ધરતીકંપના આંચકાથી તેનાં ઘણા ઘરો પડી ગયાં. તેમાંથી કળ વળી ન વળી ત્યાં તો ઈ ૭૯ના ઑગસ્ટની ૨૪મીએ વિસૂવિયસ જ્વાળામુખી એટલા પ્રચંડ પ્રકોપથી ફાટ્યો કે એક જ કલાકમાં ધગધગતા લાવા રસના ૧૫થી ૨૦ ફૂટના થરો આખા શહેર પર પથરાઇ વળ્યા અને ઘડી પહેલાંનું ધીકતું શહેર ક્ષણાર્ધમાં ભસ્મીભૂત બની ગયું! ત્યારથી ૧૭ સદીઓ સુધી તે માનવસ્મૃતિ પરથી ભૂંસાઇ ગયું. અચાનક ઈ. ૧૭૪૮માં તેની આકસ્મિક ભાળ લાગી અને તે પછી સો વર્ષે ઇ. ૧૮૬૦માં તેનું પદ્ધતિસરનું ખોદાણ શરૂ થયું. આજે પણ એનાં ખંડેરો તથા મળી આવેલી અનેક કલામય વસ્તુઓ પરથી એની સમૃદ્ધિ અને એના ભયંકર વિનાશનો તાદૃશ ચિતાર આવીને રોમાંચ ખડા થાય છે. . . .

# નવાં પુસ્તકો

## નવજીવન પ્રકાશન મંદિરનાં પ્રકાશનો

**સમૂળી ક્રાન્તિ**: દેશના ધાર્મિક, સામાજિક, આર્થિક, રાજકીય, શૈક્ષણિક આદિ સર્વ વિષયોમાં ક્રાન્તિકારી પલટો લાવવાના વિચારો રજૂ કરતું ચિંતનસભર પુસ્તક: લે૦ કિશોરલાલ ઘ. મશરૂવાળા, ૧-૮-૦; **ખાદીવિદ્યા-પ્રવેશિકા**: કપાસની ખેતી કરવાથી માંડીને ખાદી વણવા સુધીની બધી નાનીમોટી ક્રિયા વિષે સાંગોપાંગ સચિત્ર માહિતી આપતાં પુસ્તકની ત્રીજી આવૃત્તિ: ૧-૪-૦; **દિલ્હી-ડાયરી**: ૧૯૪૭ની ૧૦મી સપ્ટેમ્બરે મહાત્મા ગાંધીજી દિલ્હી ગયા ત્યારથી તેમના અવસાન સુધીના વખતમાં પ્રાર્થના બાદ તેમણે આપેલાં ઐતિહાસિક પ્રવચનોનો આધારભૂત સંગ્રહ, ૩-૦-૦; **યંત્રો સામે બળવો**: બ્રિટનના અગ્રણી તત્ત્વજ્ઞ શ્રી એલ. પી. જૅક્સનાં વિવિધ જગ્યાએ અપાએલાં અને 'ધ રિવોલ્ટ અગેઈન્સ્ટ મિકેનિઝમ' નામક પુસ્તકાકારે છપાએલાં વ્યાખ્યાનોનો અનુવાદ: કરનાર–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, ૦-૧૦-૦; **ખેડૂતપોથી**: ખેતીવાડી, ઢોરઢાંખર, ગૃહઉદ્યોગો, બી, ખાતર ઇત્યાદિ વિષે ઝીણવટભરી માહિતી ઉપરાંત આરોગ્ય, આહાર, રોગ તથા તેના ઉપચાર, ખેતીને લગતા કાયદા વગેરેની માહિતી સરળ ભાષામાં આપતું ખેડૂતો માટે અતિ ઉપયોગી પુસ્તક: સંપાદકો–વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, નગીનભાઇ સોમાભાઇ શેઠ, ૨-૪-૦; **પ્રેમપંથ (૧)**: અહિંસા, સત્ય આદિ આશ્રમવ્રતો તથા કોમી એકતા આદિ રચનાત્મક કાર્યક્રમના મુદ્દાઓ પર મહાત્માજીના જ શબ્દોમાં સારરૂપ વિચારોનો સંગ્રહ: યોજક–દેસાઇ વાલજી ગોવિંદજી, ૦-૪-૦; **પ્રેમપંથ (૨)**: મ૦ ગાંધીજીની આત્મકથાના પ્રથમ ભાગને મૂળ શબ્દોમાં જ ટૂંકાણમાં સમાવી લેતું નાનકડું પુસ્તક: યોજક-દેસાઇ વાલજી ગોવિંદજી, ૦-૪-૦; **અર્થશાસ્ત્રની પરિભાષા**: અર્થશાસ્ત્રના વિષયમાં વપરાતા અંગ્રેજી શબ્દો માટે સરળ ગુજરાતી પ્રતિશબ્દોનો સટીક સંગ્રહ: સંયોજક–વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, ૦-૧૪-૦; **પ્રહ્‌લાદ નાટક તથા સહનવીરનાં ગીતો**: વિદ્યાર્થીઓ સહેલાઈથી ભજવી શકે તેવું પ્રહ્‌લાદના કથાનકને વણી લેતું નાટક, કર્તાએ રચેલાં વિષયાનુરૂપ ૧૨ ગીતો સાથે. બીજી આવૃત્તિ, લે૦ જુગતરામ દવે, ૦-૧૦-૦.

## આર. આર. શેઠની કંપનીનાં પ્રકાશનો

**સૂનાં મંદિર**: મરાઠી સાહિત્યના સમર્થ લેખક શ્રી વિ. સ. ખાંડેકરની રિકામા દેવ્હારા એ આખી નવલકથા તથા બીજી ૮ સુંદર વાર્તાઓનો એક જ પુસ્તકમાં સરસ અનુવાદ: કરનાર ગોપાળ ગ. વિદ્વાંસ, ૪-૮-૦; **જૂનું અને નવું**: શ્રી ગોવિંદભાઈ અમીનની એક સામાજિક નવલકથા, ૨-૮-૦; **જીવન-સ્વપ્ન (ખંડ પહેલો)**: એક સામાજિક અપૂર્ણ નવલકથા: લે૦ સુધીર, સંપાદક–સવાઇભાઈ ચોકસી, ૪-૮-૦; **મહાત્મા ગાંધી**: મ. ગાંધીજી વિષે રવીન્દ્રનાથ ઠાકુરે લખેલા લેખોનો સંગ્રહ: અનુ૦ બચુભાઇ શુક્લ, ૧-૪-૦.

## કમલ પ્રકાશન મંદિરનાં પ્રકાશનો

**પંચભૂત**: ૭ પાત્રોની કલ્પિત સૃષ્ટિ ઊભી કરી તેમની કેવળ ચર્ચાઓ દ્વારા પોતાના કાવ્યમય ચિંતનશીલ વિચારો રજૂ કરતા શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના એક અભિનવ પુસ્તકનો અનુવાદ: કરનાર–નગીનદાસ પારેખ, ૨-૮-૦; **શિશુ ભારતી ગ્રંથમાળા (પહેલો સેટ)**: 'ગલણા શિયાળનાં પરાક્રમો'ના પાંચ ભાગ તથા 'બટેકાનની બહાદુરી' એમ ૬ પુસ્તકોનો કુલ ૪૦૦ પાનાંનો, બાળકોને રોચક તથા મનોરંજક વાર્તા સાહિત્યનું વાચન આપતી સચિત્ર ગ્રંથમાળાનો પહેલો સેટ છએ પુસ્તકોના લેખક: રમણલાલ સોની, કિ. ૫-૦-૦

## ઈતર

**રણછોડલાલ અને બીજાં નાટકો**: માનવ પ્રકૃતિનું નિરૂપણ, રેખાલાઘવ, તાઝગીભર્યું સંવાદકૌશલ આદિ અનેક ગુણોને કારણે ગુજરાતી નાટ્ય-સાહિત્યમાં અનોખો ફાળો આપતાં શ્રી યશોધર ન. મહેતાનાં અગાઉ 'કુમાર'માં પ્રસિદ્ધ થએલાં પાંચ નાટકોનો સંગ્રહ: પ્ર૦ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, ૨-૮-૦; **લી. ઝવેરચંદ મેઘાણી**: સ્વ. મેઘાણીએ વિવિધ વ્યક્તિઓને લખેલા પત્રોનો સંગ્રહ: સં૦ મહેન્દ્ર મેઘાણી, પ્ર૦ તારાચંદ રવાણી, નવસર્જન કાર્યાલય, મોટા આંકડિયા, કાઠિયાવાડ, ૩-૦-૦; **સભાશાસ્ત્ર**: સભાનું તંત્ર, વ્યવસ્થા, નિયમન, પ્રકાર ઇત્યાદિ વિષે કાનૂની રીતરિવાજો, ધારાઓ ઇત્યાદિ વિષે ઝીણવટભરી ને વિદ્વત્તાભરી માહિતી આપતું ઉપયોગી પુસ્તક: લે૦ ન. વિ. ગાડગીલ, પ્ર૦ ચંદ્રકાન્ત ચીમનલાલ વોરા, ગાંધીમાર્ગ, અમદાવાદ, ૬-૦-૦; **અદૃશ્ય શત્રુ**: 'કુમાર'ના વાચકોને સુપરિચિત શ્રી કાલિદાસ જાદવની પ્રગટ-અપ્રગટ એવી ૨૧ રસપ્રદ વૈજ્ઞાનિક નવલિકાઓનો સંગ્રહ, ત્રિરંગી જૅકેટ સાથે: પ્ર૦ આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ રોડ, અમદાવાદ, ૩-૮-૦; **ફૂલશય્યા**: બંગાળના જાણીતા લેખક ચારુચન્દ્ર વંદ્યોપાધ્યાયની એક સામાજિક નવલકથાનો અનુવાદ: કરનાર–રમણલાલ સોની, પ્ર૦ વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, ૩ રાઉન્ડ બીલ્ડિંગ, કાલબાદેવી મુંબાઈ-૨, ૩-૦-૦; **આરાધિકા**: અરવિંદ આશ્રમનાં મુખ્ય કર્તાહર્તા શ્રી માતાજીને ૭૦ વર્ષ પૂરાં થવાના પ્રસંગે તેમને અર્ઘ્યરૂપે અર્પણ થએલો શ્રી પૂજાલાલનો ૭૦ મુક્તકોનો નાનકડો સંગ્રહ, પ્ર૦ શ્રી અરવિંદ સર્કલ, ૩૨, રૅમ્પાર્ટ રો, ફૉર્ટ, મુંબાઇ-૧, ૧-૦-૦; **અર્ચના**: શ્રી અરવિંદને અર્ચનારૂપ, તેમના તત્ત્વજ્ઞાનને વણી લેતો કાવ્યસંગ્રહ: લે૦ રજનીકાન્ત મોદી, પ્ર૦ શ્રી અરવિંદ આશ્રમ, પોંડીચેરી, ૧-૪-૦; **રંગચૂંદડી**: ગુજરાતના જાણીતા કલાકાર શ્રી મનુલાલ ત્રિવેદીનાં ગ્રામજીવનને લગતાં સાત રંગચિત્રોનો સંગ્રહ: પ્ર૦ નવસર્જન કાર્યાલય, મોટા આંકડિયા, કાઠિયાવાડ, મુખ્ય વિક્રેતા–ભારતી સાહિત્ય સંઘ, લિ મુંબાઇ અને અમદાવાદ, ૩-૦-૦; **યોગપ્રવેશિકા**: આસન-પ્રાણાયામ તથા ષટ્કર્મ આદિ યૌગિક ક્રિયાઓ વિષે પ્રાથમિક માહિતી તથા તેના અનેકવિધ ફાયદાઓ જણાવતું સચિત્ર પુસ્તક: લે૦ શ્રી વિષ્ણુપ્રસાદજી, પ્ર૦ યોગસાધન આશ્રમ, ૧૬, પ્રિતમનગર, એલિસબ્રીજ, અમદાવાદ. **રાષ્ટ્રપિતાનાં ચરણોમાં**: મહાત્મા ગાંધીજીના મૃત્યુથી માંડી તેમની ભસ્મવિસર્જન સુધીના બનાવોને લગતી માહિતી તથા દેશવિદેશના પ્રમુખ લોકોએ આપેલી અંજલિઓને મહાત્માજીના કેટલાક ફોટોગ્રાફો સાથે વણી લેતું પુસ્તક: સંપાદક–હરિહરરાય મ. મહેતા, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ., ૧-૧૨-૦.







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭ા; પરદેશમાં રૂ. ૯ા અથવા ૧૫ શિલિંગ. છુટક નકલના બાર આના.


બાયો
ટોના
બચ્ચાંઓનું
અતિ પ્રિય ટોનીક
BIO
TONA
રોય એન્ડ કું.



વિજયનગરનાં ખંડેરોમાંથી 'કૃષ્ણ ભક્તી'

# સમાજહિતની દૃષ્ટિએ — [મનન]

હિંદ રાજકીય દૃષ્ટિએ આઝાદ બન્યું ને આપણે આશા રાખી હતી કે આમ જનતા સ્વાતંત્ર્યનો પ્રાણવાયુ લેશે કે તરત તેની દૃષ્ટિ ફેરવાઇ જઈ તે એક સ્વતંત્ર ને ગૌરવયુક્ત દેશના જવાબદાર નાગરિક તરીકે વિચારવા અને વર્તવા માંડશે. પણ હજુ સુધી તો આ સુખદ પરિવર્તનનાં કોઇ ચિહ્નો જણાતાં નથી. લાગે છે કે હજુ આપણે આપણા નાગરિક જીવનનો નૈતિક પાયો જ મજબૂત કરવાનો બાકી છે; આપણને ઘેરી વળેલી આંતરિક નબળાઇમાંથી માર્ગ કાઢવાનો છે.

ભવ્ય વારસો ધરાવતો આપણો હિંદ એક મહાન ને સુંદરતમ દેશ છે તેની પ્રજામાં બુદ્ધિમત્તાની કમી નથી. આપણા લોકોત્તર પુરુષો પૂર્વ કે પશ્ચિમ તરફના કોઈપણ દેશના એ પ્રકારના પુરુષો સાથે બુદ્ધિપ્રતિભા અને નૈતિક મૂલ્યની બાબતમાં સહેલાઇથી બરાબરી કરી શકે તેમ છે. પરંતુ દેશની સાચી શક્તિ કે અશક્તિ તે દેશના એવા ગણ્યાગાંઠ્યા લોકોત્તર નેતાઓની શક્તિ-અશક્તિ ઉપરથી નહિ, પણ જનતાના સામાન્ય નાગરિકની યોગ્યતા પરથી નક્કી થાય છે. અને સખેદ એ કબૂલ કરવું જોઇએ કે હિંદનો સરેરાશ નાગરિક અજ્ઞાન ને આળસમાં એટલો તો ડૂબેલો છે કે પોતાની વ્યક્તિગત પ્રગતિ તથા સમાજ-કલ્યાણના કાર્યમાં પડોશી સાથે સહકાર્ય કરવાની તેનામાં રજ પણ મહત્ત્વાકાંક્ષા કે નિશ્ચય નથી. એ કેવળ જાત તરફ જ જોનારો, સાંકડા મનનો એકલપેટો છે. તેની દૃષ્ટિમર્યાદા માત્ર પોતાના—અને બહુબહુ તો પોતાનાં સગાંવહાલાંના—સ્વાર્થની બહાર ભાગ્યે જ કશું જોઈ શકે છે.

તેનામાં નાગરિક ધર્મ (civic sense)ની તો મોટી ખામી છે. દાખલા તરીકે રસ્તા પર કેવી રીતે ચાલવું તેનું યે તેને ભાન નથી. ટિકિટબારી, બસ-સ્ટૅન્ડ કે સીનેમા આગળ હારમાં ઊભા રહેવાની તેને તમા નથી. કોઈ સુંદર સ્થળે પર્યટન પર જાય તો વધેલા કાગળ વગેરે કચરો ત્યાં જ ફેંકી દેતાં તે જરા પણ અચકાતો નથી. રસ્તે જતાં, આગગાડીમાં કે બીજે ક્યાંય તે ઈચ્છા થતાં જ ગમે ત્યાં થૂંકે છે. પોતાના ઘરને તદ્દન સ્વચ્છ ને સુઘડ રાખનાર ગૃહિણી પણ પોતાના ઘરનો કચરો ઘરની બહાર આંગણામાં જ નાખી દેતાં જરા પણ અચકાતી નથી.

જાહેર સભાઓમાં આપણે ભાગ્યે જ વખતસર પહોંચવાનો પ્રયત્ન કરીએ છીએ. સભામાં મોડો આવનાર શાંતિથી બેસવાને બદલે ધાંધલથી વચ્ચે ઘૂસવાનો યત્ન કરે છે. આપણે કોઇને મળવાનો વખત આપીએ છીએ તે પણ ભાગ્યે જ પાળીએ છીએ. આગગાડીમાં બીજા ઉતારૂઓના હકનો રજમાત્ર વિચાર ન કરતાં જેમ બને તેમ વધુ જગ્યા દાબી રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણા પોતાના હક્ક માટે લડવાનું આપણને તરત શૂર ચડી આવે છે, પણ તેમ કરતાં બીજાના હક્કો જાળવવાની લેશમાત્ર પરવા કરતા નથી. જવાબદારી તરફ આપણે તદ્દન બેપરવા છીએ.

આપણા વેપારનું અને ઉદ્યોગનું ધોરણ પણ ઊંચું નથી. દેશ આખાને ભરખી રહેલી આજની કટોકટીભરી સ્થિતિમાં પણ પોતાને સમાજના અગ્રણી ગણાવતા ધનિક વેપારીઓ અને ભારે પગારવાળા અમલદારો માનવ દુઃખ અને યાતનાઓ સાથે સોદો કરતાં જરાપણ અચકાતા નથી. કાળાં બજાર, નફાખોરી, લાંચરુશ્વત આદિ અનેક સમાજ-વિરોધી કાર્યો તેઓ બેધડક કરી રહ્યા છે. આ તો ઉપરછલ્લા નજરે પડતા જ મુદ્દા છે. આપણા રોજિંદા જીવનની અનેક નાની-મોટી બાબતોમાં નાગરિક તરીકેની આપણી ફરજો પાળવા આપણે બિલકુલ નિષ્ફળ ને નાલાયક નીવડ્યા છીએ.

**આ** બધાનું કારણ શું છે? મારા મતે આનું પાયારૂપ કારણ જાહેર નીતિ તથા સામાજિક ફરજ માટેની આપણી પક્ષપાતપૂર્ણ અને ભૂલભરેલી માન્યતા જ છે. આપણે વ્યક્તિને સમષ્ટિથી જુદી પાડીએ છીએ; સમાજજીવનથી આપણા ખાનગી જીવનને અલગ ગણીએ છીએ. આમ, સમાજ પ્રત્યેના આપણા દૃષ્ટિકોણમાં જ સડો પેઠેલો છે.

આપણા દેશમાં વ્યાપક સ્વરૂપમાં સમાજના હિત તરફ જે બેદરકારી તથા વ્યક્તિગત સ્વાર્થની જ ટૂંકી દૃષ્ટિ દેખાય છે તેનું એક કારણ આપણી એક ભ્રામક ધાર્મિક માન્યતા પણ છે. આ ભૌતિક જગત સર્વ માયા છે એમ માનીને આપણે કેવળ આત્મોન્નતિનો જ વિચાર કરી સમાજ તરફની આપણી ફરજો તરફ બેદરકાર બન્યા છીએ. પરિણામે કેવળ પોતા પૂરતું જ વિચારનારી પોતાનો જ લાભ જોનારી સ્વાર્થી મનોવૃત્તિ આપણે કેળવી છે. જગતમાં વ્યક્તિનું અસ્તિત્વ જુદું સંભવી શકતું નથી. વ્યક્તિ ને સમષ્ટિને વિચાર કે કાર્ય એકબીજાથી જુદાં પાડવાં જ અશક્ય છે. માણસ સ્વતંત્ર વ્યક્તિ તરીકે પોતાનો વિકાસ કે ઉન્નતિ કરે તેમાં અવરોધ ન હોય, પણ તે સમાજને નુકસાન કરીને કે સમાજના ભોગે તો હરગીઝ નહિ. વ્યક્તિસ્વાતંત્ર્યની હિમાયત કરનારા પશ્ચિમના દેશો પણ સામાજિક ફરજને પહેલું સ્થાન આપે છે, કેમકે કોઇ પણ વ્યક્તિનું અસ્તિત્વ કાર્ય કે પ્રગતિ, આરોગ્ય ધનસંપત્તિ કે સુખસગવડ, બધું સમાજને જ આભારી છે. તેના બદલામાં વ્યક્તિએ પણ સમાજના કલ્યાણનો, સમાજની પ્રગતિનો વિચાર કરવો જોઇએ. સમાજના ભોગે પોતાનો લાભ તથા પોતાની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિ સમાજદ્રોહી છે, દેશદ્રોહી છે. કાળા બજારિયા વેપારીઓ કે લાંચિયા અમલદારો, ખોટી દાનતના કારીગરો કે નાફરમાન નોકરો, બિનજવાબદાર મજૂરો કે લાપરવા જુવાનિયાઓ, બધા જ પોતાના તાત્કાલિક લાભ કે સગવડ સાધવામાં કેટલું ભયંકર નુકસાન સમાજને કરી રહ્યા હોય છે તે સ્વાર્થના અંધાપામાં જોઈ શકતા નથી પણ નરી આંખે ન દેખાતી એ વસ્તુ અંતે સમાજની નૈતિક કરોડ તોડી સમાજનો નાશ કરે છે; ને પરિણામે સમાજ સાથે તે વ્યક્તિનો પોતાનો પણ નાશ થાય છે.

આથી આપણે બરાબર સમજી લેવું જોઇએ કે સમાજથી જુદું મનુષ્યનું અસ્તિત્વ કદી પણ સંભવી શકતું નથી. વ્યક્તિ એ સમાજ-જીવનના શરીરના અવયવો સમાન છે. હાથ-પગ આદિ અવયવોને શરીરથી જુદા કરતાં જ જેમ તે ચેતનહીન અને બિનઉપયોગી બની જાય છે, તેમ વ્યક્તિનું પણ છે. જેમ શરીરનાં સર્વ અવયવો સહકારથી કાર્ય કરી શરીરને ટકાવી રાખે છે અને તેના બદલામાં જીવનરસ મેળવે છે, તેમ વ્યક્તિએ પણ સમાજશરીરની જ ઉન્નતિનો વિચાર કરવો જોઇએ; કારણ સમાજના હિતમાં જ વ્યક્તિનું હિત સમાઇ જાય છે. આ જાતની વિશાળ દૃષ્ટિ જો આબાલવૃદ્ધ સૌ રાખે તો નાગરિક ધર્મની જે ખામી આપણામાં દેખાય છે તથા વ્યક્તિસ્વાર્થની જે ઝેરી ભાવના ફેલાઈ છે તે દૂર થતાં વાર નહિ લાગે. આમ થાય તો જ આપણા સ્વપ્ન પ્રમાણેનું હિંદ આપણે સર્જી શકીશું તથા તેનો ભવિષ્યકાળ તેના ભૂતકાળ જેવો ઉજ્જ્વળ બનાવી શકીશું.

(દેરવાનમાંના આ૦ કૃપાલાનીના લેખને દોરે)

જન્મ થયો. પુત્રજન્મથી આનંદિત થયેલા પિતાએ તરત જોષીને તેડાવ્યા અને બાળકની કુંડળી માંડીને તેનું ભવિષ્યકથન કરવા કહ્યું. પણ જોષી તો કુંડળી તૈયાર કર્યા પછી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો! શ્રીમદ્ શંકરાચાર્ય ને રામાનુજાચાર્ય જેવા શ્રેષ્ઠ પુરુષોની કુંડળી જેવા ગ્રહો તે બાળકની કુંડળીમાં જણાવાથી જોષી તો પહેલાં માની જ ન શક્યો. તેણે ફરી ગણતરી કરી, તો યે એ જ કુંડળી આવી. આખરે કુંડળી પરથી તે બાળકના ભવિષ્યની ગણતરી કરીને જોષીએ બાળકના પિતાને બિલકુલ ધીમા અવાજે, કાનમાં કહ્યું, 'આ બાળક મોટો થશે ત્યારે દેશમાં સૌથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે; તે સાથે જીવનમાં મોટાં દુઃખ અને યાતનાઓ પણ સહન કરવાનું તેના નસીબમાં છે.' પિતા પણ આ સાંભળીને ચકિત થઈ ગયા!

પણ ૬૭ વર્ષ પહેલાંનું એ ભવિષ્યકથન આજે અક્ષરશઃ સાચું પડે છે. તે બાળક એ આજના ચક્રવર્તી રાજગોપાલાચાર્ય. ૨૧મી જૂને તે હિંદના રાજપદ સમા ગવર્નર જનરલના પદે નિયુક્ત થવાના છે.

પોતાની વિચક્ષણ બુદ્ધિપ્રતિભા, ઝીણવટભરી અજોડ દલીલશક્તિ, ચાણક્ય સમી મુત્સદ્દીગીરી, મતપ્રતિપાદનની નીડરતા સાથે નિર્મળ નિષ્કલંક ચારિત્ર્ય અને નમ્રતાશીલ મળતાવડો સ્વભાવ ધરાવનાર ચક્રવર્તી રાજગોપાલાચાર્ય હિંદની પ્રજાને 'રાજાજી'ના લાડીલા નામથી સુપરિચિત છે. હિંદના અગ્રણી ધુરંધર રાજપુરુષોમાં રાજાજીનું સ્થાન અનોખું છે. ગાંધીજી સુદ્ધાં તેમના પ્રશંસકોએ તેમની નિર્ણયશક્તિને 'સૉલૉમનનો ન્યાય' કહી તેના પર પ્રશંસાના ફૂલ



## લોકજીભે જેમનામાં ચાણક્યની મુત્સદ્દીગીરી, ભીષ્મની અડગતા ને સૉલૉમનની ન્યાયનિષ્ઠાનું આરોપણ કર્યું છે.

# સ્વતંત્ર હિંદના પહેલા હિંદી ગવર્નર-જનરલ ચક્રવર્તી રાજગોપાલાચારી

વેર્યાં છે. કોઈક સત્તાકાંક્ષી હરીફો તો તેમનામાં ચાણક્યની કુટિલ રાજનીતિનું આરોપણ કરે છે, જ્યારે તેમના દુશ્મનો તો શકુનીની શઠતાનો આરોપ પણ તેમના પર મૂકે છે. છતાં તે બધાને તેમના વિશુદ્ધ ચારિત્ર્ય માટે એકસરખું માન છે. મહાત્માજીને તેમની સૂક્ષ્મ અને દૂરગામી બુદ્ધિમત્તા પર એવો તો વિશ્વાસ હતો કે ક્યારે ય પણ કોઈ કૂટ પ્રશ્નનું સર્વસંમત નિરાકરણ લાવવું હોય ત્યારે તે કામ રાજાજીને જ સોંપતા. મહાત્માજીની સૌથી નજીક રહી તેમના ગાઢ સંપર્કમાં આવનાર પણ રાજાજી, અને મતભેદ થતાં તેમનાથી વધુ વિમુખ બનનાર પણ રાજાજી છે. વિદુર જેવું વિશદ દૃષ્ટિબિંદુ ધરાવવા સાથે ભીષ્મ જેવું કૃતનિશ્ચયનું અટલ બળ પણ તે ધરાવે છે.

મદ્રાસના એક નાનકડા ગામમાં અદના વકીલ તરીકે કારકિર્દી શરૂ કરી ક્રમેક્રમે મહાત્માજીના પટ્ટ અનુયાયી, કૉંગ્રેસના મંત્રી, મદ્રાસ પ્રાંતના મુખ્ય પ્રધાન, બંગાળના પ્રથમ હિંદી ગવર્નર અને હવે આઝાદ હિંદના પ્રથમ હિંદી ગવર્નર જનરલનું માન મેળવનાર રાજાજીની જીવનમાળામાં અખંડ સાહસો અને પ્રબળ દેશપ્રેમનો એક મજબૂત દોરો પરોવાએલો આવ્યો આવે છે. તેમણે કીર્તિના ઉન્નત શિખર પર ઝળહળાટ પ્રકાશનો આનંદ પણ ભોગવ્યો છે, અને અપ્રિયતાની ગર્તામાં એકલવાયાપણાના દુઃખની વેદના પણ અનુભવી છે. છતાં તેમના હેતુની શુદ્ધતા તથા દેશદાઝની લાગણી માટે તો કોઈને પણ શંકા ઉત્પન્ન થઈ નથી. મહાત્માજીના કલ્પતરુની શીતળ છાયા હેઠળ તો જવાહરલાલની દૃષ્ટિની વિશાળતા

ફાલી છે, સરદાર વલ્લભભાઈની નિશ્ચયની દૃઢતા પાંગરી છે તો રાજાજીની દુરદર્શિતા વિકસી છે. પોતાની નાજુક તબિયતની કે પોતાના વિશાળ કુટુંબના યોગક્ષેમની પરવા કર્યા વગર ૧૯૧૯માં તેમણે દેશસેવાનો ભેખ લીધો ત્યારથી આજ સુધી એ જ કર્તવ્યતાથી અને લગનીથી તેમણે દેશસેવા કર્યા કરીને લોકહૃદય પર ચક્રવર્તીનું પદ પ્રાપ્ત કરી પોતાની 'ચક્રવર્તી' અટક સાર્થક કરી છે.

એવા એ ચક્રવર્તી રાજગોપાલાચાર્યનો જન્મ ઈ. ૧૮૭૯માં મદ્રાસના સાલેમ જિલ્લાના હોસુર ગામ પાસેના ગામડામાં એક ચુસ્ત બ્રાહ્મણ કુળમાં થયો હતો. તેમના પિતા ચક્રવર્તી આયંગર સંસ્કૃતના એક પ્રખર વિદ્વાન ગણાતા. છેક નાનપણથી જ રાજાજીએ તેજસ્વી વિદ્યાર્થી તરીકે ખ્યાતિ મેળવી હતી. જોતજોતાંમાં તો તેમણે બૅંગ્લોરની સેન્ટ્રલ કૉલેજમાં રહીને બી. એ.ની ડિગ્રી મેળવી લીધી અને વકીલાતના અભ્યાસ માટે મદ્રાસની પ્રેસિડેન્સી કૉલેજમાં દાખલ થયા. તેમના આ અભ્યાસકાળ દરમિયાન એક વાર સ્વામી વિવેકાનંદ મદ્રાસ આવ્યા ત્યારે રાજાજી તેમના સંપર્કમાં આવ્યા. આ ટૂંકા સંપર્કે તેમની આંખમાં નવું આંજણ આંજ્યું, અને પોતાના દેશબાંધવોની થએલી દુર્દશા તથા પતનનું ચિત્ર તેમની આંખ આગળ ખડું થયું. તેમની દુર્ગતિ કરવાના બે મુખ્ય માર્ગો પણ સ્વામીજી પાસેથી તેમને મળ્યા. એક તો અસ્પૃશ્યતાનો નાગ અને બીજું દેશને પાયમાલ કરતી દારની બદીનો ભોગ. આ બે મહાન

# સત્ત્વશીલ સ્વભાવ · નમ્ર સાદાઈ · ઉત્કટ દેશ દાઝ . . .

આદર્શોએ તેમના હૃદયમાં ત્યારથી ઊંડો પાયો નાખ્યો અને આમળ જતાં તક મળતાં જ તેમણે ને બંને કાર્યો કરી પણ બતાવ્યાં.

ઈ. ૧૯૦૦માં બી. એલ.ની પણ ડિગ્રી મેળવી લઈ તેમણે સાલેમમાં વકીલાત શરૂ કરતાં વેંત જ પોતાની બુદ્ધિની પ્રતિભા, કાયદાનું ઊંડું જ્ઞાન અને દલીલ કરવાની અજોડ શક્તિ વડે બીજા વકીલો તથા ન્યાયાધીશોને આંજી નાખ્યા અને થોડા જ વખતમાં તેમનો ધંધો ધીકતો ચાલવા લાગ્યો. કાયદાની એકેએક ઝીણવટભરી ગૂંચ ઉકેલવાની તેમની બુદ્ધિ, કોઈ પણ મુદ્દાનું બારીક પૃથક્કરણ કરી તેને પ્રમાણબદ્ધ રીતે રજૂ કરવાની તર્કશક્તિ તથા પોતાનો મુદ્દો સામાને ગળે ઉતારવાનું ચાતુર્ય ઇત્યાદિ પર તો તેમનાથી મોટા વકીલો અને ન્યાયાધીશો પણ આફરીન હતા. ધીમેધીમે જેમ કોઈ પુષ્પની સુવાસ આપમેળે બધે ફેલાય તેમ રાજાજીના નિર્મળ વ્યક્તિત્વની સુગંધ પણ ફેલાવા માંડી. સાલેમની પ્રજા તેમના તરફ માનથી જોવા લાગી ને આખરે ૧૯૧૭માં તો તેમને સાલેમની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે પણ ચૂંટવામાં આવ્યા.

મ્યુનિસિપાલિટીના અધ્યક્ષપદનાં એ બે વર્ષ દરમ્યાન તેમણે જે ક્રાંતિકારી સુધારાઓ કર્યા તે તેમની દૃઢ નિશ્ચયાત્મક બુદ્ધિ તથા નીડરતા બતાવે છે. પ્રમુખ થતાંવેંત જ તેમણે અસ્પૃશ્યોને જુદા ગણવાની નીતિ કાઢી નાખીને તેમને બ્રાહ્મણોની માફક જ મ્યુનિના નળ તથા કૂવાઓ વાપરવાની છૂટ આપી ને શાળાઓ તથા બોર્ડિંગોમાં હરિજનોને બ્રાહ્મણોની સાથે રહેવાભણવા તથા ખાવાની અનુકૂળતા કરી આપી. મદ્રાસનો ચુસ્ત અને કર્મકાંડી ગણાતો કટ્ટર બ્રાહ્મણ-સમાજ તો આ 'ધર્મનાશક' સુધારાઓ જોઈને ઊકળી ઊઠ્યો. તેમણે પ્રચંડ વિરોધ કર્યો, પણ રાજાજી અડગ રહ્યા. છેવટે તેમણે રાજાજીનો સામાજિક બહિષ્કાર પોકાર્યો. કોઈ નાતીલા તેમને ત્યાં કોઈપણ પ્રસંગે જાય નહિ. કોઈ ગોર તેમનું ધાર્મિક કાર્ય કરાવે નહિ. પણ રાજાજી તો કોઈ જુદી જ માટીના ઘડાએલા હતા. જેમજેમ નાત તરફથી વિરોધ વધવા લાગ્યો તેમતેમ તેમનો નિશ્ચય વધુ પાકો થતો ગયો. ગોરના બધા જ મંત્રો પોતે જાતે શીખી લઈ બધાં કાર્યો પોતે જ કરવા લાગ્યા. જ્યારે તેમના પિતા મૃત્યુ પામ્યા ત્યારે પણ તેમણે તેમની સર્વ ઉત્તરક્રિયા જાતે જ વૈદિક મંત્રો વડે કરી. આવી અડગતા આગળ આખરે ગોરને નમવું પડ્યું; કારણ તેને તો ખોટ જવા લાગી. અને ગોરે પોતાનો બહિષ્કાર પાછો ખેંચી લીધો.

પણ સાલેમનું સંકુચિત ક્ષેત્ર છોડી તેમનું મન મદ્રાસ જવા ઝંખી રહ્યું હતું. તે વખતના મદ્રાસના જાણીતા આગેવાન સ્વ. કસ્તુરીરંગ આયંગરની ઇચ્છા પણ રાજાજી પોતાની શક્તિ તથા સેવાનો લાભ મદ્રાસને આપે એવી હતી. આથી તેમણે ઘણા ભારપૂર્વક લખીને રાજાજીને મદ્રાસ બોલાવી લીધા. ૨૦ વર્ષની સાલેમની ધીકતી વકીલાત પછી મદ્રાસમાં રાજાજીએ જ્યારે પોતાની યશસ્વી કારકિર્દી શરૂ કરી ત્યારે ઘણાને લાગ્યું કે હવે થોડાં વર્ષોમાં તે હાઈ કોર્ટે જજ થશે. પણ રાજાજીના જીવનમાં તો જુદો જ પલટો આવવાનો હતો.

૧૯૧૯ની એ હિંદના ઇતિહાસની શકવર્તી સાલ હતી. સરકારે રૉલેટ ઍક્ટનો કાળો કાયદો પસાર કરીને જનતા પરના અન્યાયની પરાકાષ્ઠા કરી હતી. દક્ષિણ આફ્રિકાથી હિંદ આવેલા ગાંધીજીએ એ કાયદાનો પ્રાણાન્તે પણ વિરોધ કરવાનું ઠરાવીને સત્યાગ્રહનું રણશિંગું ફૂંક્યું હતું. એના પ્રચાર માટે મહાત્માજી મદ્રાસ તરફ નીકળ્યા. રસ્તામાં તેમને મદ્રાસના એક વકીલ તરફથી 'રૉલેટ ઍક્ટ-પ્રશ્નાવલી' નામનો ટાઇપ કરેલો એક લાંબો કાગળ મળ્યો. તેમાં દરેક ઝીણવટથી છણીને કેટલાક પ્રશ્નો પૂછેલા હતા. મદ્રાસના વકીલોની દીર્ઘ સૂઝ તથા અતિ ઝીણી બુદ્ધિમત્તા જોઈને, ત્યાંથી કોઈએ તેને સહકાર મળશે કે નહિ તે બાબત ગાંધીજી સાશંક થયા. મદ્રાસ પહોંચ્યા પછી જે વકીલનો પેલો કાગળ હતો તેમને જ ત્યાં ગાંધીજીને ઉતારો હતો; પણ એ ઘરમાં એટલા બધાની આવજા હતી ને ઘરના મુખ્ય યજમાન એટલા તો શરમાળ અને સંકોચશીલ હતા કે પોતે રાજગોપાલાચાર્યને ત્યાં જ ઊતર્યા છે એ જાણતાં મહાત્માજીને બે દિવસ થયા! રાજાજીની પ્રસિદ્ધિપરાઙ્મુખતાનો આ એક નોંધપાત્ર દાખલો છે. જો તે ધારત તો યજમાનના હકની રૂએ ઘરમાં બાપુ એકદમ આગળપડતું સ્થાન લઈ પોતાની છાપ બધા પર પાડીને માન ખાટી શકત. પણ રાજાજીના સ્વભાવમાં જ એ વસ્તુ નહોતી.

ધીમેધીમે રાજાજી મહાત્માજીના ગાઢ સંપર્કમાં આવ્યા. અનેક પ્રશ્નો પૂછીને તેમણે અહિંસા તથા સત્યાગ્રહનું શાસ્ત્ર બરોબર સમજી લીધું, અનેક દલીલો કરીને તેની અસરકારકતા તથા પાકાપણું તાવી લીધું અને આખરે મહાત્માજીને પોતાના 'ગુરુ' તરીકે માન્ય કરીને સત્યાગ્રહના સિદ્ધાંતને પોતાની અસામાન્ય ગ્રહણશક્તિથી એવો તો પચાવી નાખ્યો કે પછી તો, જે લોકો સત્યાગ્રહ શું છે તે સમજવા મહાત્માજી પાસે આવતા તેમને તેઓ રાજાજી પાસે મોકલતા."

રૉલેટ ઍક્ટના વિરોધમાં ગાંધીજીએ જે દેશવ્યાપી હડતાલ પડાવી હતી તેની યોજનાનો ઉદ્ભવ પણ ગાંધીજી રાજાજીના ઘરમાં હતા ત્યારે જ થયો હતો. રાજાજીએ તો હવે દેશને ખાતર સર્વસ્વ હોમ દીધો. કુટુંબસેવા ને નગરસેવાનો સંકુચિત આદર્શ દૂર કરી તેને સ્થાને સમસ્ત દેશની સેવા સ્વીકારી તે બહાર પડ્યા અને બાવા બનીને મહાત્માજી સાથે ચાલી નીકળ્યા. એટલું જ નહિ પણ પોતાની સાથે દીર્ઘસૂત્રી ગણાતા મદ્રાસી ભાઈઓને પણ રણમાં ચડાવ્યા.

૧૯૨૦માં અસહકાર શરૂ થતાં જ રાજાજી પોતાની ધીકતી તે માગણીની વકીલાત છોડી મેદાને પડ્યા. પોતાની નિષ્ઠા, ધગશ તથા બુદ્ધિમત્તાને કારણે તેમણે થોડા જ વખતમાં કૉંગ્રેસમાં એવું આગળપડતું સ્થાન પ્રાપ્ત કર્યું કે ૧૯૨૦ની નાગપુર મહાસભાના ને મંત્રી નિમાઈ ગયા. આ દેશસેવાનું ફળ તેમને પણ તાત્કાલિક મળ્યું. ૧૯૨૧ના ડિસેમ્બરમાં સરકારે તેમને કેદ પકડ્યા અને કેસ ચલાવીને ત્રણ માસની સજા કરી વેલુરની જેલમાં મોકલી દીધા.

એ વખતે રાજાજીનું સ્વાસ્થ્ય પણ ઠીક નહોતું. આખે શરીરે ગૂમડાં નીકળ્યાં હતાં, એટલું જ નહિ પણ થોડાં વરસથી લાગુ પડેલ દમનો વ્યાધિ પણ તેમને સતાવતો હતો. આમ છતાં પણ જેલમાં દાખલ થયા ત્યારે તેમનું હૃદય જરાયે થડક્યું નહિ, કંઈક એવી પ્રફુલ્લતા અનુભવી રહ્યું. જેલમાં શરૂમાં તેમને ઘણી પેઠે તકલીફ સહન કરવી પડી; પણ તેથી ન તો તેમને ગ્લાનિ થઈ કે ન તો પસ્તાવો થયો. તેમણે પોતાના એ જેલનિવાસ દરમિયાન એક ડાયરી લખી છે જેમાં તેમણે ત્યાં થએલા વિવિધ અનુભવો, ઉદ્ભવેલા વિચારો તથા કરેલી પ્રવૃત્તિઓની નોંધ લીધી છે. પ્રેમ અને પવિત્રતા ભરેલી એ નોંધપોથીમાં તેમના નિર્મળ અને ઉદાર હૃદયનું એવું તો સ્પષ્ટ પ્રતિબિંબ સાંપડે છે કે દરેક રાષ્ટ્રપ્રેમીએ 'જેલ ડાયરી' એક વાર અવશ્ય વાંચી જવી જોઈએ.

૧૯૨૨માં જ્યારે તે જેલમાંથી છૂટ્યા ત્યારે ગાંધીજી તથા બીજા કેટલાક નેતાઓ પકડાઈ ગયા હતા. દેશમાં કંઈક રૈથિલ્ય અને નિરાશા

એમ બોલતાબોલતા પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. પાછળથી અમને ખબર પડી કે એમણે 'અંગ્રાવાત' ઉપરનું પોતાનું પ્રભાત ગીત ત્યારે સર્જ્યું હતું.

શાંતિનિકેતનમાં વર્ગો વૃક્ષઘટાઓ નીચે લેવાતા. એક વખત ગુરુદેવ અમને શાલવિથિકા(શાલવૃક્ષનાં ઝુંડનું નામ)માં શેલીની કવિતાઓ સમજાવતા હતા. ઓચિંતા કડાક દઈને એમણે ચોપડી બંધ કરી અને 'કવિઓને પણ ક્યારેક ક્યારેક રાહત જોઈએ,' એમ કહેતાકહેતા ઉત્તરાયન તરફ ચાલી નીકળ્યા.

શાંતિનિકેતન માટે ફાળો ઉઘરાવવાની ગુરુદેવની તરકીબ ન્યારી હતી. આશ્રમના વિદ્યાર્થીઓ પાસે નાટકો તૈયાર કરાવી તેઓ કલકત્તા-મુંબાઈની સફરે ઉપડતા અને એમ પૈસા એકઠા કરતા. આ અંગે તેઓ એક વખત ઉત્તરાયનમાં 'નટીની પૂજા' નામના પોતાના નાટકની તૈયારી કરાવતા હતા. એક બાળાની નૃત્ય કરવામાં કાંઈ ભૂલ રહેલી જણાઈ, એટલે એ સીત્તેર વર્ષના ડોસા કૂદી પડ્યા અને એ નૃત્ય સાચુ કેમ કરવું તે બતાવવા નાચવા લાગ્યા! એમની પુત્રી મીરાંએ એમને જો ન અટકાવ્યા હોત તો 'હાર્ટ એટેક' થાત અને એ માંદગીમાં પટકાઈ પડત.

ગુરુદેવના હૃદયમાં એક શલ્ય રહી ગયું હતું. એમને થયું હતુ કે જ્યાં સુધી પશ્ચિમવાસીઓએ એમની પ્રતિભાને ન પિછાની, ત્યાં સુધી ન તો બંગાળે કે ન તો ભારતવર્ષે એમની કદર કરી. આપણા દેશનું ખરું અધઃપતન માનસિક છે. દરેક વખત જેલ જઈ આવેલા દેશભક્તો પણ ગોરી ચામડીથી અંજાઈ જાય છે. આ ન્યાય અનુસાર ૧૯૧૩ની એક સુંદર સવારે, લગભગ એકાએક, રવીન્દ્રનાથ ટાગોરનું નામ સમસ્ત હિન્દની જીભે રમવા લાગ્યું; કેમકે તે દિવસે જાહેર થયું કે ઇતિહાસમાં પહેલી જ વાર એક હિન્દીને સાહિત્ય વિભાગનું 'નોબેલ પ્રાઈઝ' મળ્યું. બંગાળના સાક્ષરોએ એક 'સ્પેશિયલ ટ્રેઇન' ઉતાવળથી કરી અને તેઓ સૌ ગુરુદેવને અભિનન્દવા આવ્યા શાંતિનિકેતન. ગુરુદેવે તેમને દર્શન પણ ન આપ્યાં અને જણાવ્યું કે એક જ રાતમાં પોતામાં આટલો મોટો ફરક પડવો અશક્ય છે.'

ઇતિહાસમાં પહેલી જ વાર આમ નોબેલ પ્રાઈઝ પાશ્ચિમિક સંસ્કૃતિના કુંડાળામાંથી બહાર નીકળ્યું. જોકે એમ દાવો કરવામાં આવે કે તે પહેલાં એ ઇનામ મેળવનાર કિપ્લિંગ પણ હિન્દમાં જ જન્મ્યા હતા અને ભારતવર્ષીય સમાલો ઉપર જ એમને એ ઇનામ મળેલું; પણ કિપ્લિંગનાં સામ્રાજ્યવાદી સર્જનોએ તો પૂર્વ અને પશ્ચિમની વચ્ચે,—સ્વતંત્ર પ્રજા અને ગુલામ પ્રજાઓ વચ્ચે અંતર વધાર્યું, જ્યારે ટાગોરે ઇતિહાસમાં પહેલી જ વાર પશ્ચિમને ખાત્રી કરાવી આપી કે તે પૂર્વ પાસેથી કાંઈક શીખી શકે તેમ છે, અને પૂર્વ 'ગોરાઓના બોજ' કરતાં કાંઈક વિશેષ છે. કિપ્લિંગે ગાયું કેઃ

East is East and West is West,
And never the twain shall meet.

જ્યારે ટાગોરે પચાસ વર્ષ સુધી સખીકણીને સાબિત કરી આપ્યું કે પૂર્વ અને પશ્ચિમ તો એક જ મસ્તકનાં બે મુખ સમાન છે, અને જો અશક્યતાની વાત કરવી હોય તો ગાવું જોઈએ કેઃ

Man is Man, Machine is Machine,
And never the twain shall meet.

આમ મનુષ્ય અને યંત્ર વચ્ચે અંતર વધારનાર ટાગોરે પૂર્વ ને પશ્ચિમના અંતર ઉપર સુંદરસુંદર અને તાલેતાલે સેતુ બાંધ્યો. પૂર્વ-પશ્ચિમની એકતાના કર્તવ્યમાં એમણે ભેખ લીધો અને તેઓ વિશ્વયાત્રી બન્યા. પશ્ચિમની એમણે નવ વખત યાત્રા કરી. તેઓ રશિયા પણ ગયા અને તે દેશના મહાન પ્રયોગ વિષે એક પુસ્તક લખ્યું. એ ઇરાન પણ ગયા, અને ટાન યુન શાન નામના ચીની લેખક કહે છે કે ગુરુદેવ ટાગોરના ૧૯૨૪ ના ચીનના પ્રવાસે તો ચીનમાં પૂર્વીય અસ્મિતાની તાલાવેલી જગાવી.

જેમ એમણે પશ્ચિમને ભારતીય સંસ્કૃતિ પીરસી, એ જ રીતે એમણે પૂર્વને પશ્ચિમનું ગૌરવ સમજાવ્યું. એમનું શાન્તિનિકેતન તો એક ઉપ-જગત જેવું બની રહ્યું હતું. હું ત્યાં ભણતો ત્યારે ત્યાં અમેરિકાથી, ઇંગ્લંડથી, જર્મનીથી, સ્વિટ્ઝર્લેન્ડથી, ચીનથી, જપાનથી, ઇરાનથી અને સીલોનથી આવેલા અધ્યાપકો ભણાવતા અને તદુપરાંત બીજા દેશોથી પણ મુસાફરો આવતા. પાછી તો ત્યાં એક 'ચીની ભવન' પણ ઊપડ્યું; કેમકે ગુરુદેવને ખાત્રી થઈ હતી કે જ્યાં સુધી પૂર્વના તત્ત્વચિંતનનો પશ્ચિમના પદાર્થશાસ્ત્ર સાથે સંગમ નહિ થાય ત્યાં સુધી માનવજીવન ઊણું જ રહેવાનું. પણ આવું ઐક્ય તો સમાન દેશો વચ્ચે થઈ શકે, ગુલામ અને માલિકની વચ્ચે નહિ; અને એટલા જ માટે ટાગોરે હિન્દ-સ્વાતંત્ર્યની હિમાયત કરી અને પોતે જગતવાદી હોવા છતાં દેશવાદીઓને ટેકો આપ્યો.

પશ્ચિમનું શિક્ષણ સ્વીકારવા છતાં શાંતિનિકેતનનાં જીવન અને સંસ્કૃતિ આર્યાવર્તનાં જ રહ્યા. શાંતિનિકેતન વેદકાળના એક ગુરુકુળ સમું થઈ રહ્યું, અને એમાં ગુરુદેવે સાચો ગુરુનો પાઠ ભજવ્યો. જેમ જૂના કાળનાં ગુરુકુળો સંસ્થાપ્રધાન નહિ પણ વ્યક્તિપ્રધાન હતાં, તેમ જ શાંતિનિકેતન ટાગોરપ્રધાન હતું. જે સ્થળે એમના મહર્ષિ પિતાને દિવ્ય જ્ઞાન સાંપડ્યું, એ સ્થળે જ રવીન્દ્રનાથે પોતાની સંસ્થાના પાયા નાખ્યા અને આવાહન કર્યુંઃ શાંતમ્ શિવમ્ અદ્વૈતમ્ । અને પોતાનું ધ્યેય જાહેર કરતાં એમણે જણાવ્યું કે 'શાંતિનિકેતન રચાયું છે બે ઝરણાંઓના સંગમ ઉપર—એક તો બ્રહ્માનંદનું ઝરણું, અને બીજું ઝરણું મનુષ્યના આનંદનું.'

# ઇલમકી લકડી બનાવવા નીકળતાં થએલા ફજેતી



જાદુના ખેલ શીખવાનો અમને નાદ લાગ્યો હતો. અમારી લાઇબ્રેરીમાં કોઇ એક અંગ્રેજી માસિક આવતું તેમાં અવારનવાર આવા ખેલના લેખ આવતા. તે વખતે અમારી ઉંમર ૧૪-૧૫ વર્ષની હતી. તેથી લેખ વાંચતાં જ કુમારસુલભ જિજ્ઞાસાને કારણે તેના પ્રત્યક્ષ અખતરાઓ કરવા અમે તલપાપડ બની જતા.

ગંજીપાના કેટલાક ખેલ અને બીજી હાથચાલાકીઓ તથા કરામતો તો અમે સહેલાઈથી હસ્તગત કરી લીધી. પછી ખાસ સાધનો વડે થઇ શકે તેવા ખેલના અખતરાઓ શરૂ કરવાનું ઠરાવ્યું.

તેમાં એક ખેલ એવો હતો કે પહેલાં એક મીણબત્તી સળગાવવી ને પછી તેને ઓલવી નાખવી. તે પછી તેને ખાસ તૈયાર કરેલી જાદુઈ લાકડી અડકાડીએ એટલે એની મેળે તે પાછી સળગી ઊઠે!

એની રીત એવી હતી કે જાદુગર લોકો રાખે છે તેવી એક લાકડી રાખવી; પણ તે કાચની જ હોવી જોઈએ એ લાકડી પર અગાઉથી ગંધકનો તેજાબ તથા પોટાશ પરમેંગનેટનું દ્રાવણ લગાડી રાખવું (એ બંને વસ્તુઓ કયા પ્રમાણમાં લેવાની હતી તે આજે યાદ નથી; પણ પેલા માસિકમાં આપેલું તેનું પ્રમાણ અમે નોંધી લીધું હતું.) મીણબત્તી સળગાવ્યા પછી તેને ઓલવી નાખવી અને તેની દીવેટ જરા ગરમ હોય તે વખતે જ પેલી દ્રાવણવાળી ઇલમકી લકડી મંત્રોચ્ચાર સાથે તેને અડાડવી એટલે મીણબત્તી ફરી સળગી ઊઠે એવી કરામત હતી.

અમે આ પ્રયોગ કરવાનું નક્કી કર્યું. મારા સાથીદાર તરીકે મારા મોટા કાકાના સૌથી નાના ભાઇ હતા. તેમને અમે 'નાનાકાકા' કહેતા. તેમની ઉંમર પણ મારા જેટલી જ હતી અને અમે એક જ વર્ગમાં અભ્યાસ કરતા. અમારો સંબંધ કાકા–ભત્રીજા જેવો જરા પણ ન હતો; સગા ભાઈ અગર જિગરજાન દોસ્ત માફક અમે રહેતા.

તે વખતે અમે અંગ્રેજી ચોથા કે પાંચમા ધોરણમાં ભણતા હતા, એટલે રસાયનશાસ્ત્રનું જરા પણ જ્ઞાન નહોતું અને ગંધકનો તેજાબ તથા પોટાશ પરમેંગનેટના ગુણધર્મ પણ જાણતા નહોતા. માત્ર એટલી ખબર હતી કે તેમાંની પહેલી દવા ભયંકર વસ્તુ છે અને હાથ કે કપડાંને અડકે તો તેને બાળી નાખવાની શક્તિ ધરાવે છે એટલે તેની સાથે સાવચેતીપૂર્વક કામ લેવું એટલો જ ખ્યાલ હતો.

મારા મોટાકાકા વૈદરાજ હતા. વૈદક ઉપરાંત એલોપથીની દવાઓ [illegible] તેમણે અપનાવ્યા હતા. ખાનગી દવાઓ તેઓ ઘેર જ બનાવતા. તેને માટે જરૂરી દ્રવ્યો માંથી લઈ આવવાનું તથા મોટાકાકાની સૂચના તેમાંથી યોગ્ય દવા બનાવવાનું કામ મોટે ભાગે માથે જ આવતું. મોટાકાકાની દવા માટેનાં દ્રવ્યો લેવા માટે હમેશાં અમે જતા હોવાથી ગાંધી તથા દવાવાળાઓ અમને સારી રીતે ઓળખતા અને અમે જે માગીએ તે દવાઓ આપતા,—એમ ધારીને કે વૈદરાજે મગાવી હશે. એ તકનો લાભ લઈ અમે, અમારી જોઈતી વસ્તુઓ પણ હડાવી લાવ્યા. આમ, જરૂર પૂરતો ગંધકનો તેજાબ તથા પોટાશ પરમેંગનેટ લાવી રાખીને કોઈ અનુકૂળ સમયની રાહ જોવા લાગ્યા.

અને ઈશ્વરકૃપાએ એ અનુકૂળ પ્રસંગ પણ મળી ગયો. કોઈ દરદીને જોવા માટે મોટાકાકાને એક દિવસ બહારગામ જવાનું થયું. વહેલી સવારના તેઓ ઊપડી ગયા અને બીજા દિવસે સવારે પાછા આવી જવાના હતા. આથી તે દિવસે બપોરે અમે અમારો જાદુનો અભિનવ પ્રયોગ કરવાનું નક્કી કર્યું.

બપોરે ખાઇપીને પરવાર્યા પછી ઘરનાં બધાં માણસો આરામ કરતાં હતાં. મોટાકાકાનો દવાખાનાવાળો ઓરડો ખાલી હતો. ત્યાં બીજાનું કોઈ નહોતું. મોટાકાકા તથા અમે ઊઠવાબેસવા માટે એ જ ઓરડાનો ઉપયોગ કરતા. આજે મોટાકાકા નહિ હોવાથી અમારે જોઈતું એકાંત મળી ગયું.

ઓરડાનું બારણું જરા અડકાવી અમે અમારું કામ શરૂ કર્યું. મોટાકાકાનો દવા બનાવવાનો–માપવાનો (મેઝરિંગ) ગ્લાસ લીધો, દવા હલાવવાનો કાચનો નાનો સળિયો હતો તે તથા જરા જાડો અને મોટો એવો કાચનો એક બીજો સળિયો હતો તે બંને લીધાં. પહેલાં મેઝરિંગ ગ્લાસમાં ગંધકનો તેજાબ નાખ્યો અને પછી તેમાં પોટાશ પરમેંગનેટને ભેળવવાનું શરૂ કર્યું. ભેળવવાનું કામ નાનાકાકા કરતા હતા. પેલા નાના સળિયા વડે તેઓ મેઝરિંગ ગ્લાસમાંનું દ્રાવણ આસ્તેઆસ્તે અને સાવચેતીપૂર્વક હલાવતા હતા. મને લાગ્યું કે દ્રાવણ એકરસ થઇ ગયું હશે, એટલે મેં કહ્યું: 'નાનાકાકા, હવે દ્રાવણ તૈયાર થઇ ગયું લાગે છે. પેલા મોટા સળિયા પર લગાડી જુઓ જોઈએ.'

'લાવ એ સળિયો; અને તું હવે મીણબત્તી સળગાવ' નાનાકાકાએ ગંભીરતાથી કહ્યું.

બહુ જ ધીમા હાથે અને એકદમ આસ્તેઆસ્તે તેમણે મોટા સળિયાના એક છેડા પર થોડું દ્રાવણ પેલા નાના સળિયા વડે લગાડ્યું અને તે દરમિયાન એક બાજુ ખસી મેં પેલી મીણબત્તી સળગાવી અને કહ્યું, 'ચાલો, તૈયાર?'

'તૈયાર.' તેમણે કહ્યું. 'ચાલ, હવે મીણબત્તી ઓલવી નાખ.'

મેં ફૂંક મારી મીણબત્તી ઓલવી નાખી અને અમારી ઇલમકી લકડી વડે મીણબત્તીની ગરમ દીવેટનો સ્પર્શ કરવા ધડકતે હૈયે નાનાકાકાએ હાથ લંબાવ્યો.

અમારું સમગ્ર ધ્યાન, પોતાની બધી જ શક્તિ સાથે મીણબત્તીની વાટ પર કેન્દ્રિત થએલું હતું. અતિ કુતૂહલ અને થોડી બીક સાથે અમે પેલી ઇલમકી લકડી સાથે મીણબત્તીની વાટને સ્પર્શ કર્યો.

'તડ'! એવો જરાક તણખો થયો અને મીણબત્તીની ગરમ દીવેટ

'હં, હં, નાનાકાકા બરાબર છે. બરાબર છે.' મેં કહ્યું. 'ઓમ તો બરાબર છે; પણ સળિયાપર પૂરતા પ્રમાણમાં દવા ચોપડાઈ નથી તેથી જ્યોત પેટાઈ નહિ. દવા જરા વધારે લગાવો.'

'લગાવું ? થશે ?' એમ પૂછતાંપૂછતાં તો તેમણે નાના સળિયા પર દ્રાવણ લઈ જાડુંઈ લકડી પર ચોપડવાનું શરૂ પણ કરી દીધું.

હું જરા વધારે ઉત્સાહમાં આવી ગયો. મેં જોયું કે નાનાકાકા વધારેપડતી સાવચેતી રાખતા હતા અને તેથી ધીમેધીમે કામ કરતા હતા. નાના સળિયા વડે પૂરતી દવા પણ લેતાં ડરતા હતા.

'આમ બીતાંબીતાં શું ચોપડો છો ? લાવો મારી પાસે.' એમ કહી મેં તેમના હાથમાંથી બન્ને સળિયા લઈ લીધા.

ડાબા હાથમાં મોટો સળિયો રાખી, જમણા હાથમાંના નાના સળિયા વડે મૅગ્નેશિયમ ગ્લાસમાંનું દ્રાવણ મેં જોરથી હલાવવા માંડ્યું. નાનાકાકાની 'બીક'ની સરખામણીમાં મારો 'ઉત્સાહ' વખાણવા લાયક હતો. મારા હાથમાંનો નાનો સળિયો મૅગ્નેશિયમ ગ્લાસની અંદર ગોળ ફરતો હતો અને જાણે મારા ઉત્સાહને ઓળખી ગયો હોય તેમ મૃદુ અને કર્ણપ્રિય અવાજ કરતો હતો—જાણે કે 'તેજાબ તરંગ' નામનું કોઈ વાદ્ય પોતાની સુંદર ગત વગાડતું ન હોય !

પણ બાપ રે ! આ શું ?

'તટ્ તટ તટ્, કટ્ કટ કટ કટ્ !' એવા અવાજો પેલા પ્યાલામાં થવા લાગ્યા. તેજાબ-તરંગે આ વળી કઈ ગત વગાડવા માંડી, એ તો તે વખતે કંઈ ખ્યાલમાં ન આવ્યું. પણ માત્ર એટલી જ ખબર પડી કે ગ્લાસમાં 'તટ તટ તટ્, કટ કટ કટ્' કરતો કાંઈક ભયપ્રદ અવાજ શરૂ થઈ ગયો હતો અને હજી ચાલુ જ હતો. પણ એ શબ્દસંગીત એટલેથી જ ન અટકતાં તેણે દૃશ્યના ક્ષેત્ર પર પણ આક્રમણ કરવા માંડ્યું. અવાજની સાથેસાથે કાળા રંગના વાદળાં જેવા ગોટેગોટા ગ્લાસમાંથી નીકળી ઊંચે ચઢવા માંડ્યા. હું બીકનો માર્યો સળિયા સાથે એક ડગલું પાછળ હટી સ્તબ્ધ થઈ ગયો. નાનાકાકા પણ દિગ્મૂઢ બની દૂર ખસી આ અણધારી આફત સામે જોઈ રહ્યા.

પેલાં કાળાં વાદળાં ઊંચે ચઢી ઓરડાનાં બારણાં તરફ આગળ વધી રહ્યાં હતાં. પણ પછી વધુ ઊંચે જવાને બદલે ધીમેધીમે નીચે ઊતરવા માંડ્યાં ને થોડી જ વારમાં બધા ગોટા ભોંયે પથરાઈ ગયા. અમે ઊભા હતા ત્યાંથી તે બારણાં સુધી દસબાર ફૂટના ક્ષેત્રમાં કાળાંકાળાં વાદળાંની, અર્ધોએક ફૂટ જાડી જાજમ પથરાઈ ગઈ.

થોડી વાર પછી ગ્લાસમાનું સંગીત શાંત થઈ ગયું અને જમીન પરનાં વાદળાં પણ સ્થિર બની ગયાં.

હવે અમે કાંઈક હોશમાં આવ્યા. અમારાં કપાળ પર તથા આખા શરીરે પસીનેપસીનો થઈ ગયો હતો. ફાટેલી આંખે અમે એકબીજાની સામું જોયું. 'આ શું ?' 'હવે શું કરીશું ?' એવા પ્રશ્નો વગર બોલ્યે અમારી આંખો એકબીજાને પૂછી રહી હતી. કોઈ જો આવી ચઢે તો અમારી શી વલે થાય એ વિચારે અમે ધ્રૂજતા હતા. હવે શું કરવું તેની તો કાંઈ સમજ જ પડતી નહોતી. અને બેસી રહે

અમે જરા પાછા હટ્યા. ઓરડામાં બધે જોયું અને ફરીથી ગ્લાસ તથા જમીન પરનાં વાદળાં સામે જોયું. 'એ શું હશે' એનો અમે વિચાર કરવા લાગ્યા. એ કયું તત્ત્વ હશે તે અમે જાણતા નહોતા. તેને અડકાય કે નહિ અને અડકાય તો શાના વડે અડકાય, અડકીએ તો શું થાય, વળી પાછો બીજો કાંઈક ધડાકો તો નહિ થાય ને ?, એમ અનેક વિચારો મગજમાં ઉદ્ભવતા હતા.

છેવટે હિંમત કરીને અમે એક ખૂણામાં પડેલી સાવરણી ઉપાડી અને વાદળાંની જાજમથી જરા દૂર ઊભા રહી, બીતાંબીતાં તેને ભયગ્રસ્ત હૃદયે વાદળાં તરફ ફેંકી.

હાશ ! કાંઈ જ ન થયું—ધડાકો કે ધુમાડો કાંઈ જ ન થયું ! ઊલટાનું વાદળું જરા આઘું ખસ્યું અને બતાવી આપ્યું કે હવે તો પોતે એક નિરુપદ્રવી શાંત કાળું ૩ માત્ર છે. એટલે પછી તો અમે હિંમતથી પાસે ગયા. સાવરણી ફરી ઉપાડી અને ધીમેધીમે એ ઢગલાને પૂંજે વાળીએ એમ ભેગો કરવા માંડ્યો. સાવરણીથી એ રીતે વાળતા એ ૩ વાદળાં મટી જઈને ભૂકી બનવા માંડ્યું અને થોડા જ વખતમાં એટલા લાંબાપહોળા વિસ્તારમાં પથરાએલું એ કાળું ૩ એ મૂઠી કાળી ભૂકીના સ્વરૂપમાં રૂપાંતર પામ્યું !*

અમે છુટકારાનો દમ ખેંચ્યો !

પણ હજુ એક કામ બાકી રહ્યું હતું. અને તે પેલા મૅગ્નેશિયમ ગ્લાસને સાફ કરવાનું. બીતાંબીતાં અમે એ ગ્લાસને ઉપાડ્યો અને કોઈ જુએ નહિ તેમ ઘરની બહાર લઈ જઈ એક ખૂણામાં તેને ઠલવ્યો. કાળાં ૩ જેવા પેલા પદાર્થ સિવાય અંદરથી બીજું કાંઈ ન નીકળ્યું. પણ જોયું તો ગ્લાસ બિલકુલ કાળો થઈ ગયેલો. બીજે દિવસે સવારે એ જ ગ્લાસમાં મોટાકાકાને દવાઓનાં મિશ્રણ બનાવવાનાં હતાં, એટલે ગમે તેમ કરીને પણ એ ગ્લાસ તરત જ સાફ કરી નાખ્યા જ રહ્યો. નહિતર અમારા 'પરાક્રમ'ની મોટાકાકાને ખબર પડી જાય, ને પછી શું શું વીતે એની કલ્પના કરવી અશક્ય નહોતી.

સાબુ, કેરોસીન, માટી, રાખ, રેતી એમ અનેક પદાર્થોની ક્રિયાપ્રક્રિયા કરીકરીને અમે તે સાફ કરવાનો ભગીરથ પ્રયત્ન આરંભ્યો. દોઢબે કલાક અમે એ ગ્લાસ પાછળ બગાડ્યા ત્યારે તે ગ્લાસ પંચાણું ટકા સાફ થયો. પણ પાંચ ટકા કેમે કર્યાં સાફ થાય જ નહિ. આખરે ભગવાન ભરોસે એટલું છોડી દીધું.

બીજે દિવસે દવા બનાવતી વખતે એ પાંચ ટકા કસર જ્યારે મોટાકાકાના ખ્યાલમાં ન આવી ત્યારે અમે 'હાશ' કરી નિરાંતનો દમ લીધો.

વાસુદેવ ભટ્ટ

*આજે હવે ખબર પડી કે ખૂબ હલાવવાથી એ વિપરિત પરિણામ આવેલું; અને એ નવો બનેલો પદાર્થ તે મૅંગેનીઝ સલ્ફેટ ($MnSO_4$). ગંધકનો તેજાબ ને પોટાશ પરમૅંગનેટને ખૂબ હલાવવાથી તે ઉત્પન્ન થાય છે. તેની સાથે બીજો પણ એક પદાર્થ—પોટાશિયમ સલ્ફેટ ($K_2SO_4$) ઉત્પન્ન થાય છે જે ગ્લાસની અંદર ચોંટી રહેલો.

## બે નવાં વિશિષ્ટ સામયિકો

**કૃષિગોવિદ્યા :** આણંદના 'કૃષિગોવિદ્યા ભવન' તરફથી ખેડૂતો માટે શરૂ થએલું આ માસિક ખેતી તથા તેને આનુષંગી બાગાયત, ગોપાલન આદિ અનેક ઉપયોગી વિષયોની શાસ્ત્રીય પદ્ધતિથી આધારભૂત માહિતી સરળ અને સાદી ભાષામાં રજૂ કરે છે. ખેડૂતોને પોસાય તે માટે તેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ ૩–૦–૦ છે. તંત્રીઃ મગનભાઈ ડી. પટેલ.

**ટિકિટ-જગત :** 'કુમાર'ના વાચકોને, તેના ટિકિટસંગ્રહના વિભાગથી સુપરિચિત શ્રી હરિલાલ બૅંકરના સંપાદકપણા નીચે નીકળેલું, ટિકિટસંગ્રહના શોખ વિષે માહિતી આપતું એ વિષયનું પહેલું ગુજરાતી માસિકઃ પો. બો. નં. ૨૬૬૨, કાલબાદેવી, મુંબાઈ-૨, વાર્ષિક લવાજમ: હિંદમાં રૂ. ૫–૦–૦, પરદેશ ૧૦ શિલિંગ, છૂટક નકલના ૮ આના.

# ચીની ભાષા

જગતભરમાં સૌથી વધુ વસતિવાળો આવડો મહાન ચીન આજ હજારો વર્ષ થયાં માત્ર એક જ લિપિ અને એક જ ભાષા ધરાવે છે એ અજબ સાંસ્કૃતિક ઐક્યનો સ્ફોટ કરતા આ લેખમાં એ અટપટી ભાષાનો રસમય અને સરળ પરિચય આપ્યો છે.

ચીન આપણું બાંધવ-રાષ્ટ્ર છે. છેક પ્રાચીન કાળથી હિન્દ અને ચીનની સંસ્કૃતિનો એકસરખો વિકાસ થતો આવ્યો છે. પણ જ્યાં ભાષાનો પ્રશ્ન આવે છે ત્યાં એ બે દેશો વચ્ચે આસમાન-જમીનનો ફેર પડી જાય છે. ચીની ભાષા હિન્દી-ચીની કુળ(ઇન્ડો ચાઈનીઝ ફેમિલી)ની ભાષાઓમાં સૌથી મોટી ને સમૃદ્ધ ભાષા છે. જગતમાં અંગ્રેજી પછી ચીની ભાષા બોલનાર લોકોની સંખ્યા સૌથી વધારે છે. એ ભાષા જગતની બીજી ભાષાઓ કરતાં બે કારણે જુદી પડે છે. એક તો તે એકાક્ષરી(મૉનોસિલેબિક) છે અને બીજું તેના શબ્દોના ઉચ્ચારણમાં સ્વર(ટોન)નો વિકાસ થયો છે. બીજાં કારણો પણ છે, છતાં ભાષાશાસ્ત્રીઓ આ બેને કારણોને વધુ મહત્વ આપે છે.

ચીની ભાષામાં મૂળાક્ષરો નથી; પણ ચિત્રાત્મક લિપિ છે. અને એનો એકેક અક્ષર એકેક શબ્દ રૂપ છે, જે કોઈ ને કોઈ વસ્તુ, ગુણ કે ભાવનો દ્યોતક હોય છે. દા. ત. 'માણસ' શબ્દ લઈએ. આ લખવામાં આપણી લિપિમાં મ, આ, ણ અને સ અક્ષરો લખવા પડે છે; પણ ચીની ભાષામાં માણસ શબ્દ માટે માણસના સાચા આકાર જેવું સંકેત-ચિહ્ન નિશ્ચિત હોય છે અને તેનું ઉચ્ચારણ પણ ચોક્કસ પ્રકારનું હોય છે. આપણી ભાષાના મૂળાક્ષરો શીખીને કોઈ પણ માણસ આપણી લિપિ વાંચી શકે, પણ ચીની ભાષામાં તેમ થતું નથી. કારણ કે દરેક શબ્દનો એકેક અલગઅલગ ચોક્કસ સંકેત હોય છે અને તેનું ઉચ્ચારણ પણ ચોક્કસ પ્રકારનું હોય છે. એટલે ચીની ભાષા શીખનારને તેના એકે એક શબ્દનો અર્થ તથા ઉચ્ચારણ શીખવું પડે. આથી, ચીની ભાષાનું કોઈ પણ પુસ્તક વાંચવા માટે તેમાં વપરાયેલા બધા જ શબ્દો અને ઉચ્ચારણો જાણવા જરૂરી બને છે.

ચીની ભાષાના શબ્દકોષમાં લગભગ પચાસ હજાર શબ્દો છે. અને આ પચાસ હજાર શબ્દો માટે છન્, વાઙ્, ચ્યાંઙ્, સુ જેવાં માત્ર ચારસો જ ઉચ્ચારણો છે. આ હિસાબે એક સોથી પણ વધારે જુદાજુદા શબ્દસંકેતો માટે માત્ર એક જ ઉચ્ચારણ થાય. દાખલા તરીકે 'સુ' ઉચ્ચારણવાળો એક અક્ષર લો. તો લગભગ સો ઉપરાંત જુદાજુદા ચિત્રાકારના અક્ષરોનો ઉચ્ચાર તો એ એક 'સુ' જ થતો હોય છે! અને વાત આટલેથી જ પતતી નથી. એ ઉચ્ચારના સ્વર(ટોન)નો પણ ગોટાળો થાય છે; કેમકે ચીની ભાષાના શબ્દોના ઉચ્ચારણમાં સ્વરનો વિકાસ એ એક મુખ્ય ખૂબી છે અને સ્વરનો ખરો ભેદ તો મોંના સાક્ષાત ઉચ્ચાર વડે જેટલો બતાવી શકાય એટલો લખીને બતાવવો સર્વથા મુશ્કેલ છે.

દાખલા તરીકે હમણાં ચીનની રાષ્ટ્રભાષા 'પેકિંગ'ની બોલીમાં ચાર સ્વર છે: (૧) યાંઙ્ ફિઙ્ યઙ્ એટલે ઉચ્ચ સ્વર (૨) યાંઙ્ ફિઙ્ યઙ્ એટલે વચલો સ્વર (૩) યાઙ્ યઙ્ એટલે નીચો સ્વર અને (૪) શુ યઙ્ એટલે ખૂબ નીચો સ્વર. એટલે કે દરેક શબ્દોચ્ચાર એ ચાર રીતે વિવિધ અવાજમાં બોલાય અને એ દરેક વખતે એનો જુદો અર્થ થાય. દાખલા તરીકે ચૂક ઉચ્ચારણ લો. એ એક ઉચ્ચારણમાં જુદાજુદા પંચોતેર અક્ષરો આવેલા છે. આ અક્ષરો પૈકી દરેકનો ચૂક ઉચ્ચાર કરતી વખતે યાદ રાખવું પડે કે એ 'ચૂક'નો કેવો ઉચ્ચાર કરીએ તો અમુક જ અર્થ થાય. નહિતો અ-ર્થનો અનર્થ થાય' કેમકે એ સ્વર બદલાતાં અર્થ પણ બદલાઈ જાય છે.

ઉદાહરણ રૂપે આપણે 'સુઈ' શબ્દ લઈએ. એ સુઈ બીજા નં.. ના સ્વરમાં બોલાય તો એનો અર્થ 'કોણ' એવો થાય, અને ત્રીજા નંબરના સ્વરમાં બોલાય તો 'પાણી' એવો અર્થ થાય! તમે કદાચ ચીની લિપિ જાણતા હો તો એ શબ્દને જોઈને એનો અર્થ તો સમજી જાઓ, પણ બોલતી વખતે તેના વિશિષ્ટ સ્વર સાથે ન બોલો તો અર્થ ફેર થઈ જાય. આથી ચીની ભાષામાં જેટલા શબ્દ છે તે આ ચાર સ્વરોમાંથી કોઈ ને કોઈ સ્વરમાં બોલવાના આવે છે કારણ કે ઉચ્ચારણની સંખ્યા માત્ર ચારસો છે. એ દરેક ઉચ્ચારણ ઉપરના ચાર જુદાજુદાં સ્વરમાં બોલાતાં તેમાંથી ૧૬૦૦ વિવિધ અર્થ નીકળે.

વળી, એક ઉચ્ચારણના સ્વરમાં પણ એવા કેટલાય શબ્દો આવે છે કે જેના અર્થ જુદા હોય છે. આથી વાતચીતમાં સ્વર અને ઉચ્ચારણ ઉપરાંત તેનો સ્પષ્ટ અર્થ સમજવા માટે એની આસપાસના સંબંધ ઉપર પણ આધાર રાખવો પડે છે. અહીં એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યારે ચીના લોકો વાત કરતા હોય છે ત્યારે બધા શબ્દો એક સ્વરમાં નથી બોલતા, પણ દરેક વાક્યમાં જે શબ્દ મુખ્ય હોય તે ખરા સ્વરમાં બોલે છે ને બાકી બધા શબ્દો એક જ સ્વરમાં બોલે છે. દાખલા તરીકે 'તે આવ્યો છે!' એ વાક્ય લો. એમાં 'આવ્યો' શબ્દ મહત્વનો છે. આ વાક્ય ચીની ભાષામાં 'થા લાઈ લ્યાઉ' એમ બોલાય. આમાં 'લાઈ' નો અર્થ 'આવ્યો' એમ છે. આથી ચીની માણસ 'લાઈ' શબ્દ બીજા સ્વરમાં અને બાકીના શબ્દો જુદાજુદા સ્વરના હોવા છતાં તે એક જ સ્વરમાં બોલશે.

ઉપર કહ્યું કે ચીની ભાષામાં મૂળાક્ષરો નથી. એનો એકેક અક્ષર એકએક ચિત્ર જ છે. આથી ચીની ભાષા ચિત્રાત્મક લિપિના ઉચ્ચ વિકાસનું પ્રતિનિધિત્વ કરે છે. વળી આ ભાષા[illegible] વ્યાકરણજન્ય ફેરફારો પણ નથી થતા. અને તેને લીધે અર્થમાં પ[illegible] કંઈ ગોટાળો નથી થતો. ચીની ભાષાનું વ્યાકરણ બીજી ભાષાઓ[illegible] વ્યાકરણથી તદ્દન ભિન્ન છે. ચીની ભાષામાં વાક્યમાં પહેલાં કર્તા, પ[illegible] ક્રિયાપદ, પછી કર્મ ને છેલ્લે વિશેષણ આવે છે. સહાયક ક્રિયા[illegible] કે ઉપસર્ગ માટે ખાસ શબ્દો વપરાય છે. એ શબ્દો જુદાજુદા શબ[illegible] સાથે વાક્યોમાં આવતા જુદાજુદા અર્થો ઉપજાવે છે. ચીની ભા[illegible] એકાક્ષરી હોવાથી તેમાં જોડાક્ષરો તો હોતા જ નથી.

આ ભાષા ચીની જાતિ જેટલી પ્રાચીન હશે. તેના પ્રાચીન[illegible] પ્રાચીન નમૂના હુનાન પ્રાંતમાંથી હાડકાં ઉપર કોતરેલા મળી આ[illegible]વ્યા છે, જે ઈ. પૂ. ૧૪૦૦ની આસપાસના (એટલે કે આજથી લ[illegible] ભગ સાડા ત્રણ હજાર વર્ષ પરના) હશે એમ મનાય છે. આમ, [illegible] ભાષા આટલી પ્રાચીન હોવા છતાં તેની શૈલી કે વાક્યરચનામાં આ[illegible] સુધી કંઈ જ ફેરફાર થયો નથી. જગતભરમાં કદાચ ચીની ભાષા[illegible] એવી ભાષા હશે કે જે પ્રાચીન કાળથી આજ સુધી એમ જીવંત રહી [illegible]

ચીન આવડો મોટો વિશાળ દેશ હોવા છતાં એના એક ખૂણે[illegible] બીજા ખૂણા સુધી, માત્ર સહેજસાજ પ્રાદેશિક ફેરફાર સિવાય એ[illegible]જ લિપિ લખાય છે. આનું કારણ એ છે કે

(અનુ૦ પૃ ૧૯૬ ઉપ

# ખુદીરામ બોઝ
અને
# પ્રફુલ્લ ચાકી



ખુદીરામ (મુકદ્દમા વખતે)



પ્રફુલ્લ ચાકી (શાળાવસ્થા)

## હિંદની સ્વાતંત્ર્ય-ચળવળે જ્યારે પહેલું લોકવ્યાપી ક્રિયાત્મક રૂપ લીધું તે-બંગાળનાસમયના બૉંબ-યુગના પહેલા બે ક્રાન્તિ-બલિ

હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય પ્રાપ્તિના ઇતિહાસમાં 'બંગભંગ'-ની ચળવળનું એક ચિરસ્મરણીય સ્થાન છે. સત્તાવનના સંગ્રામ પછી જો કોઇ પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પ્રજાના સર્વે વર્ગોએ જાગ્રત થઈ ભાગ લીધો હોય તો તે બંગભંગ વખતે. પારતંત્ર્યની ગર્તામાં પડેલી જનતાના સુપ્ત પ્રાણ બંગભંગ વખતનાં સરકારી અત્યાચારથી જાગી ઊઠ્યા અને બ્રિટિશ સલ્તનત સામે પ્રજાએ પોતાની સર્વ શક્તિથી પહેલવહેલી બાથ ભીડી.

ઈ.૧૯૦૫ના જુલાઇની ૨૦મીએ લૉર્ડ કર્ઝને બંગાળના બે ભાગલા કરવાની જાહેરાત કરી. બંગાળનું એકત્વ નષ્ટ કરી તેનું ચૈતન્ય હણી નાખવા કરેલી આ યોજનાનો બંગાળના લોકોએ તીવ્ર વિરોધ કર્યો અને ૭મી ઑગસ્ટે, જગ્ગી શોકદિન પળાયો. કલકત્તાના ટાઉન હૉલ આગળ થએલી વિરાટ સભાઓમાં બંગાળના આગેવાનો કેવળ તીવ્ર વિરોધ જ નહિ પણ તેના પ્રતિકાર માટે બ્રિટિશ માલનો બહિષ્કાર પોકારવામાં આવ્યો. આમ આજ સુધી હિંદના રાજકારણમાં ન જણાએલો પ્રત્યક્ષ પ્રતિકારનો અભિનવ માર્ગ શરૂ થયો. બંગાળભરમાં અને પછી તો દેશભરમાં સ્વદેશી અને બહિષ્કારની પ્રચંડ દેશવ્યાપી ચળવળ ફેલાઈ. ૧૬મી ઑક્ટોબરે ભાગલા અમલમાં આવવાના હતા. તેના વિરોધ તરીકે ૧૫મી ઑક્ટોબરે બંગાળની એકતાના સ્મારક તરીકે પીળા રંગની રાખડી એકબીજાને બાંધીને રક્ષાબંધન વિધિ કરવાનું ઠર્યું. તે પ્રમાણે તે દિવસે છાવનીમાં, હિંદુ-મુસલમાન બધાએ મોટા ઉત્સાહથી રક્ષાબંધન કર્યું. ટપાલમાં પણ એકબીજાને રાખડીઓ મોકલાઈ. આમ બંગાળ વધુ ને વધુ એકત્વ થતું ગયું. એ અરસામાં વડોદરા કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરતા શ્રી અરવિંદ ઘોષે પણ નોકરી છોડીને આ ચળવળમાં ઝંપલાવ્યું. વંદેમાતરમ્માંનાં એમનાં ઉત્તેજક અને દાહક લખાણોએ ચળવળને ઉગ્ર સ્વરૂપ આપ્યું.

આ પ્રમાણે જેમ પ્રજાની જાગૃતિની જ્વાળાઓ વધવા લાગી, તેમ સરકારના અત્યાચારની ક્રૂરતા પણ વધવા લાગી. માનભંગ થએલા લૉર્ડ કર્ઝનનો ક્રોધ હવે અમર્યાદ બન્યો. 'વંદેમાતરમ્' જેવું સાદું રાષ્ટ્રગીત ગાનારને પણ ફટકાની સજા થવા લાગી. સ્વદેશી ચળવળ સાથે જેમના સંબંધની શંકા આવે તેઓ તરત નોકરીમાં બરતરફ થવા લાગ્યા. વિદ્યાર્થીઓએ ચળવળમાં ભાગ ન લેવો એવા હુકમો નીકળ્યા. પણ પ્રજામત એમ દબાય તેવો નહોતો. વિદ્યાર્થીઓમાં કેટલાક સરકારી શાળાઓનો બહિષ્કાર કર્યો અને દેશદાઝવાળા લોકોએ સરકારી નોકરીને લાત મારી દીધી.

૧૯૦૬ના માર્ચ માસમાં બારિસાલ ખાતે બંગાળ પ્રાંતિક પરિષદની જંગી બેઠક ભરાવાની હતી. સરકારે તેમાં 'વંદેમાતરમ્' ગીત ગાવાની બંધી કરી. પણ પ્રતિનિધિઓએ તે હુકમને ઠોકરે ચડાવી સુરેન્દ્રનાથ બૅનરજીની આગેવાની હેઠળ 'વંદેમાતરમ્'ના જયઘોષ સાથે એક સરઘસ કાઢ્યું પોલીસોએ રસ્તામાં તેને અટકાવી ભીષણ લાઠીમાર કર્યો. છતાં લાઠીમારથી થવાએલી સ્થિતિમાં હજારો લોકોએ પરિષદમાં ભાગ લીધો. તેમના ઘાવાથી લોહી અને મોઢેથી સતત વંદેમાતરમ્નો ધ્વનિ નીકળતો હતો.

આ બારિસાલ પરિષદ પછી બંગાળમાં ક્રાંતિકારી પક્ષનો જન્મ થયો. સરકાર તરફથી થતા અમાનુષ જુલમોનો બદલો લેવાને તલપાપડ થઇ રહેલા લાગણીપ્રધાન બંગાળી યુવાનોએ જ્યારે જોયું કે કાયદેસરની શાંતિમય ચળવળો-સભાઓ, અરજીઓ—આદિ સરકાર પર જોઇએ તેવી અસર નિપજાવી શકતી નથી ત્યારે તેમણે વિપ્લવવાદી માર્ગ લેવાનું નક્કી કર્યું. આ ક્રાન્તિકારી પક્ષના અગ્રણી હતા અરવિંદ ઘોષના ભાઇ બારીન્દ્ર ઘોષ. તેમણે 'યુગાંતર' પત્ર શરૂ કરીને પોતાના ઉદ્દામ તેજસ્વી લખાણોથી ક્રાંતિનો પ્રચાર કરવા માંડ્યો. માત્ર બે જ માસમાં તે પત્રની ગ્રાહકસંખ્યા ૩૦,૦૦૦ પર પહોંચી ગઇ. યુગાંતરનાં એ લખાણોએ જનતાની લાગણી હચમચાવી મૂકી અને દેશને ખાતર ગમે તે ભોગ આપવાને તૈયાર એવા મરણિયા ક્રાંતિકારીઓનું એક જૂથ બારીન્દ્રની આસપાસ ભેગું થયું. 'યુગાંતર'ની આ પ્રવૃત્તિથી સરકાર ચોંકી ઊઠી. તેણે એક પછી એક સર્વ સંપાદકો પર કેસ ચલાવીને તેમને જેલમાં ધકેલવા માંડ્યા. પણ અગ્નિમાં ઘી હોમતાં જેમ તે અધિક ફેલાય છે તેમ સરકારના જુલમો વધતાં ક્રાંતિકારી પક્ષ અધિક વિસ્તૃત થતો ગયો.

આખરે સરકારી જુલમોનો પ્રત્યક્ષ પ્રતિકાર કરવાને બૉંબનો પ્રયોગ શરૂ કરવાનું ઠરાવીને બારીન્દ્ર ઘોષે પોતાની માણિકતોલા નામના બાગમાં બૉંબનું કારખાનું તથા બૉંબવિદ્યા શીખવવાની શાળા શરૂ કરી. તે માટે ફ્રાન્સમાં મોકલાએલા હેમચંદ્ર નામના ક્રાંતિકારી ત્યાંથી બૉંબ બનાવવાની ક્રિયા શીખી લાવ્યા.

સૌ પહેલાં બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર સર ઍન્ડ્રુ ફ્રેઝરને ઉડાવવાનું નક્કી થયું. યોજના પ્રમાણે તેની ટ્રેન નીચે બૉંબ પણ મુકાયો.

'સંસ્કૃત' ઓળખાતાં છવાઈ આપી દીધા.

આ 'ભાષા સંસ્કૃત'માંથી ને દ્વિતીય પ્રાકૃતમાંથી જ અનેક પ્રાકૃત ભાષાઓ ઊતરી આવી; અને એમાંથી ખાસ જન્મેલી 'તૃતીય પ્રાકૃત' એ દ્વિતીય પ્રાકૃતનું અંતિમ સંસ્કરણ છે. તૃતીય પ્રાકૃત એ 'પાલી' ભાષા તરીકે ઓળખાય છે. અશોકના શિલાલેખો એ તૃતીય પ્રાકૃત—પાલી ભાષામાં જ લખાએલા છે. તક્ષશિલા વિદ્યાપીઠમાં સંસ્કૃત અને પાલી બંનેમાં સાથેસાથે શિક્ષણ અપાતું. આ તૃતીય પ્રાકૃતમાંથી પછી જુદાજુદા પ્રાંતોમાં ધીમેધીમે વૈદર્ભી, શૌરસેની (પશ્ચિમ પ્રાકૃત), પૈશાચી, અર્ધમાગધી, ઉત્કલી, ગૌડી, માગધી (પૂર્વ પ્રાકૃત) અને ઢાક્ષી ભાષા ઉત્પન્ન થઈ.

ઈસ્વી સનના આરંભમાં જેમજેમ સંસ્કૃત ભાષા એ ઉચ્ચ અને શિષ્ટરૂપ તરીકે માત્ર ધર્મ, તત્ત્વજ્ઞાન, ન્યાય, સ્મૃતિ, કર્મકાંડ વગેરેમાં આ પ્રાકૃત ભાષાઓનાં વિવિધ રૂપો ખૂબ ખીલતાં ગયાં આપણા આ વિશાળ દેશના તે અનેક પ્રાંત-પ્રદેશો પર ફરી વળ્યાં.

પછી, ચિત્રબોધના પાના પર બતાવ્યું છે તેમ, આપણી તરફ પશ્ચિમમાં વૈદર્ભી ભાષામાંથી મરાઠી જન્મી, અને શૌરસેની—અપભ્રંશમાંથી ગુજરાતી ઉદ્ભવી. એનો પૈશાચી ભાષા સાથેનો સંબંધ પણ ધ્યાનમાં લેવા જેવો છે. એ પૈશાચી અને શૌરસેનીમાંથી જ આપણા તરફની બધી પ્રાંતભાષાઓ જન્મી હોવાથી, પશ્ચિમ હિન્દુસ્તાની, પંજાબી અને રાજસ્થાનીમાં આપણી ગુજરાતી સાથે મળતાપણું જણાય છે. એ જ રીતે પેલી બાજુ પૂર્વ તરફ, માગધીમાંથી માગધ—અપભ્રંશની ઉત્પત્તિ થઈ અને એમાંથી બિહારી, મૈથિલી, આસામી અને બંગાળી ભાષાઓ ઉદ્ભવી.

---

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા

## આપણી વનસ્પતિ

### ૧૬

# જરૂલ

લેખક
પ્રો. જયંતીલાલ દે. ઓઝા
એમ. એસસી.



સામાન્ય માણસોને માટે અજાણ્યા નામવાળું આ વૃક્ષ જો ક્યાંયે નજરે પડે તો ગુલાબ જેવા રૂપસુંદર ગુલાબી ફૂલોની બહારથી ભભકી ઊઠેલું જણાશે. તે માટે જ કદાચ તેને અંગ્રેજીમાં 'ફૂલોની રાણી' અથવા 'રાણીનું ફૂલ' (Queen's Flower અગર 'Queen of Flowers') કહેતા હશે. હિંદીમાં તેને અર્જુન ને મરાઠીમાં તામણ કહે છે તેનું શાસ્ત્રીય નામ 'લેગરસ્ટ્રોમીઆ ફ્લોસ-રેજીની' (Lagerstroemia Flos-reginae Ratz) અઢારમી સદીમાં થઈ ગએલા સ્વીડિશ વનસ્પતિશાસ્ત્રી મૅગન-સ લેગરસ્ટ્રોમના માનમાં આ નામ પાડવામાં આવેલું છે. ફ્લોસ-રેજીનીનો અર્થ રાણીનુંફૂલ.

ઘણાખરા બાગબગીચા ને ક્યાંકક્યાંક રસ્તાઓ પર સુશોભિત ફૂલો માટે તેમજ છાયાવૃક્ષ તરીકે ઉગાડવામાં આવતા આ ઝાડનાં ઉત્પત્તિસ્થાન હિંદમાં ઉત્તર કાનડા અને દક્ષિણ કોંકણનો પ્રદેશ, ઉત્તર સરકાર, છોટા નાગપુર, પૂર્વ બંગાળ અને આસામ છે. હિંદ બહાર તે બ્રહ્મદેશ, મલાયા, ચીન અને સીલોનમાં પણ થાય છે.

જરૂલનું વૃક્ષ મધ્યમ કદનું અને લગભગ ૬૦ ફૂટ સુધી સીધું ઊંચું ઊગે છે. પથી ૮ ઇંચ લાંબાં અને ૨થી ૩ ઇંચ પહોળા તેનાં પાન સાદાં, અને ટોચે અણીદાર હોય છે. ફેબ્રુઆરીથી માર્ચમાં બધાં પાન ધીમેધીમે રાતાં થઈને ખરી પડે છે અને નવાં કૂમળાં પાન એપ્રિલથી મે માસમાં આવે છે.

આંખોને રંગી નાખતાં જરૂલનાં મનોહર ફૂલોનો ઉદ્ભવકાળ એપ્રિલથી જૂન. ફૂલો શાખાઓને છેડે ઝુમખાંમાં આવે છે ને કદમાં ૨ થી ૩ ઇંચ વ્યાસનાં હોય છે. આખું વૃક્ષ જ્યારે ફૂલોથી ભરચક હોય ત્યારે તો રંગની છોળો ઊડી રહે છે. વળી એનાં ફૂલોનાં રંગ પણ, જુદાજુદા પ્રકારનાં જરૂલ પર જુદાજુદા થાય છે કેટલાકમાં આસમાની થાય છે; કેટલાકમાં આછાં જાંબલી તો કેટલાકમાં ખુલતાં ગુલાબી ફૂલ થાય છે તેમાં આ છેલ્લી જાતનાં ફૂલો સૌથી સુંદર દેખાય છે.

એ ફૂલમાંથી બેઠેલાં અસંખ્ય લીલાં નેમજ કાળાં ફળ નવેમ્બરથી જાન્યુઆરી માસમાં પાકે છે. આકારમાં તે ગોળ હોય છે અને તેમાં અનેક લીસા, આછાં ભૂરાં બીજ હોય છે. આ વૃક્ષ બીજ વડે જ ઊગે છે.

જરૂલના વૃક્ષમાંથી ગુંદિયા રાળ નીકળે છે. તેનું લાકડું અત્યંત કઠણ અને ઉપયોગી હોવાથી હિંદમાં તેનો ઉપયોગ વહાણ, હોડકાં, બંદુકના હાથા, ગાડા, લશ્કરી સરંજામ ભરવાની પેટીઓ વગેરે ખડતલ વસ્તુઓ બનાવવામાં તેમજ ઈમારતી લાકડા તરીકે થાય છે. સીલોનમાં એ લાકડું પીપો બનાવવામાં તથા બીજાં કામો માટે વપરાય છે. તેના એક ઘનફૂટનું વજન લગભગ ૪૧॥ રતલ થાય છે. સીલહટ, કાચર અને ચિતાગોંગમાં પણ આ વૃક્ષનું લાકડું ઈમારતી લાકડા તરીકે ખૂબ વખણાય છે; અને બ્રહ્મદેશમાં તો સાગ પછી તેનો નંબર બીજો ગણાય છે. આમ ઈમારતી લાકડા તરીકે તે ઘણું ઉપયોગી હોવા ઉપરાંત તેની સુંદરતા માટે પણ તે ઘણું વખણાય છે, તેથી બધે તે શોભાવૃક્ષ તરીકે પણ ઉગાડવામાં આવે છે.

આયુર્વેદમાં જરૂલનો દરેક ભાગ ઉપયોગી ગણાયો છે. તેનાં મૂળ ગ્રાહી અને બીજ માદક ગણાય છે. તેની છાલ ઉત્તેજક, તાવનો નાશ કરનારી ને રેચક મનાય છે અને યુરોપમાં નિકાસ થાય છે. તેનાં પાન પણ રેચક છે. આંદામાનમાં તેનું ફળ મોંમાં પડેલા ચાંદા પર લગાડવા માટે વપરાય છે







ડાબી બાજુ મથાળે : અંબરનાથનું ખંડિત શિવાલય (જયંત મહેતલિયા-ઘાટકોપર); ડાબી બાજુ નીચે તથા જમણી તરફ મથાળેઃ તારંગાના દેરાસરનું પ્રાચીન સ્થાપત્ય (મહેશ જે. શાહ-પાટણ)

# ફોટોગ્રાફી હરીફાઈ વિભાગ: સ્થાપત્ય-ફોટોગ્રાફી વિષે સૂચનો

આ વખતે ત્રણે હરીફોનાં શિલ્પ-સ્થાપત્યને લગતાં ચિત્રો ધ્યાન ખેંચે તેવાં છે. જોકે તેમાંનો એકે પ્રિન્ટ ચિત્ર-દૃષ્ટિએ, સંગ્રહ-(રેકોર્ડ)ની દૃષ્ટિએ કે સારી ફોટોગ્રાફીના નમૂના તરીકે ઈનામને પાત્ર ગુણવાળો નથી.

કાળના પ્રવાહમાં, યુદ્ધો આગ અને કુદરતી તોફાનોથી બચેલાં, ભૂતકાળની ગૌરવગાથા ગાતાં જીર્ણ દશામાં અથવા મૃતઃપ્રાય દશામાં અહીંતહીં રઝળતા અવશેષો રૂપ કળાકારીગીરીની સમૃદ્ધિના વારસા સમાં આપણાં મંદિરો, મૂર્તિઓ, મસ્જિદો અને ઐતિહાસિક ઈમારતોની યાદ ભાવિ પ્રજા માટે સાચા સ્વરૂપમાં રાખવાનું જો કોઇ સંપૂર્ણ અને સુલભ સાધન હોય તો તે કૅમેરા (ફોટોગ્રાફી) જ.

શિલ્પ-સ્થાપત્યની આવી રેકોર્ડ ફોટોગ્રાફી માટે અભ્યાસ, જ્ઞાન ને અનુભવ જરૂરી છે ઉપરાંત, પોતાના કૅમેરાની મર્યાદા, કામના પ્રકાર, સ્થળ-સંજોગો વગેરેનો ખ્યાલ પણ કૅમેરિસ્ટને હોવો જોઈએ.

સાધારણ રીતે ઊંચી ઇમારતો વગેરેની છબિ લેવા જતાં સ્થળ-સંકોચ અને બીજી અડચણોને લીધે મોટા ફીલ્ડ કૅમેરા નકામા નીવડે છે તેને માટે તો ફોકસિંગ સ્ક્રીનવાળા કૅમેરા, ડબલ કે ટ્રિપલ એક્સટેન્શનવાળી ધમણવાળો ને કૅમેરાના લેન્સને ઊંચો-નીચો-આઘોપાછો જમે તે દિશામાં ખસેડી શકાય તેવો (camera with movements) બહુ ઉપયોગી થઈ પડે છે પરંતુ એ જાતના અર્વાચીન કૅમેરા બધાને પોસાય નહિ પણ સર્વ સંજોગોમાં અત્યારના મિનીએચર કૅમેરા દરેક પ્રકારના કામ માટે સંપૂર્ણ લેખાય છે. તેમાં લેન્સો બદલવાની તેમજ બીજી સગવડો આપેલી હોય છે.

શિલ્પ-સ્થાપત્યવાળાં મકાનોની ફોટોગ્રાફી વખતે સૌથી મોટી મુશ્કેલી પરસ્પેક્ટિવની હોય છે. (૧) મકાનના થાંભલા વાંકા થઈ જાય, (૨) મકાન નીચેથી મોટું અને ઉપરથી નાનું થઇ જાય, અથવા તો (૩) મકાન, જોનાર ઉપર ધસી આવતું હોય. તેવા હાસ્યાસ્પદ નમૂના જ્યાંત્યાં નજરે પડે છે આ માટે 'વાઈડ એંગલ' લેન્સ, 'ટેલીફોટો' લેન્સ વગેરેના ગુણદોષ જાણીને તે વાપરવા ઉપયોગી થઇ પડશે.

ભાઇ જયંત મહેતલિયા(ઘાટકોપર)નું 'અંબરનાથનું ખંડિત શિવાલય' રેકર્ડ ફોટોગ્રાફી માટે નોંધપાત્ર ગણી શકાય. કૅમેરાનો દૃષ્ટિકોણ ને એક્સપોઝર બરોબર છે પણ સામાન્ય લેન્સવાળા કૅમેરાને કારણે કે પછી ખામીવાળા ફોકસિંગને લીધે અંદરના કોતરકામની ઝીણવટ બરોબર આવી શકી નથી. વરસાદ અને આબોહવાથી જીર્ણ થએલા અને કાળા પડી ગએલા પથ્થરનું શિલ્પકામ લેવા માટે વહેલી સવાર કે સાંજના મૃદુ તડકાનો ઉપયોગ કરવો જોઇએ તથા ૪ કે ૫ ૧/૨૦ સેકન્ડ કે તેથી યે ઓછી રાખવી વધારે ઉચિત છે. ઓછામાં ઓછું F. ૧૧ કે તેથી ઝીણું ડાયાફ્રામ આપીને પ્રકાશના પ્રમાણમાં સમય આપવાથી કોતરકામમાં સ્પષ્ટતા આવી શકાય.

એ સિવાય ભાઇ મહેશ જે. શાહે તારંગાના મંદિરની દીવાલના કંદોરાની મૂર્તિઓ વગેરે શિલ્પકામના સરસ નમૂના ઝડપવાનો પ્રયત્ન કરતાં ચારપાંચ ચિત્રોમાં ઉપર જણાવ્યા મુજબ કૅમેરા નીચેથી ઊંચો કરીને છબિ લેવા જતાં પરસ્પેક્ટિવ ખોટી થઈ છે. સુંદર થાંભલા વાંકા થયા છે અને એક મનોહર ગોખ માથે ધસી આવ્યો છે. ભાઇ શાન્તિ ઝવેરી(મુંબાઇ)નાં ચિત્રોમાં ઉપલી ઊણપો હોવા ઉપરાંત ખામીભર્યા ફોકસિંગનો પ્રાથમિક દોષ પણ છે.

આવાં શિલ્પ-સ્થાપત્યવાળાં ચિત્રોની સાથે તેની કોઇ ઇતિહાસ-કથા કે માહિતી પણ એકઠી કરતા રહેવું જોઇએ, જે તેના સંશોધકો અને અભ્યાસકો માટે ઘણી મદદરૂપ થઈ પડે.

**શ્રીદામ ભટ્ટ**

## શ્રી યજ્ઞેશ્વર શુક્લનાં ચિત્રોનું ચીનમાં ભરાએલું પ્રદર્શન



ડાબી બાજુ : 'તુલસીક્યારો'; જમણી બાજુ : 'શૃંગાર'; સામેના પાને : 'તરતી માછલીઓ'.

ચીનમાં સાંસ્કૃતિક આપલે કરવાના હેતુથી હિંદી સરકારે જે કેટલાક અભ્યાસીઓ ચીનમાં મોકલ્યા હતા તેમાં એક ગુજરાતના જાણીતા યુવાન કલાકાર શ્રી યજ્ઞેશ્વર શુક્લ પણ છે અને તેને લગતી માહિતી અમે અગાઉ 'કુમાર'માં આપી ગયા છીએ. તે ત્યાં પેઈપિંગની રાષ્ટ્રીય કળાશાળા(National College of Arts)માં રહીને તે કળાશાળાના પ્રમુખ અને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવનાર જગવિખ્યાત કલાકાર શ્રી શુ પેંહો(Hsu Peihung)ની દોરવણી નીચે ચીની કલાપદ્ધતિનો અભ્યાસ કરીને ઘણી સારી પ્રગતિ કરી રહ્યા છે. ગઈ તા. ૨૬મી એપ્રિલે તેમનાં હિંદી તથા ચીની શૈલીથી દોરેલાં લગભગ ૫૦ ચિત્રોનું એક પ્રદર્શન પેઈપિંગમાં એ રાષ્ટ્રીય કળાશાળામાં યોજાયું હતું. આ પ્રદર્શનને શ્રી [સામેના પાને જુઓ]





શુ પેઓ તથા બીજા અનેક કલાકારોની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. જેમાંનાં હિંદી શૈલીનાં બે ચિત્રો 'તુલસીક્યારો' અને 'શૃંગાર' સામેના પાના ઉપર આપ્યાં છે; અને ચીની ઢબનાં બે-'તરતી માછલીઓ' આ સામે તથા 'કૂકડાં' આ અંકના પૂંઠા ઉપર આપ્યાં છે. આ ઉપરાંત પેઈપિંગ શહેરના રાષ્ટ્રીય બાગમાં દર વર્ષે ભરાતા વાર્ષિક પ્રદર્શનમાં પણ તેમનાં છ ચિત્રો ચુંટાઈને મુકાયાં હતાં, જેમાંના બે ચિત્રો તો 'સીન મિન પાઓ' (Sin Mim Pao—New Peoples' News) તથા 'પાઈ રે પાઓ' (Pei Re Pao—North China Daily News) નામનાં ચીનનાં બે પ્રખ્યાત છાપાંઓમાં પણ પ્રગટ થયાં છે. શ્રી વજ્રેશ્વર શુક્લ *ઉપર જણાવેલા શ્રી શુ પેઓ કે જે અશ્વોના ચિત્રકાર તરીકે ચીન*ભરમાં વિખ્યાત છે તેમના અંગત સંપર્કમાં આવ્યા છે; તથા તે ઉપરાંત ચીનના અન્ય નામાંકિત ચિત્રકારો જેવા કે ચી પાઈ શર્ (Chi Pai Shi) કે જેઓ પક્ષીઓ તથા ફૂલો ચીતરવામાં કાબેલ છે તેમના તથા વાંગ ફાંગ ચીંગ (Wang Fang Ching) જેઓ દશ્યચિત્રો આલેખવામાં તથા તરતી માછલીઓ ચીતરવામાં કુશળ છે તેમના અને ચાંગ ચાઉ હો (Chang Chao Ho) જે આધુનિક ચીની જીવન આલેખનાર તરીકે પ્રખ્યાત છે તેમના પણ અંગત પરિચયમાં આવીને સવિશેષ પ્રગતિ સાધી રહ્યા છે. થોડા વખત પછી તેમનો અભ્યાસ પૂર્ણ થતાં તેમને રાષ્ટ્રીય કળાશાળાની ચીની ચિત્રકળા માટેની 'ડિપ્લોમા' પદવી પ્રાપ્ત થશે.

# ચીની ભાષા

(અનુસંધાન પૃ. ૧૬૮ થી ચાલુ) લગભગ ૨૦૦૦ વરસ સુધી ચીન એકમધ્યસ્થ શાસનને આધીન રહેલું હતું. ચીનમાં રાજ્યના બધા નોકરિયાતો અને અમલદારોની પરીક્ષા લેવાતી. આ પરીક્ષાપદ્ધતિને લીધે દેશના ખૂણેખૂણેથી આવતા પરીક્ષાર્થીઓને એક જ લિપિ ને ભાષા શીખવી પડતી. બીજું, ચીનમાં ઘણા જૂના કાળથી મુદ્રણકળાની શોધ થવાને લીધે પુસ્તકો દ્વારા એક પ્રદેશ બીજા પ્રદેશના સંસર્ગમાં રહ્યા કર્યો અને તેથી પણ ભાષા બદલાઈ નહિ. આમ, ચીનમાં એક ભાષા લખાય છે ખરી, પણ બોલાતી નથી કારણ કે પ્રાંતભેદે ભાષાના શબ્દોના ઉચ્ચારણમાં મોટો ફેર રહે છે. આથી બને છે એવું, કે એક પ્રદેશનો રહેવાસી બીજા પ્રદેશવાસી જોડે લખીને વાતચીત કરી શકે, પણ બોલીને નહિ! ચીનના પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી ડૉ. લિ ફંગ કિવના કહેવા મુજબ ચીની ભાષાની બોલીઓ મુખ્યત્વે આઠ વિભાગોમાં વહેંચાએલી છે. આ આઠ સમૂહોનાં નામ ઉત્તર મંડારિન, પૂર્વ મંડારિન, નૈઋત્ય મંડારિન, ફુકાન, હક્કા, વિન્, શ્યાક્ અને કેન્ટોનીઝ છે. આમાં મંડારિનનું ક્ષેત્રફળ સૌથી વધારે છે. આ વિભાગમાં ઉત્તર ચીન, પશ્ચિમ ચીન, નૈઋત્ય ચીન અને યાંગ્ત્સિનો થોડો વિભાગ આવે છે. કેન્ટોનીઝ, વિન્ ને હક્કાની બોલીઓ એકબીજાથી તદ્દન ભિન્ન છે, કેમકે એ બધા સરહદી પ્રાંતો છે. બોલવા-લખવાની ભાષાના આ ભેદને લીધે આંતરપ્રાંતીય સંગઠન થઈ શકતું ન હોવાથી પ્રજાતંત્રની સ્થાપના પછી સરકારે એક જ રાષ્ટ્રીય અસ્મિતા પ્રકટાવવા માટે એક સમિતિ નીમીને એક ચોક્કસ પ્રકારની-પેકિંગ શહેરની આસપાસની-ભાષાને 'રાષ્ટ્રભાષા' તરીકે અપનાવીને તેને શિક્ષણમાં માધ્યમ તરીકે સ્થાન આપ્યું છે.

દરેક દેશમાં લોકભાષા અને લખવામાં વપરાતી ભાષામાં ફેર તો હોય જ છે; એમ ચીની ભાષા પણ આમાં અપવાદ નથી. પ્રાચીન કાળની લિખિત ચીની ભાષા તો આજે જાણી શકાય છે, પણ લોકભાષા-સામાન્ય વહેવારમાં બોલાતી ભાષા સમજી શકાતી નથી. ઈ.સ. ૧૯૧૭માં ચીનની સાહિત્ય-ક્રાંતિએ ભાષાક્ષેત્રમાં ધરમૂળનો ફેરફાર કર્યો. આ પહેલાં ચીનનું સાહિત્ય પ્રાચીન કાળથી ચાલી આવતી ભાષામાં લખાતું (આપણી સંસ્કૃતમય ગુજરાતીની જેમ;) અને તેથી એ લોકભોગ્ય બનતું નહિ. પણ ઈ. ૧૯૧૭માં પ્રજાતંત્રની સ્થાપના પછી મિ. ચેન તુ શિઉ અને ડૉ. હુશી ભાષામાં ફેરફાર કરીને લોકભોગ્ય સાહિત્ય રચવાનું આંદોલન શરૂ કર્યું. આ આંદોલન સામે કેટલાયે વિરોધો થયા, પણ આખરે લોકો સમજી શકે એવી ભાષામાં સાહિત્ય લખાતું થયું. આ ભાષાને 'પૈ હ્વા' કહે છે. આ 'પૈ હ્વા'-

ભાષા લખવા માટે માણસે અક્ષરોની શોધ કરી. એ અક્ષરો એટલે અમુક અમુક ઉચ્ચાર માટે જુદી જુદી સંજ્ઞાઓ. આવી સંજ્ઞાઓ જુદી જુદી પ્રજાઓએ પોતપોતાની રીતે નિરનિરાળી યોજી. અમુક પ્રજાઓ આવી સંજ્ઞાઓ માટે પહેલા ચિત્રો વાપરતી; અને તે અક્ષરો માટે નહિ, પણ આખા ને આખા શબ્દો માટે. ચીનની લિપિ એ આવાં ચિત્રોની બનેલી છે. એ કેમ ઉદ્ભવી તે જમણી બાજુએ ઊભા કૉલમમાં બતાવ્યું છે. શરૂઆતમાં, જે જે પદાર્થ દર્શાવવો હોય તેના સંજ્ઞાત્મક ઝડપી ચિત્રો આલેખાતા. તે પછી એ ચિત્રો પીંછી વડે ઝડપથી લખાતા લખાતા કાલાનુક્રમે ફરતા જઇ હાલની ચીની લિપિનું કેવું રૂપ પામ્યાં તે આની પડખેના પહેલા અને બીજા કૉલમમાં દર્શાવ્યું છે. ત્રીજા કૉલમમાં તેની સામે તે તે શબ્દોના અર્થ આપ્યા છે.

| | |
|---|---|
| 日 | સૂર્ય |
| 月 | ચન્દ્ર |
| 山 | પર્વત |
| 水 | પાણી |
| 火 | અગ્નિ |
| 木 | ઝાડ |
| 犬 | કૂતરો |
| 馬 | ઘોડો |
| 子 | બાળક |
| 目 | માથું |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| 亻 | 田 | 佃 | 日 | 旦 | 月 | |
| માણસ | ખેતર | ખેડૂત | સૂર્ય | ક્ષિતિજ | ચંદ્ર | પ્રકાશ |
| 門 | 門 | 聞 | 問 | 囚 | 言 | 信 |
| દ્વાર | બારણું | સાંભળવું | ભિક્ષુક | કેદી | શબ્દ | સચ્ચાઈ |
| 女 | 好 | 家 | 嫁 | 安 | 子 | 木 |
| સ્ત્રી | સારૂં | ઘર | લગ્ન | શાંતિ | બાળક | ઝાડ |

ઉપરના ચિત્રમાં ચીનની લિપિના થોડા શબ્દો આપેલા છે. અમુક શબ્દોને માટે તો મૂળ સ્વતંત્ર સંજ્ઞાઓ જ છે; અને બીજા શબ્દો એવી બેત્રણ સંજ્ઞાઓ ભેગી કરીને યોજાએલા છે. ઉપલા ચિત્રમાં એનાં ઉદાહરણ છે. દાખલા તરીકે 'ખેતર'ની સંજ્ઞાને પડખે 'માણસ' ચીતર્યો એટલે એ 'ખેડૂત' થયો. 'સૂર્ય' અને 'ચન્દ્ર' એ બંનેને સાથે ચીતર્યા એટલે 'પ્રકાશ' શબ્દ બન્યો. 'બારણા' પાસે 'કાન'નું ચિત્ર મૂકીને 'સાંભળવું' શબ્દ યોજ્યો; અને બારણ પાસે 'મોં' ચીતરીને 'ભિખારી' કલ્પ્યો. 'મોં'માંથી 'હવા' નીકળતી બતાવી 'શબ્દ' ઠરાવ્યો અને 'માણસ' તથા 'શબ્દ'નાં ચિત્રોને જોડાજોડ મૂકીને 'સત શબ્દ યોજ્યો,—એવું દર્શાવવા કે માણસના મોઢામાંથી પડતો શબ્દ સત્ય હોવો જોઇએ. 'સ્ત્રી' અને 'બાળક'નાં ચિત્રો ભેગાં કરીને 'શુભ' શબ્દ યોજ્યો 'છાપરા' તળે 'ડુક્કર'(ખોરાકનું સૂચક) ચીતરીને 'ઘર' ઠરાવ્યું; અને 'છાપર નીચે 'સ્ત્રી' તથા 'ડુક્કર' ચીતર્યાં એટલે 'લગ્ન' થયું. ઘરનું 'છાપરું' ને 'સ્ત્રી' બે મળે એટલે 'શાંતિ', ચીની ભાષામાં આવાં કુલ ૫૦,૦૦૦ શબ્દચિત્રો પણ સામાન્ય વપરાશમાં તો ૪,૦૦૦ જ છે; ૧૫૦૦થી પણ ચલાવાય

ની પહેલા સાહિત્ય 'વન્ યન્' (સાહિત્યિક) ભાષામાં લખાતું હતું. 'પૈ હ્વા' જનસાધારણ ભાષા છે. એમાં પ્રચલિત શબ્દો આવતા હોવાથી તે સરળ અને સુગમ્ય છે. આમ, આજે તો ચીનનું નવું સાહિત્ય 'પૈ હ્વા' લખાય છે; છતાં 'વન્ યન્'નો નાશ થયો નથી. હજી પણ સમાચારપત્રો, ગંભીર લેખો વગેરે 'વન્ યન્'માં જ લખાય છે.

ઉપર કહ્યું તેમ ચીની ભાષામાં એકએક અક્ષર એકએક શબ્દનો સંકેત છે; તો એક પ્રશ્ન થાય છે કે પરદેશી ભાષાઓમાંથી આવતા નવાનવા શબ્દો માટે નવા સંકેતો રચાતા હશે? ના; નવા સંકેતો રચાતા નથી. પરદેશી ભાષામાંથી બનતા નવા શબ્દોને જૂના શબ્દો સાથે કાંઇ ને કાંઇ સંબંધ હોય છે. આ સબંધને ચીની વિદ્વાનો સમજી લઇને તે વડે નવો શબ્દ-સંકેત બનાવે છે. ચીની ભાષામાં એક અક્ષર જોડે બીજો અક્ષર મળતાં નવો શબ્દ ઊભો થાય છે. આ નિયમને અનુસરીને નવા શબ્દો રચાય છે દાખલા તરીકે–

| અંગ્રેજી | ચીની | અર્થ |
|---|---|---|
| રેલવે | થિએ હુ | થિએ=લોખંડ; હુ=રસ્તો; લોખંડનો રસ્તો |
| ટેલીફોન | તિએન હ્વા | તિએન=વીજળી, હ્વા=વાત, વીજળીની વાતચીત. |
| કૉમ્યુનીઝમ | કુંગ ચ્છાન ચુઈ | કુંગ=વહેંચણી, ચ્છાન=સંપત્તિ, ચુઇ=સિદ્ધાંત. સંપત્તિની વહેંચણીનો સિદ્ધાંત. |

આમ, પ્રચલિત શબ્દોને જોડી દઇને વિદેશી શબ્દના અર્થનો નવો શબ્દ બનાવાય છે. ચીની શબ્દ સાંભળતાં જ (જો એનો અર્થ આપણે જાણતા હોઇએ તો) એનો અર્થ સમજાઇ જાય છે. 'ટેલિ ફોન' જોયા વિના આપણે ટેલીફોનને સમજી શકતા નથી, પ ચીનમાં 'તિએન હ્વા' સાંભળતાં જ વીજળી અને વાત એવો અ લોકોને સમજાઇ જાય છે. ચીનમાં પરદેશી વ્યક્તિઓનાં ના બે રીતે બોલાય છે. એક તો નામના શબ્દોનો ચીની ભાષામાં અ નુવાદ કરીને. દાખલા તરીકે 'રામસિંહ'ને ચીની લોકો 'શ ચિએન' તરીકે ઓળખશે શ=સિંહ અને ચિએન=ભગવાન, રામ. બીજી એ રીત ઉચ્ચારસામ્ય ધરાવતા ચીની શબ્દો મૂકીને નામ બોલવાન છે. આ રીત પ્રમાણે ચીનમાં ગાંધીજીને 'કાન તિ' કહે છે. 'કાન તિ' શબ્દનો ઉચ્ચાર 'ગાંધી' શબ્દના ઉચ્ચાર જોડે કેવો મળતો આવે છે! (આવી જ રીતે ચર્ચિલ 'છયુ ચિ અર', રૂઝવેલ્ટ 'લો સિ ફુ', એવા નામથી બોલાય છે.) આ જાતનાં નામો અર્થ જોડે કશોપણ સબંધ ધરાવતાં નથી. 'કાન તિ' અર્થ તો 'ભીડી જમીન' થાય છે.

ચીની ભાષાના કોષમાં ૫૦ હજાર સંકેતોની નોંધ છે. પણ રોજિંદા વ્યવહારમાં તો માત્ર એક હજાર શબ્દો જ વપરાય છે; બાકીના શબ્દો તો શોભાના જ. કૉલેજમાંથી પાસ થયેલો હોશિયાર વિદ્યાર્થી પણ ત્રણચાર હજાર શબ્દો જ જાણતો હોય છે. દસ હજાર શબ્દો જાણનાર તો આંગળીને વેઢે ગણી શકાય એટલા હશે. ત્યાંનાં છાપખાનાંઓમાં પણ ૭ થી ૮ હજાર શબ્દોના ટાઈપ હોય છે.

ચીન આવડો મોટો દેશ હોવા છતાં એક જ ભાષા ધરાવે છે, એ અદ્ભુત વાત છે. અને આ એક ભાષાએ જ ચીનના સંગઠન અને સાંસ્કૃતિક ઐક્યમાં ખૂબ ફાળો આપ્યો છે.

નિરંજન ત્રિપાઠી

(ચીનમાં અધ્યાપક તરીકે રહેલા કૃષ્ણકિંકર સિંહના હિંદી લેખ પરથી)

# મૂળતત્ત્વો ક્લોરીન બ્રોમીન ફ્લોરીન આયોડીન

રોજિંદા જીવનમાં વિજ્ઞાન–૧૬

લેખક-ડૉ. નરસિંહ મૂ. શાહ; એમ. એસસી., પીએચ.ડી.

ક્લોરીન
... માટેનો 'નેલ્સનસેલ'
કાર્બન ઍનોડ(+)
કાણાંવાળું ડાયાફ્રામ
કાણાંવાળો કૅથોડ(−)
મીઠાનું દ્રાવણ
કૉસ્ટિક સોડાનું દ્રાવણ

આખું વિશ્વ મૂળમાં ૯૨ મૂળતત્ત્વોનું બનેલું છે, એ વાત તો ઘણા જાણતા હશે. જોકે આ સર્વ મૂળતત્ત્વો તેમના ગુણધર્મોમાં એકબીજાથી ઘણાં જુદાં પડે છે. પણ કેટલાંક મૂળતત્ત્વો ઘણી બાબતમાં એકબીજા સાથે મળતાં પણ આવે છે. વિજ્ઞાનીઓએ એવાં સમાનધર્મી મૂળતત્ત્વોનો એકએક વિભાગ કરી તે દરેક વિભાગને કુટુંબ(Family) એવું નામ આપ્યું છે. આ દરેક કુટુંબનો કોઈ વિશેષ સમાન ગુણ હોય છે. આવાં કુટુંબોમાં હેલોજન-કુટુંબ તેના ઉગ્ર સ્વભાવ માટે જાણીતું છે. હેલોજન શબ્દ મૂળ ગ્રીક શબ્દ હલ્સ પરથી આવ્યો છે, જેનો અર્થ થાય છે ક્ષાર. હેલોજન એટલે ક્ષાર પેદા કરનાર. હેલોજન કુટુંબના ચાર સભ્યો છે: ફ્લોરીન, ક્લોરીન, બ્રોમીન ને આયોડીન; અને એ ચારેય સંયુક્ત અવસ્થામાં ક્ષાર પેદા કરતા હોવાથી તેઓ એ નામે ઓળખાય છે.

## ક્લોરીન

ક્લોરીનનું નિરાળું અસ્તિત્વ ઈ. ૧૭૭૪માં શીલે નામના સ્વીડનના રસાયનિકે પુરવાર કર્યું. ત્યાર પછી પણ લાંબા સમય સુધી એમ મનાતું કે ક્લોરીન ઑક્સિજનસંયોજિત એક પદાર્થ છે; પરંતુ ડેવી નામના વૈજ્ઞાનિકે સિદ્ધ કર્યું કે ક્લોરીન એક મૂળતત્ત્વ છે.

ક્લોરીન સ્વતંત્ર અવસ્થામાં મળતો નથી, પણ સંયુક્ત અવસ્થામાં જ મળે છે, જે ક્લોરાઇડ તરીકે ઓળખાય છે. આ ક્લોરાઇડો પૈકી કેટલાક ખનીજ પદાર્થો તરીકે ખૂબ પ્રમાણમાં મળી આવે છે. તેમાં ખાસ કરીને મીઠું(સોડિયમ ક્લોરાઈડ) અગ્ર ભાગે આવે છે; કારણ દરિયાના પાણી ઉપરાંત ઘણી જગ્યાએ જમીનના નીચલા પડોમાંથી પણ તે મોટા પ્રમાણમાં નીકળે છે. આથી ક્લોરીનની બનાવટ માટે મુખ્યત્વે મીઠાનો જ ઉપયોગ થાય છે.

મીઠામાંથી ક્લોરીન બનાવવાની સાદી રીત એ છે કે મીઠાને મૅન્ગેનીઝ ડાયૉક્સાઇડ અને સલ્ફ્યુરિક ઍસિડ સાથે મેળવી ગરમ કરવાથી તેમાંથી ક્લોરીન વાયુ છૂટો પડે છે. પરંતુ મોટા પાયા પર ક્લોરીન બનાવવો હોય તો આ રીત ઉપયોગમાં લેવાતી નથી. તેને માટે તો મીઠાના દ્રાવણમાં વીજળી પસાર કરવામાં આવે છે. જેથી તેમાંથી ક્લોરીન તરત છૂટો પડે છે. આ ક્રિયા માટે જુદીજુદી જાતના વીજળિક સેલ(વિદ્યુતઘટ) યોજવામાં આવ્યા છે. તે પૈકી 'નેલ્સન સેલ' તરીકે ઓળખાતો વિદ્યુતઘટ ચિત્રમાં દર્શાવ્યો છે. અમદાવાદની કૅલિકો મિલમાં હૂકર સેલનો ઉપયોગ કરવામાં આવે છે. આજે તો જ્યાં સસ્તી વીજળી પ્રાપ્ય હોય ત્યાં આ વીજળિક રીત ખૂબ પ્રચલિત થઈ છે. આ ઉપરાંત હાઇડ્રોક્લોરિક ઍસિડમાંથી ક્લોરીન બનાવવાની બે રીતો પ્રચલિત છે: એક 'ડિકન્સ રીત' અને બીજી 'વેલ્ડનની રીત'. પરંતુ વીજળિક રીત અસ્તિત્વમાં આવ્યા પછી તે રીતો લગભગ નકામી થઈ ગઈ છે.

ક્લોરીન આછા લીલા રંગનો વાયુ છે. ક્લોરીનનો અર્થ જ ગ્રીક ભાષામાં આછો લીલો થાય છે ને તે ઉપરથી જ તેનું ક્લોરીન નામ પાડવામાં આવ્યું છે. તેને સહેલાઇથી પ્રવાહી બનાવી શકાય છે. આથી એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલવી હોય ત્યારે તેને પ્રવાહી સ્વરૂપ અપાય છે. થોડાં વર્ષો પૂર્વે વાયુ સંઘરવાની મુશ્કેલીને લીધે ક્લોરીનને ચૂના સાથે સંયોજી બ્લીચિંગ પાઉડર બનાવી લેવામાં આવતો. ક્લોરીન પાણીમાં થોડે અંશે દ્રાવ્ય છે. આ ક્લોરીનપાણી પણ બ્લીચિંગમાં ક્લોરીનના જેવું જ કામ આપે છે.

ક્લોરીનનો મોટો ભાગ બ્લીચિંગ પદાર્થોની બનાવટમાં વપરાય છે. કાગળ અને તેનો માવો બનાવવાના કાર્યમાં તેમજ કાપડના ઉદ્યોગમાં પણ કપડું સફેદ બનાવવા માટે તે ખૂબ ઉપયોગમાં આવે છે. વળી ક્લોરીન જંતુવિનાશક પણ છે. આથી મોટા શહેરના પાણીનો પુરવઠો જંતુવિહીન કરવા માટે મ્યુનિસિપલ વૉટર વર્કસમાં તેનો ઉપયોગ પાણીના શુદ્ધિકરણ માટે કરવામાં આવે છે. ક્લોરીન પેટ્રોલિયમના શુદ્ધિકરણમાં પણ વપરાય છે. એ ઉપરાંત તેનો ઉપયોગ ક્લોરેઇટોની બનાવટમાં પણ સારા પ્રમાણમાં થાય છે, જેમાંનો પોટાશિયમ ક્લોરેઇટ (પોટાશ) દીવાસળીની બનાવટમાં વપરાય છે.

ક્લોરીનનો ઉદ્યોગોમાં ઉપયોગ

કાગળ અને માવો ૬૫ ટકા
કાપડ ઉદ્યોગમાં ૨૦ ટકા
... ૧૦ ટકા
... ૫ ...

યુદ્ધમાં વપરાતા ઝેરી વાયુઓની બનાવટમાં બીજા પદાર્થોની સાથે ક્લોરીનનો ઉપયોગ કરવામાં આવે છે. છેલ્લાં બે વિશ્વયુદ્ધોમાં એ ઝેરી વાયુઓનો ઉપયોગ થયો હતો. તોફાની ટોળાંને વિખેરવા જે ટીઅર ગૅસનો ઉપયોગ કરવામાં આવે છે, તેમાં પણ ક્લોરીનના ૪ સંયુક્ત પદાર્થો હોય છે. પણ તે પદાર્થો ઝેરી વાયુઓ જેટલા ભયકર હોતા નથી; તે કેવળ આંસુ લાવે છે અને ચામડી પર થોડી બળતરા પેદા કરે છે.

ક્લોરીન વાયુ એકદમ ઉગ્ર વાસવાળો અને દુર્ગંધી ભરેલો છે. તે ગળા યા નાકમાં જાય તો અતિશય જલદ અસર કરે છે અને બળતરા થવા લાગે છે. પરંતુ જો શરદી થઇ હોય તો અતિ જૂજ પ્રમાણમાં સૂંઘવાથી શરદીનાં જંતુઓનો નાશ થાય છે. ક્લોરીનની માણસ પર થએલી અસર દારૂ યા ઍમોનિયા સુંઘાડીને નાબૂદ કરી શકાય છે.

## બ્રોમીન

બ્રોમીન શબ્દ મૂળ ગ્રીક ભાષાના 'બ્રોમોસ' ઉપરથી આવેલો છે. બ્રોમોસ એટલે દુર્ગંધ યા ગંધાતો પદાર્થ. બ્રોમીનની ખરાબ ગંધને લીધે તેનું એ નામ રાખવામાં આવ્યું છે. ૧૮૨૬માં આ બ્રોમીનના મૂળતત્ત્વની શોધ બેલાર્ડે કરી હતી. સમુદ્રના પાણીમાંથી મીઠું કાઢી લીધા પછી જે પ્રવાહી રહે છે (જે બીટર્ન્સ કહેવાય છે) તેમાં બીજા પદાર્થોની સાથે અતિ અલ્પ પ્રમાણમાં બ્રોમીનના ક્ષાર હોય છે. તેવા એક લાખ ભાગ પ્રવાહીમાં માત્ર સાત સાત જેટલો જ બ્રોમીન હોય છે. છતાં તેમાંથી બ્રોમીન કાઢવાનું પરવડે છે-બીટર્ન્સને

ઍસિડ ઉમેરવાથી રાતો વાયુ છૂટે છે, જેને ઠંડો કરવાથી બ્રોમીનનો રાતો ભૂરો પ્રવાહી એકઠો થાય છે. આ પ્રક્રિયા ક્લોરીનની સાથે તેની સામ્યતા સૂચવે છે; અને બ્રોમીનનો વિશેષ અભ્યાસ કરવાથી પુરવાર થયું કે તેના ગુણધર્મ ક્લોરીનને ઘણા મળતા આવે છે અને તેથી જ તેનો સમાવેશ હેલોજન કુળમાં કરવામાં આવ્યો છે.

મોટા પાયા પર બ્રોમીન બનાવવા માટે પણ ઉપર દર્શાવેલી રીત વપરાય છે પરંતુ હવે તેમાં મૅંગેનીઝ ડાયોક્સાઈડને બદલે સોડિયમ ક્લોરેટ ઉમેરવામાં આવે છે. બીટર્ન્સ, ક્લોરેટ અને સલ્ફ્યુરિક ઍસિડના મિશ્રણમાંથી વરાળ પસાર કરવામાં આવે છે. એટલે બ્રોમીન વાયુ રૂપે નીકળે છે. આ વરાળયુક્ત વાયુને ઠંડો પાડવાથી પ્રવાહી બે ભાગમાં જુદું પડી જાય છે. ઉપરના ભાગમાં બ્રોમીનવાળું પાણી રહે છે અને નીચે કાળા રાતા પ્રવાહી રૂપે બ્રોમીન.

આ સિવાય બીજી પણ એક રીત પ્રચલિત છે. મીઠું કાઢી લીધા પછી રહેલા દરિયાના પાણી(બીટર્ન્સ)માં ક્લોરીન વાયુ છોડવામાં આવે છે. ક્લોરીન વિશેષ પ્રક્રિયાશીલ હોવાથી બ્રોમીનને સંયોજનમાંથી છૂટો પાડે છે. પછી એ પ્રવાહીને ગરમ કરવાથી બ્રોમીન વાયુ રૂપે નીકળે છે, જે ઠંડો કરી ભેગો કરવામાં આવે છે. પણ હવે વીજળીના વપરાશના આ યુગમાં એક નવી રીત યોજવામાં આવી છે. બ્રોમીનવાળા મીઠાના પાણીમાં વીજળીનો પ્રવાહ પસાર કરવાથી પહેલાં બ્રોમીન નીકળે છે; અને તે નીકળવો બંધ થયા પછી ક્લોરીન વાયુ નીકળવાની શરૂઆત થાય છે.

આ રીતે તૈયાર થએલો બ્રોમીન અશુદ્ધ હોય છે, જેનું કાળજીપૂર્વક આસવ દ્વારા શુદ્ધીકરણ થઇ શકે છે. અશુદ્ધ બ્રોમીન વાયુને લોઢના ભૂકા પર પસાર કરવાથી તેમાંનો ક્લોરીન નીકળી જાય છે.

બ્રોમીનના ક્ષાર બ્રોમાઇડ કહેવાય છે. આપણા જીવનમાં તે ઉપયોગી ભાગ ભજવે છે. પોટાશિયમ બ્રોમાઈડ ક્ષાર ખાસ કરીને ફોટોગ્રાફીમાં વપરાય છે. ઔષધ તરીકે પણ તેનો ઉપયોગ થાય છે. બીજા કેટલાક બ્રોમાઈડ પણ ઉપયોગી પદાર્થ છે. ફોટોગ્રાફીમાં વપરાતી ફિલ્મ ને પ્લેઇટોની બનાવટમાં સિલ્વર બ્રોમાઇડ વપરાય છે. બ્રોમીનને કૉસ્ટિક સોડા યા પોટાશના દ્રાવણમાં પસાર કરવાથી સોડિયમ યા પોટાશિયમ બ્રોમાઈડ બને છે. આ ક્રિયા જો ગરમ દ્રાવણમાં કરવામાં આવે તો બ્રોમાઇડની સાથોસાથ બ્રોમેઈટ પણ ઉત્પન્ન થાય છે. બ્રોમાઇડ-બ્રોમેઇટના મિશ્રણમાં તેજાબ નાખવાથી બ્રોમીન નીકળે છે. ક્લોરીનની માફક બ્રોમીન પણ જંતુવિનાશક છે, પણ તેનામાં ક્લોરીન જેટલી રંગ ઉડાડી દેવાની શક્તિ નથી. બ્રોમીનવાળી હવા ઝેરી અને જલદ અસર કરનારી છે. બ્રોમીન વાપરવામાં ખૂબ જ કાળજી રાખવી આવશ્યક છે. જો ચામડી પર તે પડે તો તેને માટે જીવલેણ નીવડે છે, અને એ જખમ સહેલાઇથી રૂઝાતો નથી. જો એવો કોઇ અકસ્માત થાય તો તુરત એ ભાગને દારૂ યા પૅટ્રોલથી સારી રીતે ધોઈ નાખી વેસેલીન ચોપડી દેવું જો બ્રોમીનની ભૂજ હવા ચામડીને સ્પર્શી ગઇ હોય તો તેને ખૂબ પાણીથી ધોઇ નાખી સોડાના પાણીથી સાફ કરવી અને વેસેલીન ચોપડવું.

જર્મની અને અમેરિકામાં બ્રોમીનનું ઉત્પાદન ઘણા સારા પ્રમાણમાં ચાલે છે. આપણા દેશમાં તો માત્ર છેલ્લાં ૧૦ વર્ષથી બ્રોમીન બનાવવાનું શરૂ થયું છે. તેનું એક કારખાનું ખારાઘોડાના અગરમાં આવેલું છે અને બીજું મીઠાપુરમાં તાતા કંપનીનું ચાલે છે. બંને ઠેકાણે દરિયાના પાણીમાંથી જ તે બનાવાય છે.

બનાવટી રંગો તૈયાર કરવા માટે આવશ્યક એવા વચલા પદાર્થોની બનાવટમાં બ્રોમીનનો ખૂબ ઉપયોગ થાય છે. તે ઉપરાંત ...નની જરૂર પડે છે. મોટરમાં વપરાતા પેટ્રોલમાં નાખવામાં લેડટેટ્રાઇથાઈલ બનાવવા માટે પણ બ્રોમીન જરૂરી છે. કાર્બનિક પદાર્થોના સંયોગીકરણમાં બ્રોમીનનો ઉપયોગ કરવામાં આવે છે. બ્રોમીનયુક્ત કેટલાક કાર્બનિક પદાર્થો યુદ્ધમાં ઝેરી વાયુ તરીકે વપરાય છે. તેમાં બેન્ઝીલ બ્રોમાઈડ નામનો પદાર્થ આંખમાં આંસુ લાવે છે, જ્યારે કેટલાક બીજા બ્રોમાઇડો ફક્ત છીંકો લાવે છે. આથી વિશેષ જલદ પદાર્થો ચામડી પર ફોલ્લા પેદા કરે છે, સૌથી વિશેષ જલદ પદાર્થો ઝેરી હોવાથી મૃત્યુ નિપજાવે છે.

## ફ્લોરીન

ફ્લોરીન હેલોજન કુળનો પ્રથમ સભ્ય ગણાયો હોઈ ખૂબ સંચળ એટલે કે પ્રક્રિયાશીલ છે. આથી તેની સંયુક્ત અવસ્થામાં ફ્લોરીનને છૂટો પાડવાનું કાર્ય રસાયનશાસ્ત્રનો એક કોયડો હતો. પણ ૧૮૮૦માં ફ્રેંચ વિજ્ઞાની મોઈસાં(Moissan)એ તે કાર્ય સફળ પાર ઉતાર્યું.

ફ્લોરીન સંયુક્ત અવસ્થામાં જ કુદરતમાં મળી આવે છે. તેના ખાસ અગત્યના ખનીજો ફ્લોરાઇટ અને ક્રાયોલાઈટ છે. આપણા હાડકાઓમાં—ખાસ કરીને દાંતમાં અતિ અલ્પ પ્રમાણમાં તે સંયુક્ત અવસ્થામાં મળી આવે છે. ધાતુઓના સંશોધનમાં ફ્લોરાઈટ લાંબા વખતથી ધાતુઓમાંની અશુદ્ધિ દૂર કરનાર ફ્લક્સ તરીકે વપરાતો આવ્યો છે. અશુદ્ધિઓ સાથે મળી જઈ ધાતુના ભાગમાંથી તે ભઠ્ઠીમાં પ્રવાહી રૂપે જુદો પડી જાય છે. લૅટિન ભાષામાં ફ્લ્યુઓ શબ્દનો વહેવું એવો અર્થ થાય છે. એ પરથી તેનું નામ ફ્લોરાઇટ પાડવામાં આવ્યું છે. એ જ પ્રમાણે ક્રાયોલાઇટ ઍલ્યુમીનિયમના ખનીજમાંથી એ ધાતુ કાઢવા માટે વપરાય છે.

આ ખનીજો—ફ્લોરાઇટ અને ક્રાયોલાઈટ—માંથી ફ્લોરીન વાયુ વીજળીની મદદ વડે જુદો પાડવામાં આવે છે. ફ્લોરીન ક્લોરીન જેવો જ વાયુ છે, પણ તેનો રંગ એકદમ આછો છે. તેને ક્લોરીનની માફક સહેલાઇથી પ્રવાહી બનાવી શકાતો નથી. તે એવો તો પ્રક્રિયાશીલ છે કે લગભગ દરેક મૂળતત્ત્વ સાથે સંયોજન પામે છે. આ ક્રિયા ખૂબ ઉગ્ર હોવાથી ખૂબ ગરમી પેદા થાય છે. પાણી સાથે તેને મેળવવાથી પાણીનું પણ વિઘટન થાય છે.

ફ્લોરીનયુક્ત હાઇડ્રો ફ્લોરિક ઍસિડ ઉદ્યોગમાં ખૂબ ઉપયોગી છે. પથ્થરોને સાફ કરવા તથા કાચ પર કોતરકામ-કરવા(etch) વપરાતો આ ઍસિડ ખૂબ નુકશાનકારક છે. તેની સાથે કામ કરતાં ખૂબ સાવચેતી રાખવી. તેને લગતી વધુ માહિતી આ લેખમાળાના ત્રીજા હપ્તામાં આવી ગઈ છે.

હેલોજન કુટુંબના ચોથા તત્ત્વ આયોડિન વિષેના માહિતી કુમારના ર૭૬મા અંકમાં આવી ગઇ છે.

આ ઉપરથી દેખાઈ આવશે કે હેલોજન તત્ત્વો એ બે ધારવાળા રાક્ષસ જેવા છે. જીવન અને કલા જેવા સર્જનાત્મક કાર્યોમાં પણ તેમનો ઉપયોગ થઈ શકે છે અને યુદ્ધ જેવા સંહારાત્મક કાર્યોમાં પણ તે વાપરી શકાય છે. કુદરતના બળોને માનવીએ પોતાના ઉપયોગ માટે તાબે તો કર્યાં છે, પણ તે બળો માનવીના ભલા માટે જ વપરાય એ ઈષ્ટ છે. પરંતુ સત્તાલોભી રાજપુરુષો તેનો ઉપયોગ પોતાની સામ્રાજ્યલાલસા સંતોષવા માટે કરે છે. અને તેથી બાપડું વિજ્ઞાન વગોવાય છે. હેલોજન તત્ત્વોના શોધકોએ તો સ્વપ્ને પણ નહીં ધાર્યું હોય કે તેમની શોધ માનવીના સંહાર માટે ઉપયોગમાં લેવાશે. તેઓનો હેતુ તો શુદ્ધ સંશોધનનો જ હતો, સાચા વિજ્ઞાનીઓએ તો કદી પણ સંહારવૃત્તિ પોષી નથી.

# Our Friends Abroad



[આ પત્ર મેળવનારઃ કૈલાસરાય મણિલાલ ત્રિવેદી, દિલ્હી દરવાજા બહાર, ૬૬૦A ૨/૩ કૃષ્ણકુંજ, અમદાવાદ]

Theo Kittel
22a Neuss/Rhl.
Kaarster Str. 103, Nordrhein proviz
Brit. Zone (Germany)
7th April 1948

મારા પ્યારા હિંદી મિત્ર,

હમણાં જ ઇસ્ટરના દિવસો પસાર થઇ ગયા. સૂર્ય ઝળાંહળાં પ્રકાશી રહ્યો છે અને નિરાશ હૈયાંને નવું જોમ અર્પી રહ્યો છે. હું હાલે જ એક હઠીલી માંદગીમાંથી ઊઠ્યો છું અને હવે કંઇક ઠીક લાગતાં, મને સલામતરીતે મળેલા તમારા અતિ સુંદર અને રસપ્રદ પત્ર માટે આભાર માનવાની તક લઉં છું. એ પત્રે મને જે આનંદ આપ્યો તે ખરેખર અવર્ણનીય છે. અલબત્ત, હું તમારો મિત્ર બનીને તમારી સાથે પત્રવ્યવહાર જાળવી રાખીશ. હિંદીઓ પ્રત્યે હું ઘણી ઊંડી અને સાચી લાગણીઓ ધરાવું છું અને મને તો ખાતરી છે કે આપણે અચ્છા દોસ્તો બની રહીશું.

હું જ્યાં રહું છું તે ન્યુસ(Neuss) ગામ કોલસા અને અનાજ વચ્ચે આવેલું ગામ કહેવાય છે, કેમકે ગામની ડાબી બાજુએ (ઉત્તરે) રૂહરનો જંગી કોલસા-ખાણનો વિસ્તાર આવેલો છે, જેમાં ડ્યુઈસબર્ગ, ઑબરહૉસન, રેકલિંગહૉસન, એસન, બૉખમ, મુલહાઇમ, ડૉર્ટમંડ વગેરે જાણીતાં ખાણોવાળાં શહેરો આવેલાં છે. એ વિસ્તારમાં પિટ-કોલ અને બ્રાઉન-કોલ એટલા તો અખૂટ પ્રમાણમાં નીકળે છે કે તેનો બધો કોલસો ખલાસ થતાં હજી ૨૫૦ વર્ષ લાગશે! ઘણી વખત હું એ ખાણોના વિસ્તારમાંથી નીકળું છું અને મજૂરોને જર્મનીનું કાળું સોનું કાઢતાં જોઉં છું. બે વર્ષ પહેલાં આવી એક ખાણમાં ઊતરવાની મને તક મળેલી. લગભગ ૫૦૦૦ ફૂટ ઊંડે જ્યાં ખાણિયાઓ ખોદતા હતા ત્યાં એક મોટા પારણામાં બેસીને હું પહોંચેલો. ત્યાં હવાના દબાણ(કોમ્પ્રેસ્ડ એર)થી ચાલતા યાંત્રિક હથોડા વડે પિટ-કોલ ખોદવામાં આવતો હતો. દરેક ખાણમાં સલામતી રાખનારા ખાસ મનુષ્યો(Safety-men) પણ હોય છે. તેઓ બધપને બરાબર કાર્યરત રાખે છે, શ્વાસોચ્છ્વાસ માટેની હવા(Ventilation)ની આવજા નિયંત્રિત કરનારાં યંત્રોને સીધી રીતે ચલાવે છે, ખાણમાં પારણાંને ઉપરનીચે લઇ જતાં દોરડાંને તપાસ્યા કરે છે અને ખોદવાનાં યંત્રો તદ્દન ખામી રહિત છે કે નહિ તેની ચોકસી કરતા રહે છે.

ખાણિયાઓનું કામ ઘણું જોખમકારક અને કષ્ટદાયક હોવાથી થોડા વખત પહેલાં તેમના લાભ માટે એક 'ગુણ-પદ્ધતિ'(Point system) શરૂ કરવામાં આવી છે. આ પદ્ધતિમાં પ્રત્યેક મજૂરને તેની કાર્યશક્તિના પ્રમાણમાં કૂપનો આપવામાં આવે છે, જેના વડે તે પોતાની જરૂરિયાતની વસ્તુઓ ખરીદી શકે છે. આજે તો મોટાભાગનો કોલસો પરદેશ ચડાવી દેવામાં આવે છે અને બીજી બાજુ કોલસાનો દેશ ગણાતું અમારું જર્મની ઠાર ઠરી રહ્યું છે! કોલસાની વહેંચણીનો છેલ્લો હપ્તો (ક્વોટા) અમને ૧૯૪૫ના ઑક્ટોબરમાં મળેલોઃ માણસ દીઠ ફક્ત અડધો હંડ્રેડવેટ (દોઢ મણ)! પણ હવે ત્યાં દૂધ પર આંસુ સારે હવે શો ફાયદો?

તમારા રાષ્ટ્રપિતાના મૃત્યુનું તમે કરેલું વર્ણન અત્યંત આદરદાર હતું, કારણ જેમનું ઘાતકીરીતે ખૂન થયું તે સ્વ. ગાંધી અમારે માટે કાંઈ સાવ અજાણી વ્યક્તિ નહોતા. આખી પ્રજા તેમને પિતા તરીકે આદરની હોવી જોઇએ એમ જે અમે હંમેશા ધારતા તેને તમારા લખાણથી સમર્થન મળ્યું છે. અમે જર્મનોએ પણ તેમના ઓચિંતા મૃત્યુથી દુઃખદ આઘાત અનુભવેલો, કારણ અમે એ સમજી શકતા હતા કે એમનો સ્વભાવ હંમેશ લડત આપવા તૈયાર હોવા છતાં ઘણો શાંતિપ્રિય પણ હતો. અહીંની એક ફિલ્મના ન્યૂઝરીલમાં મેં તેમના દેહને શહેરની શેરીઓમાંથી લઇ જવામાં આવતું તેમનું અંતિમ ચિત્ર જોયું, જેમાં તેઓ જાણે પોતાના પ્યારા દેશબંધુઓની છેલ્લી વિદાય લેતા હોય એમ લાગતું હતું.

પ્યારા દોસ્ત, જર્મની વિષે તમારે ઘણીઘણી વાતો સાંભળવી છે; પણ અમારા આ દેશ પર જે મોટું દુર્ભાગ્ય આવી પડ્યું છે તેની તમને કલ્પના પણ નહિ આવી શકે. અને પોતાના દેશને ચાહનારા લોકો તરફથી તે દુઃખને શબ્દમાં વ્યક્ત થવું પણ અશક્ય છે. જર્મનીનો સર્વ વૈભવ 'પશ્ચિમમાં ચાલ્યો ગયો' છે. સાઇલેસિયા (રૂહર પછી બીજા નંબરનો કોલસાની ખાણનો પ્રદેશ), પોમેરેનિયા, અને પૂર્વ પ્રુશિયા એ ત્રણ એવા પ્રાંતો પોલિશલોકો અને રશિયનોએ પચાવી પાડ્યા છે. અને ત્યાંના લોકો સાથે ભૂંડી ક્રૂરતા ચલાવીને તથા તેમને સંપૂર્ણ રીતે લૂંટી લીધા પછી જ તેમને સ્થળાંતર કરવા દેવામાં આવ્યા છે.




અમારાં જર્મન 'રીશ' આગળ તો 'લોખંડી પડદો' પડેલો છે;— એટલે કે ત્યાંથી રશિયન હકૂમતના વિભાગની સરહદ શરૂ થાય છે. પાસપોર્ટ વગરનો કોઈપણ જર્મન દેશનો વતની વગર તે સરહદને પસાર કરી શકતો નથી. રશિયન વિભાગમાં ફક્ત એક જ પક્ષ છે SED (સોશિયલ યુનિયનિસ્ટ પાર્ટી). સોશિયલ ડેમોક્રેટ્સ અને કૉમ્યુનિસ્ટ એ બન્ને પક્ષને કૉમ્યુનિસ્ટોની નેતાગીરી હેઠળ રશિયનોએ જ ભેગા કરીને આ નવો પક્ષ સ્થાપ્યો છે. જર્મનીના બાકીના ત્રણ ભાગ કે જેના પર ટૉમીઝ (અંગ્રેજો), યાન્કીઝ (અમેરિકનો) અને પોઇલ્યુઝ(ફ્રેન્ચો)ની હકૂમત છે, ત્યાં ક્રિશ્ચિયન ડેમોક્રેટ અને સોશિયલ ડેમોક્રેટ એવા પક્ષો છે. પરંતુ ત્યાં પણ એ પક્ષોને હકૂમતવાળાં રાષ્ટ્રોને વશવર્તીને રહેવું પડે છે. આમ, લોકશાસનનો એ કેવળ દેખાવ જ છે, સાચું લોકશાસન ક્યાંયે નથી.

આજે અમારો દેશ તદ્દન ખલાસ થઈ ગયો છે. આર્થિક તંત્ર સાવ તૂટી પડ્યું છે. જીવનને અત્યંત આવશ્યક એવી જરૂરી વસ્તુઓની પણ તંગી છે. અરે, તાંબે એક ટાંકણી સરખી પણ વેચાતી ન મળે. ન મળે કાપડ, ન મળે જોડા કે ન મળે કપડાં ધોવાનો સાબુનો બૂકો. માત્ર થોડીક ખાદ્ય વસ્તુઓ અમને રેશનકાર્ડ પર મળી શકે છે. માખણ, ચરબી કે માંસ તો અમારે માટે કેવળ કલ્પનાની વસ્તુઓ

તમે કોઇપણ વસ્તુ ખરીદી શકો. ઘણાં કારખાનાં ફરી ચાલુ થયાં છે, પણ તેમાં ફક્ત નિકાસ કરવા માટેનો જ માલ તૈયાર થાય છે. એ માલ અમને તો અહીં જોવા પણ મળતો નથી અને જે કંઇ થોડોઘણો માલ ખાસ જર્મની માટે તૈયાર થાય છે, તે કારખાનાં-વાળાઓ તથા વેપારીઓ ચલણ બદલાવાની આશાએ સંઘરી મૂકે છે. ખરું પૂછો તો અહીં વિનિમય પદ્ધતિ(Barter) જ પ્રવર્તે છે

જર્મની આજ ઘણા વિભાગોમાં વહેંચાઇ ગયું છે દિલગીરી સાથે કહેવું પડે છે કે તેમણે જે સરકારો અહીં ઊભી કરી છે, તે સરકરી સત્તાધારીઓના હાથમાં કેવળ પૂતળાં જેવી છે તેમના હાથમા ઘણી થોડી કે નહિવત વહીવટી સત્તા છે. આથી તેમના તરફથી બહાર પડતા હુકમો પ્રજા માનતી નથી. સંપૂર્ણ સત્તા ધરાવતા એક મજબૂત કેન્દ્રીય સરકારની આમ જર્મનોને ખોટ છે.

સલામતી તો અહીં મરી જ પરવારી છે, કારણ પોલીસ નિઃશસ્ત્ર અને સત્તા વગરની છે. રાત્રે રસ્તા પર બહાર નીકળવું પણ જોખમ-કારક બની ગયું છે કારણ એવા ઘણા કિસ્સા બન્યા છે, જેમાં રાહદારીના બધા કપડા લૂંટી લઇ તેને નગ્ન બનાવી મૂક્યો હોય!

પ્યારા મિત્ર, હવે મારા સસલાને ખવડાવવાનો વખત થયો હોવાથી આ પત્ર પૂરો કરુ છું. પણ તેમ કરતાં પહેલાં ફરી એક વાર તમારા સુંદર પત્ર માટે આભાર માનું છું કૃપા કરી તમારા માતાપિતા તથા ભાઇઓને મારાં હાર્દિક વંદન કહેશો. જો તમારો કોઈ ફોટો મને મોકલી આપશો તો મને ઘણો આનંદ થશે. પછી હું તમને મારો પણ મોકલી આપીશ

શ્રેષ્ઠ શુભેચ્છાઓ તથા પ્રેમાળ વંદન પાઠવતો આપનો જર્મન મિત્ર,

થીઓ કીટેલ (Theo Kittel)

## INDIAN PEN-FRIENDS

(101) Shanti C. Patel, 2nd floor, Tulsidas Menston, V.P. Road, Bombay-4—Age 16, Interest: Travelling, (102) B Abdulhusen Patel, 56 Dam street, Colombo, Ceylon—22, Coins, view-cards, autographs, stamps; (103) Krantikailas Chaturlal Joshi, Diwan Para, Street No. 16, Rajkot (Saurashtra)—21, Coins, autographs, youth movement; (104) Karamchand Ratilal Kothari, Dholi pole, Near Maliapa, Wadhavancity (Saurashtra)—18, Scounting, music, reading, (105) Vinod Jivabhai Vasavada, C/o Jivabhai M. Vasavada, Head master saheb, Middle School, Bagasara (Saurashtra)—17, Travelling; (106) Girish Desai, 23 Parekh street, Bombay-4—16, Stamps, view-cards, drawing, cricket, (107) Navanitkumar Chunilal Gandhi; C/o Chunilal A. Gandhi, Veraval (Saurashtra)—17, Stamps, coins, flute; (108) Natverlal C Gorasia, Kanyashala Rd, Dhoraji (Saurashtra)—18, Literature, science, stamps; (109) Dasharathkumar Vyas, Chandramauleshwar Mahadeo, Vitthalbhai Patel Rd, Bombay-4-17, Literature, (110) Shamdas Hotchand Makbijani, United Trading Emporium, Kharsetji Rana street, Dias Estate, Bombay-7—23, Travelling. (Please mention 'Kumar' Monthly from Ahmedabad, India while writing to any of the above Indian pen-friends).

(1) Miss Lili Xaythoponlon, 6 Litra St, Thessaloniki, Greece—Age: 19 (2) Mr. Kriton Exa 26. Polonias St., Thessaloniki, Greece—22, M finearts, philosophy, (3) Mr. Bassilis Batsis, 37 Q Sofia's St, Thessaloniki, Greece—22, Stamps, sports (પહેલા પત્રમિત્રને પુરુષ પત્રમિત્ર અને બીજા બેને સ્ત્રી પત્રમિત્ર જોઇએ છે. ઉલ્લેખ. અજિતકુમાર સંઘવી, અમદાવાદ). (1) Mr. Ronald w. Loew, 2168 Wascana Avenue, Lake 7, Ohio (U.S.A.); (2) Mr. James Genn, 3115 Kossut Street, Lafayette, Indiana, (U.S.A.); (3) Mr. Bob Peterson, 622, Broadway Sterling, Colorado, (U.S.A.) (ઉલ્લેખ: ઇન્દુકુમાર જસાણી, મુંબાઈ). (1) Miriam Hynkova, Praha XII, Koruni 22, C.S.R. (Czechoslovakia); (2) Olga Lahradova, Praha II, Washingtonova II, C.S.R. (3) Hedvika Hessova, Slovanska-kolej, Mesice u-Prahy, C.S.R. (4) Kvetuse Brikova, Ronov nid-u-Caslou C.S.R. —ઉપરનાં ચારે બહેનોનો શોખ: Riding, sports and correspondence. (ઉલ્લેખ: વાડીલાલ શાહ, ભૂજ-કચ્છ)

### ફિન્લૅન્ડના પત્રમિત્રોનાં સરનામાં

નીચે આપેલાં સર્વ સરનામાં હિંદી પત્રમિત્રો ઇચ્છતા ફિન્લૅન્ડમાં વસતા પત્રમિત્રોનાં છે. તે દરેક સરનામા નીચે Abo. Finland, Europe એટલું ઉમેરી લેવું.

(1) Miss Ann-Marie Johnson, Fredsquatare, 1 C 35—Age: 16, Interest: Dancing, sports, film; (2) Elvi Winklund, Klostergat. 6,—16; (3) Miss Brita Voorisalo, Nylandsqguat. 7,—16, Music, drawing, sports (4) Ulla Anderson, Resovangen 9, (5) Marita Jansson, Rllegatan 16; (6) Marita Holst Universitetsgat 28. (7) Mary Wiurtedt, Pahaniemi, Lyssla; (8) Sag Granlund, Hantvubargat 8A.; (9) Ulla Schrey, Birhopsgat. 15, (10) Sylvia Lehtinen, Birhopsgat. 14 (11) Brita Eliman, Erihsgat 27. B. 40.; (12) Valborg Aherberg, Birhopsgat 14.; (13) Berit Limnell Vasterlanggat 20. c. 44; (14) Marta Viren Sirbhalagat 44. A; (15) Britt-Marie Trapp, Tredsgat 17. B, (16) Frma Hangelin, Tredsgat 12a. B. 67, (17) Pia Lustig, Museiparken 2; (18) Mariame Johnsson, Auragat 5. B; (19) Elvi Bergman, Slottsgat. 54; (20) Bent Gadd Slottsgat. 36 (21) Birgit Lindberg, Humlegaidsgat 15 A. 18 (22) Amna-Lisa Roungvist, Torngat 4. (23) Maija-Lusa Lehtonen Pahniemi B. 26 B 5. (ઉલ્લેખ: રમણિકલાલ ડગલી, મુંબાઇ)

### ટિકિટસંગ્રહના શોખીન એક જર્મન પત્રમિત્ર

ટિકિટસંગ્રહનો શોખ ધરાવતા એક જર્મનભાઇએ ભેગી કરેલી સર્વ ટિકિટો ગયા મહાયુદ્ધમાં નાશ પામવાથી તે ભાઈ ફરીથી નવો સંગ્રહ ભેગો કરવા ઇચ્છે છે. તે માટે ટિકિટસંગ્રહનો શોખ ધરાવતા કેટલાક હિંદી પત્રમિત્રો સાથે તેમને પત્રવ્યવહાર કરી ટિકિટોની આપલે કરવાની ઇચ્છા છે. તેમનું સરનામું: Fritz-Georg Lange (24a) Hamburg 13, Isestrasse 115, P. Adr. Dr. Simon. Germany (British Zone).



# સંસારનાં શહેરો

## ૬૪–તીર્થરાજ પ્રયાગ

આપણા આ પુણ્યપાવન ભારતવર્ષમાં જ્યાં જ્યાં નદીઓના મહા-સંગમો છે, ત્યાં ત્યાં એક પ્રાચીન કાળથી ઋષિઓએ એકએક તીર્થસ્થાન ઊભું કર્યું છે. પણ તે બધામાં જ્યાં ગયા ફેબ્રુઆરી માસમાં આપણા રાષ્ટ્રપિતા મહાત્માજીનાં પવિત્ર અસ્થિ પધરાવવામાં આવ્યાં તે આધ્યાત્મિક સૌંદર્ય ધરાવતા પ્રયાગનું સ્થાન અનન્ય અને અદ્વિતીય છે. ભારતવર્ષના પ્રત્યેક હિંદુ માત્રને મન જેનું એકએક બુંદ પવિત્ર છે તે 'પુણ્યસલિલા' ગંગા અને ભગવાન શ્રીકૃષ્ણની બાલક્રીડાનાં સંસ્મરણો જેના શ્યામ પ્રવાહમાં સભર ભર્યાં છે તે યમુના—ભારતવર્ષની શ્રદ્ધાભાજન એવી આ બે નદીઓનો જ્યાં સંગમ થાય તે સ્થાન પાવિત્ર્ય અને શુચિતામાં અનન્ય ગણાય એમાં શી નવાઈ? વળી આ કાવ્યમય અને રમણીય સ્થાને આપણા પ્રાચીન કવિઓએ પોતાની આજરવી સરસ્વતીનો પુનિત પ્રવાહ પણ વહેવડાવ્યો છે. આ જ કારણે આ વિરલ ત્રિવેણીસંગમને માત્ર તીર્થ જ નહિ પણ 'તીર્થરાજ' કહેવામાં આવે છે.

પ્રયાગ અતિ પ્રાચીન શહેર છે. સંખ્યાતીત કાળ પહેલાં બ્રહ્માએ તે કોઈ વિધર્મીઓના હાથમાંથી લઈ ત્યાં બ્રાહ્મણત્વની પુનઃસ્થાપના કરવા અશ્વમેધ યજ્ઞ કર્યો, અને આથી એ તેનું નામ પ્રયાગ(પ્ર=મુખ્ય અને યાગ=યજ્ઞ) રાખ્યું. ત્યારથી ઈ.૧૧૯૪ સુધી તે હિંદુઓને હાથ રહ્યું. તે વર્ષમાં શાહબુદ્દીન ઘોરીએ તેને જીત્યું અને ઈ.૧૫૮૫માં અકબરે લશ્કરી દૃષ્ટિએ તેની પુનર્રચના કરી સંગમ પર એક મજબૂત કિલ્લો બંધાવ્યો અને શહેરનું નામ પ્રયાગ બદલીને અલ્લાહાબાદ રાખ્યું. અકબરના છેવટના સમયમાં આ શહેરનો વહીવટ અકબરના મોટા પુત્ર સલીમ(જહાંગીર)ને હાથ હતો. જહાંગીર ગાદીએ આવ્યો ત્યારે તેના મોટા પુત્ર ખુશરૂએ બંડ કરવાથી તેને હરાવીને આ શહેરમાં જ કેદ રાખવામાં આવેલો, જ્યાં તેનું મૃત્યુ થયેલું. આજે પણ ત્યાંના વિખ્યાત ખુશરૂ બાગમાં તેની કબર ઊભી છે.

મુઘલ સામ્રાજ્યની પડતી થતાં ઈ.૧૭૩૬માં તે મરાઠાઓને હાથ ગયું અને ૧૭૫૦ સુધી તેના પર તેમનો દોર રહ્યો. મરાઠાઓ પાસેથી ફરૂખાબાદના પઠાણ બાદશાહ સફદરજંગના તાબામાં તે ગયું, જેણે ૧૭૬૫ સુધી તેને ટકાવી રાખ્યું. પણ અંગ્રેજોએ તેને હરાવીને અલ્લાહાબાદનો કબજો ફરી શાહઆલમને સોંપ્યો. પણ ૧૭૭૧માં શાહઆલમ મરાઠાઓને શરણે જવાથી અંગ્રેજોએ ફરી જઈને અવધના નવાબને તે ૫૦ લાખ રૂપિયામાં વેચી દીધું. છેવટે ૧૮૦૧માં નવાબે જ તેને બ્રિટિશોની હકૂમત નીચે મૂક્યું. અને ત્યારથી તેના પર બ્રિટિશોનો સંપૂર્ણ કબજો આવ્યો. તેનું મહત્ત્વ ધ્યાનમાં લઈને તેને ઈ. ૧૮૩૪માં તે વખતના એન. ડબ્લ્યુ. પ્રાંતની રાજધાની બનાવવામાં આવી. તે ૧૮૫૫માં ફેરવીને આગ્રે લઈ જવામાં આવી, પણ ૧૮૫૮માં ફરીથી તે જ રાજધાની થતાં મહત્ત્વનું કેન્દ્ર બન્યું. '૫૭ના 'બળવા' પછી અંગ્રેજોએ એ પ્રાંતનું નામ બદલીને આગ્રા અને અયોધ્યાના 'સંયુક્ત પ્રાંતો' એવું નામ રાખી લખનૌને રાજધાની બનાવી પ્રયાગનું રાજકીય મહત્ત્વ જોકે તેથી ઓછું થયું, પણ તેથી તેની ધાર્મિક સર્વોપરિતામાં કંઈ પણ બાધ ન આવ્યો.

ત્રિવેણી સંગમ તથા અનેક બીજાં નાનાંમોટાં તીર્થો ઉપરાંત હિંદભરના શિક્ષિત અને અશિક્ષિત બંને માટે સતત આકર્ષણનાં બે સ્થાન ત્યાં છે : એક અક્ષય વડ અને બીજો અશોકનો સ્તંભ. આ બંને પુરાણપ્રસિદ્ધ પરંતુ આ નવા-જૂનાના સંગમસ્થાનના આંગણમાં આવેલા અકબરના કિલ્લાની અંદરના ભાગમાં છે. ઉપરાંત કિલ્લામાં ભૂગર્ભમાં પ્રાચીન પ્રયાગનાં સંસ્મરણો જાળવતું પાતાળપુરી નામનું એક મંદિર આવેલું છે. તેની પાસે આવેલા અક્ષય વડનું દર્શન કરવા એક વિશાળ ભોંયરામાં જવું પડે છે અને તો એ અક્ષય વડનું કેવળ થડ જ ત્યાં છે. ભાવિક લોકો કહે છે કે થડ અહીં છે પણ તેની ડાળીઓ બોધિગયામાં છે. આ પુરાણા વડની શીતળ છાયા હેઠળ પ્રજાપતિ બ્રહ્માએ અસંખ્ય યજ્ઞો કરેલા કહેવાય છે. ભગવાન માર્કંડેય તો કહે છે કે જ્યારે મહાપ્રલય થઈ સમસ્ત પૃથ્વી ડૂબી જાય છે ત્યારે કેવળ આ એક જ વડ ટકી (અક્ષય) રહે છે અને તેના પાંદડામાં ઈશ્વર પોતે બાળક રૂપ ધારણ કરી મોઢામાં અંગૂઠો રાખી બાળક્રીડા કરે છે. આ વિશિષ્ટ ભાવનાને કારણે જ તેનું અક્ષય વડ નામ પડ્યું હોવું જોઈએ. આ જ વૃક્ષ હેઠળ ગુપ્ત સામ્રાજ્યનો સુપ્રસિદ્ધ સમ્રાટ હર્ષવર્ધન પ્રત્યેક વર્ષે પોતાના સર્વ ધનનું દાન કરી દેતો. વળી એક કાળે ગંગા-યમુનાનો પાવન પ્રવાહ પણ આ વડને ઘસાઈને જ વહેતો હતો. તે કાળે આ તીર્થમાં પ્રાણત્યાગ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થતી હોવાની માન્યતાથી અનેક હિંદુઓ આ અક્ષય વડ પરથી પ્રવાહમાં કૂદી પડી દેહત્યાગ કરતા. આ રીતે કરેલી આત્મહત્યામાં પાપ નથી પણ મોક્ષ છે, એવી દૃઢ માન્યતા તે કાળે પ્રવર્તતી. હૈહયવંશના પ્રસિદ્ધ મહારાજા ગાંગેયદેવે આ વટવૃક્ષ હેઠળ જ સ્વર્ગપ્રાપ્તિ માટે પ્રાણત્યાગ કરેલો. વૈદિક



જ્યાં દર બાર વર્ષે જગપ્રસિદ્ધ કુંભ મેળો ભરાય છે તે પ્રયાગનું ત્રિવેણીસંગમનું સ્થાન તથા ત્યાં અકબરે બંધાવેલો જૂનો કિલ્લો

પણ પોતાના પાપના પ્રાયશ્ચિત અર્થે આજ સ્થાને પ્રાણવિસર્જન કરેલું. પણ પાછળથી સંગમના પ્રવાહે પોતાનું સ્થાન બદલ્યું અને અકબરે પણ વડની આસપાસ કિલ્લો બંધાવી દેવાથી આત્મહત્યાની પ્રથા બંધ થઈ.

ઈ. સ. પૂર્વે ૨૫૨ માં ઊભો કરાએલો સમ્રાટ અશોકનો શિલાસ્તંભ પ્રવાસીઓને આકર્ષતો અહીંનો બીજો પ્રાચીન અવશેષ છે. ૩૫ ફૂટ ઊંચા અને પાયા આગળ ત્રણ ફૂટ અને ટોચે બે ફૂટ પહોળા એવા આ સ્તંભ ઉપર અશોકની ધર્મલિપિ ઉપરાંત સમુદ્રગુપ્તના રાજકવિ હરિષેણે ઈ. ૩૮૦ની સાલમાં લખેલા કેટલાક શ્લોકો પણ કોતરેલા છે. ગોળ થાંભલા પરના આ ધર્મવિજય અને દિગ્વિજયના બે લેખો ઈતિહાસવેત્તાઓ માટે અતિ મહત્વના ગણાય છે. અશોકના બીજા સ્તંભોમાં આ સૌથી જૂનો સ્તંભ ગણાય છે.

પણ પ્રયાગ આજે હિંદની આમજનતામાં જાણીતુ છે તે તો ત્યાં દર બાર વર્ષે ભરાતા વિશ્વવિખ્યાત કુંભમેળાને કારણે. લાખો યાત્રાળુઓનું અજબ આકર્ષણ ધરાવતા એ મેળો તથા દર વર્ષે ૧૫મી જાન્યુઆરીથી ૧૫મી ફેબ્રુઆરી સુધી માઘ મેળો પણ ભરાય છે. એ મેળા વખતે ત્રિવેણી સંગમના બે માઈલ લાંબા અને ૧ માઈલ પહોળા વિશાળ રેતાળ પટ પર માનવનો જાણે મહાસાગર ઊભરે છે. પ્રાંતપ્રાંતના સાધુઓ ને સંન્યાસીઓ, તપસ્વીઓ ને સંતમહંતો, ધાર્મિકો અને યાત્રીઓ, વેપારીઓ ને જિજ્ઞાસુઓ ત્યાં ઊભરાય છે. કલાકોના કલાકો સુધી ધર્મચર્ચા ચાલે છે અને વિચારોની આપલે થાય છે. આ મેળાઓમાં જિજ્ઞાસુ શિષ્યોને યોગ્ય ગુરુ અને શિષ્યશોધક ગુરુઓને ચેલાઓ મળી રહે છે. વેપારીઓ તથા દુકાનદારોને પણ સારી આવક થાય છે.

અઢી લાખની વસતિ ધરાવતા આ શહેરમાં આધુનિક ઢબના સરકારી મકાનો, હાઈકોર્ટ, એક યુનિવર્સિટી તથા મનોહર બાગબગીચાઓ પણ છે એક કાળે ત્યાંથી નીકળતા 'પાયોનિયર' નામના અર્ધસરકારી પણ વગદાર પત્રને કારણે પ્રયાગ, માત્ર હિંદમાં જ નહિ પણ ઇંગ્લંડમાં ય જાણીતું બનેલું.

પણ પંડાઓનું ખૂબ પ્રાબલ્ય છે. હાટે લાખો યાત્રાળુઓને રહેવા ખાવા સગવડ આપવાનું તથા ક્રિયાકાંડ કરાવવ. કાર્ય કરતા આવા ૧૪૦૦ ઉપરાંત પંડાઓના કુટુંબો પ્રયાગમાં રહે છે. સંગમ આગળ વિસ્તીર્ણ પટમાં પંડાઓ પોતપોતાના તંબુઓ તાણીને પડ્યા હોય છે. તંબુઓનું એ નાનકડું નગર એવું ગીચ હોય છે કે પ્ર. પંડાને પોતાનો તંબુ યાત્રી ઓળખી શકે માટે તંબુ પર વિશિષ્ટ ચિહ્નવાળી ધજા રાખવી પડે છે. દર વર્ષે હિંદના પ્રત્યેક પ્રાંતમાંથી-પ્રત્યેક શહેરમાંથી હજારો લોકો અસ્થિ પધરાવવા તથા શ્રાદ્ધ કરવા અહીંના ત્રિવેણીસંગમે આવે છે.

જ્યાં સુધી હિંદુ ધર્મમાં પ્રાણની ફૂંક છે ત્યાં સુધી પ્રયાગનું મહત્ત્વ લુપ્ત નહિ થાય અને જ્યાં સુધી પ્રયાગમાં ધર્મની આધ્યાત્મિક ઓજસ્વિતાનો ભંડાર હશે ત્યાં સુધી હિંદુ ધર્મની જીવનક્ષમતાનો પણ નાશ નહિ થાય, એમ પ્રયાગ જઈ આવેલા ચિકિત્સક મુસાફરને લાગ્યા સિવાય રહેશે નહિ.

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૨૨]

## મુદ્રા-વિવરણ

લેખક - યોગેન્દ્ર પ્રિયદ

નૃત્યની ભાષાના મૂળાક્ષરો રૂપ ગણાતી મૂળ મુદ્રાઓની માહિતી આપણે ગયા અંકમાં જોઈ. તેમા જણાવ્યા પ્રમાણે, તે છે તો માત્ર હસ્તની જુદીજુદી રચનાઓ જ. જેમ છત્રીસ મૂળાક્ષરોના જ્ઞાનથી જગતનો કોઈ પણ વિષય કે પદાર્થ દર્શાવી શકાય છે, તેમ આ ચોવીસ મૂળ મુદ્રાઓથી જગતનો કોઈ પણ નૃત્યોચિત વિષય કે પદાર્થ દર્શાવી શકાય છે અને તેમની વિવિધ સંયોજના અને રચનાઓથી અનેક અર્થો પ્રદર્શિત થાય છે આમ, જુદાજુદા અર્થો, પદાર્થો ને વિષયો દર્શાવતી આ શાખા-મુદ્રાઓને આપણે 'અર્થદર્શક' કે 'નિદર્શક' મુદ્રાઓ તરીકે ઓળખીશું.

મુદ્રાઓ વિષે લોકોમાં સામાન્યતઃ ખૂબ કુતુકતા અને કુતૂહલ જોવામાં આવે છે. તેમને તે બહુ આશ્ચર્યભરી અને અગમ્ય પણ લાગે છે. પરંતુ વસ્તુતઃ તો ઘણીખરી મુદ્રાઓ આપણા લૌકિક આચરણમાં હાથના થતા હલનચલનનું અનુકરણ માત્ર છે. જોકે આ અનુકરણ સીધેસીધું નહિ, પણ કલાત્મક પ્રકારનું છે. આપણા રોજિંદા જીવનમાં આપણે ઘણા હસ્ત-સંકેતોનો ઉપયોગ કરતા હોઈએ છીએ, જેમકે નાક પાસે આંગળી રાખી 'ચૂપ' એમ દર્શાવીએ છીએ; હાથના ઇશારાથી કોઈને 'આવો' કહીએ છીએ કે 'જાવ' એમ સૂચવીએ છીએ; કોણ? ક્યાં? ક્યારે? કેમ? કેટલા? વગેરે પ્રશ્નો પણ હાથથી દર્શાવીએ છીએ. નાના છોકરાં નમો ભણવા કે 'લેતો જા' એમ કહેતા અંગૂઠો બતાવે છે. આ સર્વ એક પ્રકારના હસ્તસંકેતો જ છે.

મુદ્રાઓ વિષે એક વસ્તુ સમજી લેવાની જરૂર છે, કે ભાવ વગરની (અર્થદર્શક) મુદ્રા પ્રાણ વગરના દેહ જેવી નિર્જીવ છે. વસ્તુ કે અર્થને અનુરૂપ ભાવ જો ન હોય તો અર્થ બરાબર સ્ફૂટ થતો નથી.

જેમકે, 'પ્રહાર'ની મુદ્રામાં ચંડતાનો ભાવ ન હોય તો તે અ અને નિષ્પ્રાણ લાગે. આથી કહ્યું છે કે 'ભાવ મુદ્રાઓનો પ્રાણ છે

અર્થદર્શક મુદ્રાઓ મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકાય: (૧) અનુકરણી અને (૨) તાત્ત્વિક.

**અનુકરણી મુદ્રાઓ:** કેટલીક મુદ્રાઓ વસ્તુના અનુ દ્વારા રચાએલી છે, આથી તેને 'અનુકરણી' કહી છે. દૃશ્ય કે શકાય તેવી સર્વ વસ્તુઓની મુદ્રાઓ તે તે વસ્તુના અનુકરણ થાય છે. તે ત્રણ પ્રકારની છે: (૧) આકારના અનુકરણ દ્વારા યોજા મુદ્રાઓ: જેમકે, પંકજમ્ (કમળ), ભાજનમ્ (વાસણ), મત્સ (માછલી) વગેરે. (૨) ક્રિયાના અનુકરણ દ્વારા દર્શાવાતી મુદ્રા જેમકે, બાણ-વિમોચનમ્ (બાણ છોડવું), ગ્રહણમ્ (લેવું), દાન (આપવું), ભક્ષણમ્ (ખાવું), લેખનમ્ (લખવું) વગેરે. (૩) વસ્તુ સ્વરૂપ કે લક્ષણના અનુકરણ દ્વારા દર્શાવાતી મુદ્રાઓ: જેમકે, ભૂપ (રાજા), સિંહમ્, ગજમ્, પક્ષી, ભ્રમરમ્, નીરમાલા (મોજાં) વ

**તાત્ત્વિક મુદ્રાઓ:** કેટલીક મુદ્રાઓ વસ્તુના મુખ્ય તત્ત્વ દર્શાવવામાં આવે છે. તેથી તેને તાત્ત્વિક કહી છે. તે પણ ત્રણ જાત છે: (૧) વસ્તુના હાર્દ દ્વારા દર્શાવાતી મુદ્રાઓ: જેમકે, પ્રીતિ, ધર્મ સત્યમ્, પાપમ્, જ્ઞાનમ્, વર્ણમ્ (રંગ), મૃત્યુ વગેરે. (૨) વસ્તુ સૂચન દ્વારા દર્શાવવામાં આવતી મુદ્રાઓ: જેમકે, ચિત્તમ્, સમય જીર્ણમ્, અંકુરમ્, પુરા (પહેલાંના વખતમાં) વગેરે (૩) આમાં સ્વર્ગ ભ્રમમ્, પરમાત્મા વગેરે કાલ્પનિક મુદ્રાઓનો તેમજ પ્રાચી પુરુષો તથા દેવદેવતાઓની મુદ્રાઓનો પણ સમાવેશ થાય છે



... જ સમજી શકાય તેમ હોય છે. ... એને પણ તેમ જ છે. નાટ્યશાસ્ત્રમાં કઇ મૂળ મુદ્રાઓ ... અર્થો, નીકળે છે તે ટૂંકમાં સમજાવેલું છે ખરું. પરંતુ તે દર્શાવવાની રીત ઘણી થોડી જગ્યાએ જણાવેલી છે. તે જણાવવું એક રીતે શક્ય પણ નથી, કારણ કે ઘણીખરી અર્થદર્શક મુદ્રાઓ અમુક ચલનો કે ક્રિયાઓથી પ્રદર્શિત થાય છે. આથી તેની કોઈ એક સ્થિતિ ન હોવાથી તે લેખિત રીતે દર્શાવવાનું શક્ય નથી.

મૂળ મુદ્રાઓનાં નામો મુખ્યત્વે તેમના આકારને મળતી આવતી વસ્તુઓનાં નામ પરથી યોજવામાં આવેલાં છે. એ સિવાય નામો સાથે તેમને ભાગ્યે જ કંઇ સંબંધ છે. જેમ વ્યક્તિઓના તેમના નામ મુરજબના ગુણ ભાગ્યે જ જોવા મળે છે, તેમ આ મુદ્રાઓ પણ નામો મુજબનો અર્થ ભાગ્યે જ દર્શાવતી હોય છે. તે નામો તો માત્ર તેમની ઓળખ પૂરતાં જ છે.

યોગમાં પણ અમુક યૌગિક મુદ્રાઓનો પ્રચાર જોવામાં આવે છે. તે મુદ્રાઓ આધ્યાત્મિક પ્રકારની હોય છે. નૃત્ય સાથે તેમનો કંઇ સંબંધ નથી. તેમનો સંબંધ શરીર, તેની નાડીઓ અને તે દ્વારા મન સાથે હોય છે. વિવિધ યોગાસન, સમાધિ, મંત્રજાપ વગેરે યૌગિક ક્રિયાઓમાં તેમજ હોમ વગેરે વૈદિક ક્રિયાઓમાં તે આવે છે. આ મુદ્રાઓ મનને આધ્યાત્મિકતા તરફ દોરવામાં પ્રેરક હોવાનો ગુણ તથા શક્તિ ધરાવે છે.

(ચાલુ)

## ચક્રવર્તી રાજગોપાલાચાર્ય (અનુસંધાન પૃ. ૧૬૩થી ચાલુ)

તેમના આ વલણને લીધે તે તેમના પોતાના પ્રાંતમાં પણ એટલા તો અપ્રિય થઇ પડેલા કે ૧૯૪૬માં કૉંગ્રેસે ફરી પ્રધાનપદાં ગ્રહણ કર્યાં ત્યારે રાજાજીને ત્યાં મુખ્ય પ્રધાન તરીકે લેવા સામે વિરોધ થયો. કૉંગ્રેસના વડા અધિકારીઓએ રાજાજી મદ્રાસમાં લેવાય તે માટે ખૂબ પ્રયત્નો કર્યા, પણ તે બધા જ નિષ્ફળ ગયા, એટલું બધું ત્યાં તેમના વિરુદ્ધ વાતાવરણ ઊભું થયું હતું.

અને છતાં, આટઆટલી અપ્રિયતા તથા લોકક્ષોભને અંતે ફરી પાછો તે માનભર્યું ઊંચું સ્થાન પ્રાપ્ત કરી શક્યા અને લોકોના વિશ્વાસને પાત્ર બની શક્યા, તેનું કારણ તેમનું વિશુદ્ધ ચારિત્ર્ય, સચ્ચાઇ, દેશ માટેનો ઉત્કટ પ્રેમ, ઉચ્ચ કોટિની બુદ્ધિમત્તા તથા મળતાવડો સ્વભાવ છે. તેમની સાથે ગમે તેટલો મતભેદ હોય છતાં તેમના હેતુની શુદ્ધતા તથા દેશ પ્રત્યેની અગાધ લાગણી માટે તો કોઇ જ શંકા ન ઉઠાવી શકે. તેમનો વિશાળ અનુભવ, પ્રશસ્ય મુત્સદ્દીવટશક્તિ તથા ઉચ્ચ બુદ્ધિશક્તિ ઇત્યાદિ અનેક ગુણોને કારણે તે પશ્ચિમ બંગાળના ગવર્નર તરીકે નિમાયા. ત્રિપુરી કૉંગ્રેસ વખતે સુભાષચન્દ્ર બોઝ સામે વિરોધ કરીને તેમણે જે કડવા શબ્દો વાપરેલા તેને કારણે તેઓ બંગાળમાં અપ્રિય હતા. પરંતુ રાજાજીએ પોતાના નિખાલસ વર્તાવ અને મળતાવડા સ્વભાવથી ત્યાં બધાનો પ્રેમ જીતી લીધો. વચ્ચે જ્યારે લૉર્ડ માઉન્ટબૅટન રજા પર ઊતર્યા ત્યારે કામચલાઉ ગવર્નર જનરલ તરીકે પણ રાજાજીની જ પસંદગી થઇ અને હવે તો કાયમી ધોરણે કાયમ માટે પહેલા હિંદી ગવર્નર જનરલ થવાનું અદ્વિતીય માન તેમને મળ્યું છે

પ્રત્યેક નેતામાં કોઇ ને કોઈ વિશિષ્ટ ગુણ હોય છે જ. પણ રાજાજીમાં જેટલા ઉચ્ચ ગુણોનું સુભગ મિશ્રણ જોવા મળે છે તેટલું બીજા કોઇમાં જોવા મળતું નથી. તર્કશુદ્ધ દલીલો કરવાની તેમની શક્તિ અજોડ ગણાય છે. જે વસ્તુ આમ આપણને તદ્દન અર્થહીન અને મૂર્ખાઈભરી લાગે તેને તેઓ પોતાની દલીલશક્તિના બળે એવી રીતે રજૂ કરી શકે છે કે આપણને તે સનાતન સત્ય લાગે. ભલભલા મહારથીઓ તેમને આ બાબતમાં આંટી શકતા નથી. તેમના વક્તૃત્વમાં કોઈ પણ પ્રકારનો આવેશ કે શબ્દલાલિત્ય જોવા નહિ મળે. પરંતુ કોઈ પણ પ્રશ્નની તત્ત્વગ્રાહી સમાલોચના કે ઝીણવટભર્યું પૃથક્કરણ કરવાની તેમની શક્તિથી તો શ્રોતાવર્ગ મુગ્ધ બની તેમની દલીલોના પ્રબળ પ્રવાહમાં ખેંચાઇ જાય છે. ભાષણોમાં ઘણીવાર તેઓ જે રમૂજ કરે છે તે પણ ચોટદાર હોય છે. એક વાર એક સભામાં એક વિરોધીએ તેમના પર પથરો ફેંક્યો, પણ તે તેમને વાગ્યો નહિ. રાજાજી તરત બોલી ઊઠ્યા: "જો આપણને સૌને સારો નિશાનબાજી કરતાં આવડતી હોત તો મેં આપણું સ્વરાજ ક્યારનું મેળવી લીધું હોત!"

મુત્સદ્દીગીરી ને રાજનીતિમાં તો તે ચાણક્ય ગણાય છે. પરિસ્થિતિ બદલાય તેમ રાજનીતિમાં પણ પેંતરા બદલવા જોઇએ એમ તેઓ માને છે. વળી તેઓ માને છે કે મુત્સદ્દીએ પોતાની ભૂલ કબૂલ કરી લેવામાં આનાકાની ન કરવી જોઇએ અને દેશ ખાતર પોતાની પ્રતિષ્ઠાનો ભોગ આપવો પડે તો તે માટે જરા પણ અચકાવું નહિ જોઈએ. અને આ સિદ્ધાંતને તેમણે પોતાના જીવનમાં ઉતારી પણ બતાવ્યો છે. ગયા કૉંગ્રેસ વખતે ધારાસભાનો બહિષ્કાર કરવાનો મત દૃઢતાથી સ્થાપનાર રાજાજી ૨૦ વર્ષ પછી ધારાસભામાં પ્રવેશ કરવો જોઇએ એવા મતના બન્યા હતા.

પ૦ વર્ષના જાહેર જીવનમાં રાજાજીને ઘણાની સાથે મતભેદ ઊભા થયા છે, વિરોધના ઝંઝાવાતો પણ જાગ્યા છે, પણ કદી તેમને કોઈની સાથે વ્યક્તિગત અણબનાવ કે દુશ્મનાવટ થઈ નથી. તેમના આ નમ્ર મળતાવડા સ્વભાવને કારણે વિરુદ્ધ પક્ષમાં પણ તેમને અનેક મિત્રો છે. મહાત્માજી અને રાજેન્દ્રબાબુને બાદ કરતાં કોઇ પણ નેતામાં તેમના જેટલી બોલવાચાલવામાં નમ્રતા નથી. તેમની પ્રત્યેક કડવી વાતની ગોળીને સાકરનાં જાડાં પડ ચઢાવેલાં હોય જ. દક્ષિણવાસીઓની વિશેષતા ગણાતા આ દાક્ષિણ્યને કારણે તેઓ જેનાજેના સંસર્ગમાં આવ્યા છે તેઓ તેમના મિત્રો બની રહ્યા છે.

રાજાજીની ધાર્મિક વૃત્તિ ગાંધીજીની કોટિની છે તેમની રોજની દિનચર્યામાં પ્રાર્થનાને અચૂક સ્થાન હોય જ. એટલું જ નહિ પણ ૧૦૮ વાર ગાયત્રીનો પાઠ પણ તેઓ કરતા અને કપાળમાં તિલક ધારણ કરતા. ગીતા, ભાગવત અને ઉપનિષદનો તેમનો અભ્યાસ ઊંડો છે. ગીતા પર તો તેમણે વિવેચન પણ લખ્યું છે. આમ, પોતે ચુસ્ત ધાર્મિકવૃત્તિના હોવા છતાં જૂની અનારોગ્ય રૂઢિ તથા પ્રણાલિકાના બિલકુલ હિમાયતી નથી. ઉલટા તેઓ પ્રખર સમાજ-સુધારક છે. અસ્પૃશ્યતાનિવારણ માટે તેમણે લીધેલો ભાગ તેનો દ્યોતક છે. પોતે ચુસ્ત તામિલ બ્રાહ્મણ હોવા છતાં પોતાની પુત્રી ગુજરાતના વણિક જ્ઞાતિના મહાત્માજીના પુત્ર દેવદાસને પરણાવી છે. કેવળ આંતરપ્રાંતીય જ નહિ પણ 'પ્રતિલોમ' ગણાતો આ વિવાહ તેમના ક્રાંતિકારી સ્વભાવનો પરચો આપે છે. નિરભિમાની વૃત્તિ પણ તેમનામાં એટલી જ છે.

પોતાના જીવનના જેવું જ સ્વચ્છ અને સત્ત્વશીલ એવું ઘણું સાહિત્ય તેમણે તામિલ અને અંગ્રેજી ભાષામાં સર્જ્યું છે. મહાભારત પરનું ભાષ્ય, બાળકોને પર માર્ગદર્શન આપતું પુસ્તક, ધર્મ આદિ ઉચ્ચ વિષયોને સરળ દૃષ્ટાંતો દ્વારા સમજાવતું તેમનું વાર્તાપુસ્તક, મદ્યનિષેધ પર લખેલું વાર્તિક, ગીતા ઉપર નિબંધ, જેલડાયરી, તથા 'વે આઉટ' નામનું ૧૯૪૨ની પરિસ્થિતિનું પૃથક્કરણ કરતું

[illegible]
ઓમાં તેમનું જે ઉચ્ચ ચારિત્ર્ય, વિશાળ વિચારો અને નિર્મળ નિષ્કલંક સાધુ હૃદય વ્યક્ત થાય છે તેને કારણે તે પુસ્તકો ઘણાં લોકપ્રિય બન્યાં છે. તામિલ ભાષાને ઘણા અટપટા અને ઉચ્ચ વિષયનું વાહન બનાવવા તેમણે જે મહેનત લીધી છે તે માટે તો તામિલના પ્રખ્યાત કવિ સુબ્રહ્મણ્ય ભારતીએ પણ તેમની પ્રશંસા કરી છે.

૧૯૧૯માં મહાત્માજી પાસે સાદાઈની દીક્ષા લીધા પછી, ગમે તે હોદ્દે નિમાયા છતાં તેમનો પહેરવેશ એક ધોતિયું, પહેરણ ને ઉત્તરીય એટલો જ રહ્યો છે. પણ તેમનું કુશાગ્ર બુદ્ધિમત્તા દર્શાવતું વિશાળ *કપાળ, કાળા ચશ્મા પાછળ સંતાએલી તેમની તીક્ષ્ણ આંખો અને* ખાદીનાં સ્વચ્છ કપડામાં ઓપતો તેમનો તપઃપુત પાતળો દેહ ઋષિ જેવું વ્યક્તિત્વ ઊભું કરે છે. બધાને સૌથી વધુ બીક તો તેમનાં કાળા ચશ્માંની લાગે છે. એ ચશ્માની ઓથે રહી તે સામા માણસનું અંતરંગ ગમરીતે ને વેધકતાથી જોઈ શકે છે, પણ સામો માણસ એ કાળી દીવાલ પાછળ શું સંતાએલું છે તે પામી શકતો નથી. ઘણાં વર્ષોથી તે જે દમના વ્યાધિથી પીડાય છે, તેને માટે તેઓ ખાવાપીવામાં સખત પરહેજી પાળીને જે આત્મદમન કરે છે તે અદ્ભુત છે. તેમને એક માત્ર શોખ 'કૉફી' લેવાનો છે. રેંટિયાને તો રાજાજીએ પોતાનો જીવનસાથી બનાવી દીધો છે. જેલમાં હોય કે મહેલમાં, મુખ્ય પ્રધાન હોય કે ગવર્નર, તેમનું રોજ કાંતવાનું અખંડ ચાલે છે. સાદાઈની સાથે સ્વચ્છતાના પણ તે પરમ ઉપાસક છે. પોતે કદી વિલાયત જઈ આવ્યા નથી, છતાં તેમના જેટલો સ્વચ્છતા માટેનો કડક આગ્રહ ગાંધીજી અને જવાહર બાદ કરતા કોઈ વિલાયત જઈ આવેલામાં નથી અને છતાં ખોટા ડોળ કે વૈભવ તેમને બિલકુલ ગમતાં નથી. વચમાં તે કામચલાઉ ગવર્નર જનરલ નિમાયા હતા ત્યારે વાઈસરૉય હાઉસની, કેવળ મહત્તાની છાપ પાડવા માટેની રીતરસમોના તેમણે ભુક્કા કઢાવી દીધા હતા. પાટલા પર જમવા બેસવાના તેમના હુકમથી રસોડામાં દોડાદોડ થઈ રહેલી; અને એક વાર વાઈસરૉય ગૃહના ખાનગી છબિગૃહમાં ફિલ્મો બતાવવાની હતી ત્યારે તેમણે સમ્રાટ અશોક જેવી હિંદી ફિલ્મો પસંદ કરી અને તે જોવા મહેલના બધા જ નોકરો, રસોઇયાઓ, પટાવાળાઓ, માળી વગેરેને તેમનાં કુટુંબો સાથે લઈને જ્યારે તેઓ છબિગૃહના ભવ્ય ખંડમાં પ્રવેશ્યા ત્યારે તો હૉલમાં બેઠેલા 'બડા લોક' ચોંકી ઊઠેલા!"

રાજાજીની ગણના દેશના મોટા નેતાઓમાં થતી હોવા છતાં અને પ્રતિદેવીએ તેમના પર કળશ ઢોળ્યો હોવા છતાં તેમનું જીવન એટલું સુખદ નથી. તેમના કુટુંબ પર વિપત્તિઓની જે ઝડીઓ વરસી છે તેવી ભાગ્યે જ બીજા કોઈ પર વરસી હશે. ૩૭મે વર્ષે તેમનાં પત્ની પાંચ બાળકો મૂકી મૃત્યુ પામ્યાં ત્યારે તેમને ઘણો મોટો આઘાત થએલો. ૧૨ વર્ષ સુધી તેમણે તેની શુશ્રૂષા પાછળ રાત કે દિવસ જોયાં નહોતાં. જે અડગ ધીરજ ને પ્રેમથી તેમણે સેવા કરી હતી તે અદ્ભુત હતી. મહાત્માજી સાથે દેશસેવામાં ઝુકાવ્યા પછી તેમણે વકીલાત છોડી દીધેલી, એથી આવક બિલકુલ બંધ થઈ ગઈ, ને કુટુંબને દિવસો ઘણા ખેંચમાં વિતાવવા પડતા. ઘેર મા વિનાનાં પાંચ છોકરાં, કોડીની કમાણી નહિ, અને જાહેર સંસ્થામાંથી એક પાઈ પણ ન ઉપાડવાની ટેક,—એવી સ્થિતિમાં ઘરનું ખરચ કેમ ચાલતું હશે? ઘર વિષે પૂછપરછ કરતા એક મિત્રના પ્રશ્નના જવાબમાં તેમણે જણાવ્યું હતું: 'ઘર વિષે ન પૂછવામાં જ ડહાપણ છે. જો હું ઘર વિષે વિચાર કરવા બેસું તો મને તમ્મર આવે, અને બધું કાર્ય અટકી પડે. તેના કરતાં એ વિચાર ન કરી કામમાં જ બધો કુટુંબભાર મૂકી જવો

[illegible] થોડા વખત પહેલાં જ તેમ[illegible] છે: ને હમણાં જ પુત્રનું મૃત્યુ થયું. પરંતુ સૌથી મોટો [illegible] રહેવા ખાતર મહાત્માજીના મૃત્યુથી થએલો. ગાંધીજીની અસ્થનું [illegible] પછી એ કઠોર પુરુષ પણ એક ખૂણો શોધીને જિંદગીમાં નહોતા રડ્યા એટલા મુક્ત કંઠે રડેલા!

આવું અસામાન્ય જીવન તથા અનન્ય શક્તિઓ ધરાવનાર રાજાજી હિંદના પ્રથમ હિંદી ગવર્નર જનરલ બને છે એ હિંદનું સદ્ભાગ્ય છે. એથી હિંદને જે લાભ થવાનો છે એ તો થશે જ; પણ 'બાદશાહે. નગરી' ગણાતા દિલ્હીમાં જ્યારે હિંદના સર્વોપરિ ઉપરી તરીકે તેમનો અભિષેક થશે ત્યારે તેમનું *ચક્રવર્તી નામ તો સાર્થક થશે.*

# કસોટી

નીચેના પ્રશ્નોના જવાબો શોધી ન શકો તો પૃ. ૧૯૬ પર આપ્યા છે.

(૧) મારી પાસે સરખા કદનાં ૮ દડાઓ છે. પણ તે પૈકી એક દડો વજનમાં બાકીનાં કરતાં સહેજ હલકો છે. ત્રાજવામાં માત્ર બે વખત જોખીને તે હલકો દડો શોધવો હોય તો તે કેવી રીતે થાય?



(૨) ચાર ભાગીદારોએ ચિત્રમાં બતાવ્યા પ્રમાણેના આકારનું એક ખેતર વેચાતું લીધું તેમાં આઠ આંબાના ઝાડ પણ ચિત્રમાં છે તે રીતે વાવેલાં હતાં. હવે તે ભાગીદારોને તે ખેતરના સરખા ભાગ કરવા છે, પણ તે એવી રીતે કે દરેકને ભાગે સરખા આકારની તથા ક્ષેત્રફળની જમીન અને બબ્બે આંબા આવે. તમે તે કરી શકશો?

(૩) ઘડિયાળના ટાવરમાં ૮ ટકોરા વાગતાં ૮ મિનિટ લાગે છે, તો મધરાતના ૧૨ ટકોરા વાગતાં કેટલો વખત લાગશે?

(૪) રમણલાલ શરાફને ત્યાં બે દેણદારો દેવા પેટે અમુક અમુક રકમ આપી ગયા. તે રકમો તથા તેનો સરવાળો રમણલાલે પોતાની સાંકેતિક ભાષામાં નીચે મુજબ લખ્યો:

કી તિં વા ન
જા ન કી પ તિ
પ તિ ત પા વ ન

આમાં આંકડાને બદલે અક્ષરો જ લખ્યા છે. આના પરથી તમે તે રકમો કઈ કઈ હશે તે શોધી શકશો? એટલી ચાવી તમને કહું કે 'ન' અક્ષર '૭'ના આંકડા માટે લખાયો છે.

(૫) માત્ર ૬ દિવાસળીથી ૪ સંપૂર્ણ ત્રિકોણ બનાવી શકશો?

| | | |
|---|---|---|
| હિ | મા | સ |
| ન | ન | પ |
| ળી | બ | આ |

(૬) બાજુના ચોરસમાં એક જાણીતી કહેવત ખોવાઈ ગઈ છે, શોધી કાઢશો? આ વિશિષ્ટ ખાનેથી શરૂ કરીને ઊભું કે આડું એક ખાનું આગળ ખસવાથી તે આખી કહેવત સહેલાઈથી જણાઈ આવશે.

(૭) નીચે કેટલીક માહિતી આપી છે તે સાચી છે કે ખોટી? (ક) સંગીતની સ્વરલહરીઓ વડે કાચને તોડી શકાય છે. (ખ) ઠળિયો કે દાણો ગળી જવાથી ઍપેન્ડિસાઇટિસ થાય છે. (ગ) હાથીનું બચ્ચું માના ગર્ભમાં ૭ વર્ષ રહે છે (ઘ) સૂર્યમંડળના બધા ગ્રહો કરતાં શનિ સૌથી મોટો છે. (ચ) પૃથ્વીની સપાટી પર એક ભાગ જમીન અને ત્રણ ભાગ પાણી છે. (છ) ન્યૂ યૉર્કમાં સવારના ૧૦ વાગ્યા હોય ત્યારે મુંબાઈમાં રાતના ૮॥ વાગ્યા હોય છે.



# મધુકરી

વૃક્ષનસે મતિ લે, મન તૂ વૃક્ષનસે ગતિ લે.
કાટે તા કો ક્રોધ ન કરહીં, સિંચત ન કરહીં સનેહ,
ધૂપ સહત અપને સિર ઉપર, ઔરિ કો છાંહ કરેત;
જો વાહી કો પથર લગાવત, તાહી કો ફલ દેત

—સૂરદાસ

## ડૉ. જીવરાજ મહેતા

મહાત્માજીએ જેમને 'રાષ્ટ્રનું મહામૂલું ધન' ગણાવ્યા છે તથા સરોજિની દેવીએ જેમને 'માનવતાનું પુષ્પ (Flower of humanity)' કહી બિરદાવ્યા છે, એ હિંદના પ્રથમ કક્ષાના ડૉક્ટર જીવરાજ મહેતા તેમની દેશપ્રેમની ધગશ અને સમાજસેવાની ઉત્કટ તમન્નાને કારણે ગુજરાતને માટે એક ગર્વ લેવા જેવી વ્યક્તિ છે. દાક્તરીના શિક્ષણમાં સર્વોચ્ચ માન મેળવ્યા પછી તે ધારત તો કેવળ પોતાનો ધંધો સંભાળીને મોટા ધનિક બની શકત. પરંતુ દેશ પ્રત્યેની દાઝ તથા ફરજની જાગૃતિ તેમનામાં એવાં ઓતપ્રોત હતાં કે દેશના કામ માટે પોતાના વ્યક્તિગત લાભનો ભોગ આપવામાં તેમણે જરા પણ પાછી પાની ન કરી અને પોતાના ગુણવૈશિષ્ટ્યને કારણે મહાત્મા ગાંધીજી અને ગોખલેજી આદિ અનેક નેતાઓના વિશ્વાસપાત્ર બની રહ્યા. તીક્ષ્ણ બુદ્ધિમત્તા, અખંડ પુરુષાર્થ અને અનન્વદ્ય સેવાભાવ સાથે ગમે તે ક્ષેત્રમાં એક બાહોશ વહીવટદાર(ઍડમિનિસ્ટ્રેટર)ની અદાથી કાર્ય કરવાની તેમની કુશળતા આદિ ગુણોને કારણે આજે તેઓ મુખ્યમંત્રી વડોદરાની મુંબઈ સરકારના વડા પ્રધાન નિમાયા છે.

વડોદરા રાજ્યમાં અમરેલીમાં એક ખાનદાન કપોળ વણિક કુટુંબમાં શ્રી નારાયણ મૂળજી મહેતાને ત્યાં ઈ. ૧૮૮૭ની ૨૯મી ઑગસ્ટ(સં. ૧૯૪૩ના ભાદરવા સુદ ૧૧ને ગુરુવાર)ના રોજ તેમનો જન્મ થયો હતો. જન્મ સમયે માતાને ચિત્તભ્રમ થયો હોઈ તેમણે એ ભ્રમિત અવસ્થામાં બાળકપુત્રને ફેંકી દીધેલા, જે આપત્તિમાંથી બચાવી લેવામાં આવ્યાથી તેમનું નામ જીવરાજ પડ્યું. કુટુંબની તંગ સ્થિતિમાં કેવળ પોતાના બુદ્ધિબળ વડે જ ઈ ૧૯૦૩માં મૅટ્રિક પાસ કરીને તે દાક્તરીનો અભ્યાસ કરવા મુંબાઈ ગયા. શેઠ વરજીવનદાસ કપોળ બૉર્ડિંગમાં માફીના વિદ્યાર્થી તરીકે રહી થોડા જ વખતમાં તેમણે અભ્યાસમાં પોતાની તીવ્ર મેધાના ચમત્કારો બતાવવા માંડ્યા. ઉત્તરોત્તર તેમને શિષ્યવૃત્તિઓ તથા સુવર્ણચન્દ્રકો મળવા માંડ્યા અને કૉલેજની ચોથા વર્ષની છેલ્લી પરીક્ષામાં તો કદી કોઈ વિદ્યાર્થીએ ન મેળવ્યાં હોય તે સર્વ ઇનામો તેમણે મેળવ્યાં. તેમનો સ્વભાવ એવો પાણીદાર હતો કે આ રીતે શિષ્યવૃત્તિઓ મળતાં જ માફીના વિદ્યાર્થી તરીકે મળતા લાભ છોડી દઈ કેવળ પોતાની શિષ્યવૃત્તિના બળે જ અભ્યાસ કરવા લાગ્યા.

૧૯૦૮માં ડૉક્ટરની છેલ્લી પરીક્ષા તેમણે ઊંચે નંબરે પાસ કરીને સાથે બે સુવર્ણચન્દ્રકો પણ મેળવ્યા. તેમના અભ્યાસની આ તેજસ્વિતા જોઈને મુંબાઈના ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્કે તેમને ઇંગ્લંડ મોકલવાનું પ્રોત્સાહન આપવાને પરિણામે, તેમને તાતાની એન્ડૉવમેન્ટ સ્કૉલરશિપ તથા સર મંગળદાસ નથુભાઈ સ્કૉલરશિપ મળી અને ૨૩ વર્ષની વયે તે એમ. ડી. ના અભ્યાસ માટે વિલાયત ગયા.

ઇંગ્લંડના અભ્યાસકાળ દરમ્યાન જે સાદાઈ અને કરકસરથી તે રહેતા હતા તે ખરેખર આદર્શરૂપ હતી. ૭ વર્ષના એ ગાળામાં અભ્યાસની સાથેસાથે પોતાના દેશબાંધવોની સાચી સેવા કરવાનું કામ પણ તેમણે ઉપાડ્યું અને હિંદી વિદ્યાર્થીઓને પડતી અનેક મુશ્કેલીઓ દૂર કરવા હિંદી વિદ્યાર્થી સંઘના પ્રમુખ તરીકે તેમણે ત્યાં જે ચળવળ શરૂ કરેલી તેણે તે વખતના ભારતમંત્રી મૉન્ટેગ્યુનું પણ ધ્યાન ખેંચેલું. ત્યાંના અભ્યાસકાળ દરમિયાનનો એક પ્રસંગ તેમના ઊંચા સેવાભાવનો પ્રતીક છે. એ અરસામાં મહાત્મા ગાંધીજી ને ગોખલેજી

---

### બારમાસનાં પંખી-૩૦

### પીળાં



લેલાંને નામે પણ જાણીતું આપણું આ વ્યાપક પંખી પંદી દસના ટોળામાં રહેવાની તેની ટેવને લીધે નામચીન છે. ખાતાંપીતાં, ચરતાંફરતાં કે લડતાંઝઘડતાં પણ તેઓ એવાં તો અભિન્ન રહે છે કે હિંદીમાં તેઓ 'સાત ભાઈ' અને અંગ્રેજીમાં 'Seven Sisters' તરીકે જાણીતાં છે. પીળચટી આંખો, ચાંચને પગવાળાં તથા ઢંગધડા વગરની જાડી લાંબી પૂછડીવાળાં, કાબરથી સહેજ મોટાં પણ રંગે મેલા-ધૂળિયા રંગનાં આ પંખીઓ જેમાં મળી સતત 'પેં પેં પેં' (અથવા 'સેં સેં સેં') જેવો કર્ણકઠોર અવાજ કરવાના તેમના સ્વભાવને કારણે લોકોમાં અપ્રિય થઈ પડે છે. હર્ષમાં કે દુઃખમાં, ભયમાં કે ઉત્સાહમાં એ એક જ જાતનો કર્કશ અવાજ કાઢવાના તેમના સતત-બાપી સ્વભાવને કારણે તેઓ 'જઝેલર' (બડબડિયાં) પણ કહેવાયાં છે.

આવો કર્ણકઠોર અવાજવાળાં છતાં તેઓ છે તો તદ્દન નિરુપદ્રવી અને ખેતીને ઉપકારક. ખેતરવગડા કે બાગબગીચામાં જમીન પરનાં 'પાંદડાં' ઉથલાવીઉથલાવીને ખાદ્ય શોધતાં જણાતાં આ પંખીનો મુખ્ય આહાર છે જીવડાં, જોકે તેમનો ખાસ ભાવતો ખોરાક તો પારિજાત આદિ ફૂલોનો પુષ્પરાગ. હિંદભરમાં વ્યાપક આ પંખીને ગીચ જંગલ કે વેરાન પ્રદેશ બેમાંથી કોઈ પસંદ નથી. વગડાઉ પ્રદેશ એ તેનું પ્રિય નિવાસ-સ્થાન.

કાગડો પાસે પોતાનાં બચ્ચાં ઉછેરાવતી પરભૃતિકા કોયલની પેઠે આ બાપડાં પીળાં પાસે ચાતક અને બગીઓ પણ પોતાનાં સંતાન ઉછેરાવે છે. તેમનાં ઈંડાં પીળાંનાં ઈંડાં સાથે એવાં તો આબાદ મળતાં આવે છે કે ભલભલા વિશારદો પણ તેનો ભેદ પારખી શકતા નથી.

સાધારણતઃ જૂન-જુલાઈમાં જમીનથી લગભગ દસેક ફૂટ ઊંચે પ્યાલા જેવો માળો બાંધીને તેમાં બાદળી રંગનાં ૩થી ૪ સુંદર ઈંડાં તેઓ મૂકે છે. ગુજરાતમાં ઓછે-વત્તે અંશે પ્રચલિત એવી પીળાંની કુલ પાંચ જાત થાય છે. ('વનેચર' પરથી સંપાદિત)



ત્યાં આવેલા અને દૈ-શપ્રેમી જીવરાજભાઇ તેમના પરિચયમાં આવ્યા. સંજોગવશાત મહાત્માજી તથા ગો-ખલેજી બંને ત્યાં એવા બીમાર પડી ગયા કે તેમની સેવાશુશ્રૂષા સારૂ કોઇ નિષ્ણાત માણસની લાંબા વ-ખત માટે જરૂર પડી. જરાયે ખચકાયા વગર જીવરાજભાઇએ પો-તાનો એમ. ડી. નો અભ્યાસ એક વર્ષ મોકૂફ રાખ્યો; અને એ બે લોકલાડીલા નેતાની ખડે પગે ચા-કરી કરીને તેમનો એવો વિશ્વાસ સંપા-દન કર્યો કે ભવિષ્યમાં કોઈ પણ માંદગીમાં તેઓ જીવરાજભાઇને જ તેડું મોકલતા.

સાત વર્ષના અભ્યાસ બાદ તેમણે એમ. ડી. અને એફ. સી. પી. એસ. એ બંને ડિગ્રીઓ માન સહિત મેળવી. અને એમ. ડી.ની પરીક્ષામાં તો પ્રથમ વર્ગમાં આવીને તેમણે ઝળકતી ફતેહ મેળવી. આ માન મેળવનાર તે પહેલા હિંદી હતા અને એ બદલ સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થીને અપાતો સુવર્ણચન્દ્રક તેમને અપાયો. ઉપરાંત તેઓ એમ.આર. સી. પી. પણ થયા.

આવો અપૂર્વ યશ મેળવી ઇ. ૧૯૧૫માં હિંદ પાછા ફરી તેમણે મુંબાઇમાં ખાનગી દવાખાનું શરૂ કરીને ધીકતી પ્રેક્ટિસ શરૂ કરી. પણ તેને એક વર્ષ થયું ન થયું ત્યાં તો તેમની મૈત્રીશીલતાની કસોટી કરતી એક આપત્તિ આવી પડી. જેમણે કપરા સમયમાં જીવરાજભાઇને લોન આપીને ઇંગ્લંડ ભણવા મોકલ્યા હતા તે સર રતન તાતાને એકાએક મગજની બીમારી થઇ આવવાથી તેમની સાથે કોઇ સારા ડૉક્ટરે ઇંગ્લંડ જવાની જરૂર ઊભી થઇ. પોતાની ફરજ-ના ઉચ્ચ ખ્યાલથી પ્રેરાઇને તાજેતરમાં જ જામેલો પોતાનો ધીકતો ધંધો છોડીને પણ જીવરાજભાઇ તેમની સાથે જવા તૈયાર થયા. એ વખતમાં પહેલું મહાયુદ્ધ પૂરજોસમાં ચાલતું હતું અને જર્મન સ-બમરીનોને કારણે વહાણો ડૂબી જવાનો પણ સંભવ હતો. છતાં પણ પોતાના નિર્ણયમાં મક્કમ રહી ડૉ. જીવરાજ તાતાની સાથે ઇંગ્લંડ જવા નીકળ્યા. સંજોગવશાત જે ભય લાગતો હતો તે સાચો પડ્યો. રસ્તામાં જર્મન ટૉર્પિડોના મારાથી તેમની આગબોટ ડૂબવા લાગી. એ અત્યંત કટોકટીભરેલી સ્થિતિમાં પણ જરા યે ગભરાયા વગર તેમણે પહેલાં શ્રી તાતાને પહેલી લાઇફબોટમાં ઉતાર્યા અને પોતે છેલ્લી બોટમાં ઊતર્યા. તેમના ઊતર્યા પછી માત્ર દસ જ મિનિટમાં આગબોટ સમુદ્રને તળિયે જઈ બેઠી. પોતાની ફરજ માટેની કેવી નીડર નિષ્ઠા! એ બોટમાં મધદરિયે દોઢ દિવસ સુધી વરસાદમાં સારી પેઠે ભિંજાયા પછી એક ક્રૂઝરે તેમને ઉગારી લીધા અને

શરદીને પરિણામે તે પ્લુરસીની ગંભીર માંદગીમાં પટકાઈ ને થોડો આરામ થતાં તે હિંદ પાછા આવ્યા. પણ તબિયત રીતે ન સુધરવાથી પાછા યુરોપ ગયા, જ્યાં વડોદરાનરેશ સયાજીરાવના સંપર્કમાં તે આવ્યા. તેમની શક્તિથી આ યાજીરાવે તેમને પોતાના ખાનગી ડૉક્ટર તરીકે નીમ્યા અને માં તો આખા વડોદરા રાજ્યના મુખ્ય વૈદકીય અમલદા મૅડિકલ ઑફિસર) તરીકે તેમની નિમણૂક કરી.

પાંચેક વર્ષના એ હોદ્દાના કાળમાં આદર્શ વહી તેમણે મોટી ખ્યાતિ મેળવેલી. એ જ અરસામાં તેઓ સ્વ દિવાન સર મનુભાઈ મહેતાનાં પુત્રી અને જાણીતા કેળવ દેશસેવિકા શ્રીમતી હંસાબહેન સાથે લગ્નગ્રંથિથી જોડાય

મુંબાઈ કૉર્પોરેશને એક મોટી મ્યુનિસિપલ ઑસ્પિટલ અ કૉલેજ શરૂ કરવાનું ઠરાવી તેના વડા તરીકે ડૉ. જીવરાજ વડોદરાથી તેઓ મુંબાઈ ગયા અને એ વિકટ કાર્ય હાથ લીધુ વખતમાં શેઠ ગોરધનદાસ સુંદરદાસ કૉલેજ તથા તેની શરૂ કરીને તેને તેમણે સ્થિર પાયા પર મૂકી, એટલું જ એના વહીવટમાં એવી શિસ્ત અને વ્યવસ્થા નિર્માણ કર્ય જોતાંમાં ગોરા ડૉક્ટરોથી સંચાલિત ગ્રાન્ટ મૅડિકલ કૉલેજ આગળ ઝાંખી પડવા લાગી. જે કુનેહ અને કુશળતાથી સંસ્થાને મજબૂત પાયા પર મૂકી ને ઉછેરી તે તેમની ઉચ્ચ શક્તિ તથા સંચાલન-ક્ષમતાની શાખ પૂરે છે. તેમની તે લિયાને લીધે તે કિંગ ઍડવર્ડ મેમોરિયલ અને શેઠ ગો સુંદરદાસ ઑસ્પિટલના '*ડીન*' તરીકે બહુ મોટી ખ્યાતિ અને મુદત ૨૦ વર્ષ સુધી તે સ્થાને રહી તેમણે મોટી નામના ત્યાર બાદ હિંદના મેડિકલ એસોસીએશનમાં પણ તે ૧૯૪૩ અને ૧૯૪૫માં એમ ત્રણ વખત પ્રમુખ તરીકે તેમણે હિંદનાં ઘણાં મોટાં દવાખાનાંઓ સ્થાપવામાં પણ આપ્યું છે. કમળા નહેરૂ ઑસ્પિટલની આખી યો જ આંકી આપી હતી, એ સિવાય મુંબાઇ યુનિવર્સિટી પણ તેમણે લાંબો વખત કાર્ય કર્યું છે, અને આજે વર્સિટીની સિન્ડિકેટ તથા ઍકેડૅમિક કાઉન્સિલના સ

'*ડીન*' જેવા સરકારી હોદ્દા પર રહ્યા છતાં તેમણે દેશ હમેશ ઉત્સાહથી જવાબ આપેલો અને ૧૯૩૦ તથા વખતે પૂરા દિલથી તેમાં ઝંપલાવીને તેમણે પોતાની પુરાવો આપેલો. ૧૯૪૨માં તો સરકારે પહેલેથી જ લઈ પૂનાની જેલમાં ધકેલી દીધા હતા.

ઇંગ્લંડમાં પરિચય થયા પછી પૂ. મહાત્માજીના અંગત ડૉક્ટર રહેલા અને પ્રત્યેક માંદગી વખતે તેમની મહાત્માજીના રંગે તે એવા તો રંગાએલા છે કે કાગ્રેસ ફિસરના પરિચયમાં આવવાનું હોવા છતાં તેમણે કદી પ્રવેશ છોડ્યો નથી. મહાસભાની ઘણી રચનાત્મક પણ તેમણે પોતાનો ફાળો આપ્યો છે.

૧૯૪૬ની મુંબાઈ ધારાસભાની છેલ્લી ચૂંટણીમાં પક્ષ તરફથી ઉમેદવાર ચૂંટાયા હતા અને સેક્રેટરીએટ સમિતિના પ્રમુખ નિમાયા હતા. આજે તેઓ કેન્દ્રીય આરોગ્ય ખાતાના ડાયરેક્ટર જનરલ છે તથા આરોગ્ય સેક્રેટરી તરીકે કામ કરે છે.

ખાનગી જીવનમાં ડૉ. જીવરાજ ઘણા સાલસ અને તેમની સાદાઈ અને આતિથ્ય સ્હેળાકરણી અનેકોને

હોતા નથી, પણ પ્રત્યેક બાબતનો ઝીણવટથી ઊંડો અભ્યાસ કર્યા પછી જ તે પોતાનો મત બાંધે છે. આજે લગભગ ૬૦ વર્ષની વયે પણ તેમની કાર્ય કરવાની શક્તિ એવી જ અખૂટ અને સતેજ છે.
(ગુજરાત વિદ્યાસભાના મંડળ પત્રિકા તથા 'કપોળ નેકપોળ ઝિન'પરથી સંપાદિત)

## મગજ વગરની કાર્યશક્તિ

આપણા પ્રત્યેક અંગનાં કાર્યો અને આપણી ઈચ્છાશક્તિ મગજ ઉપર આધાર રાખે છે. આપણા શરીરના વ્યવહાર અને આપણાં બધાં કાર્યોનું નિયામક મગજ છે. પણ જીવસૃષ્ટિમાં નીચી કક્ષાનાં પ્રાણીઓને મગજ જેવી વસ્તુ જ નથી હોતી, અને છતાં પણ જે અદ્ભુત અને હેરત પમાડે તેવાં જીવનકાર્યો તેઓ કરે છે તે શાના આધારે કરે છે તે એક કોયડો છે.

આશ્ચર્યજનક કાર્યો કરતી કીડીઓ; કરોળિયા ને કાનખજૂરાને મગજ જ નથી હોતું, પણ ફક્ત જ્ઞાનતંતુઓ જ હોય છે. કલા-કૌશલ તથા ઈજનેરી બુદ્ધિની નિપુણતાથી અજબ કારીગરીભર્યો મધપૂડો બાંધતી મધમાખી, હેરતભરી જાળ ગૂંથતા કરોળિયા કે આપત્તિકાળ પહેલાં ખોરાક સંઘરતી ડહાપણનો અવતાર મનાતી કીડીઓનાં એ બધાં કાર્યો પાછળ બુદ્ધિશક્તિ કે વિચારનો છાંટો પે નથી હોતો અને વિવેકશક્તિનો બિલકુલ અભાવ હોય છે. વિજ્ઞાની-ઓ કહે છે કે એ બધાં અદ્ભુત જણાતાં કાર્યો કેવળ વંશપરંપરાગત સંસ્કારબળ કે ટેવનું જ પરિણામ હોય છે; અને એ વંશાનુગત સ્વયંસ્ફુરિત કે 'પ્રેરણા'થી જ પ્રેરિત થઇ તેઓ એ કામ કરે છે.

પણ જંતુઓનું રોજિંદુ જીવન તપાસતાં તેમનામાં ઉપર કહેલી 'પ્રેરણા' કરતાં કશુંક વધારે હોવાનું જણાયું છે. કીડીઓ આંધળી કે આંધળા જેવી જ હોય છે, કારણ આંખો વડે જોઇને જ તે હલન-ચલન કરે છે એવું નથી; અને છતાં પણ એનો રસ્તો ગમે તેટલો ભુલાવો કે ગૂંચાવો તો પણ તે છેવટે તેના દરમાં જ જઇને ઊભી રહેવાની. ગોકળગાય તો વગર આંખે પણ જોઈ શકે છે. તેનું શરીર પ્રકાશના ધીમા ફેરફારોને પણ પકડી શકતું હોવાથી તેને ચાલતા પડછાયાની પણ ખબર પડે છે. આશ્ચર્યજનકરીતે અવાજને મોટો-નાનો કરી શકનાર કંસારીના સંગીતથી આપણે વાકેફગાર છીએ. છતાં નવાઇ લાગશે કે તે પોતે તો કાનથી બરાબર સાંભળી પણ શકતી નથી, કારણકે તેની પાસે બેસી આપણે વાતો કરીએ તો પણ તેને પોતાનું સંગીત બહેલાવવામાં કશો વાંધો આવતો નથી. પણ દૂરથી તેની નજીક આવતાં અત્યન્ત ધીમા પગલે ચાલવું જોઇએ, કારણ પગના જરા પણ અવાજના થડકારાનું આંદોલન તેને 'કાને પડી' જાય તો તરત તે સંગીત બંધ કરી દે છે!

સમયનો નિર્ણય કરવામાં તો મધમાખો આપણા કરતા ખૂબ જ ચોક્કસ છે. ઈંગ્લંડમાં વિજ્ઞાનીઓએ મધમાખો ઉપર પ્રયોગો કરેલા તે વખતે તેમને ખાવા આપવાના સમયે તેઓ જ્યાં હોય ત્યાંથી વખતસર હાજર થઈ જતી હતી. મધમાખોની જેમ કીડીઓ પણ સમયના ગાળાને બરાબર માપી શકે છે. યોગ્ય સમયે યોગ્ય સ્થળે પહોંચવાની તેમનામાં અજોડ શક્તિ હોય છે.

મીઠાશ ચાખવામાં તો મધમાખોની સ્વાદેન્દ્રિય ઘણી તીવ્ર હોય છે. ૪૦,૦૦૦ ભાગ પાણી અને એક ભાગ ગળપણવાળા પ્રવાહી-ની મીઠાશ પણ તે પકડી શકે છે. પતંગિયાંની સ્વાદેન્દ્રિય તો તેમને પણ ટપી જાય તેવી હોય છે. તેઓ ત્રણ લાખ ગણા દ્રાવણમાં સમાએલી મીઠાશ પારખી શકે છે. સાંભળવાની બાબતમાં કૂતરાની માદાઓના શરીરની વાસ ઘણે દૂરથી આવે છે.

જંતુઓને મોટાભાગની યાદશક્તિ પણ હોય છે. જોકે તેને, જેમનાં મગજ ખીલેલાં છે એવાં ઊંચી કક્ષાનાં પ્રાણીઓની યાદશક્તિ સાથે સરખાવવી ન જોઇએ. કીડી, ભમરી અને મધમાખની યાદશક્તિ નોંધપાત્ર છે. તેઓ પોતાના દરના સાથીઓને પિછાનતાં હોય છે અને પરાયા ઉપર હુમલો કરી દૂર હડાવતાં હોય છે.

જંતુઓના જ્ઞાનતંતુઓ પોતાની એકાદ જ્ઞાનેન્દ્રિય દ્વારા બહાર-ની દુનિયાની જે કંઈ છાપ પડી હોય તેની નોંધ રાખવાને શક્તિ-માન હોય છે. આ છાપ સ્નાયુઓને કામે લગાડવા માટે હુકમરૂપ થઈ પડે છે. જાણવા જેવું છે કે પોતાના જીવનકાર્યમાં જે ઉપયોગી થઇ પડે તેવી બાબતોની જ છાપ જંતુઓના જ્ઞાનતંતુઓ નોંધતાં હોય છે ને બીજી છાપ ભુંસાઈ જાય છે. પતંગિયાંના જીવનમાં વાડી-ઓ અને ફૂલો જ સર્વસ્વ હોવાથી તે જ વસ્તુઓની છાપ આંખો દ્વારા તેમના જ્ઞાનતંતુઓ ઉપર રહે છે. તેમની આંખો જાણે કે પાસે-ની કે દૂરની ફૂલોની વાડીઓનું જ ચિત્ર જોવાને શક્તિમાન હોય છે અને આ વસ્તુઓ જ સ્મરણમાં રાખી પતંગિયાંનું કાર્ય થતું હોય છે. આથી અમુક ખેતર કે વાડીનાં ફૂલો ખોરાક આપશે એવી અસર તેમના જ્ઞાનતંતુઓ ઉપર થઇને, યાદશક્તિના પ્રતાપે તેઓ વારંવાર ત્યાં જઈ ફૂલોનો પરાગ ચૂસ્યા કરે છે.

આમ, જંતુઓમાં અદ્ભુત ઇન્દ્રિયશક્તિ હોય છે. આ શક્તિની તીવ્રતા અને વેધકતાનું જેમજેમ અવલોકન કરીએ છીએ તેમતેમ આપણને કુદરતના કૌશલ્યનો તથા શક્તિનો ખ્યાલ આવે છે.

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## જીરું

મુખ્યત્વે સ્વાદને માટે આપણા વઘાર અને મસાલામાં વપરાતું જીરું વૈદકીય દૃષ્ટિએ અનેક ગુણો ધરાવે છે. તેનો છોડ અજમાના જેવડો જ થાય છે અને તેની મુખ્ય પેદાશ મધ્ય અને પશ્ચિમ હિંદમાં છે. જોકે ઈરાનથી પણ આપણે ત્યાં તે આવે છે. જીરાની અનેક જાતો પૈકી સફેદ જીરું આપણે ત્યાં વધુ વપરાય છે.

તેની તીવ્ર વાસ તેમાં રહેલા વિશિષ્ટ તેલી તત્ત્વોને આભારી છે તે ખોરાકને રૂચિકર બનાવવા સાથે પાચનક્રિયાને મદદ કરે છે તથા આંખ માટે ગુણદાયક છે. 'ગરમી જાય સુકી જીરેસે' એવી હિં-દીમાં એક પ્રખ્યાત કહેવત છે જે તેના ઠંડા ગુણની દ્યોતક છે. ઉપરાંત જીરું વાતહર પણ છે. આથી કઠોળના વાયુકારક ગુણને નાબૂદ કરવા તેમાં હીંગ-જીરાનો વઘાર અપાય છે. હીંગ સાથે જીરાને રાખી મૂકવાથી હિંગના અવગુણો-તીવ્ર વાસ અને ઉષ્ણતા નાશ પામે છે.

હીંગ અને સિંધવ સાથે જીરું આપવાથી અપચો તથા પેટના રોગો મટે છે. પિગાળેલા ગોળમાં વાટેલું જીરું મેળવી ખવડાવવાથી હેડકીના હુમલા શાંત થાય છે. વળી ગોળમાં જીરૂ મેળવી ખાવાથી વાતજ્વર, કફજ્વર તથા ટાઢીઓ તાવ મટે છે, રોગીને ભૂખ લાગે છે, પેશાબ સારૂ આવે છે અને ગરમી ઓછી થાય છે. જીરાના ઉ-કાળેલા પાણી વડે નહાવાથી ખસખુજલી જેવા ચામડીનાં દરદો નાશ પામે છે. જીરું, સુવા અને વરિયાળીનો અર્ક બાળકોને આપવામાં આવે તો પેટ સંબંધીના તેમના તમામ રોગો મટે છે. આ જ કારણથી ગ્રાઈપ વૉટર જેવી સુવાના પાણીની પ્રખ્યાત પરદેશી દવામાં પણ જીરાનો ઉપયોગ થાય છે. પાચક અને દીપક પ્રખ્યાત હીંગાષ્ટક

મૃત્યુ વિષે તથા મૃત્યુ પછી શરીર પર થતા ફેરફારો વિષે આ-મજનતામાં ઘણું અજ્ઞાન તથા વહેમો પ્રવર્તે છે. વૈજ્ઞાનિકોએ તે સર્વ માન્યતાઓ ચકાસી તે વિષે નિશ્ચિત માહિતી પ્રાપ્ત કરી છે.

માણસની જ્યારે આખર ઘડી આવે છે ત્યારે ઘણાએ તેના ગળામાંથી એક જાતનો ઘરઘરાટ થતો સાંભળ્યો હશે. એવો ઘરઘરાટ સાંભળતાં જ આપણે કહીએ છીએ કે હવે આ માણસનું મૃત્યુ નિશ્ચિત છે. ઘણાની એવી માન્યતા હોય છે કે દરેક વ્યક્તિ આવા ઘરઘરાટ પછી જ મૃત્યુ પામે છે પણ તે ભૂલ છે. કેટલા યે લોકો ઘરઘરાટ વિના મૃત્યુ પામે છે, જ્યારે ઘણાં ઘરઘરાટ થવા છતાં બચી જાય છે. એ ઘરઘરાટ ખરું જોતાં આપણે જે ચોરવાની કે કોગળા કરવાની ક્રિયા કરીએ છીએ તેવી જ છે અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઉપરનો કાબૂ ઓછો થવાથી તે થાય છે.

બીજી એક માન્યતા એવી છે કે ખૂબ ઠંડા પ્રદેશમાં માણસ ઘવાઇને બેભાન થઈ જમીન પર ઢળી પડે તો તેનું સર્વ લોહી નિ-ગિષ માત્રમાં ઠરી જઈ તે તરત મરણને શરણ થાય છે. યુદ્ધકાળમાં રશિયામાં આ માન્યતા ખૂબ જ પ્રચલિત હતી. પણ વિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે જ્યાં સુધી માણસના શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી તેના શરીરનું ઉષ્ણતામાન ૯૮ ડિગ્રી ફેરનહાઇટ જ હોય છે. ગમે તેવી ભયંકર ઠંડી તેને ઠારી શકતી નથી.

ડૂબવાથી નિપજતા મૃત્યુ માટે ઘણી ખોટી માન્યતાઓ પ્રવર્તે છે. ઘણા લોગ માને છે કે ડૂબતો માણસ ત્રણ વખત તો પાણીની સપાટી પર આવે જ છે. પણ તે માન્યતા યે ખોટી છે. કેટલાક વળી એમ માને છે કે ડૂબતો માણસ પોતાનું મૃત્યુ પોતાની આંખ સામે થતું જોતો હોવાથી પોતાના સમસ્ત આયુષ્યનું અવલોકન તેની આંખ આગળથી પસાર થાય છે. પણ ડૂબી ગએલા અને બેભાન સ્થામાં બચાવી લેવામાં આવેલા મનુષ્યોની જુબાની સાબિત કરે છે કે તેવું કશું જ બનતું નથી. ડૂબતો માણસ બેભાન બની જાય છે પછી તેને કોઇ જ વિચાર સ્પર્શતો નથી.

ઘણે ઊંચેથી નીચે પડી મૃત્યુ પામતો મનુષ્ય પડતાં પહેલાં પડ-વાની ગતિને કારણે હવામાં જ મૃત્યુ પામે છે એવો ખ્યાલ કેટલાક ધરાવે છે. પણ પૅરેશ્યૂટની શોધને કારણે આ વિધાન ચકાસી જોવાનું શક્ય બનતાં એમ જણાયું છે કે આ માન્યતા પણ નાપાયાદાર છે.

પણ સૌથી વધુ જોરદાર માન્યતા તો એ છે કે મૃત્યુ થતાં જ માણસના વજનમાં ફેરફાર થાય છે! આમાં બે પક્ષ છે. એક પક્ષ માને છે કે મૃત્યુ થતાં જ મૃત શરીરનું વજન ઓછું થાય છે. આના કારણમાં તેઓ એમ જણાવે છે કે આત્માને વજન હોય છે અને તેથી શરીરમાંથી આત્મા જતો રહેતાં શરીરનું વજન ઓછું થાય છે! પણ આ જાતની માન્યતા માટે કોઇ પ્રત્યક્ષ આધાર કે દાખલો નથી. જ્યારે બીજી માન્યતા એવી છે કે મૃત્યુ થયા પછી શરીરનું વજન પહેલાં કરતાં વધારે થાય છે. મુડદાને ઉપાડતાં તેનો જે ભાર આપણને લાગે છે તે, ખરેખર આશ્ચર્યકારક હોય છે. આપણને કલ્પના પણ ન આવે કે મુડદું આટલું ભારે હોઇ શકે. પણ આનું કારણ એ છે કે આપણે પોતે આપણા પોતાના શરીરને એટલી આસાનીથી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જઈ શકીએ છીએ કે આપણને ક્યાંથી ખ્યાલ આવે કે માણસના બે હાથનું જ વજન અધમણની ગુણી જેટલું અને પગનું એક મણ જેટલું વજન હોઇ શકે છે!

મૃત્યુ પામ્યા પછી મુડદાના શરીર પર વાળ તથા નખ વધવા-નું કાર્ય તો ચાલુ જ રહે છે એવી વળી એક માન્યતા પણ લોકોમાં જોવામાં આવે છે. ... ત્વચા અને તેની નીચેનાં પોચાં ... વાળ અને નખ ... હોય છે. પણ મહુંખરું આ વાતો કેવળ ગપ્પા જ છે. હા, ઘણી વખત એવું બને છે કે મૃત્યુ પછી વાળના મૂળમાં રહેલી ગ્રંથિઓ તથા આંગળીનાં ટેરવાં આગળનું માંસ સુકાઇ જવાથી વાળ તથા નખ વધુ બહાર આવ્યા હોય એવું લાગે. (સાયન્સ ડાઇજેસ્ટ)

## જાસુસખાતું : રાજતંત્રનું મહત્ત્વનું અંગ

કોઇ પણ દેશનું રાજતંત્ર જાસુસખાતા વગર ચાલી શકતું નથી. દુશ્મનો ને દેશદ્રોહીઓની પ્રવૃત્તિથી દેશના રાજ્યકર્તાઓને વાકેફ રાખવા સાથે તે રાજ્યકર્તાઓનાં જીવનનું પણ તેને રક્ષણ કરવાનું હોય છે. તેનાં માણસો કેવા ચકોર ને કાર્યદક્ષ હોવા જોઇએ અને તેમની સહેજ પણ ગફલતથી કેવાં દૂરગામી ને ભયંકર પરિણામો આવે છે તેનો ખ્યાલ સામાન્ય માણસને નથી હોતો.

જાસૂસખાતાનાં માણસો કેવળ પગારથી લલચાએલા ન હોવા જોઇએ. દેશપ્રેમની ધગશ અને દેશરક્ષણની તમન્ના તેમનામાં હોવાં જોઇએ. પરદેશના આવા જાસૂસોના હેવાલ જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે, પગાર ખાતર નહિ પણ કેવળ દેશપ્રેમથી દોરવાઇને કેવાં જીવસટોસટના જોખમો તેઓ ખેડે છે અને કેટલી કુશળતા-પૂર્વક કામ કરે છે તેનો ખ્યાલ આવે છે. ઇંગ્લંડના સ્કૉટલૅંડ યાર્ડનાં પરાક્રમોથી કોણ અજાણ હશે? આજે દેશ આઝાદ થતાં આપણા એ ખાતામાં દેશપ્રેમી માણસોની ખૂબ જરૂર પડી છે. ગૃહખાતાના પ્રધાન સરદાર વલ્લભભાઇએ જણાવ્યા મુજબ તેમાં આજસુધી ૮૦ ટકા મુસલમાનો હતા, જેઓ પાકિસ્તાન ચાલ્યા જવાથી તે ખાતું ઘણું મોળું પડી ગયું છે પણ હવે આ ખાતાને ફરી પગભર અને શક્તિશાળી બનાવવા બુદ્ધિશાળી, કુશળ ને વેધક નજરવાળા યુવાનોની જરૂર છે ગુજરાન ચલાવવા સાથે ઉત્તમોત્તમ દેશસેવાની તક આપતા દેશના આ અગત્યના ખાતામાં યુવકો વધુ પ્રમાણમાં જોડાય એ દેશની આજે મહત્ત્વની જરૂરિયાત છે. ('પ્રભાકર' પરથી)

## કસોટીના જવાબો

(૧) પહેલાં, ત્રાજવાના બન્ને પલ્લામાં પેલા આઠ દડામાંથી ત્રણત્રણ દડા મૂકી જોખવા. જો બન્ને સમતોલ થાય તો બાકી રહેલા બે દડામાં એક દડો હલકો હોવો જોઇએ, જે બીજી વખત ત્રાજવાના એકએક પલ્લામાં મૂકી જોખતાં શોધી શકાશે. પણ જો ત્રણત્રણ દડા જોખતાં એક બાજુ પલ્લું નમી જાય તો ઊંચા થએલા પલ્લામાંના કોઈ પણ બે દડા લઈ બીજી વખત ત્રાજવાનાં પલ્લામાં એકએક મૂકી જોખવા. જો તે પણ સમતોલ થાય તો બાજુ પર રાખેલો ત્રીજો દડો હલકો છે એમ સાબિત થાય અને જો સમ-તોલ ન રહે, તો જે પલ્લું ઊંચું થયું હોય તેમાનો દડો હલકો. (૨) ચિત્રમાં બતાવ્યા પ્રમાણે. (૩) ૧૨મું મિનિટ. કારણ આઠ ટકોરા થવામાં ૭ વિરામ હોય છે. (૪) ૬૪૪૭, ૯૭૬૧૦, સરવાળો ૧૦૩૮૫૭. (૫) પહેલાં એક ત્રિકોણ ત્રણ દિવાસળી વડે ટેબલ પર બનાવો. પછી તે ત્રિકોણના ત્રણે છેડે બાકીની દિવાસળી એવી રીતે ઊભી રાખો કે જેથી ત્રણેના છેડા અદ્ધર હવામાં ભેગા થાય. આમ ત્રણ ત્રિકોણ હવા-માં ઊભા થશે અને એક ત્રિકોણ ટેબલ પર. (૬) આપ સમાન બળ નહિ. (૭) (ક) સાચું. (ખ) ખોટું. (ગ) ખોટું. વધુમાં વધુ બે વર્ષ. (ઘ) ખોટું; ગુરુ. (ચ) સાચું (છ) સાચું.

# ચાલુ તવારીખ : મે

તા. ૩ લૉર્ડ લુઇ માઉન્ટબૅટન જૂનની ૨૧મીએ નિવૃત્ત થતાં તેમને સ્થાને પ્રથમ હિંદી ગવર્નર જનરલ તરીકે શ્રી રાજાજીની વરણી.

તા. ૪ ભાવલપુરના મુસ્લિમ રાજ્યમાં અપહૃત સ્ત્રીઓ પાછી મેળવવા માટે સત્તાવાળાઓની નિષ્ક્રિયતાના વિરોધ તરીકે ગાંધીજીનાં અનુયાયી ને અંતેવાસી કુ. અમતુસ્સલામે આમરણાંત ઉપવાસ શરૂ કર્યા.

તા. ૮ બર્માના એક વખતના મુખ્ય પ્રધાન અને ત્યાંના લોકલાડીલા નેતા આઉંગ સાનના ખૂનના આરોપી ઉ સોને ફાંસી અપાઈ.

તા. ૧૨ કુ. અમતુસ્સલામે ઉપવાસ છોડયા.

તા. ૧૫ પૅલેસ્ટાઈન પરના બ્રિટિશ મૅન્ડેટનો અંત આવતાં જ પૅલેસ્ટાઇનના યહૂદીઓએ તેલઅવીવમાં પોતાના નવા રાજ્ય 'ઈઝરાયલ'ની સ્થાપના કરી. આમ, ૨૦૦૦ વર્ષ બાદ જગતમાં યહૂદી રાજ્ય સ્થપાયું. ■ ઇજિપ્ત તથા આરબ દેશોએ પૅલેસ્ટાઈન પર હુમલો શરૂ કર્યો યહૂદીઓ ને આરબો વચ્ચે મોટા પાયા પર યુદ્ધ શરૂ થયુ. ■ સિયામમાં મુસ્લિમોએ ધાર્મિક કારણોસર બળવો કર્યો.

તા. ૧૬ ઈજિપ્તના લશ્કરે પૅલેસ્ટાઈનના ગાઝા શહેરનો કબજો લીધો

તા. ૧૮ યહૂદીઓએ એકર શહેર કબજે કર્યું

તા. ૨૧ રત્નાગિરિ ખાતેની પોતાની ૩૧૦૦૦ની મિલકત જાહેર હિત માટે આપી દેવાનો વડા પ્રધાન શ્રી ખેરનો નિર્ણય.

તા. ૨૭ ગાંધીજીના ખૂનના આરોપી ગોડસે તથા બીજા ૮ જણા પર દિલ્હીના લાલ કિલ્લામાં મુકદ્દમો શરૂ થયો.

તા. ૨૮ ૪૮૦૦૦ ચો. માઈલનો પ્રદેશ ધરાવતા મધ્ય ભારતના ૨૨ રાજ્યોનું સૌથી મોટું એકમ રચાયું. ■ દ. આફ્રિકાની ચૂંટણીમાં જનરલ સ્મટ્સની તથા તેના પક્ષની હાર. ડૉ. માલાનના હિંદવિરોધી પક્ષની જીત.

તા. ૨૯ સંયુક્ત રાષ્ટ્રસંઘની સલામતી સમિતિએ પૅલેસ્ટાઈનમાં યુદ્ધ બંધ કરવાનું ફરમાન કાઢયું.

# આ માસ (જૂન) ઇતિહાસમાં

તા. ૩ ગયે મહિને જેમની ૯૦મી વર્ષગાંઠ ઊજવાઇ તે સ્ત્રી-ઉન્નતિના પ્રખર હિમા સમાજસેવક શ્રી ધોંડો કેશવ કર્વેએ કર્વે મહાવિદ્યાલયની સ્થાપના કરી. ૧૯૧૬.

તા. ૪ '૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામમાં નાનાસાહેબ પેશ્વાએ કાનપુર કબજે કર્યું, ૧૮૫

તા. ૮ ઇસ્લામના સ્થાપક હજરત મહંમદ પયગંબર સાહેબનું મદીનામાં અવસાન, ઇ.

તા. ૯ વરાળયંત્રની ક્રાંતિકારી શોધ કરનાર અંગ્રેજ જ્યૉર્જ સ્ટીવન્સનનો જન્મ,

તા. ૧૭ હાસ્યવિષયનું ઇંગ્લૅન્ડનું જગનામી ને સમર્થ સાપ્તાહિક 'પંચ' પ્રગટ થયું, ૧૮

તા. ૨૮ મુંબાઈ પ્રાંતનું સૌથી જૂનું ગુજરાતી દૈનિક 'મુંબાઈ સમાચાર' શરૂ થયું, ૧૮

તા. ૩૦ નિષ્ઠાવાન દેશસેવક હિંદના 'દાદા' દાદાભાઈ નવરોજીનું અવસાન, ૧૯૧૭.



આ માસની વ્યક્તિવિશેષ : હેલન કેલર

તદ્દન બાળ વયે આંધળી, બહેરી ને મૂંગી એમ ઇંદ્રિયે અપંગ બનવા છતાં, કેવળ ગંધ ને સ્પર્શની ઇં ની સહાયથી, પુરુષાર્થ ને પ્રતિભાના બળે જગ થનાર તથા ઉત્તમ લેખિકા ને વક્તા તરીકે નામ કાઢ આ અદ્ભુત બાઇનો જન્મ અમેરિકાના આલાબ પ્રાંતમાં ટુસ્કુમ્બિયા ગામના એક શ્રીમંત કુટુંબમાં ૧ ના જૂનની ૨૭મી થયો હતો. પણ દોઢ વર્ષની વયે તે 'સ્કાર્લેટ ફીવર'ની ભયાનક માંદગીમાં સપડાઈ. તેમાં તેની જોવાની, સાંભળવાની અને બોલવાની એમ શક્તિઓ ચાલી ગઈ. માતાપિતાએ પોતાની એ અપંગ બનેલી પુત્રીને કેળવવા મિસ એ સલિવન નામની એક હોશિયાર બાઇને શિક્ષિકા તરીકે રાખી. તેણે ૧૮૮૭ની ૩જી હેલનને સજ્ઞાન બનાવવાના પોતાના ભગીરથ પ્રયત્નો શરૂ કર્યા. પહેલે દિવસે હેલનના હાથમાં ઢીંગલી આપીને બીજા હાથમાં 'ઢી-ગ-લી' શબ્દની જોડણી લખીને તેને વસ્તુનું શીખવવાનો પ્રયત્ન કર્યો. પણ ક્યાંય સુધી હેલનને એ શું થાય છે તેની ખબર જ ન પડી. એકાએક એક દિવસ જ્યારે હેલન એક હાથ પર પાણીની ધાર ઝીલતી હતી ત્યારે તેના બી હાથ પર સલિવને 'પા-ણી' શબ્દની જોડણી લખતાં જ હેલનને અગમ્ય રીતે જણાઈ આ કે જે ઠંડો પ્રવાહી એક હાથ પર પડે છે તેનું જ નામ બીજા હાથ પર લખાય છે. આ થતાં જ હેલનની અંધકારમય દુનિયામાં પ્રકાશ પથરાઈ ગયો. પછી તો શિક્ષિકાના પ્રે માર્ગદર્શન નીચે હેલને પોતાનો શબ્દભંડોળ એવો તો વધાર્યો કે બધા દિંગ થઈ ગ વળી સ્પર્શજ્ઞાનવડે જ શીખીને હેલને પોતાની બોલવાની શક્તિ પણ પાછી મેળવી.

જોતજોતાંમાં અંધ માટેની બ્રેઈલ લિપિ વડે શાળાનું શિક્ષણ પૂરું કરી ઈ. ૧૯૦૦ માં બોસ્ટનની રૅડક્લિફ કૉલેજમાં દાખલ થઇ અને પાંચ ભાષાઓ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ગ ઇત્યાદિ ઉચ્ચ વિષયો શીખી ઇ. ૧૯૦૪ માં બી. એ. પણ થઇ ગઇ. તે પછી તેણે પોતા જેવા ઇતર હતભાગી અંધોના ઉત્કર્ષકાર્યમાં ઝુકાવ્યું. તેને માટે એક મોટું ભંડોળ ભેગું કર અંધોદ્ધાર માટે 'અમેરિકન મિશન સોસાયટી ફૉર ધ બ્લાઇન્ડ' નામની વિખ્યાત સંસ્થા સ્થા ને આંધળાઓ માટે બે માસિકો બ્રેઈલ લિપિમાં શરૂ કર્યાં. તેણે લખેલાં ઘણાં પુસ્તકો પૈ તેની આત્મકથા જગતસાહિત્યમાં ઊંચું સ્થાન ધરાવે છે. આજે ૬૮ વર્ષની વયે અંધો ઉન્નતિ કાજે જગત-પ્રવાસે નીકળેલાં મિસ હેલન કેલર ઇન્દ્રિયશક્તિ વિના પણ માન કેવળ આત્મશક્તિ ને પુરુષાર્થ વડે કેવી અદ્ભુત પ્રગતિ કરી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ.

**વૉટર્લૂનું યુદ્ધ (આ માસનો પ્રસંગવિશેષ) :** નેપોલિયન અને અંગ્રેજ સેનાપતિ વેલિંગ્ટન વચ્ચે થયેલું આ યાદગાર યુદ્ધ તેની દૂરગામી અસરને લીધે જગતના ઇતિહાસમાં મહત્ત્વનું ગણાય છે. હરાવીને એલ્બામાં કેદ કરાયેલો નેપોલિયન ત્યાંથી નાસી આવી ફ્રાન્સ શહેનશાહ બનતાં જ તેને કચડી નાખવા ઇંગ્લંડ, પ્રુશિયા વગેરે દેશોએ મોટાં સૈન્યો ઉતાર્યાં. વેલિંગ્ટનની સરદારી હેઠળનું અંગ્રેજ સૈ અને બ્લૂશરની સરદારી હેઠળનું પ્રુશિયન સૈન્ય ભેગા થાય તે પહેલાં જ નેપોલિયને વેલિંગ્ટન સામે પોતાના એક સરદારને મોકલી પો બ્લૂશરની ખબર લેવા નીકળ્યો. લીની આગળ બ્લૂશરને હરાવી ભગાડીને પોતે વેલિંગ્ટન સામે આવી પહોંચ્યો. બેલ્જિયમના વૉટર્લૂ નામ ગામડાની પાસે ૧૮૧૫ના જૂનની ૧૮મીએ સવારે ૧૧ વાગ્યે ૭૪,૦૦૦ ફ્રેન્ચો અને ૬૭,૦૦૦ અંગ્રેજ, ડચ ને બેલ્જિયન સૈન્ય વચ્ચે ભીષ યુદ્ધ શરૂ થયું. નેપોલિયનના હલ્લાનો અંગ્રેજોએ વીરતાથી સામનો કર્યો, પણ સાંજ સુધી વિજય અનિશ્ચિત હતો. ત્યાં તો નાસી ગયે બ્લૂશર એકાએક પોતાના સૈન્ય સાથે આવી પહોંચતાં અંગ્રેજોને અણધારી મદદ મળી ગઈ અને નેપોલિયનની સંપૂર્ણ હાર થઈ. અને આ બે દસકા સુધી યુરોપની ધરતીને ધમધમાવનાર નેપોલિયનની સત્તાનો સૂર્ય આ યુદ્ધ પછી સદાને માટે અસ્ત પામ્યો.

લડો પાપો સામે અડગ હિંદના ગુપ્ત બળથી.
—સુન્દરમ્

; રાજગોપાલાચાર્યે વકીલાત કરતા હતા ત્યારે, પોતાને એક ગામડાના શાળાશિક્ષક તરીકે ઓળખાવી એક માણસે તેમની પાસે આવી મદદ યાચી. તેની ઝીણવટથી તપાસ કરી, સાંજ સુધી તેને પોતાને ઘેર રહેવાનું કહી તે કોર્ટમાં ગયા, અને પેલે ગામડે શાળાએ તાર કરી તે માણસની તપાસ કરાવી. કલાકમાં જવાબ આવ્યો કે એવો કોઈ માણસ જ ત્યાં શિક્ષક નથી. રાજાજીએ તરત પોલીસને ખબર આપી તે ધુતારાને પકડાવી દીધો. પેલાએ ગુનો કબૂલી દયાની આજીજી કરતાં હકબુસાગર રાજાજીએ જ કોર્ટ આગળ પાની અરજી રજૂ કરી કોર્ટે એ ભામટાનો ... રૂપિયા દંડ કર્યો. રાજાજીએ અસરકારક દલીલો કરી દંડની રકમ ઓછી કરાવી. પણ એ રકમ પેલા માણસ પાસે ન હોવાથી તેમણે જ પોતાના ખિસ્સામાંથી તે દંડ ભરી તે માણસને છોડાવ્યો!

કહેવતોના અર્થ: 'ચોર કોટવાળને દંડે'-તે ગુનામાં હોવા છતાં સામો ગળે પડવા આવતા, અગર ખાનદાન માણસોને સામા ...તા પડતા લફંગા માણસની કાંડાઈ દર્શાવે. આ કહેવતમાંની ઉપમા જ તેનો અર્થ સ્પષ્ટ કરે છે. એવી બીજી કહેવતો: 'ચોરી ને પરશિરજોરી'; 'ચોરીયામાં જમવું ને પત્રાળાં ...ચે'; 'અણકમાઉ ને ઊનાં પાણી'; 'સામી ...ડી સાસવવી ને દાઝે ફૂસાવું' વગેરે.

અનેકાર્થી શબ્દ: પદ્મ=કમળ, રાતુંકમળ; હાથીની સૂંઢ તથા કુંભસ્થળ ઉપરની રંગદાર ...ટ; હજાર અબજ; વિષ્ણુનું એક આયુધ; શરીરનાં ષટ્ચક્રોમાંનું એક; આંગળીનાં પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન



એક તરફ ધારવાળી બ્લેડ

ચિત્રો દોરનારાઓને અને બીજાઓને પણ અનુભવ હશે કે સાદી ફૂટપટ્ટીને કાગળ પર મૂકીને શાહીથી લીટી દોરવાનો પ્રયત્ન કરતાં શાહી ફૂટપટ્ટીની નીચે ફેલાવાથી લીટી જાડી થઈ જઈ ડાઘા પણ પડે છે. બજારમાં મળતી એક તરફ ધારવાળી બ્લેડ ફૂટપટ્ટીની નીચે ચોંટાડવાથી આ મુશ્કેલી દૂર થશે. કામચલાઉ કાર્ય તરીકે બ્લેડને બદલે સાદો જાડો કાગળ ગડ વાળીને મૂકવાથી યા ફૂટા પૈસા મૂકીને ચલાવી શકાય. મુખ્ય હેતુ તો ફૂટપટ્ટીની સપાટી કાગળથી ઊંચી રાખવાનો છે.

જગતનું સૌથી મોટું પ્રાણી વાદળી વ્હેલ છે તેની લંબાઈ ૧૦૦ ફૂટ કરતાં યે વધારે અને વજન લગભગ ૫૬૦૦ મણ હોય છે.

હિંદમાં દર ૧૦ લાખ લોકે દીઠ ૧૩ છાપાં છે, જાપાનમાં ૧૫૫ ને અમેરિકામાં ૧૯૨ છે.

હિંદુસ્તાનની ગરમ આબોહવામાં માણસને ૨૪ કલાક પરસેવો છૂટતો હોવાથી તેના શરીરમાં ક્ષારની બહુ મોટી ખોટ પડે છે. તે ખોટ દૂર કરવા રોજ લગભગ ૨॥ તોલા મીઠું લેવાવું જોઈએ.

જગતનું સૌથી જૂનું વર્તમાનપત્ર ચીનનું 'પેકિંગ ગેઝેટ' છે ૧૦૦૦ વર્ષથી તે એકધારું પ્રસિદ્ધ થયા કરે છે. તેના ૫૦૦ ઉપરાંત તંત્રીઓને તો જેલ જવાનો વારો આવેલો!



કલાકળશ: બીદરની જેવી નકશીમાં પણ કરેલા દખ્ખણ હૈદરાબાદના બારીક અને રૂપસુંદર બીદરીકામનો નમૂનો.

હાથ પરની ચિરાડ ધોવા માટે સાબુ સાથે જૂજ દળેલી ખાંડ વાપરી જોજો; ચિરાડ નીકળવા સાથે હાથ મુલાયમ બનશે.

સોપારીનું નામ જૂના કાળમાં નેસ્ત્રોઈ પાસે આવેલા 'સોપારા' નામના બંદરથી આવતી તે પરથી પડ્યું છે.

કાગળ, રેશમ, ચા, બંદુકનો દારૂ તથા છત્રી એ સર્વનું ઉત્પત્તિસ્થાન એકલું ચીન છે.

એક વાસણમાં કોલસા કે લાકડાની રાખ લઈ તે પર થોડું પાણી રેડી, અર્ધો કલાક પછી ઉપરનું પાણી નિતારી લઈ ધોવાના સોડાના દ્રાવણ તરીકે ઉપયોગમાં લઈ શકાય. આ દ્રાવણમાં થોડો ચૂનો નાખી ઉકાળવાથી ચાક (Chalk) થશે. ઉપરનું પાણી કૉસ્ટિક પોટાશનું દ્રાવણ છે અને તેનો વડે ચાલુ બની શકે છે. (મ. પ. જ.)

ગણિતગમ્મત

$^{2}$+(૧×૨)=૩=૧ થી ૨ સુધીનો સરવાળો=(૨×૩)÷૨
$^{2}$+(૧×૨)=૬=૧ થી ૩ ,, ,, =(૩×૪)÷૨
$^{2}$+(૨×૩)=૧૦=૧ થી ૪ સુધીનો સરવાળો=(૪×૫)÷૨
$^{2}$+(૨×૩)=૧૫=૧ થી ૫ ,, ,, =(૫×૬)÷૨
$^{2}$+(૩×૪)=૨૧=૧ થી ૬ સુધીનો સરવાળો=(૬×૭)÷૨
$^{2}$+(૩×૪)=૨૮=૧ થી ૭ ,, ,, =(૭×૮)÷૨
$^{2}$+(૪×૫)=૩૬=૧ થી ૮ સુધીનો સરવાળો=(૮×૯)÷૨
$^{2}$+(૪×૫)=૪૫=૧ થી ૯ ,, ,, =(૯×૧૦)÷૨
...ે એમ ગમે ત્યાં સુધી આગળ. —ર. ના. ખત્રી







જગતનાં કુલ ઢોરનો ત્રીજો ભાગ હિંદમાં હોવા છતાં જગતના એકંદર દૂધનો ફક્ત ૧૨½ ટકા જ ભાગ હિંદ પેદા કરે છે, જે બતાવે છે કે યોગ્ય કાળજી તથા માવજતને અભાવે હિંદનાં ઢોર કેટલું બધું ઓછું દૂધ આપે છે.

# ઇટર્ના

ચોકસાઇવાળાં ઘડિયાળો

નિર્વ્યાજ સૌંદર્ય, ચમકદાર ડિઝાઈન, આધારભૂત ટકાઉપણું અને કિંમતની બાબતમાં કોઈ પણ ઘડિયાળ ઈટર્નાની બરાબરી કરી શકે તેમ નથી. ૧૯૪૮ માટેનાં ઈટર્ના ઘડિયાળોનો જથ્થો આવી પહોંચ્યાની જાહેરાત તાજેતરમાં જ ફાવર લ્યૂબાએ કરી હતી. પણ ગણતરીના દિવસોમાં જ આ રૂપસુંદર ઘડિયાળો વેચાઈ ગયા હતાં. પરંતુ બીજાં ઘણાં વધુ ઘડિયાળો આવી રહ્યાં છે, માટે મહેરબાની કરીને જરા ધીરજ રાખશો; અને એક દિવસ, તમે પણ ઈટર્ના ઘડિયાળ ધરાવનાર મગરૂબ માલિક બની શકશો.




## FAVRE-LEUBA

**ફાવર લ્યૂબા** મુંબાઇ અને કલકત્તા




# બારમા સૈકામાં હિંદનું રૂ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલું હતું

આજે દુનિયાના બધા ભાગોમાં, કાપડની મીલોમાં વપરાતો રોલરજીનના સિદ્ધાન્તો પ્રાચીન હિંદમાં, કપાસ અને રૂ જુદા કરવા માટે વપરાતા ચુર્ગજીનમાં વ્યક્ત થએલા હતા. માત્ર એમાંજ નહિ પણ કાપડ ઉદ્યોગની બધીજ શાખાઓમાં પ્રાચીન હિંદ જગતના બીજા બધા દેશો કરતાં એટલું આગળ હતું કે હિન્દુસ્તાનના કતિકા રૂના, બારમા સૈકા સુધીના પ્રાચીન અવશેષો યુરોપ અને આફ્રિકા જેવા દૂરદૂરના સ્થળોમાં જડી આવ્યા છે.

[illegible]

સાડીઓ-ધોતીયા-મલમલ-ડ્રીલ-મચ્છરદાની-સીવવાના
દોરા-પડદાનું કાપડ વિગેરે.

## કેલીકો મીલ્સ

દેશની જરૂરીઆત માટે ઉત્પાદન કરે છે.

Ca. 4 Calico

મેનેજીંગ એજન્ટસ:— કરમચંદ પ્રેમચંદ લી. પોસ્ટ બોક્ષ નં. ૨૮ અમદાવાદ.

કુમાર
આવતી કાલનાં નાગરિકોનું એકલું માસિક • વર્ષ પચ્ચીસમું • અંક ચોથો • એપ્રિલ ઓગણીસસો અડતાલીસ



# સ્વરૂપત્રયી સિન્ધુ

સિન્ધુને મેં જ્યાં જ્યાં જોઈ છે ત્યાં ત્યાં મને એ નવાં નવાં રૂપે દેખાઈ છે. લખપતની પડોશમાં, સાધબેટના પેલા ગોવિંદલાલ મંદિર જેઠ જોયેલી સિન્ધુમાંથી મને નાની, રમતિયાળ કન્યાનું રૂપ જોવા મળ્યું હતું. નગરઠઠ્ઠા પાસે, તાડનાં ઝુંડોની વચગાળેથી જોયેલી સિન્ધુના યૌવનેભરને કાંઠે જ થંભાવી દીધો હતો: પણ અબોળાએ તો આખા શરીરને ખેંચી જાય એટલો ગતિમાન પ્રવાહ મેં બીજે ક્યાંય જોયો નથી. બ્રાહ્મણાબાદની પશ્ચિમે વહેતી સિન્ધુમાં મને માતાના વાત્સલ્યનાં દર્શન થયાં હતાં.

ઈન્દુલાલ ગાંધી

## શૈશવી

• વસંતતિલકા •

કન્યા તણી ગરવી મોંછબિ જેવું રમ્ય
જોવા મળ્યું હસુંહસું થતું રૂપ તારું;
ઊડી રહેલ પગપાલવ, જેમ તારા
નાના તરંગ પર નૈન જરાક ઠાર્યું.

ઊભી ખળાંમહીં કૃષિકની નાની કન્યા
જાણે અનાજ રહી ઊપણી ગાતી ગાતી;
તારી હથેળીથકી આંહી જ એવી રીતે
ઊભીનીચી થઈ રહી જલની સપાટી.

તારો પ્રવાહપથ પ્હોંચી રહ્યો ક્ષિતિજે,
એણે તને કનક આસન આપી દીધું;
જે દક્ષિણે ધસતી ક્ષીરરૂપા ઉછાળી
તે આંહી વારિકણશું રમતી નિહાળી.

તારાં લઘુ નરતનો, ઉછરંગગીતો,
જોવાં સદા ય સુણવાં ગમતાં મને તો.

## યૌવના

• શિખરિણી •

તને મેં રોકી'તી ખડક બનીને માર્ગ વચમાં,
જરા ખેંચ્યો છેડો–જલશું રમતાં–ઉત્તરીયનો:
થપાટે ઓચ્ચતાં પગ ખસી ગયો, અંગ લથડ્યું,
થતાં સ્વસ્થ તારે મુખ વિજયનું હાસ્ય ખખડ્યું!

કિનારે ઊભેલો તરુસમૂહ ઊંચાં મુખ કરી
હસ્યો: એથી તો તેં અધિક ચગવી તારી હઠને:
મરતે મ્હાલંતી તવ ગતિતણી નૃત્યરચના
પરે હું મોહ્યો'તો,–છલ સકલ તારાં ભૂલી રહ્યો!

નહે ધૈર્યા નેનો, અતિ ત્વરિત તારી પથગતિ
નવા ઉન્મેષોથી હૃદયનદી તારી છલકતી:
સ્વૈરૈશ્વર્યે રાણી થઈ વિહરતી ઉમ યમુના!
ઉપેક્ષી યાત્રીને ક્ષિતિજ ભણી માંડે નયન કાં?

હું આવ્યો'તો—ખૂંદી વિજન વન—થૈને પુરરવા
સુના અંબોડામાં કમળફૂલ એકાદ ધરવા.

## માતા

• હરિગીત •

ગંભીર જલવિસ્તાર આખી ભોગકા ઢાંકી રહ્યો
કાંઠો ય વનવીંટયો જલશ્રીનું કુશલ ભાખી રહ્યો:
ધુમ્મસભર્યાં આચ્છાદનો આકાશરંગી ભૂખરાં
ઓઢી તું કુંતા જેમ ચિંતાતુર બેઠેલી સદા,

તેં પાઈ ધાવણ્ પંડનાં રણુને કળાજમાં ફેરવ્યું,
એકેક રેતી–કાંકરાનું, માડી, તેં મોતી કર્યું:
ધનની ઘટા, નભગર્જના કે વીજળી-વર્ષા વિના
તું નિત્ય બારે માસ ભૂમિઅંગને રાખે ભીનાં.

પ્રતિદાસ તો વેરાળિયો થૈને ઘૂમ્યો'તો આંગણે,
તેં સંસ્કૃતિને સાબદી કીધી હતી સમગંગણે:
વરદાન કે વાત્સલ્યનાં મા, સાંભરે છે રાતદિ',
જે ખોળલે ખૂંદ્યાં અમે તે તો ભુલાશે ના કદી.

તું જાહ્નવી શી શુભ્ર હિમાલયતણી ઉત્સંગની,
પટ ક્ષિતિજે પ્હોંચે જ્યાં શીતલ સલિલે તું ઝીલી:
આવે છ આજે યાદ સ્મરણો શોક ને આનંદનાં,
તારી પ્રથમ પ્રગલ્ભતાને કોટિકોટિ વંદના.

મનન

# નવી દષ્ટિની જરૂર

કોઈ પણ રાષ્ટ્રની તાકાત શું? એનો વિચાર કરતાં મનમાં પહેલો જ ઉત્તર આવશે કે તેનું લશ્કર. અને લશ્કરી તાકાત પર નભતી આજની દુનિયા જોતાં એ સ્વાભાવિક પણ લાગે. પરંતુ ખરી હકીકત એ નથી. ખુદ એ લશ્કરી તાકાત ને મુત્સદ્દીઓની કુનેહ પર નભતી આજની દુનિયાનાં બધાં રાષ્ટ્રો પણ એ તો નિઃશંક સ્વીકારે છે કે કોઈ પણ રાષ્ટ્રની ખરી તાકાત તો એના જીવનમાં જ રહેલી છે. એ જીવન જેટલું સત્ત્વશીલ એટલું એનું લશ્કર બળવાન, એટલી એના મુત્સદ્દીઓની કુનેહ ફળદાયી. આમ, રાષ્ટ્રની તાકાતનો જે સામાન્ય અર્થ આપણે કરીએ છીએ એ ઉપલકિયો છે. એની ખરી તાકાત આપણું લશ્કર નહિ પણ આપણું જીવન છે, આપણે પોતે, હું અને તમે—છીએ.

આજ સુધી સ્વતંત્રતાને આપણે આપણા જીવનનું ધ્યેય ગણ્યું હતું એ ધ્યેય તો પ્રાપ્ત થઈ ગયું. એટલે હવે પછીના આપણા જીવનનું ધ્યેય શું હોઈ શકે તેનો સ્પષ્ટ ખ્યાલ બાંધવો જોઈએ. બધે જોઈએ છીએ તો [illegible]. પછી આપણું જીવન સાવ ધ્યેયહીન બની ગયું છે. આપણી જીવવાની રીતમાં કશો ફેર નથી પડ્યો. આપણા સામાજિક વ્યવહારમાં હજુ આપણે એના એ જ રહ્યા છીએ. કાળાં બજાર ને લાંચરુશ્વત એ જ પુરાણી રીતે હજી ચાલ્યાં કરે છે અને આ પરિસ્થિતિનું કારણ શોધવાની—તેનો વિચાર સુદ્ધાં કરવાની કોઈને પડી નથી.

આ બધાંનું કારણ એક જ છે: આપણે હજી એક 'રાષ્ટ્ર' તરીકે જીવતા નથી. આપણે એક રાષ્ટ્રનું અંગ છીએ એવી અસ્મિતાથી આપણે વિચારતા જ નથી, અને રાષ્ટ્ર તરીકે જીવવા માટે ખૂબ જરૂરી એવી જે 'રાષ્ટ્રીય શિસ્ત' તે આપણે ત્યાં જણાતી જ નથી. જીવનના કોઈ એક જ અંગમાં શિસ્ત વ્યક્ત થાય એ પૂરતું નથી. એ તો જીવનના અંગેઅંગમાં વ્યાપી ગએલી હોય અને જ્યારે કે આત્મપ્રેરિત આપણા એકેએક કાર્યમાં સમગ્ર રાષ્ટ્ર તરીકે જીવવાનો જ આપણો પ્રયત્ન થતો હોય, તો જ આવેલી આઝાદીને યોગ્ય આપણું જીવન ગયું કહેવાય.

આનો અર્થ એ કે જીવનના કોઈ પણ ક્ષેત્રને (આર્થિક, સામાજિક, સાંસ્કારિક કે રાજકીય) આપણે બીજાથી ગૌણ ન ગણી શકીએ. કારણ આપણી અસ્મિતા કે વ્યક્તિત્વ કોઈ એક ક્ષેત્રનું પરિણામ નથી, પરંતુ જુદાંજુદાં ક્ષેત્રોમાંથી પરિણમતું મિશ્રિત સર્જન છે.

આ પરિસ્થિતિમાં આપણે આપણામાં રાષ્ટ્રનું ભાન પ્રકટાવે એવાં અને આપણા રાષ્ટ્રજીવન સાથે સુસંગત બને એવાં નવાં મૂલ્યો સ્વીકારવાં પડશે. આપણા જીવનના એકેએક કાર્યને આખા રાષ્ટ્રની દૃષ્ટિએ માપી જોવું જોઈશે અને એકેએક ક્ષણે રાષ્ટ્રના જ વિકાસનું ધ્યેય મનમાં રાખવું જોઈશે.

આ માટે 'રાજકારણમાં ઝંપલાવવું' કે 'સમાજસેવાના ભેખ લેવા'—એવા 'મહાન' નિશ્ચયોની જરૂર નથી. માત્ર જીવનના જે ક્ષેત્રમાં હોઈએ ત્યાં ક્ષેત્રસ્થ થઈને પ્રામાણિકપણે જીવન જીવીએ, એટલો નિશ્ચય કરીએ તોયે બસ છે. આ નિશ્ચય સાદો એટલો જ કસોટીભર્યો છે. પણ જો આપણે તેને અમલમાં મૂકીએ તો દસ જ વર્ષમાં આપણે કલ્પેલું 'રાષ્ટ્ર' ખડું થઈ જાય. આપણે બલિદાન 'આપવા' બહાર ન નીકળીએ, આખાં જીવનને જ બલિદાન બનાવી દઈએ.

એકલી 'ભાવના' અને 'ઊર્મિ'ઓથી આપણે કશું મેળવી નહિ શકીએ. નિયમિત, શુદ્ધ અને એકધારા 'કાર્ય'ની જ હવે જરૂર છે. અને એમ કરતાં આપણે પ્રથમ એક જ વાત સ્વીકારવાની છે: કોઈ પણ કાર્ય રાષ્ટ્રની દૃષ્ટિએ હીણું છે જ નહિ. જેટલી અગત્ય મોટા નેતા કે રાજપુરુષની છે એટલી જ એક ગામડી મુખીની છે. શિક્ષકની જેટલી અગત્ય છે, એટલી જ વિદ્યાર્થીની પણ છે. મિલમાલિકની છે એટલી જ મજૂરની છે. દેશને એક વેપારી જેટલો જરૂરનો છે તેટલો જ જરૂરનો ગુમાસ્તો પણ છે. મોટા વિદ્વાન અને અદના વાળંદ બંને રાષ્ટ્રના જ અંગ છે. રાષ્ટ્રનું જીવન તો કોઈ નદીના મોટા પ્રવાહ જેવું છે. એમાં દરેક ક્ષેત્રમાંથી ફાળો પુરાતો આવે છે.

બીજી રીતે કહીએ તો દેશમાં થતા દરેક કાર્યને આપણે 'કર્તવ્ય' ગણવું જોઈએ; અને એ બધાંની સમાનતાની ભાવના સ્વીકારીએ. વિદ્યાર્થી એમ ન સમજે કે પોતાના 'વાંચવાલખવા'ને રાષ્ટ્ર સાથે કશો સંબંધ નથી. પરીક્ષા માટે દસથી બાર કલાક નિયમિત કામ કરનારને એમ કદાચ લાગે, કારણ કે આપણે હજુ આ નવી દૃષ્ટિથી વિચાર કરતા નથી થયા. પરંતુ જો એ દસ કલાક વાપરશે તો કાં તો એ જ્ઞાનમાં સમૃદ્ધ થશે—અને જ્ઞાની માણસોની તો આપણને જરૂર નહિ થાય તો પણ દસ કલાક કામ માનસિક ને શારીરિક શક્તિ પણ શું રાષ્ટ્રની દૃષ્ટિએ અગત્યની નથી? જો અભ્યાસશક્તિની આવી અગત્ય છે તો ઘરકામની (જે આજનો વિદ્યાર્થી ભાગ્યે જ કરતો હોય છે) અગત્ય પણ લેશમાત્ર ઓછી નથી. કારણ, જેને આપણે આત્મવિશ્વાસ કહીએ છીએ એ જ રાષ્ટ્રનું ખરું ધન છે; અને સાચો આત્મવિશ્વાસ કાર્યમાંથી જ જન્મે છે.

વિદ્યાર્થીમંડળો આ દૃષ્ટિથી વર્ષનો કાર્યક્રમ ઘડી કાઢે. એમની પ્રવૃત્તિનું મુખ્ય અંગ 'સારા વિદ્યાર્થીઓ' પેદા કરવાનું હોય; 'નકલિયા નેતાઓ' નહિ. આજનો વિદ્યાર્થી અભ્યાસ ને બીજી પ્રવૃત્તિઓમાં કેટલો સમય ખર્ચે છે એની સરખામણી કરી જુએ, ને વિચારે કે પોતાની સમીપ રહેલા ધ્યેયથી એ કેટલો ચ્યુત થએલો છે. બીજી પ્રવૃત્તિઓ અને બીજાં ક્ષેત્રો તરફ ખેંચાવું એ એકલા વિદ્યાર્થીઓનો જ દુર્ગુણ નથી; એ કદાચ માનવસ્વભાવની મર્યાદા છે. પરંતુ આપણે ત્યાં આ આકર્ષણ જુદાં જ કારણોથી જન્મ્યું છે.

રાજકીય ક્ષેત્રને આપણા જીવનમાં સૌથી વધુ અગત્ય અપાય છે. અલબત્ત, આઝાદી પ્રાપ્ત કરવા માટે તો શરૂઆતમાં આવા કેન્દ્રીકરણની જરૂર ખરી; પરંતુ આજે જો એ ચાલુ રહેશે તો એટલે અંશે રાષ્ટ્રજીવનનાં બીજાં ક્ષેત્રોની અવગણના થવાની. આ એકમાર્ગીપણું નાબૂદ કરવા માટે પણ ઉપર કહેલી નવી દૃષ્ટિની જરૂર છે. આજ સુધી તો પૂ. ગાંધીજીના વિરાટ વ્યક્તિત્વમાં જીવનનાં ભિન્નભિન્ન ક્ષેત્રો સમાઈ ગયાં હતાં. પરંતુ ગાંધીજી જતાં આજે અંધકાર લાગે છે. કોઈ એવા સમાજનેતા આજે શોધ્યા જડતા નથી જે જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં નવાં મૂલ્યોનું સિંચન કરે, ઉપલકિયાં નજરે અસંગત લાગતી જુદીજુદી પ્રવૃત્તિઓને એક ભાવનામાં કેન્દ્રિત કરે અને નવજીવન પ્રેરે.

પણ આ જેટલું દુઃખકર છે એટલું નિરાશાજનક ન હોવું જોઈએ. ગાંધીજીના મૃત્યુએ આપેલી ઊર્મિલતા ને ક્ષણિક પ્રત્યાઘાતોમાં ન સમાવતાં ક્રમિક ચિરંજીવ નિશ્ચયોમાં સ્થિરપણે સમાવીએ; આપણું જે ક્ષેત્ર હોય તેમાં આસનબદ્ધ થઈને કાર્યરત બનીએ. જે એકતાની લાગણી આપણને એમના મૃત્યુના દુઃખમાં લાગી તેને કાર્યના ક્ષેત્રમાં લાવીએ. કારણ આપણા દેશને તો હજુ દરેક ક્ષેત્રમાં એકએક ગાંધીની જરૂર છે.

હૃષીકેશ પાઠક

હવે આજીવન દેશસેવાનું વ્રત લીધું. આથી તેમની આર્થિકસ્થિતિ ઘણી વિષમ બની ગઈ પણ તેથી તે અડગ ગાંધીપુરુષ જરા પણ ન ડગ્યા.

ટંડનજીએ લોકસેવાનું એક મહત્ત્વનું કાર્ય હાથ લીધું. ગોખલેજીના 'ભારત સેવક સંઘ'ના ધોરણ પર લાલા લજપતરાયે પણ લાહોરમાં એક 'લોક સેવક સંઘ' સ્થાપેલો. લાલાજીના સ્વર્ગવાસ પછી તે મહત્ત્વની સંસ્થાની ધુરા કોણ હાથ લે? લોકસેવાના શોખીન ટંડનજીએ જરા પણ આનાકાની કર્યા વગર ઉત્સાહથી તે કાર્ય ઉપાડી લીધું. આ કાર્ય અંગે ઘણાં વર્ષો સુધી તે લાહોરમાં જ રહેલા.

સતત એકધારી રીતે પ્રજાની સેવા કરવાની તેમની પ્રવૃત્તિ તથા ધગશ, તેમનું ચારિત્ર્યશીલ નમ્ર જીવન, તેમની નિઃસ્પૃહતા, સાહસિકતા તથા નિર્ભયતા આદિ અનેક ગુણોને કારણે હવે તેમના જીવનની સૌરભ ધીમેધીમે ચોતરફ ફેલાવા માંડી અને તેમને એક પછી એક અતિ મહત્ત્વનાં અને વિકટ એવા અનેક કામો સોંપાવા માંડયાં. ઈ. ૧૯૩૦ માં તે અલ્હાબાદ જિલ્લા કૉંગ્રેસ સમિતિના અધ્યક્ષ નિમાયા. એ કાળે અનાવૃષ્ટિની આફતમાં સપડાયેલા ખેડૂતોનો પક્ષ લઈ તેમણે સરકાર સામે જે મોરચો માંડ્યો અને ખેડૂતોને મહેસૂલ નહિ ભરવાનો આદેશ આપ્યો, ત્યારથી તે યુક્ત પ્રાંતના એક અગ્રગણ્ય આગેવાન તરીકે પ્રકાશમાં આવ્યા. તે પછીથી તેમની દેશહિતની ઉત્કટ ધગશ, યોગ્ય માર્ગદર્શન કરાવવાની શક્તિ, સંગઠનકૌશલ્ય અને નિઃસ્પૃહ આચરણને કારણે તેમની ખ્યાતિ દિનપ્રતિદિન વધતી જ ગઈ અને અખિલ હિંદના નામાંકિત નેતા બની ગયા.

૧૯૩૫ના નવા કાયદા અનુસાર ૧૯૩૭માં જ્યારે કૉંગ્રેસે પ્રધાનપદાં ગ્રહણ કર્યાં તે વખતે યુક્ત પ્રાંતની ધારાસભા(ઍસેમ્બ્લી)ના પ્રમુખપદે સર્વાનુમતે ટંડનજીની જ વરણી થઈ. ઍસેમ્બ્લીના અધ્યક્ષ કોઈ પણ પક્ષના ન હોવા જોઈએ એ નિયમ અનુસાર જ્યારે ટંડનજીએ કાં તો કૉંગ્રેસમાંથી રાજીનામું આપવું જોઈએ અથવા તો અધ્યક્ષપદ છોડી દેવું જોઈએ એવો પ્રશ્ન ઊભો થયો ત્યારે પ્રજાની સેવાને જ જીવનકાર્ય ગણનાર ટંડનજીએ અધ્યક્ષપદનું રાજીનામું આપવાનું ઠરાવ્યું. પણ ટંડનજીની ન્યાયનિષ્ઠા અને પ્રામાણિકતામાં દરેક પક્ષનો એવો તો દૃઢ વિશ્વાસ હતો કે પેલા નિયમને એક અપવાદ તરીકે ટંડનજીને કૉંગ્રેસ પક્ષમાં રહેવા સાથે અધ્યક્ષપદે પણ રહેવાની રજા આપવામાં આવી! લોકતંત્રના ઇતિહાસમાં આ એવો બનાવ ભાગ્યે જ હશે કે જેમાં ઍસેમ્બ્લીના પ્રમુખ રાજકારણમાં પણ ભાગ લે છે, એક તરફ તે કૉંગ્રેસની નીતિની પણ સખત ટીકા કરે છે અને બીજી બાજુ મુસ્લિમ લીગનો ઘોર વિરોધ કરે છે; છતાં આખી આમ-ધારાસભાના પ્રત્યેક સભાસદના તે વિશ્વાસપાત્ર રહ્યા છે. આ વસ્તુ જ તેમનું ઉદાત્ત ચારિત્ર્ય, નિષ્પક્ષ વલણ ને નિઃસીમ પ્રામાણિકતા સાબિત કરે છે. ધારાસભામાં તે ઘણુંખરું હિંદીમાં જ ભાષણ કરે છે. આજે પણ ટંડનજી એ જ સ્થાને છે.

રાજકારણ અને સામાજિક કાર્યમાં ટંડનજીનું સ્થાન આમ મહત્ત્વનું ને અનોખું હોવા છતાં ટંડનજીનું સાચું જીવનકાર્ય તો જુદું જ છે. એ ભગીરથ કાર્ય તે હિંદી ભાષાના પુનરુજ્જીવનનું. આજથી ૫૦ વર્ષ પહેલાં સમસ્ત ઉત્તર ભારતમાં સરકારી દફતર અને કચેરીઓમાં ક્યાંયે હિંદીનું નામનિશાન પણ નહોતું. અરબી અને ફારસીપ્રચુર ઉર્દૂ જ બધે પ્રચલિત હતી. પેશાવરથી પટણા સુધી ઉર્દૂનું જ સામ્રાજ્ય ચાલતું હતું. ન્યાયાધીશ અને વકીલ પણ અદાલતમાં ઉર્દૂ જ બોલતા તથા લખતા હતા, જે હજારે ૯૯૯ લોકો માટે દુર્બોધ હતી. સભ્ય લોકો આપસમાં મળે ત્યારે 'આદાબ અર્ઝ'થી શરૂ કરી હિંદી ભાષા પર ફરવાઈ રહેલી ઉર્દૂની આ આંધીથી ટંડનજી નાનપણમાં જ અકળાઈ ઊઠેલા. આ વાતાવરણમાં રૂંધાઈ રહેલી ખુદ હિંદી ભાષાની સ્થિતિ પણ શોચનીય થઈ ગઈ હતી. તેનામાં જોડણીનું અસ્થિર પ્રવર્તતું હતું. આ સર્વ પરિસ્થિતિથી વ્યાકુળ બનેલા ટંડનજીએ શુદ્ધ હિંદી ભાષાના રક્ષણ ને પ્રચાર માટે પોતાનું જીવન અર્પણ કરી દેવાનું ઠરાવી 'હિંદી સાહિત્ય સંમેલન'ની સ્થાપનામાં મોટો ભાગ ભજવ્યો. આમ ઉત્કટ સ્નેહ ઉલ્લાસથી રાષ્ટ્ર પુનરુજ્જીવનના પ્રયત્નમાં ભારતભરની રાષ્ટ્રભાષા તરીકે હિંદી ભાષાની સ્થાપના અને પ્રચારનું જે મીઠું પણ દૃઢ પગલે આગળ વધતું કાર્ય થઈ આવ્યું છે તેનું સર્વ શ્રેય ટંડનજીને ફાળે જાય છે. હિંદી સાહિત્ય સંમેલનની સ્થાપના કરીને તેના સંવર્ધન અને ઉત્કર્ષ પાછળ તે એવી લગનથી લાગી ગયા કે સંમેલન અને ટંડનજી લગભગ અભેદ નિર્વાચી ગયા. હિંદી સાહિત્ય સંમેલનનું આજનું બળ એ તેમની અહર્નિશ તપશ્ચર્યાનું જ ફળ છે. સંમેલનની સ્થાપના પછી ઘણાં વર્ષો સુધી તે તેના મંત્રી અને ઉપપ્રમુખ રહેલા. તેમની સેવાની કદર તરીકે જનતાએ કાનપુર અધિવેશનના પ્રમુખ તરીકે તેમની વરણી કરી હતી. એ અધિવેશનમાં તેમણે આપેલું ભાષણ તેમના વિચારોની પ્રગલ્ભતાના કારણે જ નહિ પણ તેમની હિંદી ભાષાની છટા અને ઓજસ્વિતાને કારણે પણ ચિરસ્મરણીય બની રહ્યું છે. આજે તો હિંદી સાહિત્ય સંમેલને એવું સ્થાન જમાવ્યું છે કે દર વર્ષે ૪૦ થી ૫૦ હજાર વિદ્યાર્થીઓ તેની પ્રથમા, મધ્યમા, ઉત્તમા અને રત્ન આદિ પરીક્ષામાં બેસે છે. આ સર્વનું શ્રેય ટંડનજીને જ છે. હિંદી ભાષાના ઉચ્ચ અભ્યાસ માટે તેમણે પ્રયાગમાં એક વિદ્યાપીઠની પણ સ્થાપના કરી છે. દેવનાગરી લિપિમાં લખાયેલી શુદ્ધ હિંદી ભાષા જ હિંદની રાષ્ટ્રભાષાના સિંહાસને બેસવી જોઈએ એવો દૃઢ મત તે પોતે ધરાવે છે. ટંડનજી ઉર્દૂની વિરુદ્ધ નથી એ તો હિંદીની પરીક્ષામાં ઉર્દૂને ઐચ્છિક વિષય તરીકે રખાવવા તેમણે કરેલી ચાહનાનું બતાવી આપે છે. પણ ઉર્દૂને તેના ઉચિત સ્થાનથી વધુ મહત્ત્વ ન આપવું જોઈએ એમ તેઓ માને છે. મહાત્મા ગાંધીજી સાથે હિંદી-હિંદુસ્તાનીના વિવાદાસ્પદ મુદ્દા ઉપર મતભેદ થવાથી મહાત્માજીએ ઉદેપુર હિંદી સાહિત્ય સંમેલન વખતે રાજીનામું આપેલું ને વખતે ટંડનજી આગળ મોટો કોયડો આવી ઊભો. ટંડનજીના હૃદયમાં મહાત્માજી પ્રત્યે એક ગુરુજની મોટા ભાઈ પ્રત્યે ની શ્રદ્ધા હતી પણ બીજી બાજુ પોતાના કાર્ય માટે સત્ય આગ્રહ હતો. બન્ને વચ્ચે હૃદયમાં સંઘર્ષ જાગ્યો. છેવટે હૃદયના સત્યને વફાદાર રહી પૂજ્ય ગાંધીજીનાં રાજીનામાને દુઃખી હૈયે સ્વીકારવા તે સંમત થયા. આ તેમની ભક્તિ અને ભગવાન વચ્ચે લડાઈ હતી.

ટંડનજી એટલે સાદાઈ અને નમ્રતાની મૂર્તિ. તેમના સાન્નિધ્યમાં આપણને એમ જ લાગે કે આપણે પ્રાચીન કાળના કોઈ ઋષિ પાસે જ ઊભા છીએ. ખાદીના તે અનન્ય ઉપાસક છે અને તેમના ઘરમાં ઘંટી અને રેંટિયા ગુંજતાં જ હોય. પોતાનાં ખાદીનાં કપડાંની તે ગાંધીજીની માફક અત્યંત કરકસરભરી કાળજી રાખે છે. કપડું ફાટે તેને સીવીને તે ચલાવે છે. ધોતિયું જ્યારે ફાટી જાય ત્યારે તેમાંથી બાંડિયાં, રૂમાલ આદિ બનાવી તેનો તારેતાર છૂટો પડે ત્યાં સુધી ચલાવે છે.

અને એવું એમના ભોજન વિષે! કેવળ આરોગ્યની દૃષ્ટિથી જ યોજાયેલું તેમનું ભોજન એવું સંયમિત, સાદું અને સ્વાદરહિત છે કે તે બાબતમાં તો એ કદાચ મહાત્મા ગાંધીજીને પણ ટપી જાય! તે દૂધ અથવા દૂધમાંથી બનેલી કોઈ પણ વસ્તુ—ઘી, માખણ, છાશ

# ભૂતકાળના આઘાતથી ભાવ - .મ

કાલિદાસ

આજથી એક હજાર વર્ષ પછીની—ત્રીસમી સદીની જાદવની એક વૈજ્ઞાનિક કલ્પનાકથા

પ્રોફેસર નિખિલેશનું અવસાન જે સંજોગોમાં થયું તે જોતાં સૌને મારા પર શંકા ઊપજે એ સ્વાભાવિક હતું. પ્રોફેસરની પ્રયોગશાળાના ઓરડામાં માત્ર અમે બે જ હાજર. એક મહાન આઘાત અનુભવી તે બેભાન બનેલા. હું એમને જાગૃત કરવા કોશિશ કરી રહ્યો હોઉં ત્યાં જ એમનાં પત્ની ઓરડામાં દાખલ થાય, પ્રોફેસરને મરેલા જોતાં તેઓ રોકકળ શરૂ કરે, અને હું કાંઈ પણ સમજાવી આપું તે પહેલાં તો ગભરાઈને તે પોલીસને ખબર આપી દે.

મારા પર વહેમ આવે એનું બીજું સબળ કારણ છે વિજ્ઞાનની પ્રત્યેક શાખામાં આખી દુનિયામાં એમનું પ્રથમ સ્થાન. હું એમનો મિત્ર ખરો, પણ અમારી મૈત્રી મને એમનો દ્વેષી ન બનાવે એવું કોઈ માનવાને તૈયાર ન થાય. આમ જનતા તો એમ જ માને કે એમના પ્રત્યેના તેજોદ્વેષથી પ્રેરાઈને અને એમની શોધોનું માન મને ખાટી જવાની દાનતથી મેં એમનું અજ્ઞાતરીતે ખૂન કર્યું હશે.

પણ ખરી વાત તો આમ છે: પ્રોફે૰ નિખિલેશ એમના બધા પ્રયોગો મારી હાજરીમાં જ કરતા. એઓ એમના કોઈ પણ વૈજ્ઞાનિક સિદ્ધાંતને મારાથી ગુપ્ત રાખતા નહિ. છેલ્લા કેટલાક દિવસથી અમે સદેહે ભૂતકાળમાં જવાનો પ્રયોગ કરતા હતા.

પ્રોફેસરનું માનવું એવું હતું કે, પ્રત્યેક માણસનું માનસ આપણા ભૂતકાળના સંસ્કારોના કોઠાર જેવું છે. આપણી માનવજાતે પૃથ્વી પર 'પ્રોટોપ્લાઝમ'રૂપે જીવનની શરૂઆત કરી ત્યારથી માંડીને આજે લાખો વર્ષ બાદ આપણે સમુત્ક્રાંત થએલા માનવો પૃથ્વી ઉપરથી બીજા ગ્રહો ઉપર પણ વસાહતો કરી વસ્યા છીએ એટલો વિકાસ સાધ્યો. આટલા અફાટ સમયની વચમાં આપણા જે જે પૂર્વજો થઈ ગયા તેમને થએલા બધા અનુભવો આપણા માનસોમાં સદા ય હાજર જ હોય છે, એવો પ્રોફેસરનો મત હતો. એને સિદ્ધ કરવા પ્રોફેસરે એક યંત્ર શોધેલું. રેડિયોયંત્રના જેવું જ એ હતું. માત્ર તેમાં વૅક્યુમ ટ્યૂબઝમાં પ્રોફેસર કોઈક પદાર્થ વાપરતા. એ પદાર્થ શો છે એ તો મને પણ ખબર નથી. પછી તારનાં દોરડાંનાં ગુંચળાંવાળી એક ટોપી આપણે માથે પહેરવાની. વીજળીનાં સધાણો થતાં જ ભૂતકાળ જીવતો થાય. આ યંત્રની ખૂબી એ હતી કે, માત્ર થોડી જ મિનિટોમાં ભૂતકાળના દિવસોના અનુભવ વર્તમાનમાં જાગૃત થવા માંડે.

પ્રયોગયંત્રની સામે અમે બંને બેસતા. પ્રયોગ શરૂ થતાં અમારાં માનસતંત્રમાં અમારા પિતા ને પિતામહનાં જીવેલાં જીવનની યાદ હુબહુ જાગૃત થતી. શરૂના પ્રયોગોમાં તો અમે માત્ર એકાદ બે પેઢીથી આગળ વધી શકતા નહિ. એથી પ્રોફેસરે યંત્રમાં થોડા સુધારો કર્યા. પછી તો અમે સૈકાઓ પહેલાંના અમારા પૂર્વજોનાં જીવન વર્તમાનમાં જીવવા લાગ્યા.

આ પણી પૃથ્વી ઉપરનું એ ભૂતકાળનું જીવન કેટકેટલાં વગોણોથી ભરેલું હતું એ આપણને આજે સમજાય જ નહિ. આપણે તો માત્ર ઇતિહાસમાં નક્કર બનેલા બનાવ તરીકે શીખી ગયા છીએ કે, આજથી દસ સૈકા પહેલાં વીસમી સદીમાં માનવજાતનું માનસ અનેક વગોણોથી ભરેલું હતું. અત્યારે તો આપણો આખો માનવસમાજ એક કુટુંબની માફક રહે છે. આપણે ત્યાં છે માત્ર એક વાદ, અને તે માનવવાદ. આપણે ત્યાં છે માત્ર એક ધર્મ, અને તે માનવધર્મ. પણ એ વીસમી સદીમાં તો અનેક વાદ પ્રવર્તતા હતા: સમાજવાદ, સામ્યવાદ, પ્રજાતંત્રવાદ વગેરે. વળી ત્યારે હિંદુ, ખ્રિસ્તી, બૌદ્ધ, ઇસ્લામ, યહૂદી વગેરે ધર્મો પણ ઘણા હતા. એ બધા વાદો અને ધર્મો એ કાળે પરસ્પરમાં લડતા. આ અમાનુષી લડાઈમાં માનવતા ભૂલાતી. આજે આપણે પ્રયોગો ખાતર પણ પ્રાણીઓને ચીરતાં અચકાઈએ છીએ; પણ ત્યારે તો માત્ર વિરોધી વિચારો ખાતર માનવ માનવને સહેજે મારી નાખતો. આજે આપણી પૃથ્વી પર દેશો જેવું કંઈ નથી; પણ ત્યારે આખી પૃથ્વી જુદાજુદા દેશોમાં વહેંચાઈ ગએલી.

આપણે આજ જે પૃથ્વી પ્રદેશે વસીએ છીએ તે પ્રદેશને ત્યારે હિંદુસ્તાન કહેતા. એ હિંદુસ્તાનમાં એ વખતે વીસમી સદીમાં એક મહાન વિભૂતિ થએલી. એ વિભૂતિ વિજ્ઞાની નહોતી છતાં વિજ્ઞાની હતી. એ સર્વગુણસંપન્ન હતી એમ કહેવામાં અતિશયોક્તિ નહિ થાય. એ વખતે—આજથી છેક એક હજાર વરસ પહેલાં એણે જ્ઞાન, વિજ્ઞાન, ધર્મ, વાદો વગેરે સર્વનો સાર ખેંચી નવ્ય માનવવાદ શરૂ કરેલો. એ નવ્ય માનવવાદ એણે શરૂ કર્યા પછી તો આપણી માનવજાત ઉત્ક્રાંતિની દિશામાં અનેકગણી ઝડપથી વધવા લાગી. પણ આજે આપણે જે સ્થિતિમાં છીએ તે એ માનવ-વિભૂતિના જ પ્રયોગોની પ્રસાદી છે. એ વિભૂતિનું નામ મોહનદાસ કરમચંદ ગાંધી. પણ એમની મહત્તાથી લોકો સાદર એમને મહાત્મા ગાંધી કહેતા.

એ નવ્ય માનવવાદ સ્થાપનાર એ વિભૂતિના સમયમાં અમારા જે પૂર્વજો જીવતા હતા તે હિંદના તે વખતના પાટનગર ન્યૂ દિલ્હીમાં રહેતા. તે સમયે હિંદમાં હિંદુ અને મુસલમાન એમ બે મોટા ધર્મો ચાલતા. મારો પૂર્વજ મુસલમાન હતો અને પ્રોફેસર નિખિલેશનો પૂર્વજ હિંદુ હતો. છતાં, તેઓ બંને મિત્રો હતા. એ વખતે એ બંને ધર્મો વચ્ચે ભયંકર કાપાકાપી થએલી. નવ્ય માનવધર્મની શરૂઆત પહેલાં આ હિંદુમુસલમાન ઝગડામાં બંને બાજુએ અત્યંત અમાનુષી કૃત્યો થએલાં. મુસલમાનો હિંદુઓને જીવતા બાળતા ને હિંદુઓ મુસલમાનને જીવતા બાળતા. સ્ત્રીઓનાં અપહરણ થતાં. બાળકોને એમનાં માતાપિતાના દેખતાં રહેંસી નાખવામાં આવતાં. આજે તો આપણે એટલો બધો વિકાસ પામ્યા છીએ કે, બીજા માનવનું અપમાન કરતાં પણ અચકાઈએ; પણ એ નવ્ય માનવધર્મ સ્થપાયા પહેલાં તો ઉપર કહી તેવી સ્થિતિ પ્રવર્તતી.

હિંદુમુસલમાન ઝગડાના એ જમાનામાં હિંદુસ્તાનમાં મહાત્મા ગાંધી થઈ ગએલા. એમનામાં રહેલી માનવતાએ આ ઝગડાનો અંત ન જોયો. એમણે તે વખતના હિંદીઓને માનવ બનાવવા ઘણો યે પ્રયત્ન કરી જોયો. તે વખતના હિંદીઓ તો ગાંધીજીને પ્રભુ સમાન ગણતા. તેમ છતાં એમનામાં રહેલી પાશવતાને ગાંધીજીની માનવતા સ્પર્શી શકતી નહિ.

ઉપર્યુક્ત હકીકતોમાં જ્યારે ગાંધીજીની માનવતા ન સહી શકી, ત્યારે પોતાનું જે માને એવા હિંદુઓનાં હૃદય પર અસર કરવા અને મુસલમાનોને રક્ષણ આપવા તેમણે ઉપવાસ કરેલા. માનવતાની ઉન્નત ભાવનાને જ લક્ષ્ય તરીકે રાખી ગાંધીજીએ એ હિંદુમુસલમાન ઝગડામાં જે ભાગ ભજવેલો તેનાથી ઘણાયે હિંદુઓ એમના પર ગુસ્સે થએલા. તેથી ગાંધીજીના એ ઉપવાસ છૂટયા પછી

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૨૦]

## મુદ્રા-વિવરણ

લેખક • યોગેન્દ્ર પ્રિયદર્શી

નૃત્યમાં જુદાજુદા અર્થો દર્શાવવા માટે હાથના અમુક પ્રકારના સંકેતોનો ઉપયોગ કરવામાં આવે છે, તેને 'મુદ્રા' કહે છે. નૃત્યાભિનયનમાં કદી વાણીનો ઉપયોગ કરવામાં આવતો નથી; પણ દરેક વસ્તુ વાણીને બદલે 'મુદ્રાઓ' વડે દર્શાવવામાં આવે છે. આમ 'મુદ્રા' એ વાણીની ગરજ સારતી હોઈ તેને નૃત્યવાણી અથવા નૃત્યની ભાષા તરીકે ઓળખાવી શકાય.

આ મુદ્રાઓ જુદાંજુદાં શાસ્ત્રોમાં જુદીજુદી રીતે આપવામાં આવેલી છે. વળી જેમ એક જ વસ્તુનાં ઘણાં નામ હોય છે, અથવા એક જ અર્થ જુદાજુદા અનેકવિધ શબ્દોમાં દર્શાવી શકાય છે, તેમ ઘણી વખત એક જ અર્થની મુદ્રા જુદાંજુદાં શાસ્ત્રોમાં જુદાજુદા રૂપે જોવા મળે છે.

આ વિષના આપણા મૂળ પ્રાચીન શાસ્ત્ર 'ભરત નાટ્યશાસ્ત્ર'ની દ્રાઓ તો આજે ખાસ કરીને દક્ષિણ હિંદના 'ભરત નાટ્યમ્' ત્યમાં જ પ્રચલિત છે. આ નૃત્યપદ્ધતિમાં મુદ્રાઓનો ઉપયોગ બહુ ાછા પ્રમાણમાં થાય છે; એટલે એ નૃત્યપદ્ધતિમાં જેટલા અંશે નો ઉપયોગ થાય છે તેટલા અંશે જ એ ખરી પ્રાચીન મુદ્રાઓ વંત છે એમ કહી શકાય.

મલબારની 'કથકલી' નૃત્યપદ્ધતિમાં વપરાતી મુદ્રાઓ વળી ભરત નાટ્યશાસ્ત્ર'ની મુદ્રાઓથી જુદી છે. તે 'હસ્તલક્ષણ-દીપિકા' નામના એક જુદા જ શાસ્ત્રગ્રંથમાંથી લેવામાં આવેલી છે. જોકે ભરત નાટ્યશાસ્ત્ર' અને 'કથકલી'ની કેટલીક મુદ્રાઓની રચના ને નામો એકસરખાં છે એ ખરું; પરંતુ તેના અર્થો અને તે દર્શાવવાની રીત વગેરે બાબતોમાં તે પદ્ધતિઓ એકબીજાથી જુદી પડે છે.

ઉત્તર હિંદના 'કથક' નૃત્યમાં પણ મુદ્રાઓનો થોડો વપરાશ જોવામાં આવે છે. પરંતુ તે તો પાછળથી દાખલ થએલો છે. એ કથક નૃત્યનું મૂળ ઈસ્લામી સંસ્કૃતિમાં રહેલું ગણાય છે, તેથી તેમાં મુદ્રાઓની હસ્તી સંભવી શકતી નથી; કારણકે મુદ્રાઓ માત્ર ભારતીય નૃત્યની વિશેષતા છે. વળી કથક નૃત્યની મુદ્રાઓ જુદા જ પ્રકારની છે અને તેનું કોઇ નિશ્ચિત શાસ્ત્ર નથી, તે પણ તેનો એક પુરાવો છે. પરંતુ બીજી ભારતીય નૃત્યકલાઓની અસરથી ધીમેધીમે તેમાં પણ મુદ્રાઓનો વપરાશ પાછળથી ઉમેરાયો હશે એમ લાગે છે.

જોકે એ 'કથક' નૃત્યની ઉત્પત્તિ પણ હિંદુ સંસ્કૃતિમાં જ હોવાનો પણ કેટલાક જાણકારોનો મત છે; કેમકે ઇસ્લામ ધર્મમાં તો નૃત્યાદિ કલાઓનો નિષેધ છે. વળી 'કથક' એ નામ પોતે જ મુદ્રાઓની અપેક્ષા માગી લે છે, કારણકે 'કથક' શબ્દ 'કથા' સૂચવે છે ને મુદ્રાઓ વગર કથા શક્ય નથી. પરંતુ એ કથક નૃત્યનો નિભાવ મુસ્લિમ રાજ્યકાળ દરમ્યાન 'દરબારી નાચ' તરીકે થએલો હોવાથી ધીમેધીમે તે મનોરંજનનું સાધન બની જતા તેમાંથી મુદ્રાઓનો વપરાશ ઘટતો ગયો હોય અને છેવટે તેમાં માત્ર કામોત્તેજક ચેનચાળા જ રહી જવા પામ્યા હોય તે વધુ સંભવિત છે. ગમે તેમ હોય, પણ 'કથક' નૃત્યમાં મુસ્લિમ સંસ્કૃતિની સ્પષ્ટ અસર જોઈ શકાય છે. પરંતુ અહીં તેની સાથે આપણને વિશેષ નિસબત નથી.

મણિપુરી નૃત્યમાં પણ ક્વચિત મુદ્રાઓનો ઉપયોગ કરાય છે, પરંતુ ખૂબ અલ્પાંશે. વળી મુદ્રાઓ તેનું મૂળ અંગ નથી, પણ એક આધુનિકતા જ છે. ખરી રીતે તો કથક તેમજ મણિપુરી નૃત્યમાં મુદ્રાઓની જરૂર જ રહેતી નથી, કારણ કે એ બંને પ્રકારો 'નૃત્ય'-પ્રધાન નહિ પણ 'નૃત્ત'-પ્રધાન છે. નૃત્તમાં અર્થની અપેક્ષા રહેતી ન હોવાથી સ્વાભાવિકરીતે જ મુદ્રાઓ તેનું બિનજરૂરી અંગ ઠરે છે.

મુદ્રાઓ બે પ્રકારની છે: મૂળ (Basic) મુદ્રા અને નૃત્ત-હસ્ત.

**મૂળ મુદ્રા:** મૂળ મુદ્રા એ નૃત્યની ભાષાના મૂળાક્ષરો છે. જેમ કોઈ એક અક્ષરનો ખાસ કશો અર્થ થતો નથી, પણ એકથી વધુ અક્ષરોને ભેગા કરવાથી જ કંઈક અર્થવાળો શબ્દ બને છે, તેમ એકલી મૂળ મુદ્રાઓનો પણ કશો અર્થ થતો નથી તે તો માત્ર નૃત્યભાષાની બારાખડી જ છે. પરંતુ આ મુદ્રાઓના સમૂહના અમુક હલનચલનથી તેમાંથી જુદાજુદા અનેક અર્થોની મુદ્રાઓ નીકળે છે.

મૂળ મુદ્રા વળી બે જાતની છે: 'અસંયુક્ત' અને 'સંયુક્ત'. ગમ્ એનાં નામો અને લક્ષણો તથા તે કરવાની રીત વગેરે આપણે ચિત્રો સહિત આવતા અંકમાં જોઈશું.

(ચાલુ)

---

ગોડસે નામે ગાંધીજીનું એક હિંદુએ ઠંડે કલેજે ગોળીથી ખૂન કરેલું.

જે દિવસે ગાંધીજીનું ખૂન થયું તે દિવસે અમારા પૂર્વજો એમની પ્રાર્થનામાં હાજરી આપવા જતા હતા. રસ્તામાં જ એમને ખબર પડી કે ગાંધીજીનું કોઇએ ગોળીથી ખૂન કર્યું છે એ જાણીને અમારા પૂર્વજોએ જે કલ્પાંત કર્યું તે યંત્રમાં જોઇને અમે આભા જ બની ગયા!

અને ગાંધીજીના મૃતદેહને જોવા તો માનવીનો મહાસાગર જાણે ઊમટેલો. એમની સ્મશાનયાત્રામાં લાખો માણસો હતા. આજની રીતે એ જમાનામાં પ્રત્યેક માણસના મકાનમાં ટેલિવિઝન ન હતું, કે દરેક માણસ કને રેડિયોસેટ નહોતો રખાતો. તેથી એ સ્મશાનયાત્રામાં સંખ્યાતીત લોકો ગએલા. અમારા પૂર્વજો તો ખુદ સ્મશાનયાત્રામાં હતા, એટલે એમણે તો ઘણુંખરું નજરોનજર જોએલું.

ગાંધીજીના એકાએક મરણના સમાચારથી અમારા પૂર્વજોનાં મન એટલાં તો ક્ષુબ્ધ થએલાં કે એમણે જ્યારે ગાંધીજીનો અગ્નિદાહ સગી આંખે જોયો ત્યારે એ આઘાતની પરિસીમા આવી ગઇ. આઘાત-પ્રત્યાઘાતથી પર થએલા આજના તમારા માનસને એનો ખ્યાલ નહિ આવે પણ પ્રો૦ નિખિલેશના પૂર્વજ ઉપર તો તેની એટલી ભારે અસર થઈ કે એ દૃશ્ય જોતાં જ તે બેભાન બની ગયા. મારા પૂર્વજે તેમની સંભાળ લીધી; પણ એ આઘાતની અસરમાંથી પ્રોફેસરના પૂર્વજ ઊઠવા પામ્યા જ નહિ. અને બેભાન અવસ્થામાં જ તે ચોથે દિવસે ગુજરી ગયા. આ બધું દૃશ્ય મેં પેલા યંત્ર ઉપર જોયું.

ગાંધીજીના અગ્નિદાહના આઘાતની પ્રોફેસરના પૂર્વજ ઉપર થએલી કારમી અસર પ્રોફેસરના સિદ્ધાંત પ્રમાણે એમના ઉપર પણ થઈ હશે. એમણે પોતે પણ એવો જ આઘાત વર્તમાનમાં પણ અનુભવ્યો હશે અને તેથી એ આઘાત ન સહાતાં આજે, ગાંધીજીના મરણ પછી હજાર વરસ બાદ પણ, તે મરણ પામ્યા!

મેં તમને આ સાચી વાત કહી. અદાલતમાં પણ હું એ જ કહીશ. અને અદાલતને શંકા પડે તો નિખિલેશનું યંત્ર મારી મદદમાં છે જ.

કાલિદાસ ભાદવ

# દેવળ બંદર

## સિંધનું એક વેળાનું ધીકતું દરિયાકાંઠે
## જ્યાંથી આરબોના આક્રમણદ્વારા ઈસ્લામનો પહેલો પગપેસાર થયો

ઐતિહાસિક સ્થાનો તથા અર્વાચીન શહેરો બતાવતો સિંધનો નકશો

આજે તો એનું નામ સુદ્ધાં પણ ભાગ્યે કોઈ જાણતા હશે; પણ આજથી હજાર બારસો વર્ષ ઉપર, છઠ્ઠી, સાતમી અને આઠમી સદીમાં સિંધનું એ એક અગત્યનું અને ધીકતું બંદર હતું. દરિયા સાથેના સીધા જોડાણને લીધે દક્ષિણ હિંદના વ્યાપારનું તે મધ્યવર્તી કેન્દ્ર મનાતું. દેશપરદેશની અઢળક સમૃદ્ધિ એને કાંઠે ઠલવાતી. દેશદેશના વેપારીઓ ત્યાં આંટાફેરા કરતા. લગભગ ૨૦ માઈલના વિસ્તારમાં ફેલાએલું આ મહાનગર જાહોજલાલીની ટોચે હતું, અને તેનું મુલકમશહૂર દેવળમંદિર અને શહેર ફરતો આવેલો તોતિંગ કોટ તો ઘણાયે મુસાફરોના આકર્ષણનું કેન્દ્ર હતાં.

પરંતુ આજે તો એ વિરાટ નગરનું નામનિશાન પણ જડતું નથી. એટલું જ નહિ, પણ વિદ્વાન સંશોધકો સુદ્ધાં તેનું નિશ્ચિત સ્થાન પણ શોધી શકતા નથી. તેના ચોક્કસ સ્થાન વિષે પુષ્કળ મતભેદો પ્રવર્તે છે. એક માન્યતા એવી છે કે પ્રાચીન કાળના નારાયણકોટની જગ્યાએ જેમ હાલનું હૈદ્રાબાદ વસ્યું છે તેમ દેવળ બંદરની જગ્યાએ હાલનું નગરઠઠ્ઠા વસ્યું હોય. પણ લુપ્ત થએલા ભાંભોર અને લારી બંદર આ માન્યતામાં શંકા ઉપજાવે છે. પ્રાચીન કાળમાં સિંધુ નદીનું મુખ ઘણે દૂર સુધી પશ્ચિમ બાજુએ હોવું જોઈએ, એમ ત્યાંની જમીન જોતાં જણાય છે. દેવળ બંદર, લારી બંદર અને બક્કર બંદર (કેટી બંદર) એ ત્રણે સિંધુ નદીની પશ્ચિમે જ આવેલાં હતાં એમ ઇતિહાસકાર ઈસ્તખારી કહે છે. જ્યારે અબુલ કાસીમ ઈબ્નુ હૌકલ કહે છે કે દેવળ બંદર સિંધુના પૂર્વ કિનારે દરિયાકાંઠે આવેલું છે; પણ બીજી જગ્યાએ તે જ વળી લખે છે કે દેવળ બંદરની પૂર્વ બાજુએ થઈ સિંધુનાં પાણી દરિયામાં પ્રવેશે છે! આ રીતે જેમ તેના સ્થાન માટે મતભેદો પ્રવર્તે છે તેમ તેના નામ માટે પણ ઘણા મતભેદો છે. દેવળ બંદર, દેવળપુર, દેબલપુર, દીપલપુર એમ ઘણા નામોથી તે ઓળખાતું આવ્યું છે. પણ એટલું તો ચોક્કસ લાગે છે કે સિંધ દેશના હાલીર વંશના ચચ્ચ નામના પ્રખ્યાત હિંદુ રાજાની આગલી પેઢીએ થએલા દેવળ નામના રાજાના નામ પરથી આ શહેરનું નામ દેવળ પડેલું હોવું જોઈએ; કારણ કે ઉપરનાં બધાં નામો 'દેવળ' પરથી જ નીકળ્યાં છે. તેમાંનાં દેવળપુર, દેબલપુર અને દીપલપુર તો માત્ર ઇતિહાસના ગ્રંથોમાં જ દેખાયાં છે. સામાન્ય લોકજીભે તો તે 'દેવળ બંદર' તરીકે જ ઓળખાતું આવ્યું છે.

જે કાળે દેવળ બંદર ધીકતું શહેર હતું તે કાળે ત્યાં વિવિધ ધર્મ સંપ્રદાયોનું ઘણું જોર હતું. રાજા જે ધર્મનો હોય તે ધર્મને રાજ્યાશ્રય મળતો ને તેનું પ્રાબલ્ય શહેરમાં વધતું. ઈ. ૬૩૨ માં રાજા ચચ્ચ ગાદીએ આવ્યો ત્યારે તે શૈવધર્મી હોવાથી શૈવ સંપ્રદાયનું જોર વધેલું જણાય. ૬૭૨માં તેના મૃત્યુ પછી ગાદીએ આવેલો તેનો નાનો ભાઈ ચંદાર બૌદ્ધ ધર્મી હોવાથી તેના સમયમાં બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય વધ્યું. ચંદારે ઠેકઠેકાણે બૌદ્ધ વિહારો, મઠો તથા સ્તૂપો બંધાવ્યા. પણ આઠ જ વર્ષ બાદ તે મૃત્યુ પામતાં ઈ. ૬૮૧ માં ચચ્ચનો પુત્ર દાહીર ગાદીએ આવ્યો. પિતાની માફક એ પણ શિવભક્ત હોવાથી ફરી શૈવધર્મને રાજ્યાશ્રય મળ્યો ને તેનું જોર વધ્યું.

રાજા ચચ્ચ દેવળના વખતમાં શૈવ ધર્મ તરફના તેના પ્રેમને કારણે તેણે શિવનું એક ભવ્ય મંદિર આ શહેરમાં બંધાવેલું. દેવળ બંદરની જો કોઈ ગૌરવભરી વિશિષ્ટતા હોય તો તે આ 'દેવળ મંદિર'. લાખોના ખર્ચે બંધાવેલા આ મંદિરમાં કલાકારોએ પોતાની અનુપ કલાને સભર ભરી દીધી હતી. સોમનાથ પાટણના શિવમંદિર અને ઉજ્જૈનના મહાકાલેશ્વરના મંદિર જેવી જ ભવ્યતા ને ખ્યાતિ ધરાવતા આ મંદિરનું તેજસ્વી શિવલિંગ જમીન બહાર પાંચ ફૂટ જેટલું ઊંચું હતું. દૂરદૂરથી ભાવિક લોકો તેના દર્શન માટે આવતા. દેવળ રાજા તરફથી મંદિરને અઢળક ધન મળવાથી ઉત્તરોત્તર તેનો સિતારો ચડતો જતો હતો. પણ દેવળરાજના મૃત્યુ બાદ જ્યારે બૌદ્ધ ધર્મી ચંદાર ગાદીએ આવ્યો ત્યારે મંદિરની મહત્તા ઘટી. જો કે એ સમયે બૌદ્ધ ધર્મ તેની વિકૃત અને નિષ્પ્રાણ દશામાં હતો. ચંદારના મૃત્યુ પછી ચચ્ચનો પુત્ર શૈવધર્મી દાહીર ગાદીએ આવતાં ફરી દેવળ મંદિરને રાજ્યાશ્રય મળ્યો અને એની ખ્યાતિ અધિક ફેલાઈ.

બ્રાહ્મણ વંશનો આ છેલ્લો રાજા દાહીર મહાપરાક્રમી હતો. બ્રાહ્મણાબાદ, મકરાણ, અરમનબેલા, ઈસ્કંદહ, મુલતાન અને સિંધ રેતાનના મુલકો પર તેણે પોતાની સત્તા સ્થાપી હતી. તેના રાજ્ય અમલ દરમ્યાન સિંધ દેશ વૈભવની ટોચ પર હતો. અરોર, સેવાન, નારાયણકોટ, મુલ્તાન અને દેવળ આદિ તેનાં શહેરોની સમૃદ્ધિ તથા જાહોજલાલીની કીર્તિ મધ્ય એશિયા સુધી પ્રસરેલી હતી અને હિંદના કોહુજભરોનું બારીક કાપડ, ગાંધારના રેશમી રેજા અને કનોજનાં અત્તર બગદાદની બજારોમાં જ્યારે બહુ જ મોંઘા ભાવે વેચાતા ત્યારે હિંદની આ અપૂર્વ વૈભવશાલિતા ઈરાક અને ઈરાનના શાહોની આંખોમાં કણાની માફક ખૂંચતી અને તેને લૂંટી લાવવાના મનોરથો તેઓ કરતા. તે માટે એક બે પ્રયત્નો પણ તેમણે કરેલા, પણ દાહીરની શક્તિ આગળ તેઓ ફાવતા નહિ.

એ અરસામાં દેવળ બંદરના સર્વનાશના કારણરૂપ એક શકવર્તી બનાવ બન્યો. સિંહલદ્વીપના રાજવીએ બગદાદના ખલીફા અબ્દુલ મલિકને મોકલાવેલું લાખોનું જરજવાહીર અને કીમતી તેજાના લઈને જતાં કેટલાંક વહાણો બગદાદ તરફ જતાં હતાં. ત્યાં

તો ત્રીપણ વાવડાઓ વહાણોને ચક્રાવે ચઢાવ્યાં અને તેની ઉપરા-ઉપરી થપાટે વહાણોને સિંધુનાં મુખમાં દેવળ બંદર -ચારો આવેલી બેટડાની નાળમાં ધકેલ્યાં. ખલાસીઓએ, પોતે કોઈ સુરક્ષિત સ્થાને આવ્યા માની નિરાંતનો શ્વાસ લીધો, પણ તેમને ખબર ન હતી કે જેને તેઓ સુરક્ષિત સ્થાન માનતા હતા તે તો સમ્રાટ હર્ષના સમયથી સાગર તીરે વસતા અને સફરી વહાણોને ત્રાસ પોકરાવતા બૌદ્ધ ચાંચીઆઓનો બેટ હતો. વહાણો હજુ સ્થિર થયાં ન થયાં ત્યાં તો ચાંચીઆઓએ તેમના પર હુમલો કરી બધું જવાહીર લૂંટી લીધું તથા વહાણ પરના માણસોની નિર્દયરીતે કતલ કરી.* જે થોડા માણસો જીવતા બચ્યા, તેમણે આ ભયંકર બનાવની ખબર ઈરાકના અરબી સુબેદાર હિજાજને કરી. હિજાજે દાહીર આગળ ફરિયાદ કરી.

દાહીરે જણાવ્યું કે એ બૌદ્ધ ચાંચીઆઓ પોતાના કબજા હેઠળ નહોતા અને પોતાના અનેક પ્રયત્નો છતાં પોતે દરિયાવાટને નિર્ભય બનાવી શક્યો નહોતો. આથી એ પોતે લાચાર હતો. પણ હિંદ પર ચઢાઈ કરવાને કંઈ ને કંઈ કારણ શોધતા ટાંપી બેઠેલા ખલીફે આ ખુલાસાઓને ન લેખવતાં બાઝીલ નામના પોતાના એક સરદારને સૈન્ય સાથે સિંધ જીતી લેવા મોકલ્યો. દાહીરે પોતાના પુત્ર જયસિંહને તેની સામે મોકલ્યો. દેવળબંદર નજીક મોટું યુદ્ધ થયું. તેમાં પહેલે જ સપાટે તેણે બાઝીલને હરાવી, મારી નાખ્યો ને તેના સર્વ સિપાહીઓને કેદ પકડયા. હિજાજને આ ખબર મળતાં તેણે પોતાના જમાઈ મહંમદ બિન કાસિમને ૬ હજાર કસાએલા ઘોડેસવારો, જંગી પાયદળ તથા દરિયાઈ યુદ્ધમાં



મહંમદ બિન કાસિમ

મહંમદ બિન કાસિમ ઈસ્લામ-પ્રચારમાં ઝનૂની શ્રદ્ધા ધરાવનાર કટ્ટર મુસલમાન હતો. વીસ જ વર્ષના એ તરુણ સેનાનાયકની કારકિર્દી પ્રત્યેની સુગ જાગતી હતી, અને જ્યાંજ્યાં એ વિજયી બનતો ત્યાંત્યાં નિર્દયપણે ઈસ્લામની સ્થાપના કરતો. જોકે સેનાપતિ તરીકે તે શૂરો સાહસિક, આજ્ઞાપાલક ને વચનપાલક હતો. સિંધુપતિ દાહીરને પોતાના ગુપ્તચરો મારફત આ જંગી આક્રમણના સમાચાર મળતાં પોતાની રાજધાની અલોરના રક્ષણનો બંદોબસ્ત કરી તે જાતે પોતાના પુત્ર સહિત દેવળ બંદરનું રક્ષણ કરવા આવી પહોંચ્યો. દેવળ બંદર આગળ જે યુદ્ધ થયું તેમાં દુર્ભાગ્યે પહેલા જ આક્રમણમાં દાહિરનો પુત્ર જયસિંહ હણાયો. આથી લશ્કરમાં ભંગાણ પડયું અને લશ્કર દેવળ બંદરના કિલ્લામાં ભરાયું. મહંમદ કાસિમે શહેરને ઘેરો ઘાલ્યો. દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા, પણ વિજયનું કંઈ ચિહ્ન ન દેખાતાં મહંમદ કાસિમ અકળાયો. અરબોના બધા હુમલા દાહીરનું હિંદુ લશ્કર પાછી હઠાવતું રહ્યું.

પણ મહંમદ બિન કાસિમ જેવા વીર અને કુશળ સેનાનાયકના કસાએલા વિશાળ સૈન્ય સામે દેવળ બંદર જે ટક્કર ઝીલી રહ્યું હતું તેનું ખરું કારણ તો બીજું જ હતું. દાહીરના લશ્કરના દરેક સૈનિક અને દેવળબંદરના પ્રત્યેક નાગરિકની એવી શ્રદ્ધાભરી માન્યતા હતી કે જ્યાંસુધી શહેરના મધ્યભાગે આવેલા દેવળ મંદિર પરની ધ્વજ ફરકતી રહે ત્યાં સુધી ઈશ્વર આપણી બાજુ છે અને વિજય આપવાનો જ છે. જો એ ધ્વજાને કંઈ ઇજા પહોંચે અને તે પડી જાય તો તેને યુદ્ધ બંધ કરવાનો ઇશ્વરનો આદેશ સમજી યુદ્ધ બંધ કરવું જોઈએ. આથી જ્યા સુધી એ ધ્વજ ઉન્નત મસ્તકે ફરફરી રહી હતી ત્યાં સુધી સૈનિકો અને નાગરિકો આ ધાર્મિક અંધશ્રદ્ધાના ઉત્સાહથી અને આત્મવિશ્વાસથી લડી રહ્યા હતા અને મહંમદ બિન કાસિમના ઝનૂની આક્રમણોને હઠાવી રહ્યા હતા.

આથી હવે, કિલ્લાના કોઈ ગુપ્ત દ્વારનો પત્તો મેળવવાના આશયથી મહંમદના દરિયાઈ કાફલાએ જતાઆવતાં વ્યાપારી અને સફરી વહાણોના મુસાફરોને પકડી તેમની પાસેથી કિલ્લાની બાતમી મેળવવાના પ્રયત્નો શરૂ કર્યા હતા. છતાં યુદ્ધના ખબર આખા દેશમાં ફેલાએલા હોવાથી તેને બહુ સફળતા મળતી ન હતી.

પણ આખરે દેવળ બંદરના પતનના ઇતિહાસમાં જેનું નામ કલંકિત અક્ષરે લખાએલું છે તે, શિવશર્મા* નામનો એક ડરપોક બ્રાહ્મણ, જે પકડાએલા પૈકી હતો તેણે, અંતે વતન કરતાં પોતાનું જીવન વહાલું કર્યું. એ કોઈ અસાધારણ વિદ્વાન નહોતો, પણ પોતાની વાક્પટુતાને કારણે દાહીરના દરબારમાં ઠીકઠીક માન ધરાવતો હતો. તેણે કિલ્લાનું કોઈ ગુપ્ત દ્વાર તો ન બતાવ્યું, પણ મરણના ભયથી દાહીરના સૈન્યની બહાદુરીનો ભેદ મંદિરની ધ્વજવાળો ભેદ બતાવી

* એક ઇતિહાસ-લેખક આથી જુદી જ માહિતી આપે છે કે હિંદુસ્તાનમાંથી સ્ત્રી-ગુલામો ખરીદીને દરિયામાર્ગે પાછા ફરતા ખલીફાનાં વહાણ પર દેવળ બંદરના ચાંચીઆ લુંટારાઓએ હલ્લો કરીને તે સ્ત્રીઓને છોડાવી લીધી અને આરબ વેપારીઓને મારી નાખ્યા. તેમાંથી જે જીવતા નાસી છૂટયા તેમણે આ ખબર ખલીફાને પહોંચાડી. બીજા એક ઇતિહાસકારના કહેવા મુજબ સિંહલદ્વીપના રાજાએ પોતાના દેશની કેટલીક સુંદર છોકરીઓ ખલીફાને ભેટ મોકલેલી. પણ તે વહાણ દેવળ બંદર પાસે આવતાં જ ત્યાંના 'મેડ' જાતના દરિયાઈ લુંટારાઓએ તે લૂંટી લીધું. આ વાતની હિજાજને જાણ થતાં તેણે દાહીર પાસે પોતાનો એલચી મોકલીને તે છોકરીઓને છૂટી કરવા જણાવ્યું. પરંતુ દાહિરે જણાવ્યું કે, 'ચાંચીઆ લોકો પર મારી કાંઇ પણ સત્તા નથી. ઘણીવાર તેઓ મને પણ હેરાન કરે છે.'

* બીજી માન્યતા પ્રમાણે આ દેશદ્રોહી કામ કરનાર ખુદ દાહિરનો સેનાપતિ હતો. આરબોએ તેને સિંધ જીતીને તેની ગાદી તેને આપવાની લાલચ આપીને ફોડયો હતો. તેથી તેણે જ સૈનિકોમાં એવી માન્યતા ફેલાવી કે 'જ્યા સુધી મંદિર પરની ધ્વજ કાયમ રહે ત્યાં સુધી સૌએ હિંમતથી લડવું. તે જો પડે તો જ આપણી હાર થાય.' એક બાજુ સૈનિકોમાં આ માન્યતા ફેલાવીને બીજી બાજુ તેણે મહંમદ કાસીમને આની જાણ કરી દીધી જેથી મહંમદે અરૂસ યંત્ર વડે લડાઇમાં પહેલું જ કામ મંદિરનું શિખર તોડી નાખી ધ્વજ પાડી નાખવાનું કરેલું (વધુ માટે જુઓ શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ કૃત 'સિંધ પર સવારી' નામની નવલકથા)



દૂરથી મોટા પથરા ફેંકી શકાય તેવાં અરૂસનામના ગોફણ જેવા યંત્રો, જેનો ઉપયોગ મહંમદ બિન કાસિમે દેવળબંદર પરની ચઢાઇમાં કરેલો.

દીધો. તરત મહંમદે દૂર સુધી નિશાન તાકીને મોટા પથ્થરો ફેંકી શકાય એવું 'અરૂસ' નામનું એક યંત્ર ઝડપી નૌકા દ્વારા પોતાના દેશથી મંગાવ્યું અને તે યંત્રની સહાયથી મોટી શિલાઓનો મારો મંદિર પર મારો કરી તેનું શિખર તોડી નાખ્યું. આથી મંદિરની પવિત્ર મનાતી ધજા જમીનદોસ્ત થઇ ગઇ. ધજાને પડી ગયેલી જોતાં જ, દિવસો સુધી આરબોનો બહાદુરીપૂર્વક સામનો કરી રહેલા હિંદુ સૈનિકો તેને યુદ્ધ બંધ કરવાનો ઈશ્વરી સંકેત માની લઇ આત્મશ્રદ્ધા ગુમાવી નાસી ગયા. છતાં સૈન્યવિહોણો બનેલો દાહીર આથી નિરાશ ન થતા ગુપ્ત માર્ગે દેવળબંદર છોડી પોતાની રાજધાની અલોરનું રક્ષણ કરવા ચાલ્યો ગયો.

વિજયોન્માદ કરતુ મહંમદનુ પ્રલયકારી સૈન્ય દેવળ બંદરમાં ... અને એ વૈભવશાળી શહેરનો મહાવિનાશ શરૂ થયા. આગ, લૂંટફાટ અને કતલનું તાંડવ શરૂ થયુ. દેવળમંદિરમાંનું લખલૂટ દ્રવ્ય લૂંટી લઇ તેને જમીનદોસ્ત કરવામાં આવ્યુ. થઈ શકે તેટલો વિનાશ કરી, લૂંટાય તેટલું ધન લૂંટી, મહંમદ બિન કાસિમ નેરૂનકોટ-નારાયણકોટ (હાલનુ હૈદરાબાદ) તરફ રવાના થયો.

આ મહાવિનાશ પછી પણ દેવળબંદર તેના બંદરી મહત્ત્વને કારણે પોતાનો મોભો જાળવી રહ્યું હતુ. પણ મહંમદનું બાકી રહેલું કાર્ય કુદરતે પૂરું કર્યું. સૈકાઓ વર્ષોથી એકધારીરીતે દેવળબંદર પાસે વહેતી સિંધુ નદીએ, જાણે યવન લશ્કરે કરેલી એ નગરની બદસૂરત પોતાથી જોઇ શકાતી ન હોય તેમ, પોતાનું વહેણ બદલ્યું અને દેવળબંદરથી દૂરદૂર ચાલી ગઈ. કુદરતનો આ છેલ્લો ફટકો મરણતોલ નીવડ્યો. ધીમેધીમે, અરબ અમલ દરમ્યાન લારી બંદર વિકસવા લાગ્યું હતું. સૌકોઇ ઊગતા સૂર્યને પૂજે છે તેમ, દેવળબંદરના રહ્યાસહ્યા નાગરિકો પણ હવે એ નગર છોડી લારી બંદર ચાલ્યા ગયા અને દેવળ બંદરનો તોતિંગ કોટ તથા નિર્જન ગૃહો બધું જ વરસાદ આદિ કુદરતી બળોને કારણે ધીમેધીમે પડી જઇ નામશેષ થઈ ગયું. એક વખતનું વૈભવની ટોચે બિરાજતું એ શહેર એવું તો જમીનદોસ્ત થઇ ગયું કે તે ખરેખર કયે સ્થળે હતું તે નક્કી કરવા પૂરતાં તેનાં ખંડિયેરો પણ આજે હાથ આવતાં નથી. આપણી વિચારહીન અંધશ્રદ્ધાએ આપણા ઇતિહાસમાં કેવો કરુણ ભાગ ભજવ્યો છે તેનું દેવળ બંદર એક કમનસીબ દૃષ્ટાન્ત છે.

દેવળનું પતન કરી મહંમદ બિન કાસિમે નારાયણકોટ અને સિવિસ્તાનના કિલ્લા કબજે કર્યાં અને ત્રીમ પરગણામાં સિંધુ નદી ઉપર હોડીઓનો પુલ બનાવી આખુ લશ્કર સિંધુના સામે કાંઠે ઉતાર્યું. અલોર ઉપર આક્રમણ કર્યું. રાજા દાહીરે પોતાની ઈલ્લાફી અરબ લોકો (ટુકડીઓ)ને તેની સામે જવા ફરમાવ્યું, પણ તેમણે પોતાના અરબ ભાઇઓ સામે લડવાનો ઈન્કાર કરતા દાહીર જાતે લડવા નીકળ્યો અને હિંદના ઇતિહાસનું એક મોટું શકવર્તી યુદ્ધ શરુ થયું.

પાંચ દિવસ સુધી અલોરના મેદાનમાં દાહીર ને મહંમદ બિન કાસિમ વચ્ચે ભીષણ લડાઈ ચાલી. બંનેનાં લશ્કરો બહાદુરીથી લડતાં હતાં. એવામાં એકાએક દાહીર જે હાથીની અંબાડીમાં બેસી લડતો હતો તેમાં એક બળતું તીર ફેંકાયું. અંબાડી સળગી ઊઠી. શાણો હાથી ત્યાંથી નાસી એક તળાવમાં જઈ ઊભો. સમયસુચકતા વાપરી દાહીર નીચે ઊતરી ઘોડેસવાર થઈ લડવા લાગ્યો અને અંતે ઘોડો પણ ઘવાઈને મરાતાં, તે જમીન પર લડતાંલડતાં એક અરબ સિપાહીને હાથે મરાયો. રાજા મરતાં હિંદુ લશ્કર નાહિંમત થઇ નાસવા લાગ્યું. અરબોની જીત થઇ. આમ ઈ. ૭૧૨ની આ લડાઈના વિજયથી હિંદમાં મુસ્લિમોનો અને ઇસ્લામનો પગદંડો જામ્યો.

દંતકથા કહે છે કે સિંધ જીત્યા પછી, મહંમદ બિન કાસિમે લૂંટનો માલ ખલીફાને ભેટ તરીકે મોકલાવ્યો. તેની સાથે રાજા દાહીરની બે કુંવરીઓને પણ રાજકેદી તરીકે બગદાદ મોકલવામાં આવી. તેમણે ખલીફા પાસે ખોટી ફરિયાદ કરી કે મહંમદ બિન કાસિમ કપટથી લડ્યો છે અને અમે રાજકુંવરીઓ હોવા છતાં અમારી સાથે અઘટિત વર્તન ચલાવી અમારી આબરૂ લીધી છે. આથી ખલીફાને બહુ જ ક્રોધ ચઢ્યો અને કંઈ તપાસ કર્યા વગર મહંમદ બિન કાસિમને જીવતો ને જીવતો ચામડામાં શીવીને બગદાદ લાવવાનો હુકમ કાઢ્યો. આ હુકમનો તરત અમલ થયો અને ચામડામાં ગોંધી રાખવાથી ત્રણ દિવસે મહંમદ બિન કાસિમનું અકાળ મોત થયું. સિંધનો જીતનાર આમ મરાયાથી આનંદ માનતી દાહીરની પુત્રીઓએ પાછળથી ખલીફાને ખરી વાત જણાવી. એથી ખલીફ વિફર્યો. તેણે બન્ને છોકરીઓના ચોટલા ઘોડાને પગે બાંધી, બગદાદની શેરીઓમાં ને ઘોડા દોડાવ્યા અને બન્ને બહેનો પછડાઈ રિબાઇને મરણ પામી *

'પ્રવાસી'

---

* બીજી માહિતી પ્રમાણે ખલીફાએ ક્રોધિત બની તે કુમારીઓને દિવાલમાં જીવતા ચણી લેવાનો હુકમ કર્યો. પણ કોઈ યવન નોકર તે કુમારીઓને અડે તે પહેલાં જ રાજકુમારીઓએ છુપાવી રાખેલી કટાર બહાર કાઢી વારાફરતી પોતાને હાથે જ આપઘાત કર્યો.

## વિદ્યાર્થીઓને મદદ કરનાર સંસ્થાઓની યાદી

સાધનરહિત વિદ્યાર્થીઓને મદદ કરનારી સંસ્થાઓની એક વિસ્તૃત યાદી શ્રી ચંદુલાલ ત્રિ. વ્યાસ, ન્યૂ ઇરા સ્કૂલ, મુંબાઈ ૭ એમણે સંપાદિત કરીને નૂતન શિક્ષણ કાર્યાલય, દેસાઈની પોળ, સૂરત તરફથી પ્રગટ કરી છે, જેનો ઉલ્લેખ ગયે વર્ષે પણ અમે કર્યો હતો. આ યાદી ગરજુ અને સાધનરહિત વિદ્યાર્થીને અત્યંત આવશ્યક માહિતી પૂરી પાડે છે. તેના નીચેના વિભાગો જ તેની ઉપયોગીતા સિદ્ધ કરશે: (૧) કોઈ પણ કોમના વિદ્યાર્થીઓને મદદ આપનારી સંસ્થાઓ; (૨) બહેનોને મદદ આપની સંસ્થાઓ; (૩) જુદીજુદી કોમને મદદ કરતી સંસ્થાઓ; (૪) બ્રાહ્મણ, (૫) વણિક, (૬) જૈન, (૭) લોહાણા અને (૮) ભાટિયા વિદ્યાર્થીઓને મદદ કરતી સંસ્થાઓ (૯) રજપૂત શિક્ષણ સંસ્થાઓ; (૧૦) પરદેશ ભણવા જનારને મદદ આપની સંસ્થાઓ; (૧૧) ઉચ્ચ કેળવણી માટે નાણાં ધીરનારી સંસ્થાઓ તથા (૧૨) બાળાશ્રમોની યાદી. ઈચ્છુકોએ ૭ આનાની ટિકિટો બીડી ઉપરને સરનામે લખીને તે યાદી મંગાવી લેવી.

રોજિંદા જીવનમાં
વિજ્ઞાનનો ફાળો
[૧૪]

# સાબુ અને ગ્લિસરીન

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી. પીએચ. ડી.

સાબુની જરૂરિયાત આજે એટલી અનિવાર્ય બની છે કે કોઈ પણ દેશની આધુનિક સંસ્કૃતિનો ચોક્કસ આંક તે દેશમાં થતી સાબુની વપરાશ પરથી નીકળી શકે એમ જે ગમ્મતમાં કહેવાય છે તે આજે અક્ષરીતે યોગ્ય પણ છે. એક સમય એવો પણ હતો કે જ્યારે સાબુ મોજશોખની અનાવશ્યક વસ્તુઓમાં લેખાતો; પણ આજે તો સાબુ આપણા જીવનમાં રોજિંદા વપરાશની જરૂરિયાતની ઉપયોગી ચીજ બની ગઇ છે. પ્રત્યેક સંસ્કારી દેશમાં આજે સાબુની બનાવટ માટે મોટા ઉદ્યોગો ચાલે છે રાસાયનિક સંશોધન દ્વારા આજે સાબુની બનાવટમાં ખૂબ પ્રગતિ થઇ છે. પહેલાંના વખતમાં ચરબી અને એવા પદાર્થોનો સાબુની બનાવટમાં ઉપયોગ થતો; અને આજે પણ યુરોપ અને અમેરિકામાં કતલખાનાનો કચરો સાબુની બનાવટમાં વપરાય જ છે. તેમ છતાં આજનો મોટા ભાગનો સારો સાબુ વનસ્પતિ-તેલોમાંથી જ બનાવાય છે.

વનસ્પતિજન્ય તેલોના મુખ્ય બે વિભાગો પડે છે: પ્રથમ વિભાગમાં કોપરેલ, શિંગફળી, કુસબી, કપાસીઆનું તેલ વગેરેનો સમાવેશ થાય છે અને બીજા વિભાગમાં યુકેલિપ્ટસ, ટર્પેન્ટાઇન, લીંબુ-નારંગીનું તેલ વગેરે દવામાં વપરાતાં તેલો આવે છે. પ્રથમ વિભાગનાં તેલોનું રાસાયનિક સ્વરૂપ એકસરખું હોય છે. એનું પ્રતિપાદન ફ્રાંસના પ્રસિદ્ધ રાસાયનિક શેવરૂલે (Chevreul) કર્યું. તેણે પુરવાર કર્યું કે જુદાજુદા ચરબી-તેજાબો (Fatty acids) જેવા કે પામાટિક, સ્ટીઅરિક, ઓલિઇક ઍસિડનું ગ્લીસરીન સાથે રાસાયનિક સંયોજન થવાથી તેલ યા ચરબીના પદાર્થો ઉત્પન્ન થાય છે. આવા ગ્લીસરીનયુક્ત પદાર્થો ગ્લીસેરાઇડ કહેવાય છે ટૂંકામાં, કોઈ પણ તેલ યા ચરબી એટલે જુદાજુદા ગ્લીસેરાઇડોનું મિશ્રણ. આવાં તેલો સ્થિર તેલો (Fixed oils) કહેવાય છે અને ખાવા માટે વપરાય છે. આ તેલો ગ્લીસેરાઇડો હોવાથી તેમાંથી ગ્લીસરીન કાઢવા માટે પણ ઉપયોગી પદાર્થો બને છે. આથી ઉલટું, બીજા વિભાગનાં તેલોનું રાસાયનિક સ્વરૂપ તદ્દન જુદા પ્રકારનું હોય છે. આ વર્ગના તેલો સુગંધિત હોઈ સહેલાઇથી ઉડી જાય તેવાં હોય છે. આથી તેમની ગંધ હવામાં ફેલાય છે અને તેથી તે ઉડણ તેલો (Essential oils) કહેવાય છે. આ તેલોમાંનો સુગંધિત પદાર્થ જુદો પાડીને તેલ-અત્તરની બનાવટમાં ઉપયોગમાં લેવાય છે. સાબુને સુગંધિત બનાવવા માટે પણ આ તેલો કામમાં આવે છે. પરંતુ સાબુની બનાવટમાં તો પ્રથમ વિભાગનાં જ તેલો જરૂરી છે.

સાબુ એટલે જુદાજુદા ચરબી-તેજાબોના સોડિયમ યા પોટાશિયમનો ક્ષાર, યા તેમનું મિશ્રણ. આ ક્ષાર પાણીમાં દ્રાવ્ય હોઈ તેનામાં મેલ સાફ કરવાનો અદ્વિતીય ગુણ રહેલો છે. આ કામ માટે બીજા પદાર્થો પણ વાપરી શકાય. પરંતુ ચામડી, કાપડ કે બીજી એવી મુલાયમ ચીજોને નુકસાન કર્યા વિના સાફ કરી શકે એવી કોઇ ચીજ હોય તો તે સાબુ જ છે

સોડિયમને બદલે બીજી ધાતુઓના ક્ષારવાળા સાબુ પણ બનાવાય છે: જેવા કે કેલ્શિયમ, ઍલ્યુમીનિયમ, સીસું વગેરે ધાતુઓના ક્ષાર પણ આ બધા સાબુઓ પાણીમાં અદ્રાવ્ય હોવાથી તે ધોવાના ખપમાં નથી આવતા તેમનો ઉપયોગ ચિતરામણ રંગરોગાન અને એવાં બીજાં કાર્યોમાં થાય છે.

સાબુની બનાવટ તો જાણીતી છે. ચરબી કે તેલને કૉસ્ટિક સોડાના દ્રાવણ સાથે ગરમ કરવાથી સાબુ તૈયાર થાય છે. આ ક્રિયા સાબુકરણ (saponification) કહેવાય છે. સાબુકરણની આ ક્રિયામાં બે પદાર્થો ઉત્પન્ન થાય છે: એક સાબુ અને બીજું ગ્લીસરીન. તે પ્રક્રિયા આ પ્રમાણે: તેલ યા ચરબીમાં આવેલા ગ્લીસેરાઇડોનું વિઘટન થઈ ચરબી-તેજાબ અને ગ્લીસરીન છુટા પડે છે. તેમાંનો ચરબી-તેજાબ કૉસ્ટિક સોડાની સાથે સંયોજાઇને સોડિયમ ક્ષાર બને છે. આ ક્ષાર તે સાબુ. અને બીજો ભાગ ગ્લીસરીન પાણીમાં ખૂબ દ્રાવ્ય હોવાથી તેનું દ્રાવણ બની જાય છે. આમ, સાબુની બનાવટમાં ગ્લીસરીન પણ એક ગૌણ પદાર્થ તરીકે પેદા થાય છે. સાદી ભાષામાં, સાબુકરણની ક્રિયાવડે તેલમાંથી ઉત્પન્ન થતાં સાબુ અને ગ્લીસરીન એ બે પદાર્થો જોડિયા ભાઈઓ જેવા છે.

આમાંથી પહેલા ગ્લીસરીન વિષે જોઈએ. ૧૭૮૯માં શીલે નામના વૈજ્ઞાનિકે ઑલિવ તેલને મુર્દાશિંગ (litharge) સાથે ગરમ કરીને તેનું વિઘટન કર્યું તેમાંથી અદ્રાવ્ય પદાર્થો જુદા કાઢી લીધા પછી જે પ્રવાહી બાકી રહ્યું તેનો સ્વાદ તેને મીઠો લાગ્યો. એ ગ્લીસરીન હતું. પછી તો ઉપર જણાવ્યા મુજબ શેવરૂલે બતાવી આપ્યું કે કોઈ પણ તેલ કે ચરબીમાંથી ગ્લીસરીન મેળવી શકાય છે.

આ સિવાય ખાંડને યીસ્ટ વડે આથીને દારૂ બનાવવાની ક્રિયામાં પણ લગભગ ૨·૫ ટકા ગ્લીસરીન પેદા થાય છે. ગ્લીસરીનનો ઉપયોગ જેમજેમ વધતો ગયો તેમતેમ તેની બનાવટ માટે નવીનવી રાસાયનિક રીતો યોજવામાં આવી છે. તેની વિગતોમાં આપણે ન ઊતરતાં મુખ્યત્વે સાબુમાંથી ગ્લીસરીન કેવીરીતે મેળવવામાં આવે છે તે જોઈએ. સાબુ થઈ ગયા પછી પાણીમાં મીઠું ઉમેરવામાં આવે છે આથી સાબુ ઉપર તરે છે અને ગ્લીસરીન નીચેના પાણીમાં રહી જાય છે તે પાણીમાં પચીસ ટકા ગ્લીસરીન હોય છે થોડા વર્ષો પહેલાં આ દ્રાવણનો ઉપયોગ કોઇ જાણતું ન હતું અને તેને ફેંકી દેવામાં આવતું પણ આજે તો સાબુની બનાવટનો નકામો ગણાતો આ ભાગ (spent lyes) ગ્લીસરીનની પેદાશનું એક મુખ્ય સાધન થઇ પડ્યું છે. રસાયનશાસ્ત્ર નકામાંથી સારું કેવીરીતે બનાવે છે તેનું આ એક ઉદાહરણ છે. આ નકામા ભાગમાં ખૂબ મીઠું, થોડો કૉસ્ટિક સોડા અને બીજા પદાર્થો હોય છે તે દૂર કરવા માટે પ્રથમ તેમાં તેજાબ નાખવામાં આવે છે, પછી તેને ગાળી નાખીને અદ્રાવ્ય કચરો કાઢી નંખાય છે. ત્યારબાદ તે દ્રાવણને હવા કાઢી લીધેલા બંધ વાસણમાં ઓછા દબાણે ઉકાળવામાં આવે છે આથી મીઠું જુદું પડી જાય છે, જે ફરી વાપરી શકાય છે. પછી તે ગ્લીસરીનયુક્ત દ્રાવણને અતિશય ગરમ કરેલી વરાળ વડે આસવવામાં આવે છે. છેવટે આ પાણીવાળા આસવને નિર્વાત વાસણોમાં વરાળ વડે ઉકાળવાથી ગ્લીસરીન તૈયાર થાય છે. આ ગ્લીસરીનને ખુલ્લા વાસણમાં ઉકાળવાથી તેનું વિઘટન થાય છે અને તેમાં રંગીન પદાર્થો પેદા થાય છે

ગ્લીસરીનના ઉપયોગો અનેકવિધ છે: તેની સાથે નાઇટ્રિક ઍસિડનું સંયોજન કરવાથી ગ્લીસરીલ ટ્રાઇનાઇટ્રેટ જેવું સ્ફોટક બને છે.

દવાઓમાં આલ્કલી ક્ષાર હોય છે. વળી, કોપીઈંગ ઈન્ક તથા વૉટર કલરના રંગોની બનાવટ ઉપરાંત, પારદર્શક સાબુ, બુટ-પૉલિશ, બનાવટી રેશમ, સેલ્યુલોઈડ, છાપવાની શાહી, કાગળની બનાવટ વગેરે અનેક ઉપયોગોમાં તે ખપ લાગે છે. મોટરના રેડીએટરમાં તથા ગૅસ માપવાના મીટરમાં પણ પાણી ઠંડીને લીધે ઠરી ન જાય તે માટે સાથે ગ્લીસરીન નાખવામાં આવે છે. મોટરની હાઈડ્રૉલિક બ્રેકમાં પણ તેનો ઉપયોગ થાય છે.

ગોળાની બનાવટમાં થાય છે. તેના પર નાઈટ્રિક ઍસિડની પ્રક્રિયા કરીને બનાવેલા નાઈટ્રો-ગ્લીસરીનને ગરમી આપવાથી ભયંકર ધડાકો થાય છે. ૩ ભાગ નાઈટ્રો ગ્લીસરીન અને ૧ ભાગ કીસલગુર રેતી મેળવવાથી ડાયનેમાઈટ બને છે. આ મહાવિનાશકારી શોધ સ્વીડનના સુપ્રસિદ્ધ નોબેલ પ્રાઈઝના સંસ્થાપક આલ્ફ્રેડ નોબેલે કરી હતી. કોરડાઈટ નામના બોમ્બ પદાર્થમાં ૧૮ ભાગ નાઈટ્રો-ગ્લીસરીન હોય છે આમ, યુદ્ધ માટે ગ્લીસરીન એક અત્યંત મહત્ત્વનો પદાર્થ છે

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી આવતી લેખમાળા : આપણી વનસ્પતિ : હપ્તો ૧૪

# આસોપાલવ

લેખક પ્રો. જયંતીલાલ દે. ઓઝા એમ. એસસી.



આસોપાલવનાં પાન, ફૂલ અને ફળ

આપણા પ્રત્યેક ધાર્મિક અને માંગલિક પ્રસંગે પવિત્રતા ને શુભના પ્રતીક તરીકે સૌકોઈ જેનો ઉપયોગ કરે છે એ આસોપાલવથી તો કોણ અજાણ્યું હશે? પૂજનવિધિ તેમજ આનંદોત્સવોમાં આસોપાલવનાં પાનના તોરણનો ઉપયોગ ત્યારથી તે રંક સુધી જાણીતો છે.

આસોપાલવને મરાઠીમાં અશોક અને 'ધી ઇન્ડિયન માસ્ટ ટ્રી' (The Indian Mast Tree) કહે છે તેનું શાસ્ત્રીય નામ પૉલીઍલ્થિયા લૉન્ગીફૉલિયા (Polyalthia Longifolia, Benth. & Hook). પૉલીઍલ્થિયા એટલે 'અનેક ગુણવાળુ' એ ગ્રીક શબ્દો (પૉલી=અનેક+ઍલ્થેસિસ=ગુણકારી)નું બનેલું એ નામ આસોપાલવના ઔષધીય ગુણોનું સૂચક છે લૉન્ગીફૉલિયા એટલે 'લાંબા પાનવાળી વનસ્પતિ'

આ વૃક્ષ મૂળ તો સિલોનનું વતની; પણ તેનાં લીલાછમ સુંદર પાનની ઘટાને લીધે શોભા તેમજ છાયાવૃક્ષ તરીકે તે બાગબગીચા ને રસ્તાઓ પર હિંદમાં એટલું બધું ઉગાડવામાં આવે છે કે તે જાણે આપણે ત્યાંનું જ વતની હોય એટલું પરિચિત છે.

આસોપાલવનું રમણીય વૃક્ષ સીધું ઊંચું ઊગે છે; અને પાનખરના એકાદ માસના ગાળા સિવાય તે સદા યે લીલું હોય છે. તેનાં પાન સાદાં, ૬ થી ૮ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પહોળાં, ટોચે અણીવાળાં, લીસાં, ચળકતાં, અને પાણીનાં મોજાં માફક ચઢઉતર કિનારીવાળાં નજાકત ભરી કિનારવાળાં હોય છે. દરેક પાનને ¼ થી ½ ઇંચ લાંબી દાંડી હોય છે. વસંતે વૃક્ષ પર નવાં પાન ફૂટે છે ને જૂનાં ખરવા માંડે છે. આ ઋતુમાં નવા કૂમળાં પાનવાળું વૃક્ષ મનોરમ લાગે છે.

તેનાં ફૂલોનો ઉદ્ભવકાળ એપ્રિલથી જૂન. એ નાનાં, પીળાશપડતાં લીલાં ને સુગંધરહિત હોય છે. ફૂલમણિની ૬ પાંખડીઓ પણ આકારે આસોપાલવનાં પાન જેવી જ હોય છે.

આસોપાલવ એ સીતાફળ, રામફળ આદિ વર્ગની વનસ્પતિ છે. તેનું ફળ ઇંડા આકારનું ૪ ઇંચ લાંબું, બન્ને છેડે ગોળાકાર અને લીસું હોય છે. તે ચોમાસે પાકે છે ને તેમાં એક બીજ હોય છે. ટૂંકી દાંડીવાળાં એવાં અનેક ફળો એકજ મુખ્ય દાંડી પર ટોચે ઝૂમખાઓમાં હોય છે. આસોપાલવ એ બીજવડે ઊગે છે. ઊગવામાં આ વૃક્ષ ધીમું છે.

આસોપાલવનો ઉપયોગ છાયાવૃક્ષ તરીકે ખૂબ થાય છે. તેની છાલમાંથી સારા રેસા મળે છે અને તે દોરડાં તેમજ જાડી ચટાઈઓ બનાવવામાં વપરાય છે. તેનું લાકડું પીળાશ પડતું સફેદ, વજનમાં હલકું અને વળે તેવું હોય છે અને એક ઘનફૂટનું વજન ૪૪ થી ૪૮ રતલ થાય છે. બંગાળામાં તે પેન્સિલો તથા પેટીઓ બનાવવામાં અને મદ્રાસમાં દારૂનાં પીપ બનાવવામાં વપરાય છે. ચીનમાં તે દીવાસળી બનાવવાના ઉપયોગમાં લેવાય છે.

આયુર્વેદમાં આસોપાલવનાં મૂળ, છાલ, પાન, ફૂલ, ફળ બધાંનો ઉપયોગ થયો છે. સ્ત્રીઓનાં–ખાસ કરીને ગર્ભાશયનાં દરદોમાં, તે વિવિધરીતે વપરાય છે અને અસરકારક કામ આપે છે ઓરિસ્સામાં આસોપાલવની છાલ તાવ માટે પણ વપરાય છે.

આસોપાલવનું રાસાયનિક અન્વેષણ કરતાં તેમાં 'એ', 'બી', 'સી' અને 'ડી' વિટામિન હોવાનું માલૂમ પડ્યું છે.

આસોપાલવને મરાઠીમાં 'અશોક' કહે છે તે મુજબ કેટલાક લોકો તેને અને અશોક વૃક્ષને એકજ સમજે છે, તે ભૂલ છે. સંસ્કૃત કાવ્યોએ વર્ણવેલો ખરો અશોક તો જુદી જ (શિંબી વર્ગની) વનસ્પતિ છે અને તેનું વર્ણન માર્ચ '૪૭ના અંકમાં આવી ગયું છે.

ટૉનિક બનાવવા, ગ્લીસરીન બોરિક આસિડ તો દવા તરીકે પણ ખૂબ જાણીતા છે. બાળકને આંતરડાંમાં મળ જામી ગયો હોય ત્યારે ગ્લીસરીનની પિચકારી આપવાથી મળ છૂટે છે અને તેને આરામ થાય છે. વળી દ્રાવક તરીકે પણ ગ્લીસરીન ખૂબ ઉપયોગી છે. તે હવામાંથી ભેજ ચૂસે છે. શિયાળામાં ચામડી ફાટી જાય ત્યારે ગ્લીસરીન ચોપડવાથી ફાયદો થાય છે. સૌંદર્ય-સાધનો (કૉસ્મેટિક્સ)ની બનાવટમાં પણ તેનો ઉપયોગ થાય છે. તેનો ગળ્યો સ્વાદ સૌ કોઈને જાણીતો છે. શુદ્ધ ગ્લીસરીનને ઠંડું કરવાથી તેના સ્ફટિકો બને છે અને તેમનું ગલનબિંદુ ૧૭° ડિગ્રી હોય છે.

આપણા દેશમાં સાબુનાં ઘણાં કારખાનાં છે, તથા ચરબી-ઉદ્યોગ વગેરે પણ સારો ઉદ્યોગ ચાલે છે; છતાં તેમાંથી ઉત્પન્ન થતા ગ્લીસરીનનો કોઈ લાભ લેતું નથી, કેમકે ગ્લીસરીન બનાવવાની રીત જરા મુશ્કેલ હોઈ તેમાં પૈસા પણ સારી રીતે રોકવા પડે એમ છે. આથી આપણો બધો ગ્લીસરીન નકામો જાય છે. હિંદમાં માત્ર બે જગ્યાએ જ ગ્લીસરીન બનાવાય છે: એક બંગાળમાં લીવર બ્રધર્સ લિમિટેડ (ઇન્ડિયા)માં અને બીજું ધી તાતા ઑઇલ મિલ્સ કંપની લિમિટેડમાં. યુદ્ધકાળમાં તેમનો બધો ગ્લીસરીન સરકાર લઈ લેતી. પણ હવે તેમનો માલ બજારમાં દેખાવા લાગ્યો છે. (ચાલુ)

**વાસુદેવ બળવંત ફડકે** (પૃ. ૧૧૩થી ચાલુ) બે મહિના સુધી ગયા, પણ ફડકેએ સત્તાવનના સંગ્રામવીર તાત્યા ટોપેની માફક તેને એવા કૌશલ્ય તથા હિંમતથી ભમાવ્યો કે તેના બધા પ્રયત્નો વ્યર્થ ગયા. પણ આખરે રામોશી લોકો ફડકેનો ક્રાંતિનો સિદ્ધાન્ત સમજ્યા વગર કેવળ લૂંટફાટનો જ ધંધો લઈ બેસવાથી ફડકે તરફની લોકોની સહાનુભૂતિ ઓછી થવા લાગી. આવી સ્થિતિમાં ફડકે એકલા પડી ગયા, અને અંતે ૧૮૭૯ના જુલાઈની ૨૦મીની રાત્રે વિજાપુર જિલ્લાના દેવરગાવડી ગામના બુદ્ધવિહારમાં તે [illegible] હતા ત્યારે તેમને પકડવામાં આવ્યા.

સરકારે ત્યાંથી તેમને પૂનામાં લાવીને નવેમ્બરમાં તેમના પર કેસ શરૂ કર્યો. સાર્વજનિક કાકા અને મહાદેવ ચિમણાજી આપ્ટેએ તેમના બચાવ માટે ખૂબ જહેમત લેવા છતાં તેમને જન્મટીપની સજા થઈ. હિંદમાં આપાયેલી જન્મટીપની એ પહેલી સજા હતી. આ સજા સાંભળીને તે ધીરોદાત્ત પુરુષ જરા પણ ન ડગ્યો. ઊલટું, આ પરતંત્રતાના અસહ્ય જીવનમાંથી છોડાવી જન્મટીપ ઉપર મોકલવા માટે ન્યાયાલયનો તેણે આભાર જ માન્યો.'

જન્મટીપ માટે તેમને આંદામાનને બદલે એડન મોકલવામાં આવ્યા. ત્યાં પણ આ સ્વાતંત્ર્યવાંછુ આત્માએ જેલમાંથી નાસી છૂટવાનો બહાદુરીભર્યો પ્રયત્ન કર્યો. હાથપગની બેડીઓ તોડી, કોટડીનું બારણું ભાંગી નાખી તે જેલથી ૧૫ માઈલ દૂર નાસી છૂટ્યા. પણ પૂરા ૧૨ કલાક આમ મુક્તિની હવા માણી ન માણી ત્યાં તો ફરી પકડવામાં આવ્યા અને વધુ કડક બંદોબસ્તમાં રાખવામાં આવ્યા. એ યાતના સહન કરતાં તે વીરને એડનની હવા માફક ન આવી અને તેમને ક્ષય લાગુ પડ્યો. છેવટે ઈ. ૧૮૮૩ના ફેબ્રુઆરીની ૧૭મીએ ભારતનો એ પ્રથમ ક્રાંતિવીર મૃત્યુ પામ્યો.

હિંદના આધુનિક સ્વાતંત્ર્યયુદ્ધના ઇતિહાસનું પહેલું પાનું પોતાના બલિદાનથી લખનાર આ હુતાત્મા વિષે સ્વ. કેળકરે લખ્યું છે: 'નાનાસાહેબ પેશ્વા પછી જેમનું નામ લેતાં અંગ્રેજો ભયભીત બનતા એવા ફડકે જ પ્રથમ હતા. 'વાસુદેવ બળવંત' એ શબ્દ [illegible] પહેલાંના કાળમાં રાષ્ટ્રીય સ્ફૂર્તિના શબ્દો મનાતા.'

# વાંચનકળા

સમજાવનાર આ લેખ વાંચો અને તમને એ વિષયનું નવું અને પ્રગતિકારક જ્ઞાન મળશે.

વાંચવામાં પણ કળા રહેલી છે એ ઘણાને ખબર નહિ હોય. એક જ લખાણ વાંચવાનું શરૂ કરનારી બે વ્યક્તિઓમાંથી એક તે જલદી વાંચી રહે છે, જ્યારે બીજાને તેનાથી બમણો વખત લાગે છે. તે છતાં પહેલીને તે લખાણમાંની ઝીણી વસ્તુઓ યાદ રહે છે. તેટલી બીજાને યાદ રહેતી નથી. આનું કારણ શું? સવાલ એક જ છે કે પહેલીએ વાંચનની કળા હસ્તગત કરી છે; બીજીએ નથી કરી.

નીચે આપેલો ફકરો ધ્યાનપૂર્વક વાંચી જાઓ અને પછી તેની નીચે આપેલા સવાલોના જવાબો આપો. આથી તમારા વાચનમાં શી ખામી છે તે જણાઈ આવશે.

'આજે આપણે હૃદયસ્થ પરમાત્માની પ્રાર્થના કરીએ કે હે હૃદયસ્થ દેવ ' હે અંતર્યામી ભગવાન ' અમને સ્વાતંત્ર્યના સાચા ઉપાસક બનાવ. સ્વાતંત્ર્ય ઉપરની અમારી શ્રદ્ધા જાય તે પહેલાં જ અમારા શરીરમાંથી અમારા પ્રાણ ચાલ્યા જાઓ ' અમે આજ સુધી બહુ દુઃખ વેઠ્યું છે, તેથી કોઈ પર દુઃખ ગુજારવાની અમને બુદ્ધિ ન સૂઝો. આજ સુધી પરાધીનતામાં સડ્યા છીએ. તેથી કોઈનું સ્વાતંત્ર્ય છીનવી લેવાની વૃત્તિ કે શક્તિ અમારામાં ન આવો. સામ્રાજ્યના આશીર્વાદ ભેગા ઘણા ભોગ થઈ ગયા. કોઈ કાળે ઐહિક સામ્રાજ્ય રચવાની લાલસા અમારા હૃદયમાં જન્મ ન પામો. આધ્યાત્મિક એક ત્યાગ જ રહ્યો. ને આટલી તપશ્ચર્યાથી મેળવેલું સ્વાતંત્ર્ય અમારા દુર્ભાગ્ય તથા બેદરકારીથી કલુષિત ન થાઓ. અનંતકાળ સુધી પરાક્રમ, સંયમ અને વિનયના ફળરૂપે દુનિયામાં તે શોભતું રહો.'

હવે આ ફકરો વાંચી જવાને તમે (૧) કેટલો વખત લીધો હતો? (૨) તમારા મગજમાંથી અવાજ નીકળતો હતો? (૩) વાંચતાં-વાંચતાં તમે કોઈવાર શબ્દો સાંભળવાનો પ્રયત્ન કરતા હતા? (૪) વાંચતી વખતે લીટીની ઉપર તમારી આંગળી પણ ફરતી હતી? (૫) તમારું માથું આમતેમ ફરતું હતું?

આમાંના એક પણ સવાલનો જવાબ હા માં હોય તો તમારા વાંચવામાં મોટી ખામી છે, તમારી વાંચવાની ઝડપ એથી અટકે છે. આ ખામીઓ દૂર કરીને વાંચતો વાચક મિનિટના [illegible] શબ્દો વાંચી શકે છે ને જે વાંચે છે તેનો અર્થ આમ જ ગ્રહણ કરતો જાય છે. એવા વાચકને વાક્યનો અર્થ બેસાડવા તેને ફરીફરી વાંચવું પડે છે.

વાંચનની કળાનાં મુખ્ય સાધનો બે: આંખ અને મગજ. આંખથી શબ્દો લેવાના અને મગજથી તેનો અર્થ તારવવાનો. તમારી નજરને બરાબર પકડી રાખો, ડોકને સ્થિર રાખો, તમારા સ્વરયંત્રને ઢીલું બનાવી દો, તમારા મસ્તક અને આંગળીઓને પણ સ્થિર રાખો અને માત્ર આંખો જ પાના ઉપર ફેરવો. આમ, જે માત્ર ઇન્દ્રિયો અને સાધનોની જરૂર છે તેનો જ ઉપયોગ કરો. તમારી ઇન્દ્રિયોનો દુર્વ્યય ન કરો. માત્ર આંખો અને મગજ વડે તમે સારી નવલકથાથી માંડી ભારે વાચનનું કોઈ પણ પુસ્તક સરળતાથી વાંચી શકશો.

પણ આંખનો ઉપયોગ કરવો કઈ રીતે? [illegible]

તથા તે આંખના [illegible] માત્ર આંખોનું જ હલનચલન થાય છે; પણ તે એવીરીતે કે આંખોને શબ્દો સિવાય બીજું કશું જ દેખાતું નથી. શબ્દ વાંચતી વખતે આંખ સ્થિર હોય છે અને વાક્ય વાંચતાંવાંચતાં આંખ ફરે છે.

વાંચતી વખતે એક લીટી વાંચતાં કેટલેક ઠેકાણે આંખ અટકે છે. એક નબળો વાચક ૩ ઇંચ લાંબી એક લીટી વાંચતાં ૬ વાર અટકે છે, સામાન્ય વાચક ૪ વાર, જ્યારે બાહોશ વાચકને માત્ર બેથી ત્રણ વાર જ અટકવું પડે છે. જેમ માણસ વધુ વાર અટકે છે તેમ રસ્તામાં જ તેની શક્તિ ખલાસ થઇ જાય છે, અને ને છેડા સુધી પહોંચે છે ત્યારે પણ થોડું, ને કેટલીક વાર તો મુદ્દલ પણ યાદ રાખી શકતો નથી.

વાંચતી વખતે આંખ જેમ બને તેમ ઓછાં સ્ટેશને અટકે તે માટેનો ઉપાય એ છે કે એકએક શબ્દવાર વાંચવાની નહિ પણ એકીસાથે શબ્દસમૂહ વાંચવાની ટેવ પાડવી. પોતાની સ્મરણશક્તિથી જગતભરમાં પ્રખ્યાત થએલા વિવેકાનંદ વિષે એમ કહેવાય છે કે તે આખો ફકરો ને ફકરો આંખને ક્યાંયે અટકવા દીધા સિવાય વાંચી શકતા. આપણે એટલું બધું નહિ તો યે એક આખું વાક્ય (અથવા વાક્ય લાંબું હોય તો તેના બેત્રણ ભાગ સામટા) વાંચવાની ટેવ પાડવી જોઇએ. હવે નીચે બે વાક્યો આપ્યાં છે, તેમાં ક્યાંક્યાં અટકવું જોઇએ તે નિશાની કરીને બતાવ્યું છે:

જગતના કોઇપણ દેશે | હિંદ જેટલા મહાપુરુષો | પેદા કર્યા નથી.

દેશની પ્રગતિ તથા સલામતીનો આધાર | માત્ર તેના નેતાઓ પર જ નથી.

આમ દરેક શબ્દ જુદોજુદો ન વાંચતા ઉપર બતાવ્યા પ્રમાણે શબ્દ-સમૂહ સાથે વાંચવાની ટેવ પાડવામાં આવે તો ઝડપથી તથા ચોકસાઈથી વાંચવાની માણસની શક્તિ અનેકગણી વધી શકે.

પણ દરેક વાક્યમાં ઉપર બતાવ્યા પ્રમાણે શબ્દસમૂહો સ્પષ્ટ-રીતે જુદાજુદા પડી પણ ન શકે. તેથી આખું વાક્ય ને વાક્ય સામટું [illegible] વાંચવાની આંખને ટેવ પાડવી જોઈએ. બાહોશ વાચકને એ શબ્દસમૂહો કે વાક્યેવાક્યે થોભીને વખત ગુમાવવાની પણ જરૂર પડતી નથી. તે તો સડસડાટ વાંચ્યે જાય છે.

આમ, વાચનની કળા હસ્તગત કરવાનો પહેલો નિયમ એ કે, માત્ર આંખો અને મગજની મદદ વડે શબ્દસમૂહો વાંચવાની ટેવ પાડીને તમારી વાંચવાની ઝડપ સુધારો.

પણ વાંચવું એ સાઈકલ ચલાવવા જેવું છે. સીધા અડચણ વગરના રસ્તા પર આપણે ઝપાટાબંધ સાઈકલ ચલાવી શકીએ છીએ, પણ [illegible] અટપટા રસ્તા પર ધીમેધીમે સંભાળીને ચલાવવી પડે છે. તે જ રીતે જે પ્રકારનું સાહિત્ય આપણે વાંચતા હોઈએ તેને અનુસરીને આપણે વાંચવાની પદ્ધતિ રાખવાની હોય છે. એકાદ નવલકથા આપણે જે ઝડપે તથા જે રીતે વાંચીએ તે ઝડપે તથા તે રીતે વિજ્ઞાન અગર ગંભીર વિષયનું પુસ્તક ન વાંચી શકીએ.

સાધારણ રીતે વાંચવાની ત્રણ પદ્ધતિ ગણાય: (૧) ઝડપથી વાંચવું; (૨) જોઇતું સાહિત્ય શોધવા માટે ઉપલક દૃષ્ટિ ફેરવીને વાંચવું; અને (૩) અભ્યાસ કરવાની દૃષ્ટિથી ધીમેધીમે વાંચવું. હવે આ ત્રણ પદ્ધતિ પૈકી કઈકઈ પદ્ધતિનો તમે નીચેના પાંચ પુસ્તકો વાંચવામાં ઉપયોગ કરશો?

(૧) 'અર્વાચીન કવિતા': કાવ્ય પરના ગંભીર વિવેચનવાળું પુસ્તક
(૨) માસિકમાં આવેલી કોઈ વાર્તા
(૩) ઍરોપ્લેનની બનાવટ તથા કાર્ય સમજાવતો લેખ
(૪) [illegible]
(૫) હાસ્યમય ટુચકા.

જો તમને વાચનની કળાનો સંપૂર્ણ ખ્યાલ હશે તો તમે (૨) અને (૫) માટે ઝડપી વાચન રાખશો, (૪) માટે ઉપલકિયું વાચન અને (૧) તથા (૩) માટે અભ્યાસયુક્ત વાચન કરશો.

તમે જ્યારે આનંદ ખાતર અથવા હળવું વાચન કરતા હો ત્યારે ઝડપી વાચન ઉપયોગી છે. પણ ઝડપની સાથેસાથે નવલકથા કે વાર્તામાંના કોઇ મહત્ત્વનાં નામ તથા મુદ્દા ન ભૂલી જાઓ તે ખાસ જોવું જોઇએ નહિ તો તે વાર્તામાંનો સાચો રસ તમે નહિ માણી શકો. હવે, ઝડપથી ને સાવચેતીભરી રીતે વાંચવાની તમારી શક્તિ કેટલી છે તે નીચેનો નાનકડો પ્રસંગ વાંચીને તેની પછીના સવાલોના જવાબો તમે કેટલા સાચા આપી શકો છો તે પરથી જણાશે.

'એક વરુ ગામમાંથી એક બકરું ઉપાડીને પોતાની બોડ તરફ જતું હતું ત્યાં રસ્તામાં સિંહ મળ્યો. સિંહે કંઇ પણ દલીલ કર્યા વિના વરુના મોંમાંથી શિકાર આંચકીને પોતાની ગુફા તરફ ચાલવા માંડ્યું. સિંહ જરા આઘે ગયો એટલે વરુ બોલ્યો: 'આમ કોઈનો માલ પડાવી લેતાં શરમ નથી આવતી?' સિંહ હસીને બોલ્યો: 'અને આપને તો આ માલ બકરાના માલિકે હોંશથી ભેટ દીધો હશે ખરું!'

૧. વરુ કોને ઉપાડી જતો હતો? ઘેટાને કે બકરાને?

૨. વરુને સિંહ ક્યાં મળ્યો? ગામમાં, બોડ પાસે કે રસ્તામાં?

જ્યારે ઢગલાબંધ માહિતીમાંથી પોતાને જોઇતું સાહિત્ય શોધી કાઢવાનું હોય ત્યારે ઉપલક દૃષ્ટિએ જોઇ જવાની શોધક દૃષ્ટિથી વાંચવું પડે છે. આવે વખતે એક ડિટેક્ટિવની માફક તમારે વાંચવાનું હોય છે. દરેક વસ્તુ કાળજીપૂર્વક વાંચવા પાછળ વખત બગાડવો પરવડતો નથી. પેરેગ્રાફ કે વાક્યની શરૂઆતના માત્ર થોડાક શબ્દો વાંચ્યા ન વાંચ્યા કે તરત બીજે ઠેકાણે તમારે નજર દોડાવી જવાની હોય છે. તમારે જોઈતા સાહિત્યને લગતો ક્યાંક એકાદ શબ્દ દેખાય કે તેને તરત પકડી લેવાનો હોય છે. આમ, આ પદ્ધતિમાં એક ફકરા પરથી બીજા પર કૂદકા મારવાના હોય છે.

પણ કોઇ ગંભીર વિષયનું વાચન કરવાનું હોય તે વખતે અભ્યાસ-યુક્ત વાચન ઉપયોગી છે. તે માટેનું સમીકરણ આ પ્રમાણે છે:

ધીમી ગતિ + એકાગ્રતા = અભ્યાસયુક્ત વાચન

તેમાં ધીમેધીમે વાંચવાની સાથે તમારે આગલા ફકરાના વિચારો પકડી રાખી તેનો બીજા ફકરા સાથે કેવોક મેળ મળે છે તથા આખા પુસ્તક કે લેખમાં તે વિષયને કેવીરીતે ચર્ચ્યો છે તે સર્વવસ્તુ મગજમાં પકડી રાખવાની હોય છે. એકાગ્રતાથી કરેલું આ જાતનું વાચન લાભકર્તા છે.

વાચનની કળાના હેતુઓ બે: એક તો લખાણમાંના વિચારોને પચાવવા; અને બીજું, વાચનને જેમ બને તેમ ઝડપી બનાવવું. ઉપર જણાવેલી કેટલીક સૂચનાઓ ધ્યાનમાં લેવામાં આવે તો માણસની વાંચવાની શક્તિ અસાધારણરીતે વધી જાય.

## નવાં પુસ્તકો

**કલ્યાણરાય જેઠાભાઈ બક્ષીનું જીવનવૃત્તાંત:** ઈડર રાજ્યના એક વખતના દીવાન તથા છપ્પનિયા કાળમાં ભગીરથ રાહતકાર્ય કરનાર શ્રી કલ્યાણરાય બક્ષીનું વિસ્તૃત જીવન વૃત્તાંત: લે૦ ને પ્ર૦ હિંમતલાલ કલ્યાણરાય બક્ષી; **વિરાટ જાગે:** દેશી રાજ્યમાં પ્રજાજાગૃતિ તથા ક્રાંતિ આલેખતું નાનકડું નાટક: લે૦ નાથાલાલ દવે. ૧૧૧૬, કૃષ્ણનગર, ભાવનગર.

# વાસુદેવ બળવંત ફડકે

## સ્વાતંત્ર્યના શહીદો [૮]



૧૮૫૭ના પરાજ્ય પછી જ્યારે પ્રજા પારતંત્ર્યની શાંતિશય્યામાં મોહનિદ્રા લેતી હતી ત્યારે હિંદમાં સૌ પ્રથમ પ્રજાસત્તાક રાજ્યની ઘોષણા કરીને બ્રિટિશ સલ્તનત સામે એકલે હાથે પહેલો સશસ્ત્ર બળવો જગાવનાર હિંદના આ આદ્ય ક્રાંતિકારીનો જન્મ ઈ. ૧૮૪૫ની ૪થી નવેમ્બરે કુલાબા જિલ્લાના શિરઢોણ ગામમાં એક પ્રતિષ્ઠિત ને શ્રીમંત કુટુંબમાં થયેલો. માત્ર અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનું જ શિક્ષણ લઈ, જી. આઈ. પી. રેલવેમાં ૧૦ રૂપિયાના પગારે તે નોકરીએ ચડ્યા, અને ત્યાંથી કૉલેજના કારકુન તરીકે રહ્યા પછી છેવટે ૧૮૬૫ના અરસામાં પૂનામાં 'મિલિટરી ફાઇનાન્સ ઑફિસ'ની સરકારી નોકરીમાં સ્થિર થયા.

સરકારી નોકરી સ્વીકારવા છતાં તેમના અંતરમાં તો સ્વાતંત્ર્યની જ્વાળા પ્રજ્વળી રહી હતી. પૂનામાં ઠેરઠેર દેખાતા ગત-વૈભવનાં જીવતા સ્મારકો સમા પેશ્વાઈ વખતના ભગ્નાવશેષો તેમની સ્વાતંત્ર્યઝંખનાને વધુ સતેજ કરતા. ચિત્તની એવી બેચેન સ્થિતિમાં ઈ. ૧૮૭૨માં ગંભીર માંદગીને બિછાને પડેલી માતાની અંતિમ મુલાકાત નોકરીના બંધનને કારણે લઈ ન શકવાથી તથા તેમના શ્રાદ્ધ માટે પણ રજા ન મળવાથી ગુલામી વિરુદ્ધની તેમની ચીડ વધુ ઉગ્ર બની. પોતાની આ ભાવના લોકોમાં ફેલાવવા તેમણે પ્રભાત ફેરી કાઢવા માંડી તથા આજુબાજુનાં ગામોમાં પ્રચાર કરવા માંડ્યો.

આમ રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાની તેમની તમન્ના જ્યારે આકાર લઈ રહી હતી ત્યારે જ, ૧૮૭૬–૭૭માં મહારાષ્ટ્રમાં ભયાનક દુકાળ પડ્યો. લોકોની દુઃસ્થિતિ જાણવા તે બધે ફર્યા અને જનતાનાં અકથ્ય દુઃખો જોઈ તેમનું અંતર કકળી ઊઠ્યું. પોતાથી બની શકે તેટલી તનમનધનપૂર્વક મદદ તો કરી. પણ તેટલાથી શું થાય ? આવી હૈયાધારૂ સ્થિતિમાં તેમના અંતરની વેદના દૃઢ નિશ્ચય રૂપે તેમના મુખ વાટે બહાર પડી : 'ઓ મારા હિંદુસ્તાનવાસી બંધુઓ ! જેમ દધીચિ ઋષિએ પોતાનાં અસ્થિ દેવોના કલ્યાણ માટે કાઢી આપ્યાં હતાં તેમ હું પણ મારો પ્રાણ તમારા કલ્યાણ માટે કાઢી આપીશ.' આવા ભીષ્મ નિર્ધાર સાથે તે પૂના પાછા આવ્યા અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે નિશ્ચિત માર્ગની યોજના આંકવા લાગ્યા.

તે કાળે લોકોની સ્વાતંત્ર્ય-તમન્ના શમી ગઈ હતી, એટલું જ નહિ પણ સત્તાવનની અંધાધૂંધી તથા પરાજ્ય પછી અંગ્રેજોએ દેશમાં સ્થાપેલી શાંતિ લોકોને ગમી ગઈ હતી. અંગ્રેજોના સામર્થ્ય અને રાજ ચલાવવાની શક્તિથી પણ લોકો અંજાઈ ગયા હતા. મહારાષ્ટ્રમાં ન્યાયમૂર્તિ રાનડે અને સાર્વજનિકકાકા 'સાર્વજનિક સભા' દ્વારા સ્વદેશીના પ્રચાર કરી લોકે પ્રજા-જનમતિનુ કાર્ય કરતા હતા; પણ ફડકેનું ક્રાંતિકારી હૃદય આ નાનકડા કાર્યથી કેમ સંતોષ માને ? સ્વરાજ્ય-પ્રાપ્તિ માટે તો શસ્ત્રાસ્ત્રનો જ ખણખણાટ જ આવશ્યક છે એમ તેમને તો લાગ્યું, અને તે માટે મજબૂત ક્રાંતિકારી સંગઠન ઊભું કરવાનો નિશ્ચય કરીને તે ઉત્સાહથી કામે લાગ્યા.

ક્રાંતિનું શિક્ષણ આપવા તેમણે ગુપ્ત વર્ગો શરૂ કર્યા. તેમાં યુવાનોને તલવાર ચલાવતા, બંદૂક ફોડતા તથા ઘોડેસવારી કરતાં શીખવવા માંડ્યું. દેશદાઝવાળા ઉત્સાહી યુવાનો તેમને વીંટળાઈ વળ્યા. પણ રાજ્યક્રાંતિ કરવા માટે બે વસ્તુઓ આવશ્યક છેઃ માણસો અને પૈસા. મનુષ્યબળ માટે શહેરના સુશિક્ષિત મધ્યમ વર્ગના લોકોને બદલે પૂનાની આસપાસના મામડાંઓમાંના અભણ પણ લડાયક જુસ્સાવાળા 'રામોશી' લોકોની મદદ લેવાનો નિશ્ચય કરી તે વારંવાર આસપાસનાં મામડાંઓમાં જઈ રામોશી લોકોને અંગ્રેજ વિરુદ્ધ આંદોલન માટે તૈયાર કરવા લાગ્યા. આ મનુષ્યબળ ભેગું કર્યા પછી પૈસા મેળવવા માટે ક્રાંતિકારીઓનો રાજમાર્ગ મનાતો લૂટ અને ધાડનો રસ્તો લેવાનું તેમણે ઠરાવ્યું. અને તે માટે ઈ. ૧૮૭૯ના ફેબ્રુઆરીમાં તેમણે પૂના છોડ્યું અને મામડાંઓમાં જઈ અંગ્રેજ સલ્તનત સામે ખુલ્લો 'બળવો' પોકાર્યો.

ત્યાર બાદ ધામારી, વાલ્હે, નિળમાગ એમ એક પછી એક ગામો પર ફડકેની નીડર અને નીરુજિક ધાડો પડવી શરૂ થઈ. પારતંત્ર્યના કાજળકાળા આકાશમાં થએલા આ તેજસ્વી ચમકારાથી મોહનિદ્રામાં પડેલો દેશ સળવળી ઊઠ્યો. મહારાષ્ટ્રમાં તો ફડકેનું નામ ઘેરઘેર પહોંચી ગયું. સરકાર મોડી જાગી અને ચાંપતી તકેદારી લેવા માંડી પણ ફડકેની હિંમતભરી પ્રવૃત્તિ વણઅટકી ચાલુ જ હતી. ચિખલી અને પળસ્પે ગામ પણ લુંટાયા બાદ પૂના પર ફડકેનો હુમલો આવે છે એવી પણ અફવા ઊડેલી, અને બરાબર તે જ દિવસે પૂનાના વિશ્રામબાગ મહેલમાં મોટી આગ લાગવાથી તો સરકારના હોશકોશ ઊડી ગયા. રામોશીઓની મદદથી બળવો જગાવનાર ફડકેનો આ પ્રયાસ ભાવિક લોકોની શ્રદ્ધાથી સ્વરાજ સ્થાપનાર શિવાજી મહારાજના જેવા યોદ્ધાને જણાવા લાગ્યો.

અંગ્રેજ સરકારને હવે ડર લાગ્યો અને તેણે આકરા ઉપાય લેવા માંડ્યા. ફડકેને પકડી લાવવા માટે હજારો રૂપિયાનું ઇનામ જાહેર કર્યું અને એક મોટી સેના સાથે મેજર ડૅનિયલને આ બળવો દાબી દેવા મોકલવામાં આવ્યો. ફડકેએ પણ તે માટે સામાં પગલાં લેવા શરૂ કર્યાં. તેણે પોતાની સહીથી એક જાહેરનામું બહાર પાડીને તે વખતના મુંબાઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલનું માથું લાવનારને મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું. મેજર ડૅનિયલ ઠેકઠેકાણે મોટી સુસજ્જ પલટણો મોકલીને ફડકેને પકડવા (અનુસંધાન પૃ. ૧૧૧મે)

Vlada Richtr
Nam Republiky 8
Ostrov pkarlovy Vary (Czechoslovakia)
16th Feb. 1948

પ્યારા મિત્ર,

તમારા ૨૪મી જાન્યુઆરીના પત્રનો જવાબ આજે લખી શકું છું. તમારા એ પત્રનો ઉત્તર મારા મિત્ર ચાર્લ્સને બદલે હું આપું છું તે માટે કૃપા કરીને મને ક્ષમા કરશો. પણ તેનું કારણ એ છે કે મારો મિત્ર અંગ્રેજીમાં સંતોષકારક લખી શકે તેમ નથી. તે માટે તે બહુ દિલગીર છે. હું તમને તેનાં હાર્દિક વંદન પહોંચાડું છું જોકે હું પણ અંગ્રેજી ભાષા સારીરીતે લખી શકતો નથી તે માટે ઘણો દિલગીર છું. પણ હું આશા રાખું છું કે તમે મારી ભાંગીતૂટી અંગ્રેજી સમજી શકશો, અને વિનતિ કરું છું કે મારી એ ત્રૂટી તમે નભાવી લેશો.

૧૯૪૭ની ૧૧ મી સપ્ટેમ્બરના મારા પત્ર સાથે અમારાં નામ-સરનામાં બિંદ મોકલ્યા પછી અમારા પત્રનો જવાબ મળવાની આશા અમે છોડી દીધેલી. આથી જ્યારે તમારો પત્ર આવ્યો ત્યારે અમને ઘણું આશ્ચર્ય થએલું. તમારા એ પત્ર માટે હું તમારો આભાર માનું છું અને વચન આપું છું કે મારી શક્તિની મર્યાદા બહાર નહિ હોય ત્યાં સુધી આપણા વચ્ચે મૈત્રી સાચવી રાખવા હું પ્રયત્ન કરીશ. એક એશિયાવાસીની યુરોપવાસી સાથેની—એક હિંદીની એક સાથેની એ મૈત્રી છે હવેતમારા પત્રતરફ વળું ને તમારા પ્રશ્નોના જવાબ આપું.

પ્રથમ તો હું મારા પોતાને વિષે થોડુંક જણાવું, કે જેથી મેં મોકલેલા મારા ફોટો દ્વારા તમને મારો સારો પરિચય મળી રહે. હું એક ૨૫ વર્ષનો એક યુવાન છું. મારી ઊંચાઈ ૧૮૨ સેન્ટિમીટર છે તમારો ને મારો જીવનમાર્ગ પણ એક જ—વેપાર—છે પણ મેં મારો વેપારનો અભ્યાસ પૂરો કરી લીધો છે ૧૯૪૨મા પ્રાગની કમર્શિયલ એકેડેમીમાંથી હું તેનો સ્નાતક થયો હાલ હું લશ્કરમા છું અને સેકન્ડ લેફ્ટેનંટનો હોદ્દો ધરાવું છું. અમારા દેશમા પ્રત્યેક યુવાને બે વર્ષ લશ્કરમા નોકરી કરવી જ જોઈએ એવો નિયમ છે. વળી હું નોકરી કરવા સાથે અત્યારે યુનિવર્સિટીમાં કાયદાનો અભ્યાસ પણ કરુ છું. એ અભ્યાસ પૂરો થયે મને J U.Dr. (Jurist Universitae Doctor)ની પદવી મળશે.

હવે હું તમને અહીંની શાળાઓનો શિક્ષણક્રમ સમજાવું. દરેક ૬ વર્ષના બાળકે અહીંની 'સામાન્ય-શાળા'માં ફરજિયાતદાખલ થવાનું હોય છે. ત્યાંનો પાંચવર્ષનો અભ્યાસ પૂરો કર્યા પછી સિવિલ શાળાનો ૪ વર્ષનો અભ્યાસક્રમ હોય છે, અને તે પૂરો કર્યા બાદ ત્રણ વર્ષનો વેપાર કે હાથકારીગરીનો અભ્યાસક્રમ હોય છે, હુન્નર વ્યવસાયના શિક્ષણ સાથે વિદ્યાર્થીએ શાળાનું શિક્ષણ ચાલુ રાખવું જોઈએ; અથવા તો સામાન્ય-શાળાનું શિક્ષણ પૂરું કર્યા પછી વિદ્યાર્થીએ માધ્યમિક શાળાનું ૮ વર્ષનું શિક્ષણ લેવાનું હોય છે, જેને અંતે તે સ્નાતક થાય છે. માધ્યમિક શાળાઓ ઘણા પ્રકારની હોય છે: (૧) વ્યાકરણશાળા-અથવા લેટિન શાળા: જેમાં પૂછળથી તત્ત્વજ્ઞાન શીખવાનું હોય છે. અને એનું શિક્ષણ પૂરું થયા પછી Ph. Dr.ની પદવી મળે છે; (૨) રીઅલ-શાળા: જેમાં ઉદ્યોગધંધાનું વિજ્ઞાન ભણવાનું હોય છે; અને તેને અંતે Inj. Tech.ની પદવી મળે છે; (૩) રીઅલ-લૅટિન-શાળા: જેમાં વૈદક અથવા કાયદાનું શિક્ષણ લેવાને અંતે M. U. Dr. અથવા Justice J.U. Dr.ની પદવી મળે છે. (૪) વેપારની શાળા: જેમા ૪ વર્ષનો અભ્યાસ કર્યા પછી બીજાં ૪ વર્ષ માધ્ય શાળામાં ગાળવાનાં હોય છે. અને તે પછી વેપારના ઉચ્ચ શિ શાળામાં ભણવાનું હોય છે. તેની પદવી: Comm. Ing.

અમારી હાઈસ્કૂલ (કૉલેજો)નો અભ્યાસ-પણ સંકુચિત મ દાવાળો નથી. તેનો અભ્યાસ પૂરો કરતાં પણ ઓછામાં ઓછ વર્ષ લાગે છે અને કેટલાકને તો ૧૦ કે તેથી વધુ વર્ષ પણ લાગે. પ તે તો પરીક્ષાઓ પૂરી કરવા પર આધાર રાખે છે. કેટલા કાલ સમયથી રાજકારણમા જ જીવન વ્યતીત કરવા માગનારાઓ મ રાજકારણ માટેની પણ હાઈસ્કૂલ કાઢવામાં આવી છે.

ઉપરાંત, વિશિષ્ટ અભ્યાસ માટે અહીં ખાસ શાખાઓ છે. દા હસ્તોદ્યોગ શાળા, પોર્સીલેઇન (માટીકામની) શાળા, ચિત્રકારો શિલ્પીઓ માટે કળાશાળા વગેરે. આ સિવાય બીજી કઈકઈ શાખાઓ છે તે હું જાણતો નથી. પણ તમારી જાણ માટે એક વાત લખું આખા યુરોપમાં જૂનામાં જૂની ગણાતી અમારી પ્રાગની ચાર યુનિવર્સિટીની સ્થાપના થયે આ વર્ષે ૬૦૦ વર્ષ પૂરાં થતાં હોવાથ તેનો એક મહોત્સવ અમે ઊજવવાના છીએ. (તેનો સ્થાપક ચાર્લ્સ ૪થો ૧૪મી સદીમાં એક રાજા થઈ ગયો.) હું આશા રાખું છું કે આ ઉપરથી તમને અમારી શાળાઓ વિષે ઘણો ખ્યાલ આવી ગયો હશે

યુવકો માટે અમારા દેશમાં ઘણાં મંડળો છે, જેમાં વિદ્યાર્થીઓ પણ સંગઠન સાધવામાં આવે છે. આ સિવાય દરેક શાળામાં એ વિદ્યાર્થી-સમિતિ હોય છે, જેમાં વિદ્યાર્થીઓ પોતાના રાજકીય પક્ષ બળ અનુસાર પ્રતિનિધિઓ મોકલે છે. વળી ૧૮ વર્ષની ઉંમરે પ્રત્યેક યુવક કે યુવતી—વિદ્યાર્થીઓ સુદ્ધાં—અમારી પાર્લામેન્ટ પ્રતિનિધિઓની ચૂંટણીમા મત આપવાનો અધિકાર ધરાવે છે અને ૨૪ વર્ષ બાદ કોઇ પણ વ્યક્તિ પાર્લામેન્ટના સભ્યપદ મા ચૂંટણીમાં ઊભી રહી શકે છે. આ ઉપરથી તમે જોશો કે અમારું રાજ તંત્ર લોકશાહીના સિદ્ધાંતો પર જ ચાલે છે.

હાલ અમારા દેશમાં નીચે પ્રમાણે રાજકીય પક્ષો છે: (૧) કૉમ્યુનિસ્ટ પક્ષ, જે રશિયામાંના પક્ષ જેવો જ છે અને ઇંગ્લંડના મજૂર પક્ષને કંઇક મળતો આવે છે. (૨) એક સોશિયાલિસ્ટ, (૩) સોશિયલ ડેમૉક્રેટ અને (૪) પીપલ્સ મિલિંગ, જેના સભ્યો ધર્મ પર વધુ ભાર મૂકે છે. આ સિવાય બીજા કોઈ પક્ષો અમારે ત્યાં નથી ગઈ ચૂંટણીમાં ૩૨ ટકા જગ્યાઓ કબજે કરીને વિજેતા પક્ષ બનેલ કૉમ્યુનિસ્ટ પક્ષ સિવાય અમારા બીજા બધા જ પક્ષો લોકશાહી પ્રમાણે વર્તનારા છે. કૉમ્યુનિસ્ટો પણ એકે પોતા માટે એ જ દાવો કરે છે, પણ તમે તો કૉમ્યુનિસ્ટો વિષેનો દુનિયાનો ખ્યાલ કદાચ જાણતા હશો પણ એક કૉમ્યુનિસ્ટો વિષે તમને ખબર નહિ હોય મે માસમા થનારી અમારી પાર્લામેન્ટની નવી ચૂંટણીમાં આ પક્ષ પ૨ ટકા મત કબજે કરવાની ખ્વાહેશ ધરાવે છે. પણ હું ધારું છું કે તે અશક્ય હશે અને એ ચૂંટણીમાં લોકશાહીનો જ વિજય થશે. પણ અમારા દેશના રાજકીય જીવન વિષે હું તમને જુદા પત્રમાં લખીશ કારણ ટૂંકાણમાં તે સંપૂર્ણ ચિત્રનું બયાન આપવું અશક્ય છે વળી યુરોપની આર્થિક કટોકટીની અમારા દેશ પર પડેલી અસર વિષે તમે પૂછેલા પ્રશ્નનો જવાબ પણ હું તમને પાછળથી આપીશ.

અને હવે ટૂંકામાં ચેકોસ્લોવાકિયા વિષે દંતકથા પ્રમાણે સ્થા-

પહેલી મળેલી ઐતિહાસિક તવારીખ ઈ. ૬૩૧ની છે, જે વેળા સામો (Samo) નામના રાજાએ પહેલું રાજ્ય સ્થાપ્યું. ત્યારથી ચેક અને જર્મનો વચ્ચે ઝઘડા શરૂ થયા. શાંતિ જાળવી રાખવા રાજા સેંઈન્ટ વેન્સેસ્લાસે (St. Venceslaus) ઈ. ૯૨૮માં જર્મનોને વાર્ષિક ખંડણી ભરવી પડતી. પણ ત્યાર બાદ ચેક રાજ્ય સ્વતંત્ર થયું અને કેટલોક કાળ તો ચેકના રાજાની સત્તા જર્મનો પર પણ ચાલતી. આમ ઈ. ૧૬૨૧ સુધી ચાલ્યું પણ ત્યાર પછી દેશદ્રોહીઓને કારણે અમે અમારું સ્વાતંત્ર્ય ગુમાવ્યું, તે ત્રણ સદી સુધી. અગાઉ બીજો ભાગ સ્લોવાકિયા, માગીઅર (Magyars) લોકો પચાવી પડયા હતા. એ સ્લોવાકિયા તથા ચેક-બંને વિભાગો પહેલા વિશ્વયુદ્ધ પછી, ૧૯૧૮ની ૨૮મી ઑક્ટોબરથી સ્વતંત્ર થયા, અને અમારા પહેલા પ્રમુખ ટૉમસ ગૅરિક મસારિકે (જેમનું ચરિત્ર 'કુમાર'ના ગયા અંકમાં વરસની 'વ્યક્તિ-વિશેષ' તરીકે આવી ગયું છે) અમારી પહેલી સરકાર સ્થાપી. ૧૯૩૮ સુધી તે સ્વતંત્ર સરકાર રહી પણ ત્યાર બાદ ઈંગ્લંડ અને ફ્રાન્સના દ્રોહને કારણે અમે અમારી સ્વતંત્રતા ગુમાવી. જર્મનોએ અમારા દેશનો કબજો લીધો અને બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. તે કાળમાં અમ ચેકો પર જે જે વીત્યું છે તે તો અકથ્ય છે. જર્મનોના એ અત્યાચારો આગળ અમને તો એમ લાગ્યું કે આથી તો જંગલીઓ સારા. ઈ. ૧૯૩૮થી ૧૯૪૫ના તે કાળમાં સ્લોવાકિયાને દેશદ્રોહીઓની મદદથી અમારાથી જુદું પાડવામાં આવ્યું, જે એક અલગ દેશ તરીકે મિત્રરાષ્ટ્રોની સામે લડયું હતું. આખરે ૧૯૪૫ની સાલ આવી અને અમે ફરી સ્વતંત્ર બન્યા. હવે હમેશ માટે અમે આ સ્વાતંત્ર્ય ટકાવી રાખીશું.

ઔદ્યોગિક અને વેપારની દૃષ્ટિએ તો અમારો દેશ ખિનહરીફ છે. દક્ષિણ અને પશ્ચિમ યુરોપ વચ્ચે તે સદા એક પૂલ સમાન રહ્યો છે. અમારું નાનકડું પ્રજાસત્તાક યુરોપનાં નાનાં રાજ્યોની વચ્ચે આવેલું હોઈ યુરોપનું હૃદય કહેવાય છે. અને જર્મન શાસન પહેલાં તો અમારો દેશ સમૃદ્ધ હતો. પણ ત્યાર બાદ અમે પણ પૂરા લૂંટાઈ ગયેલા હોવાથી એમ કહી શકાય નહિ. આજે અમારા દેશની વસતિ ૧ કરોડ ૩૦ લાખ છે અને મોટા જંગી ઉદ્યોગો તથા અનેક નાના ઉદ્યોગો અમારે ત્યાં છે. પિલ્સનામાં આવેલા અમારા જગજાહેર સ્કોડા (Skoda)ના જંગી કારખાના વિષે તો કદાચ તમે જાણતા પણ હશો. પણ અમારા સૌથી વધુ વિશિષ્ટ ઉદ્યોગો તો છે કાચ અને પોર્સેલિન(ચીનાઈ માટીકામ)ના, અને તેની ગુણવત્તાને કારણે અમારી એ ઉદ્યોગની વસ્તુઓ દુનિયાભરમાં નિકાસ થાય છે.

ખેતીવાડીમાં મુખ્યત્વે ઘઉં, રાઈ (એ નામનું અનાજ), ઓટ અને બાર્લી (જવની જાતનાં અનાજ)ની ઊપજ થાય છે. બાર્લી તો બીર (Beer) દારૂ માટે આસવવાના કામમાં જ લેવાય છે. Made in Czechoslovakia (ચેકોસ્લોવાકિયામાં બનેલું) એ અમારું ચિહ્ન હિંદમાં પણ જાણીતું હશે એવી હું આશા રાખું છું. જો મને પરદેશ નિકાસ કરવાની રજા મળશે તો કાચ અને પોર્સેલિનમાંથી બનતી કેટલીક વસ્તુઓ નમૂના તરીકે હું તમને મોકલીશ.

પૂરું કરતાં પહેલાં મારા કુટુંબ વિષે થોડું જણાવું. હાલ મારે ફક્ત મા જ છે. મારી બેનનું જર્મનોએ ૧૯૪૫ની ૧લી જાન્યુઆરીએ ખૂન કરેલું. મારા પિતા જે રેલવે ખાતાના પ્રધાનમંડળના ડાઈરેક્ટર હતા તે ૧૯૪૭માં ગુજરી ગયા. મારી માતા ચેકોસ્લોવાકિયાની રાજધાની પ્રાગ-પ્રાહા-માં રહે છે અને હું પણ સરકારમાંથી છૂટો થઈ મુલ્કી નોકરીમાં જોડાઈશ એટલે પ્રાગમાં જ રહીશ. અઢીસો વર્ષ જૂના દેવળોવાળું ૧૨ લાખની વસતિવાળું પ્રાગ એક પ્રાચીન શહેર શહેર છે અને ઘણા પ્રવાસીઓ તો તેને દુનિયાનું સુંદરતમ શહેર કહે છે. તમને પ્રાગના વિવિધ ફોટોગ્રાફો મોકલીને આ વાત સમજાવવી બહેતર છે. પરદેશમાં જ્યારેજ્યારે હું એમ કહેતો કે હું પ્રાગમાંથી આવું છું ત્યારેત્યારે મને સાંભળવા મળતું કે 'કયું, પેલું સુવર્ણનગર ?' 'પેલી સુવર્ણનગરી પ્રાહા ?'

હું ધારું છું કે મેં સી. એસ. આર (ચેકોસ્લોવાકિયાનું ટૂંકું નામ) વિષે તમને પૂરતું લખી જણાવ્યું છે. આવતા પત્રમાં હું ખાસ કરીને તમારા વ્યક્તિગત પ્રશ્નોનો વિગતવાર જવાબ લખીશ. તમારો જવાબ બનતી વહેલી તકે આવશે તો મને ઘણો આનંદ થશે. તમને અને તમારા કુટુંબને મારી ચેક સલામ 'નઝદર' (Nazdar.)

—તમારો વ્લાદા રિચ (Vlada Richtr)

તા. ક. મારા શોખ છે પ્રવાસ, ફોટોગ્રાફી, ટિકિટો, રમતો, લૉન ટેનિસ, સ્કિપિંગ ને ઘોડેસ્વારી. પ્રાગ જઈને ત્યાંથી અમારા દેશનાં ચિત્રોનું જે પાર્સલ હું તમને મોકલવાનો છું તેની સાથે હું ટિકિટો મોકલીશ; કારણ મારો ટિકિટોનો સંગ્રહ પ્રાગમાં છે. તેથી હાલ તરત હું મોકલી શકતો નથી તે માટે તમે મને ક્ષમા કરશો.

તમારા પત્રમાં કૃપા કરીને મને આટલું જણાવશોઃ ગાંધીજીના ખૂનની મહાદુઃખદ તથા ત્યાર પછીની હિંદની રાજકીય પરિસ્થિતિ વિષે, ઉપરાંત, ઇંગ્લંડની સરકાર વિષે, હિંદ વિષે, એમેજ અગર દસ્ત્યાન જો કંઈ અભ્યાસ થયો હોય તો તે વિષે, તમારા ફકીરો ને યોગીઓ વિષે તમે જે જાણતા હો તે, અને અમારા કાચ અને પોર્સેલિનની બનાવટો પૈકી તમારે શાની જરૂર છે તે વિષે.

## INDIAN PEN-FRIENDS

(54) Rahul Thakore, C/o K. R. Thakore, 514 Diwan Buildings, Outside Panchkuva gate, Ahmedabad–Age: 16, Hobbies Sports, scouting. (55) Ariff A Bham, Yagina Street, Rander (Via Surat)–18, Stamps; (56) Chandrasinh Gordhandas Sampat, 429 E. Sandhurst Rd, Prarthana Samaj, Bombay-4–17, Music, photography; (57) Kantilal N. Shah, B. com., 8 Brojo Dalal St., Calcutta-6–23, Photography, cricket, politics. (58) Rajendra D. Patel, C/o D. P. Patel, Pratap Road, Wankaner (Kathiawar)–16, Stamps, coins, photography; (59) Nanalal Nathalal Vadagama, Haveli Street, Jamsalaya (Kathiawar)–18, Stamps, film-stars; (60) Dinesh Bole, East Bhuggatdhi Colliery, Jharia, Manbhum–16, Stamps, sports, photography; (61) M. Saeed A. Gabru, Tata School Road, Navasari (B.B.)–17, Stamps, coins; (62) Pinakin Surendraprasad Vyas, C/o Mahendra R. Vyas, Goti's Pole, Khadia, Ahmedabad–16, Games, touring, reading; (63) Bhanukumar G. Nana, Nishal Falia, Po. Matvad, Dist. Surat (B.B.)–22, Sports, photography, stamps; (64) Bhupendra Patel, C/o A. N. Patel, 7 Mani Niwas, Lady Harding Rd, Mahim, Bombay–16, Stamps, photography; (65) Kantilal K. Patel, Po. Govada, Ta. Vijapur, G. B. S. Ry, North Gujrat–24, Cricket, writing diary; (66) R. D. Mehta, C/o D. L. Mehta, 85A Elavia Building, Bombay-16–16, Stamps, sports; (67) Surendra M.

—22, Music, drawing, photography; (68) Khahdubhai j. Naik, Limda Chawl, Po. Dhamdachha, via Amalsad (Gujarat)—19, Stamps, music, autographs; (69) Kantilal R. Dhruva, C/o Messrs P. T. Maniar, 41 Bhoiwada 2nd, Bombay-2—30, Spiritual science, stamps, coins; (70) Jagdishchandra M. Oza C/o Oza & Co, Subhash Road, Aligarh (U. P.)—20, Drawing, photography, languages; (71) Bhanuprasad Amratlal Parikh, Three Streets, Umreth (B P.)—16, Literature, games; (72) Mukundrai Somapura, 'Mukund Niwas', Gorawadi, Palitana—19, Science, art; (73) Rasik D. Reshamwala C/o Prabhudas G. Reshamwala, Rampur, Surat—20, Photography, stamps; (74) Laxman H. Solanki, Chauhan Fali, Jamnagar (Kathiawar)—28, Music, photography, drawing; (75) Ramnik A. Shah C/o A. P. Shah, Bazar road, Wankaner (Kathiawar)—23, Wally-ball, novels; (76) Punamchand F. Gandhi C/o Navanitlal F. Gandhi, *Navi Khadki*, Mahudha, Dist. Kaira (B.P.)—16, Drawing, touring; (77) Dahyalal V. Patel, Vallabha Rd, Near Dudhia Kuva, Gozaria (North Gujarat) —24, Music, travelling, reading; (78) *Parshuram B. Amin Gokaldas Street, Vaso* (Via Nadiad)—19, Cricket, photography, stamps; (79) Batuk Pandya C/o Karunashanker B. Pandya, 114 Vitthalbhai Patel Rd, Ranchhoddas Kanji's Wadi, *Ground floor, Bombay-4—16, Stamps*, science, foreign languages, literature, (80) Vijayendra D. Patel, Vakil Block, Manekwadi, Bhavanagar (Kathiawar)—18, Science, films, (81) Shashikant Narottamdas Shah, *185 Bazar-gate Street, 2nd floor, Fort, Bombay-1*—16, Photography, science, sports, (82) Krishnkant C. Dikshit C/o C. M. Dikshit, Nani Brahm pol, Petlad, Via Anand, Gujarat—18, Cricket, swimming, cycling: (83) *Ashabhai Patel, 11 Jalan Tunku Hassan, Seremban*, via Singapore (Malaya)—24, Stamps, magazines, pictures; (84) Narendra N. Shethia, Dinesh Bhavan, 323F, Vincent Rd Matunga, Bombay-19—13, *Stamps, photography*; (85) Jitendra Chhaganlal Desai, Chhowala *Street, Sagarampura, Surat—16, Stamps*, coins, photography, sports; (86) Rasiklal Amritlal Shah, Wadia pole, Wadi, Baroda—21, Drawing; (87) *Dharmsadas Paramai C/o* N.K. Tijoriwala, Khetwadi, Main Rd, Bombay-4—18, Photography, stamps, sports; (88) Pravinkumar Shah, C/o Chaturlal C. Shah, Jeweller, Near Juni Mandai, Cambay (B.R.C.I.)—20, Stamps, *autographs, photographs*; (89) Nagin Avalani, 150 Tankiwala Building, R. N. 13, Patel Road, Bombay-12—18, Stamps, photography; 90) Vinay G. Shah C/o G. P. Shah, Zampa Street, Vankaner (kathiawar)—17, Stamps, football. (*Please mention* 'Kumar' monthly from Ahmedabad India while writ-

## ચેકોસ્લોવાકિયાનાં સરનામાં

દરેક સરનામાને છેડે *Czechoslovakia* ઉમેરી લેવું.

(1) Alena Jaros, Konevova 1886, Prague XI—Girl, 13; (2) Stanislav Tatzl, Hotel Jezek Blansko—Boy, 18, Scouting; (3) Vladimir Vyoral, Prague Ruzyne 84, *Near Aerodrome*—Boy, 21, All aspects of Indian life; (4) Lubomir Krozik; Posl. Vso, Konic 470 U Prostejova—Boy, 21, Economics, Politics, music; (5) Alexander Sprinzel; 800 Tesla, Praha XIII—Boy, 19, Art, religion, Science; (6) Ruzena Spicka Usti Nadtlabem Strekov 1, Kopernikova Ul 212—Girl, 21, Literature, art, music, politics; (7) Bozena Stechova; Radlicka 32, Prague XVI—Girl, 16, Painting, Literature, Sports, (8) Alena Klemrova, Radlicka 53, Prague XVI—Girl, 16, Painting, literature, sports (9) Lubos Rehacek; Usezd 19, Prague III—Boy, 18, All aspects of life, youth movement; (10) Josef Fle[illegible] Studenska 10, Prague XIX—Boy, 22, Indian customs, political movement; (11) Radko Kouba; Nerudova 624-23, Decin—Boy, 18, Architecture, politics; (12) Vaclav Jehlicka; Ostruzinova 2346, Praha-Zabehlice—Boy, 22, Radio Experiments, geography, chemistry (13) Frantisek Bouska; Pardubice-Nemosice 50—Man, 26, Geography, travel, sports, (14) Jaroslav Tobias Liben Rokycanova 1357, Prague—Man, 27, Politics, sociology, literature, post-stamps and cards; (15) Bohne Neradova; 615, Hornomecholupska Street, Hostiwar By Prague—Boy, 18, Theatre, books, flying (16) Jaroslava Markova; Nam Generala Janina 7, Prague XIX—Girl, 18, Art, Literature; (17) Igor Saleplet; Sugar Raffinery, Louny—Man, 22, Indian life, Penfriendship; (18) Jiri Vandas, Pribram V-17—Man, 21, Literature, Economics; (19) Asta Rysova Bilovec: ul. gen. Jermenka 2—Girl, 19, Literature, photography, stamps; (20) Jiri Becvar; Vojtesska 17, Prague II—Man, 21, Music, science, Indian life; (20) Johana Hribkova; Pod Sibernym 476, Revnice—Girl, 18; *Literature, songs.* (સૌજન્ય: કૃષ્ણવદન જેટલી)

## પરદેશના એક નવા પત્રમિત્ર

ઇંગ્લંડથી એક ભાઈનો અમારી પર પત્ર આવ્યો છે. તેમાં તેમણે હિંદમાંથી કેટલાક પત્રમિત્રો મેળવી આપવાની વિનંતિ કરી છે. તે લખે છે, 'તમારા દેશના કોઈ પત્રમિત્ર સાથે મને આપ મારો સંપર્ક સધાવી આપશો તો હું આપનો આભારી થઈશ. મારી ઉંમર ૧૬ વર્ષની છે અને લંડનની મેરીઅલ્બની શાળામાં હું ભણું છું. મેં વૈદક(Medicine)નો અભ્યાસક્રમ પસંદ કર્યો હોઈ એ વિષયમાં રસ ધરાવતા કોઈ ભાઈ અગર બહેન મારી સાથે પત્રવ્યવહાર કરે તો મને ઘણો આનંદ થશે.' તે ભાઈનું પૂરું નામ તથા સરનામું: Derek Victor Le More, 23 B Launceston Place, Kensington, London, W-8, England.

આવ્યા. પણ પોતાના પ્રવૃત્તિમય જીવનનો મોટો ભાગ તેમણે યુક્ત પ્રાંતમાં જ વ્યતીત કરેલો. ઈ. ૧૯૩૫ માં નવા કાયદા અનુસાર જ્યારે ગવર્નરની કારોબારીમાં હિંદી માણસો નિમાયા ત્યારે સર મહારાજસિંગને યુક્તપ્રાંતમાં ગૃહખાતાના મંત્રી નીમવામાં આવ્યા. તે હોદ્દાનાં બે વર્ષ દરમ્યાન તેમણે અનેક મહત્ત્વનાં કાર્યો કરેલાં. જવાબદારીભર્યાં કાર્યો કુશળતાથી પાર પાડવાની તેમની શક્તિ જોઈ તેમને ત્યાર પછી ઘણાં મહત્ત્વનાં પદ મળતાં લાગ્યાં. જોધપુર રાજ્યના તે દીવાન નિમાએલા અને કાશ્મીરના પણ થોડો કાળ તે દીવાન હતા. લખનૌ વિશ્વવિદ્યાલયના તે ઉપકુલપતિ પણ હતા. ત્યાર બાદ સરકારે તેમને મૉરિશ્યસ ને બ્રિટિશ ગાયાનાના હિંદીઓની સ્થિતિનો અભ્યાસ કરીને એક વિસ્તૃત અહેવાલ તૈયાર કરવા મોકલેલા, જે કામ તેમણે કાળજીથી પાર પાડ્યું હતું.

પણ એમની મહત્ત્વની કામગીરી તો દક્ષિણ આફ્રિકા ખાતેના હિંદના એજન્ટ જનરલ તરીકેની હતી ૧૯૩૨ થી ૩૫ના એ કાળ દરમ્યાન તેમને ત્યાંના રંગભેદનો સારો એવો પરિચય થએલો અને હિંદીઓની હાડમારીઓ દૂર કરવા તેમણે સહૃદય પ્રયત્નો કરેલા.

ઈ. ૧૯૪૬ માં સંયુક્ત રાષ્ટ્રસંઘમાં હિંદ તરફથી જે પ્રતિનિધિમંડળ મોકલવામાં આવેલું તેમાં તેમની રાજપ્રકરણની ઊંડી સમજને કારણે મહારાજસિંગનો સમાવેશ કરવામાં આવેલો.

તેઓ ચાર્લી મેકાર્થીની માફક જાણે બીજો જ કોઇ માણસ બોલતો હોય તેવી બહુરૂપ-વાણી-અનુકરણ (Ventrioloquism)ની કળા જાણે છે. યુનોની સલામતી સમિતિના સભ્યો આગળ એક મોટો ઢિંગલો સામે રાખી તેની પાસે આ કળાવડે વિવિધ વક્તાઓનાં ભાષણની નકલ કરી બતાવીને તેમને ખુશ કર્યા હતા. યુનોની આ હળવી બાજુને ન્યૂયૉર્કના છાપાંઓએ ઠીક પ્રસિદ્ધિ આપી હતી.

તેઓ આહારવિહારમાં ઘણા મિતાહારી અને નિર્વ્યસની છે આપણા પ્રાંતના ગવર્નર નિમાતા વેંત પહેલે જ ધડાકે જ્યારે તેમણે જાહેર કર્યું કે હવેથી ગવર્મેન્ટ હાઉસમાં દારૂનું એક બુંદ પણ નહિ વપરાય ત્યારે આજ સુધીની આ રૂઢ પ્રથા એકદમ બંધ કરવા માટે ઘણાને આશ્ચર્યધક્કો લાગેલો મહારાજસિંગ પોતે દારૂ તો શું પણ બીડી તમાકુને પણ અડતા નથી તેમણે લગ્ન પણ ઘણી મોટી વયે-૪૧ વર્ષની ઉંમરે કરેલા. લખનૌની કૉલેજમાં 'ફેકલ્ટી' તરીકે કામ કરતા શ્રીમતી ગુણવતી માયા દાસ સાથે પ્રેમ થતા તેમની સાથે તે લગ્નથી જોડાયા લેડી મહારાજસિંગ પણ સ્નાતક હોઈ સંગીત ને સમાજસેવાના ખાસ શોખીન છે સર મહારાજસિંગ Y.M.C.A. ની હિંદની કારોબારી સમિતિના પ્રમુખ છે જ્યારે લેડી મહારાજસિંગ Y.W.C.A. ની કારોબારીનાં પ્રમુખ તરીકે કામ કરે છે

ઇંગ્લંડથી બૅરિસ્ટર થઇ આવવા છતાં તેમણે ગયા વરસ સુધી વકીલાત કરી જ નહોતી ગયે વર્ષે જ તેમણે પહેલો કેસ હાથમાં લીધેલો. રમતોના તે ઘણા શોખીન છે. આજે ૬૯ વર્ષની વયે પણ ટેનિસ, ફૂટબૉલ, ઘોડેસવારી અને શિકારનો તેમનો રસ હજુ જેવો ને તેવો છે. રાજકાજની સાથેસાથે તે સુફીવાદ તથા ધાર્મિક ઇતિહાસના ઊંડા અભ્યાસી છે. પોતે ચુસ્ત ખ્રિસ્તી હોઈ નિયમિતરીતે દેવળમાં જનારા છે. કાર્યમાં તે ઝડપથી નિર્ણય કરનાર અને વ્યવહારમાં ઘણા દક્ષ છે. તેમના કુટુંબનાં બીજાં માણસો પણ ઘણા અગત્યના હોદ્દા પર છે તેમના બહેન રાજકુમારી અમૃતકુંવર તો આપણી કેન્દ્રીય સરકારમાં આરોગ્યપ્રધાન છે. તેમના એક ભાઈ કુંવર દલીપસિંગ પણ પરદેશખાતાના કાયદાના સલાહકાર છે. સર મહારાજસિંગને ત્રણ બાળકો છે-બે પુત્રો ને એક પુત્રી.

આવા 'રાજપ્રકરણના ઊંડા અનુભવ [illegible], [illegible]' [illegible], કુશળ રાજપુરુષ મુંબાઈ પ્રાંતને પ્રથમ હિંદી ગવર્નર તરીકે મળે તે મુંબાઈ પ્રાંતનું એક રીતે સદ્‌ભાગ્ય ગણાય ('ઓરીએન્ટ' પરથી)

## સકરટેટી

વસંત ઋતુ ઊતર્યા પછી ગ્રીષ્મ ઋતુમાં પૃથ્વી પર ગરમી ખૂબ પડે છે અને તે પ્રાણીઓના શરીરના રસનું શોષણ કરે છે આ રીતે શરીરમાંથી થતા શોષણના ઉપાયો પણ કુદરતે યોજી રાખ્યા છે. આ ઋતુના ઉપયોગ માટે કેરી, ફાલસા, દાડમ, નારંગી, દ્રાક્ષ, રાયણ, સકરટેટી, તરબૂચ, ગોરસઆમલી, શેતૂર વગેરે અનેક પ્રકારનાં રસદાર ફળો પેદા કર્યાં છે. આ ફળોના ઉપયોગથી શોષણને અટકાવ થઇ શરીરના ઓછા થતા રસકસનો બદલો વળી રહે છે

એવું એક ફળ તે સકરટેટી. તેનું આ નામ તો મુસ્લિમ સમયમાં પડેલું. સંસ્કૃતમાં ષડભુજ ને મધુપાક, મરાઠીમાં ખરબુજ કાકડી, સાકરમારશી, હિંદીમાં ખરબુજા, બાલુક, હરાંગુલ અને મધુર એવાં તેનાં નામો છે ગુજરાતીમાં ખર્બુજનો અપભ્રંશ થઈ ખડબૂચું થયો છે. એનો સ્વાદ સાકર અગર ખાંડ જેવો મીઠો હોવાથી તેને સકરટેટી નામ મળ્યું. ષડભુજ એટલે છ ભાગવાળું પણ આ ક્યાં હશે તે એક વિચારણીય પ્રશ્ન છે. કદાચ ફળ પરના આંકા તે હોઇ શકે. આ ઉપરથી અપભ્રંશ બનીને ષડભુજ=ખડબુજ બન્યું હોય. ગુજરાતમાં કેટલાંક સ્થળે તે મોટા નામથી પણ ઓળખાય છે.

આ ફળ તરબૂચનું સમકાલીન અને તેના જ વંશનું છે તે નદીની તળેટીમાં બારે માસ થાય છે, પણ ઉનાળામાં વધારે થાય છે કે મોસમમાં તડકો આકરો પડવાથી ખડબૂચાં સારાં પાકી રહે છે વાડાની જમીનમાં મૂળ અંદર ઊતરે ત્યાં સુધી વેલાને પાણી પાવું પડે છે. તેને ખાતર બહુ જોઇતું નથી અને ત્રણ મહિનામાં એ ફળે છે. ખડબુચાં તૈયાર થયાં પછી તેને રેતીમાં દાબ્યાં હોય તો તેમાં મીઠાશ વધારે આવે છે. મૂળ આગળ જે ખડબૂચાં થાય છે તેમાં મીઠાશ વધુ આવતી હોવાથી ચારપાંચ ખડબુચાં થાય એટલે વેલાનો વધુ છેડો કાપી નાખવામાં આવે છે. વેલા ઉપર જો ઘણાં ખડબુચાં રહે તો તેમાં મીઠાશ રહેતી નથી અને તેનું કદ પણ મોટું થતું નથી સકરટેટીમાં બિયાં જુદાં જ રહેલાં હોવાથી તે સહેલાઇથી કાઢી નાખી શકાય છે. તેના ગર્ભનો ભાગ જે 'પલ્લો' કહેવાય છે તે એ મિઠાઇ તરીકે રોટલી સાથે ખાંડ મેળવી ખાવામાં આવે છે.

તરબૂચ અને સકરટેટી બન્નેની સરખામણીમાં લોકમતમાં તરબૂચ ઉત્તમ ગણાય છે. પરંતુ વસ્તુતઃ સકરટેટી જ ઉત્તમ છે [illegible] તે સ્નિગ્ધ, મધુર, પાકમાંથી શીતળ, વીર્ય વધારનાર ને પિત્ત દાબનાર છે. વળી તે કોઠાને શુદ્ધ કરનાર મૂત્રલ, બળ આપનાર ને ભારે છે તેથી તેના અતિસેવનથી તે ઉદરવાયુ તથા ગરમી કરે છે ખાટી સકરટેટી રક્તપિત્ત કરવાવાળી, મૂત્રલ ને અપથ્ય છે સકરટેટીમાં જળ પૃથ્વી, અને અગ્નિ તત્ત્વો છે, જ્યારે તરબૂચમાં અગ્નિતત્ત્વ નથી સકરટેટી ભારે હોવાથી યુક્ત પ્રમાણમાં ન ખાવાની સંભાળ રાખવી જોઇએ. તે મૃદુ, રેચક, વાયુનાશક, પિત્તનાશક અને કફકારક છે.

સકરટેટી શરીરની અંદર જઇ શીતળતા આપે છે. તેનામાં તરબૂચ કરતાં પૃથ્વીનો ભાગ વધારે હોવાથી તે બળ પણ આપે છે તેની વાસ તેના સ્વાદને કહી આપે છે. જે નદીનું પાણી મીઠું હોય છે ત્યાંની સકરટેટી સારી હોય છે. વેલાથી વિખૂટી પડ્યા પછી તાપમાં વધુ રહેવાથી તે ગંધાઇ જાય છે અને ચોમાસું થતાં કે વરસાદ પડતાં તેમાં સડો પેસે છે. એનાં કાચાં ફળ શાક તરીકે પણ વપરાય છે.

—રામુભાઈ [illegible]

(ચિત્રમય જગત)

કોઈ પણ સ્વતંત્ર દેશની હ[illegible]ને સંરક્ષણનો મુખ્ય આધાર તેના રાષ્ટ્રીય લશ્કર પર હોય છે. લશ્કર એ દેશની કરોડરજ્જુ ગણાય છે. આજ સુધી અંગ્રેજો, પ્રજા સમસ્તને લશ્કરી શિક્ષણના પરિચયથી તદ્દન અંધારામાં રાખી પોતાની સત્તાની મજબૂતી પૂરતા ઓછું ભણેલા સૈનિકો તૈયાર કરી પોતાની મુઠીમાં રાખતા; પણ હવે પરિસ્થિતિ પલટાઈ છે. લશ્કર ઊભું કરવાની જવાબદારી હવે આપણા પર આવી છે તે માટે દેશના લશ્કર વિષે પ્રજામાં-ખાસ કરીને યુવાનોમાં આત્મભાવ કેળવવા સાથે હવે લશ્કરી શિક્ષણ તરફ પણ રુચિ અને પ્રેમ પ્રકટવાં જરૂરી છે. એને માટે થોડા સમયમાં સરકાર તરફથી ફરજિયાત લશ્કરી શિક્ષણ અપાવાનો પણ સંભવ છે. તે માટે યુવકોપિતગા વિદ્યાર્થીઓને તેમના અભ્યાસકાળ દરમ્યાન જ લશ્કરી જીવનનો પરિચય તથા તાલીમ આપવાની યોજના થવી જોઈએ. તો જ આપણા દેશના સૈન્યને સતત ઉત્સાહી, રાષ્ટ્રીય બુદ્ધિવાળા, સુશિક્ષિત યુવાનો મળતા રહેશે, એટલું જ નહિ પણ સમસ્ત પ્રજાજીવનમાં પણ શિસ્તને પૌરુષનું તેજ પથરાશે. એ દૃષ્ટિથી, શાળાના શિક્ષણની સાથેસાથે લશ્કરી તાલીમ આપતી નાશિકની ભોંસલા લશ્કરી તાલીમ શાળા હિંદની એક અગત્યની ખોટ પૂરી પાડતી ઉપયોગી શાળા છે

પંદર વર્ષ પર સૅન્ડહર્સ્ટ નામે એક હિંદી શિક્ષણશાસ્ત્રી ઇંગ્લૅંડની વુલિચ અને ક્રૉયડનની બ્રિટિશ સર્વિસ તાલીમી કૉલેજોના સુખદ સંભારણા લઇ હિંદ પાછા ફર્યા હતા. તે ઉપરથી તેમણે અહીં પણ ભાવિ હિંદી સૈનિકો તૈયાર થઈ શકે એવી એક ખાસ કુમારશાળા ખોલવાનું વિચાર્યું, જેમાં વિદ્યાર્થીઓને ચાલુ શિક્ષણક્રમના વિષયોની સાથે લશ્કરી તાલીમ પણ મળે.

પણ આવા સાહસને સરકાર ટેકો આપશે કે કેમ એ વિશે એમને શંકા હતી, કારણ કે તે વખતના મુંબાઇના ગવર્નર સર ફ્રેડરિક સાયક્સ સાથેના વાર્તાલાપમાં એમને કહેવામાં આવેલું કે લશ્કરી શાળાઓ શરૂ કરવાની જવાબદારી સરકારની છે, કોઈ અંગત વ્યક્તિઓની નહિ. છતાં આથી નાહિંમત ન થતાં એમણે તે વખતના હિંદી સૈન્યના કમાન્ડર-ઇન-ચીફ સર ફિલિપ ચેટવુડ સાથે આ વિષય પર ચર્ચા કરી. ચૅટવુડસાહેબે કહ્યું કે જો તમારી શાળા પરિણામે હિંદી લશ્કરને સારા માણસ પૂરા પાડીને સમૃદ્ધ કરે તેમ હોય તો અમારી બનતી સહાય અમે કરીશું. આમ, એ અધિકારી તરફથી અનુમોદન મળતાં, સૅન્ડહર્સ્ટે પ્રયત્ન શરૂ કર્યા; ને તેમની સહાયથી, કમાણાં ગયે જ મહિને સ્વર્ગસ્થ થયેલા ડૉ. મુંજેએ અશાન્ત પરિશ્રમપૂર્વક રાજવીઓ તથા વેપારીવર્ગ પાસેથી ત્રણ લાખ રૂપિયા ભેગા કરી નાશિક જેવા ઐતિહાસિક સંબંધો ધરાવતા શહેરમાં નવ ઢબની શાળા આપી.

આ શાળાની વિશેષતા એ છે કે મુંબાઈ યુનિવર્સિટીનું મૅટ્રિક સુધીનું બૌદ્ધિક શિક્ષણ આપવા સાથે ત્યાં શારીરિક અને લશ્કરી શિક્ષણ પણ યોજનાપૂર્વક અપાય છે. વિદ્યાર્થીઓને શસ્ત્રોનો ઉપયોગ કરવાની તથા બંદૂકબાજીની તાલીમ માટે ખરા કારતૂસ વાપરવા દેવાની બ્રિટિશ સરકારે પરવાનગી આપી હોય એવી આ પહેલી જ બિનસરકારી શાળા છે. એકી વખતે ૫ હજાર કારતૂસ વપરાય એ રીતે વર્ષમાં ૧ લાખ ઉપર કારતૂસ વાપરવાની આ શાળાને સરકાર તરફથી રજા છે. બંદૂકબાજી સાથે ઘોડેસવારી પણ ત્યાં શીખવાય છે તથા તરવા માટે 'ગંગા તુલસી સ્વિમિંગ પૂલ' નામનો ૧૦૦×૫૦×૧૦નો મોટો હોજ પણ છે.

દરિયા સપાટીથી ૨૦૦૦ ફૂટ ઊંચાઈએ રમણીય વાતાવરણ ધરાવતા ૧૭૦ એકર જમીનના વિસ્તાર વચ્ચે આવેલી શાળા એક નાના છતાં સુંદર મકાનમાં ચાલે છે. આ મકાન સાથે પાંચ ઑફિસ જોડવામાં આવેલાં છે. શાળાની ચારે બાજુ શિવાજીનાં પરાક્રમોનું સ્મરણ કરાવતી સુંદર ટેકરીઓ છે તથા ૧ માઈલ દૂર નજરમાન અને પવિત્ર ગોદાવરી નદી વહે છે

હિંદુ, ખ્રિસ્તી, યહૂદી તથા પારસી એવા વિવિધ ધર્મ ને જાતિના હિંદના જુદાજુદા પ્રાંતના ૧૦૬ જેટલા વિદ્યાર્થીઓ આજે ત્યાં શિક્ષણ લઇ રહ્યા છે. લશ્કરી શિક્ષણ ઉપર શાળાનો ખાસ ભાર હોવાથી રોજના ત્રણ કલાક ત્યાં લશ્કરી તાલીમ ફરજિયાત રાખવામાં આવી છે. સવારે છ વાગ્યે બ્યૂગલ વાગતાં જ વિદ્યાર્થીઓ તૈયાર થઇ પી. ટી. (ફિઝિકલ ટ્રેઈનિંગ-શારીરિક તાલીમ) તથા બંદૂકના શિક્ષણ માટે કવાયત મેદાન પર હાજર થાય છે. સવારે આ શિક્ષણ લીધા પછી સાંજના ઘોડેસવારી તથા તરવાનું શિક્ષણ અપાય છે. લશ્કરી તાલીમમાં સમૂહ કવાયત, ધ્વજ સંકેત, સંગીનનો ઉપયોગ, સ્થિર તથા હાલતાંચાલતાં નિશાનો પર નિશાનબાજી, નકશાવાચન તથા વ્યૂહરચનાનો સમાવેશ થાય છે. તે સિવાય નદી તરી જવાની, ટેકરીઓ ચડવાની, લશ્કરી સંચાલનની અને ગેરીલા યુદ્ધની પણ તાલીમ અપાય છે. લશ્કરમાં જોડાવા ઇચ્છનાર માટે ૭ માસની ટૂંકી મુદતના અભ્યાસક્રમો પણ શાળા તરફથી યોજાય છે. શાળામાં તૈયાર થયેલા કેટલાક વિદ્યાર્થીઓ આજ હિંદી લશ્કરમાં મેજર, કૅપ્ટન તથા લેફ્ટેનંટ જેવા મહત્ત્વના હોદ્દા પર છે જે બતાવે છે કે શાળાનું શિક્ષણ સર્વાંગીણ તથા ઊંચી યોગ્યતાવાળું છે.

હિંદ સ્વતંત્ર થતાં તેના પર આવેલી તેની વિશાળ સરહદોના રક્ષણની મહત્ત્વની જવાબદારી પાર પાડવા જુવાનોને લશ્કરમાં નેતાગીરી મળે તે રીતે તૈયાર કરવા પડશે. તે માટે યુવકો મોટા પ્રમાણમાં આવી શાળાઓમાં રસ લે તે ઈચ્છવા યોગ્ય છે.

## ટંગ્સ્ટન—એક ઉપયોગી ધાતુ

પૃથ્વીમાં બહુ થોડા પ્રમાણમાં મળી આવતી આ ધાતુ તેના વિશિષ્ટ ગુણધર્મોને લીધે હમણાં અતિ ઉપયોગી નીવડી છે. બીજા વિશ્વયુદ્ધ વખતે દુશ્મનોના શસ્ત્રાસ્ત્રોની ભાળ આપતા રડારની બનાવટમાં અને યુદ્ધક્ષેત્રમાં ઘવાયેલા સૈનિકોને સાજા કરવા તથા જીવતા રાખવા માટે તેનો ઉપયોગ અદ્વિતીય લેખાયો હતો.

વિશ્વની બની વસ્તુઓ જે ૯૨ મૂળ તત્ત્વોની બનેલી છે તેમાં ટંગ્સ્ટન છત્રમું મૂળ તત્ત્વ છે. સફેદ-આસમાની રંગની આ ધાતુ સખત છતાં વાળી શકાય એવી, અને વજનમાં લોખંડ કરતાં બમણી ભારે હોય છે. આજથી દોઢસો વર્ષ પહેલાં તેનું નામ આપનાર સ્વીડિશ વૈજ્ઞાનિકે તેને છૂટી પાડીને ઉદ્યોગમાં લેવાના પ્રયત્નો કરેલા, પણ નિષ્ફળતા મળેલી. ઈ. સ. ૧૯૦૫માં તેનો ઉપયોગ વીજળીના દીવામાં આવતી ફિલામેન્ટ તરીકે થવા માંડ્યો અને ઈ. ૧૯૨૨માં ઉદ્યોગના ક્ષેત્રમાં પણ તેનો વપરાશ થવા માંડ્યો.

ટંગ્સ્ટન વિરલ ધાતુ છે કેમકે જે ટંગ્સ્ટનાઈટમાંથી તે શોધાય છે તે રેડિયમ આપતા પીચબ્લેન્ડ કરતાં પણ મેળવવું મુશ્કેલ છે. ચીનમાંથી એ ટંગ્સ્ટનાઈટ પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં વિપુલતાથી તથા થોડું બ્રુમાન્ડા, બ્રાઝિલ ને નૈઋત્ય આફ્રિકામાંથી પણ મળી આવે છે.

ટંગ્સ્ટન અત્યંત સખત, વળે એવી અને તેજાબોથી ના કટાય એવા વિરલ ગુણધર્મોવાળી ધાતુ છે તે એટલી તો મજબૂત છે કે

તેમાંથી ગાયાના વાળ કરતાં પણ બારીક તાર ખેંચી શકાય છે. ન તેને ટીપીને વરખ જેવાં પાતળાં પતરાં બનાવી શકાય છે. એ બંને વસ્તુઓ ઘવાયેલા સૈનિકોને સાજા કરવા માટે અને અંગ ખોયેલાઓને રૂપાળા બનાવવા માટે વપરાય છે. તેનાં પતરાંમાંથી કૃત્રિમ નાક અને પેટની દીવાલ બનાવવામાં આવે છે; અને તેના તાર કપાયેલા જ્ઞાનતંતુઓના છેડા સાંધવા માટે વાપરવામાં આવે છે

આપણા દેહના સ્નાયુઓ, માંસપેશીઓ ને રસગ્રંથિઓ બહારના કોઈ પણ પદાર્થ સાથે ભળતાં નથી. બહારના કોઈ પણ પદાર્થનો નાનો સરખો કણ પણ તે ફેંકીને બહાર કાઢી નાખે છે. પણ ફક્ત આ ધાતુ [illegible] સાથે જ સંધાઈ જતાં ના હોય! આથી શરીરશાસ્ત્ર-વિશા[illegible] એને વાઢકાપની ક્રિયા માટે 'સંપૂર્ણ ધાતુ' (Perfect Su[illegible] Metal) લેખી છે. અગાઉ અશક્ય ગણાતાં કેટલાંક રી-કન્સ્ટ્રક્[illegible] ઑપરેશનો હવે શક્ય બન્યાં છે. ઘવાયેલા સૈનિકો, નાગરિ[illegible] હુલ્લડમાં લડનારા સેનાનીઓના શરીર તેનાથી સાજાં ને અખં[illegible] થઈ શક્યાં છે ને સેંકડોને મરણની ઘંટીમાંથી ઉગારી શકાયા।

ટૅન્ટેલમ અર્વાચીન યુગની વિરલ છતાં અત્યંત માનવોપયો[illegible] ધાતુ લેખાય છે

—ડૉ. શિવપ્રસાદ ત્રિ[illegible]

## રામનવમી

હિંદુ ધર્મના હાડેહાડમાં બે વિભૂતિઓ વ્યાપી ગઈ છે: રામ અને કૃષ્ણ. એ બંનેની ઉપાસનાથી હિંદુ ધર્મ જેટલો રંગાયો છે તેટલો બીજા કશાથી રંગાયો નથી. દુષ્ટોનો—રાક્ષસોનો—અસત્ય ને અનાચારનો નાશ કરી, અધર્મને સ્થાને ધર્મની પ્રતિષ્ઠા કરી સમસ્ત માનવજાત માટે ઉચ્ચ જીવનના અચલ આદર્શો નિર્માણ કરનાર એ બંને, માનવ જીવનના આદર્શ તરીકે, પૂર્ણ પુરુષોત્તમ રૂપે ઈશ્વરના જ પ્રત્યક્ષ અવતારો મનાયા છે. આવી યુગદ્રષ્ટા વિભૂતિઓનો જન્મોત્સવ લોકો કૃતજ્ઞતાપૂર્વક તથા ધામધૂમથી ઊજવે તેમાં શું આશ્ચર્ય? આથી ભગવાન રામચંદ્રનો જન્મદિન 'રામનવમી' અને ભગવાન શ્રીકૃષ્ણનો જન્મદિન 'જન્માષ્ટમી' આ દેશમાં આ-સેતુ હિમાચલ પર્યંત રાષ્ટ્રવ્યાપી ધાર્મિક ઉત્સવનું મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

કથામાં વર્ણવ્યા પ્રમાણે રામજન્મ પહેલાંની સ્થિતિ કેવી ત્રાસદાયક હતી! અસુરો ઉન્મત્ત બન્યા હતા. તેમના અધિષ્ઠ રાજા રાવણના જુલમ અને જોહુકમી કેવળ કુદરતી શક્તિઓ અને દેવો જ નહિ પણ નવ ગ્રહો સુદ્ધાં તેના કિંકર થઈ રહ્યા હતા. પોતાના બેટમાં રહ્યો રહ્યો એ આખી પૃથ્વીને કંપાવી રહ્યો હતો. ત્રાસી ગયેલી પૃથ્વી ત્રાહિત્રાહિ પોકારતી સર્જનહાર પાસે ગઈ. સર્જનહારે તેને આશ્વાસન આપીને જાતે રાવણના નાશ માટે અવતાર લેવાની ખાત્રી આપી. પૃથ્વીએ ઉત્સુકતાથી પૂછ્યું કે એ અવતાર થયો ક્યારે સમજવો? સર્જનહાર કહે, 'જ્યારે પ્રજામાં શ્રદ્ધા જાગે, લોકોમાં સદાચાર ને ચારિત્ર્યની ઉપાસના થાય, જ્યારે ત્યાગ અને પ્રેમ લોકોમાં પ્રગટ થાય ત્યારે ઈશ્વરનો અવતાર થયો છે એમ માનવું.'

ધર્માત્મા દશરથે તપશ્ચર્યા આદરી પુત્રકામેષ્ટિ યજ્ઞ કર્યો. યજ્ઞપુરુષે પાયસરૂપ ચૈતન્ય તેને આપ્યું. દુનિયા રાહ જોવા લાગી. સંજોગો અનુકૂળ થયા. પાપની ઘડી પૂરી થઈ. પુણ્યનો ઉદય થયો ને આખરે રામજન્મ થયો. તે દિવસે પ્રજાએ મનઃપૂર્વક આનંદ કર્યો. હજુ રાવણ હણાયો નહોતો તોપણ પ્રજાએ ઉત્સવ કર્યો, કારણ સર્વ દુઃખ નિવારનાર ભગવાન રામચંદ્રનો જન્મ થઈ ચૂક્યો હતો. જેમ ખેડૂત આકાશના મેઘમાં સોળે આના પાક જોઈ લે તેમ પ્રજાએ મેઘશ્યામ રામચંદ્રમાં સ્વાતંત્ર્ય દેખ્યું, ધર્મરાજ્ય જોયું. તે દિવસથી માંડીને આટલો કાળ પ્રજાએ ચૈત્રી શુક્લ નવમીએ ઓચ્છવ કર્યો છે, કેમકે તે દિવસે માણસમાં સત્ય પરની, ધર્મ પરની શ્રદ્ધા જાગી.

આ ઉત્સવનો વિધિ હિંદમાં દરેક ઠેકાણે લગભગ એકસરખો જ છે. ચૈત્ર સુદ નોમને દિવસે રામચંદ્રજીની કથા—રામાયણ—નું વાચન કે કીર્તન થાય છે, પણ તે એવી રીતે કે રામનો જન્મ થવાના પ્રસંગનું વર્ણન બરાબર મધ્યાહ્ને ૧૨ વાગ્યે આવે. એ વખતે શં[illegible] જન્મ કરીને રામની મૂર્તિની પૂજા થાય છે તથા આનંદપ્રદર્શન રૂપે ગુલાલ ઉડાડવામાં આવે છે અને રામચન્દ્રજીના જયજયકારથી વાતાવરણ ગાજી ઊઠે છે. ધાર્મિક લોકો તે દિવસે આખો દિવસ ઉપવાસ કરે છે અને બીજે દિવસે મિષ્ટાન્ન ભોજન કરે છે. કોઈ તો રામજન્મોત્સવ ઊજવાયા પછી ૧૨ વાગ્યા બાદ મિષ્ટાન્ન ભોજન કરે છે. હોમ, પ્રતિમાદાન આદિ વિધિ શાસ્ત્રમાં કહેલ છે પણ તે ખાસ ક્યાંયે પળાતા નથી. રામના અને વિષ્ણુના મંદિર[illegible] આ ઉત્સવ ખૂબ ધામધૂમથી ઊજવાય છે. ત્યાં પડવાથી નવ[illegible] સુધી રામાયણનું વાચન, કીર્તન તથા ભજન ચાલે છે અને નવમી[illegible] દિવસે પાલખીનો ભવ્ય વરઘોડો નીકળે છે. અયોધ્યા, ચિત્ર[illegible] રામેશ્વર વગેરે ઠેકાણે તો આ ઉત્સવ તથા વરઘોડો ખાસ જો[illegible] જેવો હોય છે ને દૂરદૂરથી ભાવિક લોકો તેના દર્શન માટે એકઠા થાય છે.

પણ રામનવમી એ કેવળ રામજન્મની વધામણીનો જ તહે[illegible] નથી,—ન રહેવો જોઈએ. રામજન્મ આજથી ૪૫૦૦ વર્ષ પહે[illegible] થયો તેમાં આપણે શું? એમ તો, એક માન્યતા પ્રમાણે, રા[illegible] જન્મને કશો ઐતિહાસિક આધાર ન હોતાં તે માત્ર કલ્પના છે પણ રામજન્મના આ ઉત્સવનો અર્થ એટલો સંકુચિત [illegible] રામનવમી એટલે ચારિત્ર્યનો ઉત્સવ, સદાચારનો ઉત્સવ, સત્[illegible] ઉત્સવ. આપણા હૃદયમાં જ્યારે 'રામ'નો—સત્ત્વનો જન્મ [illegible] ત્યારે જ આપણે ધન્ય થવાના. રામનવમીને દિવસે ઉતર[illegible] સાથે માનવીને જીવનધર્મ પ્રબોધતા ગ્રંથ રામાયણનું પ[illegible] ઘેરઘેર કરવાના આશય પાછળ પુણ્ય પ્રાપ્ત કરવાની લે[illegible] લસા નહિ પણ તેમાં પ્રબોધેલા આદર્શો આપણામાં ઉત[illegible] આકાંક્ષા હોવી જોઈએ. માનવજીવનને માર્ગદર્શક અનેક [illegible] રત્નો રામાયણમાં પડેલાં છે. રામચંદ્રજીનું નીતિશુદ્ધ દઢ[illegible] તેમની પિતૃભક્તિ, તેમનો ભ્રાતૃપ્રેમ, ટેકીલો સ્વભાવ, [illegible] યણતા, એકપત્નીવ્રત આદિ સાત્ત્વિક ગુણો અને ભગવતી [illegible] તેજસ્વી વિશુદ્ધ આચરણ, લક્ષ્મણનો ઉત્કટ ભ્રાતૃપ્રેમ, વા[illegible] આર્ય બનેલા હનુમાનની સ્વામીભક્તિ ને બ્રહ્મચર્ય—આ બધા પોતાના કરવાનો સંકલ્પ જો તે દિવસે કરીએ તો જ રામનવમી તહેવાર સાર્થ થયો ગણાય. સર્જનહારે રામજન્મ પહેલાં પ્રબોધ્યા પ્રમાણે 'આપણામાં આત્મશ્રદ્ધા જાગે, સદાચાર ને ચારિત્ર્યની ઉપાસના થાય અને ત્યાગ તથા પ્રેમ પ્રકટ થાય' તો આપણામાં 'રામ'નો—સત્ત્વનો જન્મ થવાનો છે અને તો જ [illegible] સ્વતંત્ર જીવન ઉજ્જવળ અને ઉન્નત થવાનું છે

[આકાશના તારાઓ ઓળખવાની તથા તેમનું રહસ્ય જાણવાની જિજ્ઞાસા કોનામાં ઉદ્ભવી નહિ હોય? પણ યોગ્ય માર્ગદર્શનને અભાવે ઘણાને તે હોંસ છોડી દેવી પડી હશે. નિર્દોષ આનંદ આપતી આ હોંસ પૂર્ણ કરવાના તથા ખગોળ-વિજ્ઞાનમાં સંશોધન કરવાના હેતુથી આણંદમાં એક 'તારકમંડળ'ની સ્થાપના કરવામાં આવી છે, જે હિંદભરમાં આ જાતનું પહેલું જ મંડળ છે. ગુજરાતના ખગોળ-વિજ્ઞાનના અગ્રગણ્ય વિદ્વાનો દ્વારા સંચાલિત આ મંડળ તરફથી ઉપરના હેતુઓ પાર પાડવા પુસ્તકો, તારા-નકશા આદિ પ્રસિદ્ધ કરવા સાથે 'આકાશગંગા' નામનું ખગોળ વિષયનું એક અભ્યાસયુક્ત ને સચિત્ર માસિક પણ પ્રગટ કરવામાં આવે છે—જેમાંથી ઉપરનો લેખ ટૂંકાવીને ઉતાર્યો છે. આ મંડળના સભ્ય થનારને તે ઉપયોગી માસિક તથા મંડળનાં વર્ષ દરમ્યાનનાં સર્વ પ્રકાશનો વિના લવાજમે મળવા ઉપરાંત વિદ્વાનો દ્વારા વ્યક્તિગત માર્ગદર્શન પણ મળે છે.]

સપ્તર્ષિ મંડળ ઘણું જાણીતું અને પ્રખ્યાત તારકમંડળ છે. તેને ઓળખવું ખૂબ સહેલું છે. એપ્રિલ મહિનાની રાત્રિએ ઈશાન તરફ નજર કરશો તો લગભગ એકસરખા તેજસ્વી સાત તારા જણાશે. તે પૈકી ચારનો ચોકડી જેવો આકાર બને છે. બાકીના ત્રણ તારા એ ચોકડી રૂપી પતંગને વળગાડેલી લાંબી પૂંછડી જેવા લાગશે.

સપ્તર્ષિને આમજનતા ગાડલીના નામથી ઓળખે છે. સપ્તર્ષિનાં બીજાં નામ ઋક્ષ અને શિખંડી છે. ઋક્ષનો અર્થ રીંછ અથવા ઋષિ થાય છે. પશ્ચિમના લોકો સપ્તર્ષિને 'ગ્રેટ ઋક્ષ' યા મોટું રીંછ Great Bear કહે છે. સપ્તર્ષિની છબિઓ જોતાં, જુદીજુદી સ્થિતિઓમાં એના પતંગ, ગાડલી, મંદિર પર ફરકતી ધજા, હળ, મોર અને સૂંઢ ઊંચી કરેલા હાથી જેવા આકારો સહેજે કલ્પી શકાય એમ છે.

સપ્તર્ષિના બધા તારા પૈકી છ તારા ચળકતા છે અને એક ઓછો તેજસ્વી છે. આ ઝાંખો તારો, સપ્તર્ષિના તારાઓને બંને બાજુથી ગણતાં બરાબર વચ્ચે આવે છે. એનું નામ છે અત્રિ. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સાતે તારાઓના શરૂથી નામ આ પ્રમાણે છે: ક્રતુ, ... ક્રતુને જોડતી સીધી લીટી દોરીશું તો એ (પૃથ્વી તરફ લંબાવતાં) એક પ્રકાશિત તારા સુધી પહોંચતી જણાશે. એ તારો તે ધ્રુવનો તારો. ધ્રુવ-તારો બરાબર ઉત્તર દિશામાં છે. ધ્રુવતારાની આજુબાજુ ધ્યાનપૂર્વક જોશો તો સપ્તર્ષિ જેવો આકાર બનાવતું એક ઝાંખું તારકમંડળ નજરે પડશે. એનું નામ છે ધ્રુવમત્સ્ય યા લઘુ ઋક્ષ—Little Bear.

ઉત્તર બાજુ તારાઓનું નિરીક્ષણ કરતાં માલૂમ પડશે કે એ બધા તારા ધ્રુવતારાને કેન્દ્રમાં રાખી એની ચારે બાજુ ફરતા દેખાય છે. અને આ કારણે ધ્રુવને અચળ માનવામાં આવ્યો છે. પણ વાસ્તવમાં એમ નથી. ધ્રુવ પણ સરકતો તારો છે. નરી આંખે આ વસ્તુ જોઈ શકાતી નથી એટલે આપણે ધ્રુવતારાને સ્થિર માનીએ છીએ.

સપ્તર્ષિના વસિષ્ઠની તદ્દન નજીકમાં એક તારો જણાશે. એનું નામ છે અરુંધતી. જૂના કાળથી આ જાણીતો તારો છે. હિંદુઓમાં લગ્ન સમયે વસિષ્ઠ અને અરુંધતીના દર્શન કરવાનો રિવાજ હજી યે ચાલુ છે. આરબ લોકોએ અરુંધતી-દર્શનને ખૂબ મહત્ત્વ આપ્યું છે. જૂના સમયના આરબી લોકો, આંખના તેજની પરીક્ષા કરવા માટે અરુંધતી-દર્શનની કસોટી યોજતા હતા. આંખનું તેજ સારું હોય એને જ અરુંધતી નરી આંખે દેખાય છે. વસિષ્ઠ અને અરુંધતી જોડિયા તારા લાગે છે, પણ ખરીરીતે એ બંને એકબીજાથી ઘણા દૂર છે.

સપ્તર્ષિનું ખાસ આકર્ષણ એની ચોકડીવાળો આકાશી વિભાગ છે. નરી આંખે એ સ્થાનમાં ૧૨ જેટલા ઝાંખા તારા સહેજે જોઈ શકાય છે. પણ આજના મોટા દૂરબીન વડે જોતાં એ વિભાગમાં લગભગ ૧૫૦,૦૦૦ તારા હોવાનું જણાયું છે.

દેખાવીરીતે એકલો જણાતો ધ્રુવતારો ત્રણ તારા મળીને બનેલો છે અને આપણાથી ૪૦૭ પ્રકાશ વર્ષ દૂર આવેલો છે. એનું તેજ સૂર્ય કરતાં ૨,૫૦૦ ગણું છે. ધ્રુવતારો બરાબર પૃથ્વીના ધ્રુવબિંદુની ઉપર આવેલો છે. આનો ફાયદો એ કે કોઈ પણ સ્થળે, તે સ્થળની જમીન સપાટી સાથે ધ્રુવતારો કેટલા અંશનો ખૂણો કરે છે એ શોધી કાઢવાથી તે સ્થળના અક્ષાંશ મળી આવે છે. (આકાશગંગા) —છોટુભાઈ સુથાર






ઉપર: સપ્તર્ષિના સાત તારાઓનાં નામ, અરુંધતીનો તારો તથા ધ્રુવમત્સ્યનું તારકમંડળ અને સપ્તર્ષિના પહેલા બે તારાઓની મદદથી ધ્રુવનો તારો શોધનારી લીટી પણ દોરીને બતાવી છે. જમણી બાજુ: આકાશમાં સપ્તર્ષિની વિવિધ માસિક સ્થિતિઓ [illegible]

· · વગર વસ્તુ ના રાજતા,
વિના ધગશ ધ્યેયસિદ્ધિ સપને ય ના સીઝતી.
—પૂનમલાલ

કાંગડી ગુરુકુળમાં એકાએક આગ લાગતાં
રાટી હોહા ગચી રહી. પાસે કૂવો અને રેંટ
તાવા છતાં બળદને અભાવે સૌ મુંઝાતા હતા.
ઈને કંઈ સૂઝતું નહોતું. એક ખૂણે ઊભેલા
ક દૂબળાપાતળા માણસે આ જોયું. દોડીને
રેંટમાં બળદને સ્થાને જોડાઈ ગયા અને
ધારાબંધ રેંટ ચાલુ કર્યો. જોતજોતાંમાં આગ
બુઝાઈ ગઈ. બળદને સ્થાને જોડાનાર તે વ્ય-
ક્તિ ગુજરાતનું તેજસ્વી રત્ન ભિક્ષુ અખંડાનંદ.

કહેવતોની કથા: 'અકર્મીનો પડિયો
ણો'—આફતોથી ઘેરાએલો દુર્ભાગી મનુ-
ષ્ય ગમે તેટલી કાળજી રાખવા છતાં વધુ
આપત્તિઓનો શિકાર બને છે, એવી માન્યતા
દર્શાવતી આ કહેવત પાછળ એવી વાત છે
અમુક એક ઠેકાણે સર્વને મફત દૂધ અપાય
એવા ખબર સાંભળીને એક ભૂખ્યો અ-
ભાગી ઘરમાંથી એક પડિયો લઈ વહેલો-
વહેલો ત્યાં ગયો. દૂધ તો તેમાં લીધું, પણ
પડિયો કાણો નીકળવાથી બધું ઢળી ગયું
ને છેવટે તે ભૂખ્યો ને ભૂખ્યો જ રહ્યો.
આ અર્થની બીજી કહેવતો: 'દુખતી આંખે
ઠેસ વાગે'; 'મરતાને સૌ મારે'; નબળી
ને છીંડાં ઘણાં'; દુખતે ઠસ ને દૂબળે વેઠ';
કાળમાં અધિક માસ' 'દાઝ્યા પર ડામ.'

અનેકાર્થી શબ્દ હેડ: ગુનેગારનો પગ
પકડી રાખવાનું કોરેલું મોટું ભારે લાકડું;
ગર્ભ સ્ત્રીને દરેક વખતે થતી અમુક પીડા;
જેમ કે ઊલટીની હેડ; તોફાની ગાય ભેંસના
ગળા વચ્ચે રહે એમ બંધાતું લાંબુ લાકડું કે
ડ; વેચવાના બળદનો કાફલો; જેમ કે વેદ:

તારાઓની ઉષ્ણતા તેના રંગો પરથી નક્કી
થાય છે. લાલ રંગના તારા કરતાં વાદળી ને
લીલા રંગના તારા વધુ ગરમ હોય છે.

દુનિયાની સર્વ શક્તિઓ (Energy)નું
મૂળ સૂર્ય છે. આપણને જોઈએ તે કરતાં વીસ
ગણી શક્તિ તે આપે છે. ૨૮૦૦ મણ
કોલસામાં જેટલી શક્તિ રહેલી છે તેટલી
શક્તિ એક જ દિવસમાં એક ચોરસ માઈલ
જમીનમાં સૂર્યને કારણે ઉત્પન્ન થાય છે.

'કુમાર'ના માર્ચ અંકના છેલ્લા પાના પર
મૂકેલું શ્રી બંસીલાલ વર્માનું 'નાખીજીના
ભાસ્કરોમાં રચાએલી એમની મુખાકૃતિ'નું
ચિત્ર 'ભારતી'ના સૌજન્યથી છપાએલું હતું.

ગણિતગમ્મત: કોઈપણ ત્રણ સંખ્યા લો.
તેમાંની બીજીમાંથી પહેલી અને ત્રીજી-
માંથી બીજી સંખ્યા બાદ કરો. પછી બીજી
બાદબાકીના પરિણામમાંથી પહેલી બાદ-
બાકીનું પરિણામ બાદ કરો. એમ કરતાં જે
પરિણામ આવે તે પહેલાં લીધેલી ત્રણ સં-
ખ્યાના સરવાળામાંથી બાદ
કરો; જે આવે તેને ત્રણ વડે
ભાગવાથી આપણે શરૂઆતમાં
લીધેલી ત્રણ સંખ્યા પૈકી વચલી
જ સંખ્યા આવી રહેશે. દા. ત.
૨૫, ૩૦, ૩૭ એ ત્રણ સંખ્યા
છે. હવે ૩૦−૨૫=૫. ૩૭−૩૦=૭. ૭−૫=૨.
૨૫+૩૦+૩૭=૯૨. ૯૨−૨=૯૦. ૯૦÷૩=૩૦.
(વચલી સંખ્યા) —ગ. ના ખત્રી





રૂપસુંદર રોનકણી શણગારેલો અકબરનો
૧૭૫ ગ્રેન વજનનો આ રૂપિયો તેના અમ-
લના ૫૦મા વર્ષમાં આગ્રામાં પાડેલો. એક
બાજુ સુશોભિત અષ્ટકોણ વેલમાં 'અલ્લાહુ
અકબર જલ્લ જલાલહુ (ઈશ્વર મહાન અને
તેના પ્રભુત્વથી પ્રભાવિત છે) એવું લખેલું છે,
ને બીજી તરફ એવી વેલમાં 'ઝર્બ-ઈ આગ્રા
અગરદાદ ઈલાહી ૫૦ (આગ્રામાં અગરદાદ
ઈલાહી વર્ષ ૫૦માં પાડયો) એવું લખાણ છે.

વિમાનમાંથી પેરેશ્યૂટની મદદથી પૃથ્વી
પર ઊતરવાનો પહેલો સફળ યત્ન ૧૮૦૧માં
ગાર્બુરીન નામના સાહસિકે કર્યો હતો.



પ્રવાસમાં સાથે લેવાની પેટીમાં તેલ આદિ
પ્રવાહીવાળી બાટલીના મોઢે ઍડહેસિવ
ટેઇપની પટ્ટી સજ્જડ વીંટવાથી પ્રવાહી ઢળીને
પેટીમાંની ઇતર વસ્તુઓ ખરાબ નહિ કરે.



કલાકણિકા: મુઘલ ઢબના દોઢાની સુરતસુરી (પાણી
રહે તે પાત્ર): બારીક ને સુશોભિત બિદરી કામનો નમૂનો.

ફંડીમાં કે બીજે જામેલી લીલ સાફ કરવા-
નો રસ્તો એ છે કે તેના પર કળીચૂનો ધોળીને
સુકાવા દેવો. કળીચૂનાની ગરમી લીલને બા-
ળીને સૂકવી નાખશે અને તે ઊખડી આવશે.

છપ્પનિયાડે હિંદ પરનું સ્વામિત્વ છોડયું તે
સમયે હિંદની સ્થિતિ આ મુજબ છે: દરેક
મનુષ્યનું સરાસરી આયુષ્ય–૨૫ વર્ષ; દરેક
વ્યક્તિની સરાસરી વાર્ષિક આવક-૬૨ રૂપિયા;
અભણતરનું પ્રમાણ–૯૦ ટકા; તથા દર ચાર
મૃત્યુ પૈકી ત્રણનું કારણ ગરીબાઈને કારણે
ઉત્પન્ન થતા રોગથી આ છે બ્રિટિશ સામ્રા-
જ્યશાહીનો હિંદને મળેલો વારસો.

પોતાના આયુષ્ય દરમ્યાન દરેક માણસ
સરાસરી ૨૮૦૦ મણ અનાજ ખાય છે.

મુંબઈ પ્રાંતમાં નિશાળે જવા યોગ્ય વય-
વાળાં બાળકો પૈકી ૮૦ ટકા તો નિશાળે
જતાં જ નથી અને ૨૧,૬૦૦ ગામડાંમાંથી
૯૮૦૦ ગામડાંઓમાં તો શાળા જ નથી.

પાતળા કરતાં જાડા માણસો વધુ આત્મ-
હત્યા કરે છે. જગતમાંસૌથી વધુ આત્મહત્યા
વીએના શહેરમાં થાય છે ને બાર મહિનામાં
મે માસમાં જ એ સંખ્યા મોટી હોય છે.

તમે જાણો છો કે—

૨૫૦ રતલ ફૂલોમાંથી એક ઔંસ અત્તર
તૈયાર થાય છે • ચીનમાં એક એવું ફૂલ થાય
છે, જેનો રંગ દિવસે લાલ હોય છે ને રાત્રે ધોળો
બની જાય છે • દેડકો પાણીની અંદર ડૂબેલો
હોવા છતાં ડ્રાઉં ડ્રાઉં બોલી શકે છે • એક
મોટા હાથીનું વજન આશરે ૪૦૦ મણ હોય
છે. • એક વર્ષમાં આંગળાંનાં નખ રા ઈંચ
અને માથાના વાળ ૧૬ ઈંચ લાંબા વધે છે.

## અજંતાના કલામંડપો

હિંદભરના સાહિત્યમાં આ વિષયનું આટલું ચિત્રભર્યું ને છતાં આટલું સસ્તું આ પહેલું જ પુસ્તક છે. શ્રી રવિશંકર રાવળે લખેલો અજંતાની કલાની વિસ્તૃત સમાલોચના કરતો લેખ. એનાં પાનાંને રંગમય કરતાં ૬ ત્રિરંગી ચિત્રો તથા આર્ટપેપર ઉપર છાપેલાં ૧૬ પાનાં ભરીને આલેખનો અને ફોટોગ્રાફો, તેમજ પાનેપાને અજંતાનાં શોભનોનાં રેખાંકનો, ધરાવતા આ અપૂર્વ કલા-ગ્રંથની નવી આવૃત્તિ તૈયાર થાય છે. કિ. આશરે રૂા. રા (પોસ્ટેજ જુદું)

## ચિત્રસાધના

જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળા આ સમૃદ્ધ સંગ્રહમાં કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત એ ૫૫ ચિત્રોમાં ઑઇલ અને વૉટર-કલર, પેન્સિલ અને પેન ઍન્ડ-ઈંક સ્કેચ, સ્ટેપલ-વર્ક, વૂડ કટ, સૅન્ડ-પેપર સ્કેચ આદિ ચિત્રકળાની ભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા શોખીનો માટે તેમજ ભેટ આપવા માટે એ અમૂલ્ય ચીજ છે. કિં રૂા. ૩ા (પો. પૅકિંગ ০॥)

## ગુજરાત કલાકલાપ (બીજો)

શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહિવાસી, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ અને ત્રિગુણાતીત પંચોળી,–એ છ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદા ચિત્રોનો આ સંપુટ. ૧૨॥×૯ ઇંચના માપનાં આર્ટ કાર્ડ પર સુઘડ રંગીન છપાઇમાં. પ્રત્યેક ચિત્રકારના તથા ચિત્રના પરિચય સાથે. કિ. રૂા. ૧ા (પો. પૅકિંગ ০॥)

## અમદાવાદ (ગુજરાતનું પાટનગર)

જેણે પશ્ચિમના સમર્થ કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે અને જેની પ્રશસ્તિ સાંભળીને જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સમાં અમદાવાદનાં બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આલ્બમ. ચિત્રોની માહિતી નોંધ તથા અમદાવાદની ચડતીપડતીના વિદ્વત્તાભર્યા નિબંધ સાથે. કિં. રૂા. ૨. (પો.પૅકિંગ ০॥)

## ચિત્રપરિચય

હિંદી કલાનાં રૂપ અને રહસ્યદર્શનના અનાગ્રહી આવિષ્કારક તથા 'રૂપમ્'ના તંત્રી, વિખ્યાત કલાવિવેચક શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ વિદ્યાર્થીઓ માટે તૈયાર કરેલા મૂળ બંગાળી ગ્રંથનો અનુવાદ સંખ્યાબંધ દૃષ્ટાંતચિત્રોથી ખીચોખીચ ભરેલું આ પુસ્તક કલાનાં રૂપ-રહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવવા ઉપરાંત કોઈ પણ કલાપ્રેમી માટે હિંદી કલાની સમજણના એક મહત્ત્વના અભ્યાસ રૂપ બની રહેશે. (તૈયાર થાય છે)

## કલાકારની સંસ્કારયાત્રા

જાહોજલાલીના શિખરે પહોંચેલા જાપાનનો, કલકત્તાથી દિલ્હી સુધીનાં ઉત્તર ભારતનાં કલા-સંસ્કારધામોનો, તથા હિમાલયની ગોદમાંના કલાગુરુ રોરિકના નિવાસસ્થાનનો,–એવા ત્રણ વિશિષ્ટ વૈવિધ્યવાળા પ્રવાસોનું આ પુસ્તક શ્રી રવિશંકર રાવળે કરેલી કલાયાત્રાઓનો રસમુગ્ધ અહેવાલ ઉપરાંત ગભવખ ચિત્રો, ને ફોટોગ્રાફો દ્વારા એ સિદ્ધહસ્ત કલાકારની કલમ અને પીંછીની સભર સામગ્રીથી છલકે છે કિ. રૂા ૪-૧૨-૦ (પો.પૅકિંગ ০॥)

## કલાચિંતન

*શ્રી રવિશંકર રાવળે કલાની સમજણ, જીવનમાં કલાનું સ્થાન, ને ભારતની કલાનો વિશિષ્ટ ગુરુવૈભવ—આદિ વિષયો* પર લખેલા નાનામોટા લેખોનો સંગ્રહ. સુશોભન આપતા સ્કેચો તથા ચાર પ્લેટો સાથે. કિં રૂા. ૩॥ (પો પૅકિંગ ০॥)

## ભારતીય ચિત્રાંકન

ચિત્રકળા શીખવાની ધગશવાળા જિજ્ઞાસુઓને તેમજ શાળામાં ચિત્રશિક્ષણ લેનારાઓને મદદરૂપ થઈ પડે એ દૃષ્ટિથી તૈયાર કરેલા આ ચિત્રસંપુટમાં અસલ ભારતીય સ્વરૂપોમાંથી જૂના સંસ્કૃતિદર્શક લાક્ષણિક આકારો શોધીને તેના ઉપરથી વિવિધતાભર્યા ત્રીસ સરળ આલેખનો તૈયાર કરવામાં આવ્યાં છે. આલેખનોનો ઉપયોગ કરવાની સૂચનાઓ તથા રંગપૂરણીમાં માર્ગદર્શક બને તેવી એક પૂર્ણરંગી ચિત્રપ્લેટ સાથે. કિં. રૂા. ૩. (પો. પૅકિંગ ০॥)

## કનુ દેસાઈના ચિત્રસંપુટો :

રંગચિત્રો ભાગ ૧-૨, છાયાચિત્રો ભાગ ૧-૨, રંગલહરી ભાગ ૧-૨, રંગાવલિ, નૃત્યરેખા, રૂપરેખા, શ્રીલેખા, ચિત્રલેખા, ચિત્રમંજરી, શૃંગારિકા, મંગલાષ્ટક, જીવનમંગલ, લગ્નોત્સવ, વ્રતચિત્રાવલિ, મીરાંબાઈ વગેરે. દરેકના રૂા. રા




ચિત્રો



કાવ્ય



ચરિત્ર



વાર્તા



લેખો



વિભાગો



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત. મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૭॥, પરદેશમાં રૂ. ૯॥ આજીવન સભ્ય ૧૫૦, છૂટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદ.

અમારી મીલના ઝાંપે સ્ટોરમાં
અવશ્ય એકવાર પધારી ખાત્રી કરો.




કાપડ ખરીદતાં પહેલાં
ઉપરનો ટ્રેડમાર્ક
જરૂર જુઓ.

# રોહિત
## મીલ્સ લી.

ખોખરા મહેમદાવાદ, અમદાવાદ

પ્રભાત

# વિશ્વનેતા બાપુજી



બાપુ ગયા! યુગપુરુષો જાય છે, છતાં અમર જ રહે છે. રાજદ્વારી અવતારોએ ભારતમાં નીતિ અને અનીતિના નિયમો ઘડ્યા છે. રામ અને રાવણના રૂપમાં પ્રગટતી વૃત્તિઓ; એવી જ રીતે કંસ અને કૃષ્ણ વગેરે પરસ્પર વિરોધી વૃત્તિઓ હતી. છતાં ભારત સ્વતંત્ર હતું. ગાંધી-યુગમાં ભારત ગુલામ હતું અને પૂ૦ બાપુએ સ્વાતંત્ર્યની લડતનાં મંડાણ માંડ્યાં. પરદેશીનું રચેલું ગુલામી રાજકારણ હવે ટળતું જાય છે. પરદેશી સંપર્ક નીચે કારખાનાં, નવું જીવન, અવસ્થા અને ફેશનો ઊભી થઈ. પણ મહાત્માજીએ નવો રસ્તો બતાવ્યો. અંતે અંગ્રેજોને ભારતનો કબજો છોડવો પડ્યો છે. પરંતુ દેશના ભાગલા પડ્યા અને જનતા દુ:ખીદુ:ખી થઇ ગઇ છે. હિંસાનો અને અનીતિનો ઉલ્કાપાત ઊઠ્યો છે.

બાપુએ બધાં દ્વંદ્વોનાં બળોને પ્રેમથી વશ કરવા પ્રચંડ પ્રયત્ન કર્યો હતો, પરંતુ હિંસાએ તેમનો પ્રાણ લીધો છે. આ કલેશ સમગ્ર દેશમાં ફેલાઇ ગયો છે–પિતાને પુત્રે હણ્યા છે. આજે ભારત નિરાધાર બન્યું છે,–પિતા જતાં એક કુટુંબ નિરાધાર બને છે તેમ.

હજુપણ સ્વાર્થી, અહંતાપ્રધાન અને સ્થાપિત હિતોવાળા, પોતાની ગલીચ અને હિંસક નીતિ છોડી બાપુના સત્યને અનુસરતા થઈ જાય એ ઇચ્છવાયોગ્ય છે.

લિ૦
બાપુના ફરમાનને માન આપી
પ્રત્યેક લડતમાં લડનાર
**રેવાશંકર હરિશંકર ત્રિવેદી**











ન્ય મહેલાતના નકશીદાર ઝરૂખા જેવો, વિશાળ હિંદની કેડ પર શોભતો સૌરાષ્ટ્રનો ૨૩,૫૦૦ ચોરસ માઇલનો પ્રદેશ, ગઈ વસંતપંચમીથી ત્યાંનાં ૪૪૯ રજવાડાંઓના આપખુદ ની એડી તળેથી મુક્ત થયો. આજ સુધી એળે જતી અથવા સુપ્ત પડેલી તેની અનેકવિધ ભૌતિક સમૃદ્ધિ તથા તેનાં શક્તિશાળી સંતાનો માટે હવે નવસર્જનની ઉષા ઊગી છે. ઉપરના માં તેનાં મુખ્ય શહેરો સાથે, એક કાળે ધીકતાં તેનાં ૬૨ જેટલાં બંદરોમાંથી ૩૦ જેટલા બંદરો બતાવ્યાં છે, જેના વિકાસની શક્યતાઓ એ દેશને સમૃદ્ધિથી રેલછેલ કરી મૂકશે. તેની નદીઓ, તેનાં સઘન જંગલો અને તેની રેલવેઓ સાથે, ત્યાંની ફળદ્રુપ જમીનમાં થતા પાકનાં ચિત્રો પણ આ મુખ્ય નકશામાં બતાવીને, નીચલે ડાબે ખૂણે આપેલા નાના નકશામાં એ પરસ્પરનું પ્રમાણ દર્શાવ્યું છે, અને જમણા ખૂણામાંના નકશામાં તેના અક્ષાંશ–રેખાંશ જણાવીને ત્યાં પડતા વરસાદના ઈચવાર પ્રદેશ જુદીજુદી ભાત પાડીને દર્શાવ્યા છે. સૌરાષ્ટ્રમાં ા ગીરના નામી સિંહ, ઉમદા ખમીરવાળા જાતવાન ઘોડા ને નફરાબાદી ભેંસોનો નિર્દેશ ઉપલા ડાબા ખૂણાના નાના નકશામાં છે. ઉપરાંત, આજ સુધી અંધારે રહેલા એ દેશની ધરતીના માં ખનીજ તેમજ ઈતર સમૃદ્ધિની એટલી તો શક્યતાઓ પડી છે કે જો તેનું વ્યવસ્થિત સંશોધન કર માં આવે તો એ દેશ ઉદ્યોગધંધાથી ધીકતો બને. (વધુ આ અંકમાંના વિસ્તૃત લેખમાં)

# ઉપવાસનાં ફૂલ

૧

લંડનના કેટલાક ભાગમાં શાકાહારી હોટેલો હોય છે. એક દિવસ આખું સવાર નેશનલ ગૅલેરીમાં ચિત્રો જોવામાં ગાળ્યો હોવાથી હું થાકી ગએલો. લગભગ એક વાગવા આવ્યો હતો એટલે ભૂખ પણ કકડીને લાગેલી; એટલે હું ટહેલતોટહેલતો સેઈન્ટ માર્ટિન સ્ટ્રીટમાં આવેલા એક શાકાહારી રેસ્ટોરાંમાં ગયો.

રેસ્ટોરાંમાં હજી લંચ માટેની ગિરદી બહુ જામી ન હતી. થોડા ઘણા લોકો છૂટાછવાયા આમતેમ બેઠા હતા. એક ટેબલ પર જઇ મેં હાથમાં છાપું લીધું. તુરત જ ત્યાંની સ્ત્રીનોકર આવી અને નીચું જોઇને ભોજનની મારી સૂચનાની રાહ જોતી ઊભી રહી.

છાપામાંથી ઊંચું જોઈ મેં વાનીઓની યાદીમાંથી કેટલીક મગાવી.

એવામાં મારી નજર બારીના એક ટેબલ પર પડી. ત્યાં નાની અંગ્રેજ બાળા બેઠી હતી. જેની અમારી દૃષ્ટિ મળી કે તરત જ તેણે પોતાની નજર ખેંચી લીધી. આ બધો વખત તે મારી સામે અનિમેષ નયને જોયા જ કરતી હતી એમ મને લાગ્યું.

બાળા તેરથી ચૌદ વર્ષની હશે. ઠીકઠીક કહેવાય તેવો—અથવા ગરીબાઇનો ખ્યાલ આપે તેવો પોશાક તેણે પહેરેલો. તેના વાળની કોઈકોઈ લટો પાછળ ઊડતી દેખાતી હતી. તેની મોટી આંખોમાં જાણે કંઇક દુઃખ કે ગ્લાનિ ભર્યાં હોય તેવો મને ભાસ થયો.

તે ન જુએ તેમ મેં તેની સામે વારંવાર જોયા કર્યું. મેં મંગાવેલી વાનીઓ આવી તે પહેલાં તો તે ભોજન પતાવી દઇ ઊઠી અને બિલ લઈ તે પૈસા આપવા ગઈ. મેં તેની પાછળ ધ્યાનથી જોયું. પૈસા લેનાર સ્ત્રીકારકુન સાથે તેને વાત કરતી મેં સાંભળી: તેણે પૂછ્યું: 'શ્રીમતી, પેલા સદ્‌ગૃહસ્થ હિંદી છે?'

'હા, મને લાગે છે કે એ હિંદી છે.'

'તેઓ અહીં હમેશાં આવે છે?'

'ચોક્કસ તો નહિ કહી શકું, પણ મેં તેમને અગાઉ જોયા હોય તેવો ખ્યાલ આવતો નથી.'

તે બાઇનો આભાર માની, મારા તરફ એક નજર ફેંકી બાળા તરત જ ચાલી ગઈ. મને જરા નવાઈ લાગી. તેણે 'મારા' વિષે પૂછ્યું હશે? શા માટે? તેને મારામાં આમ રસ લેતી જોઇને મને જરા કુતૂહલ થયું. તેથી જેવું મેં ભોજન પૂરું કર્યું કે તરત જ સ્ત્રીનોકરને પૂછ્યું: 'થોડીવાર પહેલાં પાસેના ટેબલ પર બેઠેલી બાળાને તમે ઓળખો છો?'

'ના જી; મેં તેને જોઈ છે ખરી, પણ હું તેને ઓળખતી નથી. દર શનિવારે તે અહીં ભોજન માટે આવે છે.'

'અઠવાડિયાના બીજા કોઇ જ દિવસે નહિ?'

'નહિ જી. બીજા કોઇ દિવસે મેં તેને જોઇ નથી.'

'તે શો ધંધો કરે છે, તેની કંઇ ખબર છે?'

'હું ધારું છું કે કોઇ દુકાનમાં કામ કરે છે.'

'શા ઉપરથી તમે એમ ધારો છો?'

'હું અનુમાન કરું છું કે તે બહુ કમાતી નહિ હોય; તેથી જ દરરોજ ભોજન માટે પૈસા ખર્ચી શકતી નહિ હોય. અને દર શનિવારે જ આવે છે, કારણ કે તે એના પગારનો દિવસ હશે.' આ શબ્દોએ જાણે મને નવાઈભર્યો ડંખ માર્યો હોય તેમ હું વિચારમાં પડી ગયો.

૨

પણ એ બાળા વિષે મને જાગેલું કુતૂહલ હું દૂર કરી શક્યો નહિ. તેણે મારી પૂછપરછ શાથી કરી હશે? શું એની પાછળ કંઈ ભેદ હશે? તેના ગ્લાનિભર્યાં દીન ચહેરાએ ધીમેધીમે મારું મન ઘેરી લીધું. ગરીબ બીચારી છોકરી: તે કોણ હશે? તેને હું કંઈ ઉપયોગી થઈ શકીશ? મારી જિજ્ઞાસા વધતી ગઈ. બધી દુકાનો રવિવારે તો બંધ હોય, એટલે સોમવારે નાસ્તો લઇને તરત હું તે બાળાની શોધમાં નીકળ્યો. સેઇન્ટ માર્ટિન તથા સ્ટ્રૅન્ડ પાસેના લત્તામાં આવેલી ઘણીખરી દુકાનોમાં મેં તેની તપાસ કરી, પણ તેને ક્યાંય ન જોઈ. દુકાનમાં જતાં આપણે કંઇક ખરીદવું તો પડે જ; નહિતર ત્યાં વેચાણ કરનારા ગરીબ નોકરનું આવી બને અને સદા યે ચકોર રહેતા તેમના શેઠ તેમને પાણીચું જ પકડાવી દે. એટલે મારા ઓવરકોટનાં ખિસ્સાં ટાઈ, રૂમાલ, પેન્સિલ, ચિત્ર-કાર્ડ અને એવીએવી પરચુરણ ચીજોથી ભરાઈ ગયાં; પણ પેલી બાળાનો પત્તો મને ન લાગ્યો.

અઠવાડિયું વીતી ગયું ને બીજે શનિવાર આવી પહોંચ્યો એટલે જ હું પેલા શાકાહારી રેસ્ટોરાંમાં પહોંચ્યો, અને જેવો અંદર ગયો કે તરત જ મેં પેલી બાળાને ટેબલ પર બેઠેલી



કંઈક નિકટતાથી તેણે મારા નમસ્કાર ઝીલ્યા. મેં તેને વાતમાં પરોવવા શરૂઆત કરી. વાતચીત દરમ્યાન એકાએક તેણે પૂછ્યું : 'આપ હિંદી છો ?'

'હા'

'આવી પૂછપરછ કરવા માટે મને માફ કરશો; પણ...આપ શાકાહારી છો ?'

સીધો જવાબ આપવાને બદલે મેં સામો પ્રશ્ન કર્યો : 'શા ઉપરથી તમે એમ પૂછ્યું ?'

'મેં સાંભળ્યું છે કે હિંદી લોકો સામાન્યરીતે શાકાહારી હોય છે.'

'તમે હિંદી લોકો વિષે ક્યાંથી જાણો ?'

'મારા મોટા ભાઈ હિંદુસ્તાન ગયા છે. તે લશ્કરમાં છે.'

મેં કહ્યું, 'કોઈકોઈ વાર બીન શાકાહારી ખોરાક પણ મને ગમે છે ખરો; હું ચુસ્ત શાકાહારી તો નથી.' મને લાગ્યું કે મારા આ જવાબે તેને જરા નિરાશ કરી. વાત ઉપરથી મને ખબર પડી કે તેના કુટુંબના પુરુષોમાં તેનો ભાઈ એકલો જ છે અને પોતે વિધવા માતા સાથે લૅમ્બેથ તરફ રહે છે. મેં પૂછ્યું : 'તમારા ભાઈ તરફથી સમાચાર તો આવતા હશે ?'

'હમણાં તો ઘણા વખતથી કંઈ ખબર નથી આવ્યા, એટલે મારી બા તેના વિષે બહુ ચિંતાતુર રહે છે. લોકો પાસેથી તેણે સાંભળ્યું છે કે હિંદ દેશ સર્પ, વાઘ અને ઝેરીલા તાવથી ભરેલો દેશ છે. અને મારાં ભાઈ તરફથી કશા સમાચાર નથી, એટલે તેને કદાચ કંઈ થયું તો નહિ હોય ને, એવી મારી માને બીક રહ્યા કરે છે. હિંદ સાપ, વાઘ અને ઝેરીલા તાવથી ભરેલો દેશ છે એ સાચી વાત ?'

હું જરા હસી પડ્યો. મેં તેને ખાતરી આપી કે એવું કંઈ જ નથી; એમ હોય તો ત્યાં આટલા કરોડ લોકો કેમ રહેતા હશે ?

તેણે રાહતનો એક દીર્ઘ શ્વાસ લીધો ને કહ્યું : 'જો કોઈ હિંદી મળે તો મારી બાને હિંદ વિષે ઘણીઘણી વાતો જાણવી છે.' તેણે મારી સામે આતુર નજરે જોયું. તેનો ભાવ હું કળી ગયો. પોતાની બા પાસે આવવાનું સીધેસીધું મને પૂછવાની તેની હિંમત ન ચાલી.

પુત્રથી વિખુટી પડેલી એ માતાને મળવાની મને પણ વૃત્તિ થઈ આવી. વળી, લંડનના ગરીબ લત્તાના લોકજીવનથી હું તદ્દન અપરિચિત હતો તેથી એ લોકોનું જીવન તથા વિચારો જાણવાની ઈચ્છા પણ મને થઈ આવી. તેથી મેં સૂચવ્યું : 'આપણે તમારે ઘેર જઈશું ? તમારાં બાને મારી ઓળખાણ ન કરાવો ?' મારી આ વાતથી તેની આંખ જાણે કે ઉપકારવશ બની હોય તેમ સજળ બની ઊઠી. તેણે નમ્રતાપૂર્વક મારો આભાર માન્યો અને પૂછ્યું : 'હમણાં આવશો ?'

'જરૂર.'

'આપને સમય તો છે ને ?'

'હા, અત્યારે મારે કંઈ કામકાજ નથી.'

ખાણા રાજી થઈ ગઈ. ભોજન પૂરું કરી અમે બંને ઊઠ્યાં. રસ્તામાં મેં તેને પૂછ્યું, 'તમારું નામ શું ?

'એલીસ માર્ગેરેટ ક્લિફર્ડ.'

મે વિનોદ કર્યો: 'ત્યારે તો પેલા ''એલીસ ઈન ધ વન્ડર લૅન્ડ'' પુસ્તકમાંની નામચીન એલીસ તો તમે નહિ ?' મારો વિનોદ સમજી ન શકવાથી તેણે મારી સામે જોયું. મને જરા આશ્ચર્ય થયું. મને લાગ્યું કે 'એલીસ ઈન ધ વન્ડર લૅન્ડ' જેવું જગવિખ્યાત ને બાળપ્રિય

પુસ્તક તેણે ના વાંચ્યું. જો તમારાં બા હા પાડશે તો હું તમને તે પુસ્તક ભેટ આપીશ.' મેં કહ્યું.

આમ વાતો કરતાંકરતાં અમે સેઈન્ટ માર્ટિન દેવળ તથા ચૅરિંગ ક્રૉસ સ્ટેશને આવ્યાં. સ્ટ્રૅન્ડની બંને બાજુ માળવાળી મોટી બસો દોડતી હતી ને ત્યાં ગિરદી પણ ઘણી હતી, એટલે મેં તાર ઑફિસની સામેના ફુટપાથ પર આવી એલીસને પૂછ્યું, 'આપણે વેસ્ટમિન્સ્ટર બસમાં જઈશું ?' તેણે નમ્રતાથી સામું પૂછ્યું, 'ચાલવાં જવામાં આપને કંઈ હરકત તો નથી ને ?'

'ના, જરા ય નહિ; પણ તમે એટલું બધું ચાલી શકશો ?'

'હું તો દરરોજ ચાલીને જ ઘેર જાઉં છું.' તેણે જવાબ આપ્યો.

તે શું કામ કરતી હતી તે જાણવાની મને જિજ્ઞાસા થઈ. આથી મેં તક લીધી. અલબત્ત, સીધી રીતે નહિ. ઇંગ્લંડમાં વાતચીતનો વિવેક બહુ જ હોય છે. ટ્રેઇનમાં મુસાફરી કરતા કોઈ પડોશી મુસાફરને 'આપ ક્યાં જાઓ છો' એમ પૂછવું એ અવિવેકી ગણાય; પણ 'આપ શું બહુ દૂર સુધી જાઓ છો ?' એમ વિના સંકોચે પૂછી શકાય. મુસાફરને ગમે તો તેનો સાચો જવાબ દે; નહિતર કહી દે કે 'બહુ દૂર નહિ.' આ જવાબથી રીતભાતની દૃષ્ટિએ આપણને જવાબ દીધો યે ગણાય અને પોતાની અંગત વાત જાહેર કરી ન પણ કહેવાય. એટલે આ પ્રકારના વિવેકથી મેં એલીસને પૂછ્યું: 'તમારે આ બાજુ વારંવાર આવવાનું થાય છે ?'

'હા, સિવિલ સર્વિસ સ્ટોરમાં હું ટાઇપિસ્ટ તરીકે કામ કરું છું અને રોજ સાંજે ઘેર જઉં છું. માત્ર શનિવારે તેઓ વહેલું બંધ કરે છે'.

'આપણે પૂલ પરથી જઈશું? સ્ટ્રૅન્ડ કરતાં ગિરદી ત્યાં ઓછી હશે.'

પૂલ પર ચાલતાંચાલતાં મેં તેને ફરી પૂછ્યું: તમે પણ આ જ રસ્તે દરરોજ ઘેર આવો છો ?'

'ના, અહીં ગિરદી ઓછી હોય છે ખરી; પણ આ રસ્તે સારું માણસો પણ ઓછા હોય છે. એટલે સ્ટ્રૅન્ડ અને વ્હાઈટ હૉલનો રસ્તો જ હું પસંદ કરું છું.' આ અજાણ છોકરી ગરીબ પણ ખાનદાન લાગી. વેસ્ટમિન્સ્ટર પૂલ આવતાં મેં પૂછ્યું : 'હું તમને કયા નામે બોલાવું ?'

તેણે હસીને ઉત્તર દીધો, 'મિસ ક્લિફર્ડ; જો કે હું કંઈ બહુ મોટી થઈ નથી એટલે તમે ગમે તે નામે મને બોલાવી શકો છો. મને સામાન્યરીતે સૌ મૅગી નામે બોલાવે છે.'

અમે પાર્લમેન્ટના મકાન પાસે થઈ વેસ્ટમિન્સ્ટર પૂલને જમણી બાજુ ઓળંગી, લંડનના એક ગરીબ લત્તા લૅમ્બેથમાં આવી પહોંચ્યા. રસ્તે ઊભેલા ટોળામાંથી જગ્યા કરી અમે આગળ વધ્યાં. થોડી વારે મેં તેને પૂછ્યું : 'તમને સૌ તમારા બીજા નામે કેમ બોલાવે છે ?'

'મારી બાનું પણ પહેલું નામ એલીસ છે, એટલે મારા પિતાએ મને મારા બીજા નામે બોલાવવાનું પસંદ કરેલું.'

'તમારા પિતા તમને મૅગી કહેતા કે મેગ્સી ?'

'જ્યારે મને વહાલથી બોલાવવી હોય ત્યારે મૅગ્સી કહેતા પણ આ તમે કેમ જાણ્યું ?'

'કેમ ? અમે હિંદીઓ તો જાદુ જાણીએ છીએ ! દરેકનું ભૂત, ભવિષ્ય ભાખી શકીએ છીએ.' મેં જરા હસીને કહ્યું.

'હા, સાચું. મેં પણ એવું સાંભળ્યું છે ખરું '

'ખરેખર, તમે સાંભળ્યું છે ? શું સાંભળ્યું છે ?'

મેં સાંભળ્યું છે કે હિંદમાં ઘણા લોકો પાસે દૈવી શક્તિ હોય છે. તેઓ યોગી કહેવાય છે, પણ તમે યોગી નથી લાગતા ખરું ને !'





ત્રોમાં તેમનાં ચિત્રો પ્રકટ થાય છે. 'આર્ટ ઇન ઇન્ડસ્ટ્રી'ની પ્રસિદ્ધ સંસ્થા તરફથી હિંદનાં પરંપરાગત શિલ્પને રૂપરચના (ડિઝાઇનો)ના કામમાં કલકત્તામાં તેમણે બે વર્ષ કામ કર્યું છે. તેથી તે ભારતની પ્રણાલિકાબદ્ધ કોતરણી નકશી અને ચિત્રાંકનની વિશિષ્ટ પદ્ધતિ તરફ ખાસ આકર્ષણ ધરાવે છે. તેમના એવા જ એક પ્રેરણા-સ્થાન રૂપ, બંગાળના વિષ્ણુપુર ને સંધિપુરના પુરાણ મંદિરની પક્વ મૃદ-પ્રતિમાઓ (Terra-Cottas) પરથી તેમણે કરેલાં કેટલાંક રેખાંકનો પૈકીનાં ત્રણ અહીં આ પાના ઉપર તથા એક આ લેખને મથાળે આપ્યાં.

૭. પકવેલી માટીની એ મૂર્તિઓની રેખામાં લાવણ્યની જે મધુરી છટા આપણા પ્રાચીન કલાકારો ઉતારતા તેનાં એ ઉમદા દૃષ્ટાન્ત છે.



તથા બન્ને પગો ઘૂંટણમાંથી સહેજ વળેલા.

**વૈશાખમ્:** દેવતા–કાર્તિકેય. બન્ને ખૂણા પડે તેમ પગ ઘેર અંતરે એકબીજાની પાછળ રાખી સહેજ નમેલા ઊભા રહેવું તે.

**મંડલમ્:** દેવતા–ઈંદ્ર. બન્ને પગ વચ્ચેનું અંતર ચાર તાલ. સાથળ ને કેડ સીધી રેખામાં આવે તેટલા નમી ઊભા રહેવું તે.

**આલિઢમ્ અને પ્રત્યાલિઢમ્:** બન્નેના દેવતા રુદ્ર. મંડલસ્થાનનો જમણો પગ પાંચ તાલ આગળ કરવો તે આલિઢમ્; આલિઢમ્ થી વિપરીત અગર જમણો પગ સંકોડી લઈ ડાબો પગ આગળ કરવો તે પ્રત્યાલિઢમ્. (ચાલુ)



# કસોટી

(૧) એક છાબડીમાં થોડાંક બોર પડયાં છે. પણ કોઈ અજબરીતે તેની સંખ્યા દર મિનિટે બમણી થતી જાય છે. એમ કરતાં બરાબર બાર વાગ્યે તે છાબડી પૂરેપૂરી ભરાઈ જાય છે. તો તે છાબડી અરધી ભરેલી કેટલા વાગ્યે હશે ?



(૨) જગતસાહિત્યમાં અમર આંક મૂકી જનાર આ મહાન સાહિત્ય-સમ્રાટને ઓળખો છો ?

(૩) નીચે જગતનાં મુખ્ય શહેર કે પાટનગરનાં નામ સામે તેને દેશના નામો સેળભેળ કરીને આપ્યા છે. તે બરાબર ગોઠવી શકશો ?

| | | | |
|---|---|---|---|
| ૧. ઓસ્લો | ક સ્વીડન | ૬ મનીલા | છ હિંદી-ચીન |
| ૨. માડ્રિડ | ખ ફિલિપાઈન્સ | ૭ પ્રાહા | જ ન્યૂઝીલંડ |
| ૩. સાઈગોન | ગ ચેકોસ્લોવેકિયા | ૮ સ્ટૉકહોમ | ઝ હોલંડ |
| ૪. ટોક્યો | ઘ ઑસ્ટ્રેલિયા | ૯ કેનબેરા | ટ પોલંડ |
| ૫ ઑકલૅન્ડ | ચ નૉર્વે | ૧૦. ઍમ્સ્ટર્ડૅમ | ઠ સ્પેન |



(૪) ૩૨ નંબર લખેલા આ એક લંબચોરસમાં કોઈ પણ નંબરને જોડતી આડી ઊભી એવી પાંચ જ લીટી દોરી શકશો કે જેથી તે લંબચોરસ આઠ વિભાગોમાં વહેંચાઈ જાય કે દરેક વિભાગમાં એકએક કાળું ટપકું આવે ?

(૫) છ તો સામાન્ય જ્ઞાનના પ્રશ્નો જ, પણ કેટલાના તમે સાચા જવાબો આપી શકશો? (ક) બધા તારાઓમાં ધ્રુવ તારો આપણને શા માટે સ્થિર દેખાય છે? (ખ) કયા ઝાડ નીચે ગૌતમ બુદ્ધને પરમ જ્ઞાન થયું હતું? (ગ) ઈંગ્લંડમાં આ ઇલ્કાબો અપાય છેઃ ડયૂક, વાઈકાઉન્ટ, કિંગ, અર્લ, પ્રિન્સ, બૅરન અને માર્કવિસ. તેમને તમે ઉચ્ચતા અનુસાર ગોઠવી શકશો? (ઘ) ત્રાવણકોર રાજ્યમાં એક જ શહેર છે. કયું? (ચ) કચ્છના નરેશને શા વિશિષ્ટ નામથી ઓળખવામાં આવે છે? (છ) હિંદમાં આજે કુલ કેટલા પ્રાંતો છે? (જ) જગતમાં મોટામાં મોટા ગણાતા બીજાપુરના ઘુમ્મટનો ઘેરાવો કેટલો છે? (ઝ) જગતમાં આખું વરસ કયા શહેરનું ઉષ્ણતામાન સૌથી વધારે રહે છે? (ટ) કયે ઠેકાણે પૃથ્વીનું કોઈપણ બિંદુ દક્ષિણ દિશા તરફ જ હોય છે? (ઉત્તરો આગળ આપ્યા છે).

(પાનું ૧૯૪)



# વિકસતું વિજ્ઞાન

**¶** કોઈ પણ પદાર્થને રાંધવો કે બાફવો હોય તો તે ઊકળે કે ત્યાંસુધી ગરમ કરવો પડે છે. આથી તે પદાર્થના અસલ ગુણધર્મમાં ફેરફાર થઈ તેમાંનાં વિટામિન નાશ પામે છે. આ અડચણ દૂર કરવા એક ઑસ્ટ્રિયન વૈજ્ઞાનિકે પદાર્થનું ઉષ્ણતામાન ન વધવા છતાં તેમાં ઊકળવાની ક્રિયા ઉત્પન્ન કરવાની નવી પદ્ધતિ શોધી છે. પદાર્થ જ્યારે ઊકળે છે ત્યારે તેમાં એક વિશિષ્ટ પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન થાય છે. તે આંદોલનો ગરમીને બદલે વીજળીની સહાયથી પેદા કરવાની શોધ તેણે કરી છે. આ શોધને કારણે બરફ જેવા ઠંડા પદાર્થોમાં પણ ઊકળવાની ક્રિયા લાવી શકાય છે. આનો તેણે પ્રત્યક્ષ પ્રયોગ પણ કરી બતાવ્યો. એક વાસણમાં બરફના કકડાવાળું પાણી લઈ તેમાં એક જીવતી માછલી મૂકી. પછી પોતાની પદ્ધતિ પ્રમાણે વીજળિક સાધનોથી તેમાં ઊકળવાની પ્રક્રિયા ઉત્પન્ન કરતાં જ પેલી માછલી મરી ગઈ અને રંધાઈને બરાબર તૈયાર થઈ ગઈ. આમ છતાં પાણીનું ઉષ્ણતામાન તો શૂન્ય ડિગ્રી જ રહેલું! કારણ તેમાંના પેલા બરફના કકડા હજુ જેમના તેમ જ હતા!

**¶** ઈન્જેકશન લેતી વખતે જે પીડા ઘણાને થાય છે તે દૂર કરવા એક નવી જ જાતની ઈન્જેકશન પદ્ધતિ વૈજ્ઞાનિકોએ શોધી કાઢી છે, જે હાઈપો-સ્પ્રે (hypo-spray) કહેવાય છે. આ નવી પદ્ધતિમાં હવાના અતિશય દબાણ વડે ઈન્જેકશનના પ્રવાહીને ચામડી પર જોરથી ફેંકીને (Blast કરીને) દાખલ કરવામાં આવે છે. આથી પીડા તો જરાયે થતી નથી પણ ઘણીવાર તો તેનો જખમ પણ દેખાતો નથી. આ નવી શોધની પ્રેરણા, યુદ્ધકાળમાં બૉમ્બ ફાટવાથી ઊડતી લોઢા વગેરેની ઝીણી કરચો હવાના જોસભેર દબાણથી ચામડી પર જખમ કર્યા વગર શરીરમાં પેસી જતી તેના પરથી મળી હતી.

**¶** ચોખાને વધુ કસદાર બનાવવા, ને તેને છડવામાં તથા રાંધવામાં તેમનાં વિટામિન નાશ ન પામે તે માટે વૈજ્ઞાનિકોએ નવી પદ્ધતિ શોધી છે. એક પીપમાં ચોખા ભરી, તેમાંથી બધી હવા શોષી લીધા પછી ખૂબ ઊંચા દબાણ હેઠળ અંદર ગરમ પાણી છોડવામાં આવે છે. આથી ચોખાનાં જે વિટામિન છોતાંની સપાટી પર હોય છે તે ચોખાના છેક અંદરના ભાગમાં સુરક્ષિતરીતે પુરાઈ જાય છે.

**¶** ઘરને તાજું રંગાવ્યા પછી જે એક અણગમતી વાસ આવે છે તેને બદલે પાઈન-સીડરના વૃક્ષ જેવી સુગંધમય મૂળ લાકડાની વાસ આવે એવા રંગોની શોધ અમેરિકામાં થઈ છે. રંગ પૂરેપૂરો સુકાઈ ગયા પછી તે બિલકુલ નિર્ગંધ બની જાય છે.

**¶** આગ લાગેલા ઘરના ત્રીજા કે તેથી ઉપરના માળમાં સપડાયેલી વ્યક્તિને સ્વપુરુષાર્થથી બચવાનું એક અભિનવ સાધન વૈજ્ઞાનિકોએ શોધી કાઢયું છે. તે ૧૦ રતલ વજનનું એક પૈડું હોય છે જે ધીમેધીમે ઊકલતું જાય છે. તેની સહાયથી ગમે તેટલે ઊંચે આવેલી બારીમાંથી પણ માણસ સહીસલામતરીતે જમીન પર ઊતરી શકે છે.

**¶** શરીરના ઘણાખરા રોગો પર અત્યંત ઉપયોગી ગણાતા પેનિસિલિન વિષે ઘણાએ સાંભળ્યું હશે. પણ ચામડી પર અથવા જઠરના રોગો પર તે એટલું અસરકારક ન જણાવાથી વૈજ્ઞાનિકોએ

# [illegible]

૧૫મી ફેબ્રુઆરી ૧૯૪૮; વિક્રમ સંવત ૨૦૦૪ની માહ સુદ પાંચમ—વસંત પંચમી! આ દિવસ માત્ર કાઠિયાવાડના જ નહિ પણ મહાગુજરાત ને હિંદના ઇતિહાસમાં અપૂર્વ ગણાશે તે દિવસે કાઠિયાવાડનાં નાનામોટાં ૪૪૯ રજવાડાંની ૮૯૦ સીમાઓ અદૃશ્ય થઈ એક અને અખંડ સૌરાષ્ટ્રનું ખાતમુહૂર્ત થયું. સ્વાભાવિક ને ભૌગોલિક રીતે એક અને અવિભક્ત સર્જાએલા સૌરાષ્ટ્રની પ્રજા અનેક રાજ્યોનાં જે સાંકડાં કુંડાળાંની દીવાલોમાં વહેંચાઇ ભીંસાતી હતી, જે કૃત્રિમ સીમારેખાઓએ પ્રજાના રાજકીય, આર્થિક ને સામાજિક વિકાસને અશક્ય બનાવી મૂક્યો હતો તથા માહસપ્રિય માનવીઓની મહેચ્છાઓને જેણે રૂંધી નાખી હતી તે રેખાઓ એ દિવસે ભુંસાઈ ગઈ. અમાપ ને આપખુદ સત્તા ભોગવતા એના રાજકુળોએ આપમેળે એ સત્તાનો ત્યાગ કર્યો અને સમગ્ર સૌરાષ્ટ્રની પ્રજાસમસ્તની પ્રતિનિધિરૂપ મધ્યસ્થ સત્તા અસ્તિત્વમાં આવી. એથી એ અખંડ પ્રદેશના સર્વાંગી વિકાસનો હવે એક મહાયોગ જન્મ્યો. એના વિશાળ સાગરકિનારા, એના સઘન ગિરિપ્રદેશો, એનાં રસાળ ખેતરો, એના સિદ્ધિભર્યા ભૂગર્ભમાં રહેલાં મૂલ્યવાન ખનિજદ્રવ્યો, એની નદીઓનાં નકામાં વહી જતાં જળ, એનાં બહોળાં પશુધન અને એનાં સાવજશૂરાં સંતાન—સૌને માટે સ્વાભાવિક ફાલફૂલની ક્ષમા ઊગી.

કોઇ ભવ્ય અને નજરમાન ઈમારતના અગ્રભાગે નકશીમય ને રૂપાળો ઝરૂખો શોભે તેવી રીતે ભારતવર્ષના દેહ પર શોભનો સૌરાષ્ટ્રનો એ પ્રદેશ નાનોસૂનો નથી. અરબી સમુદ્રની વિચિમાળાઓથી ધોવાતો, ૨૫૦ માઈલ લાંબો અને ૨૦૦ માઈલ પહોળો આ દ્વીપકલ્પ, ૨૩,૫૦૦ ચો૰ માઈલનું ક્ષેત્રફળ ધરાવે છે. ૪૦ લાખની તેની તે સિંધ પ્રાંત, વડોદરા રાજ્ય, કાશ્મીર, ન્યૂઝીલૅંડ અને ડેન્માર્ક પણ વધારે છે. ૬ થી ૭ કરોડની તેની વાર્ષિક આવક હિંદનો હાર કે મધ્યપ્રાંત આદિ જેવા ૭ પ્રાંતો કરતાં પણ ચડિયાતી છે. ત્રણ બાજુ રત્નાકરથી વીંટાએલો આ પ્રદેશ, ડુંગરો ને નદીઓથી રળિયામણો, ખેતીએ ફળદ્રુપ અને ખનિજે સમૃદ્ધ છે.

### ઈતિહાસ

આવા આ સમૃદ્ધ સુંદર પ્રદેશનો ઇતિહાસ ઘણા પુરાતન કાળથી શરૂ થાય છે. એક કાળે એ સ્થળે છેક રાજપુતાનાના રણ સુધી સમુદ્ર ઘૂઘવતો. કુદરતની કાયાપલટને કારણે એની વચ્ચેથી કાઠિયાવાડનો ટાપુ ઊંચો આવ્યો. તે પછી ધીમેધીમે કચ્છના અખાતથી ખંભાતની ખાડી સુધીનો આખો સાગરકાંઠો પશ્ચિમ ભારતની નદીઓનાં પાણી સાથે ઠલવાતા કચરાથી ભરાઇને એ પટ્ટી સંધાઈ ગઈ અને સૌરાષ્ટ્ર ટાપુ મટીને દ્વીપકલ્પ થયો.

પ્રાચીન પૌરાણિક ભૂગોળના મત પ્રમાણે ભારતના આ આખા પશ્ચિમ દેશનું નામ 'ગુર્જરાત' પડતાં અગાઉ ઘણા પુરાતન કાળથી 'સૌરાષ્ટ્ર' હતું અને તે સાથે જ તેના કેટલાક ભાગનાં નામ 'આનર્ત', 'અપરાંત' વગેરે હતાં. પુરાણો કહે છે કે વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિના પુત્ર આનર્તને ભારતનો આ નૈઋત્ય ભાગ મળ્યો, અને એના પુત્ર રૈવતે, પિતાના નામ પરથી ઓળખાતા આ આનર્ત દેશમાં કુશસ્થલી (દ્વારકા)માં રાજધાની કરી. કંસવધ પછી શ્રીકૃષ્ણે યાદવોને આ દેશ પર મોકલ્યા. તેમણે એ આનર્તના એક વંશજ કકુદ્મી રૈવત પર ચડાઈ કરી. કકુદ્મીએ પોતાની પુત્રી રેવતીને શ્રીકૃષ્ણના ભાઇ બળરામને આપીને સમાધાન કર્યું. પણ ત્યારથી આનર્તના રાજ્યના ધણી યાદવો થયા. ગિરનાર પર્વતનું પુરાણ સમયનું નામ 'રૈવતક' આ રૈવત કુટુંબના રૈવતો પરથી પડેલું યાદવોએ કુશસ્થલીનું સુધારી દ્વારકા નામ પાડ્યું.

યાદવો પછી છેક મૌર્ય સામ્રાજ્યના સમય સુધી આપણા પ્રાંતના ઇતિહાસમાં અંધારું જ છે. એ અંધકારના સમયમાં વીંછેરો ને આભીરોની સત્તામાં દેશ વહેંચાયો હશે. તે પછી પહેલી ઐતિહાસિક સાબિતી અહીં મૌર્યોના આગમની મળે છે. હિમાલયથી કન્યાકુમારી અને મગધથી સૌરાષ્ટ્ર સુધીમાં વિસ્તરી રહેલા, મૌર્યવંશના પ્રાતઃસ્મરણીય રાજા અશોકના શિલાલેખો રૂપ ધન્ય સ્મરણો, એ કાળની કીર્તિ ગાતાં આજે પણ કાઠિયાવાડને ટીંબે સુરક્ષિત રહ્યાં છે.

અશોકના અવસાન પછીથી સોરઠમાં ગ્રીસની સત્તાનો સૂર્યોદય થયો. કાળક્રમે ગ્રીક સત્તાના ક્ષત્રપ(શક) પ્રતિનિધિઓએ સોરઠી રાજ સ્વાધીન કર્યું, ને કચ્છથી માળવા સુધીમાં ક્ષત્રપ વંશનો દોર પહોંચ્યો. એ વંશની સત્તા તળે આહીર અને મેર આગળ આ. અગ્નિ અને સૂર્યની પૂજા એ વંશે પ્રચલિત કરી

ક્ષત્રપો(શકો)ના લાંબા રાજ્યકાળનો છેવટે આરાસિંહ સેન સમયમાં, ઈ. ૩૯૫માં અંત આવ્યો અને સૌરાષ્ટ્ર સાથે આ આખો પશ્ચિમ દેશ ગુપ્ત સામ્રાજ્યનો ભાગ બની રહ્યો.

ઈ. ૩૯૫થી ૪૭૦ સુધી અહીં ગુપ્ત વંશનાં ધરિયાળાં વાગ્યાં. ગંગાથી બ્રહ્મપુત્રા સુધીના પ્રદેશ પર કુમારગુપ્તનો ડેરો કર્યો તે પહેલાં જ સૌરાષ્ટ્રની વામનસ્થલિ પર તેની હાક વાગી ચાલી. મયૂર ને ત્રિશૂળના પુજારી એ ગુપ્ત વંશના મહારાજાઓએ સોરઠની સુબાગીરી વલ્લભી(આજનું વળા)ના સૂર્યવંશી રજપૂતોને સુપ્રત કરી. ફરી ઇતિહાસનું પુનરાવર્તન મંડાયું ને સોરઠમાં ગુપ્ત વંશને સ્થાને વલ્લભીનું રાજ્ય તપ્યું. એ રાજ્યની પડતીની લોકકથા તો જાણીતી છે. રંક નામનો પાલીનો મારવાડી વાણિયો પરદેશીઓને ખેલાવીને છેલ્લા રાજા શીલાદિત્યને ઉખેડી નાખવાનું કારણ બન્યો. ૯૯૫માં આરબોએ દરિયામાર્ગે ચડાઈ કરીને વલ્લભી રાજ્યનો નાશ કર્યો.

ઇ. ૮૭૫માં ગુજરાતના કેટલાક પ્રદેશો પર ચાવડાઓની સત્તા બળવાન હતી એ વેળાએ યાદવવંશના ચુડાસમાઓ વંથળી તથા જુનાગઢમાં પ્રવેશ પામ્યા. એ જ અરસામાં જેઠવા રજપૂતો કચ્છમાંથી કાઠિયાવાડમાં ઊતર્યા, ને મોરબી છીનીને પોતાની સત્તાનો તેઓએ જમાવ કર્યો. કાળની કપરી ભાળ પર આંસુ ઢાળતાં મોનગર ને ઘૂમલી આજે પણ એ જેઠવાઓની કીર્તિકથા કહી રહ્યાં છે

…પોરબંદરનો બહુ પ્રાચીન છે. એના પેટાળમાં…

ખનિજોની અપાર સમૃદ્ધિ તરફ તો ખુદ ત્યાંના રાજાઓએ પણ ઉદાસીનતા સેવેલી, તે એ હેતુથી કે એવી શોધખોળો સફળ થાય તો અંગ્રેજ સરકારની દખલગીરી વધે. ૧૮૩૮માં કાઠિયાવાડમાં લોખંડની છ-સાત સદ્ધર ભઠ્ઠીઓ લોઢું ગાળતી. એમાં પોરબંદરના બરડાની અને જામનગરના રાણપુર ખંભાળિયાની સૌથી મોટી હતી. આજે પણ જામનગર રાજ્યમાં આસોટા મોટા તથા ભાડિયા પાસે, ને વઢવાણ રાજ્યમાં રતનપુરની હદમાં લોખંડના ખનિજવાળા પત્થરો મળે છે.

મોરબી રાજ્યમાં થાન પાસે, વાંકાનેર ને વઢવાણની આસપાસ ગોંડલ રાજ્યના ઓસમના ડુંગરા તરફ, અને વળા રાજ્યની હદમાં કોલસાનું સારું પ્રમાણ છે. કાઠિયાવાડમાં સોનાની પણ શક્યતા છે. ૧૮૧૮માં કૅપ્ટન મરડોએ લખેલી રાજકોટની આજી નદીમાંનાં સોનાનાં રજકણોની વાત અને ૧૮૪૧માં ગિરનારની સોનરેખા નદીની રેતીમાં રહેલા સોનાનો ઉલ્લેખ એ કથનની શાખ પૂરે છે.

નવાનગર ને ભડલાની આજુબાજુ ત્રાંબું સાંપડતું અને કૅપ્ટન જૅકબે હજી ત્યાં ત્રાંબું હોવાનો મત આપ્યો છે. ભાવનગર રાજ્યના શિહોરમાં જૂના કાળથી ત્રાંબાપિત્તળનાં વાસણોનો ઉદ્યોગ હોઈ તેની આજુબાજુની ગિરિમાળાઓમાં પણ ધાતુખાણોની શક્યતા છે.

ચૂનાનો કાચો પત્થર તો કાઠિયાવાડમાં મબલખ છે બાંધકામ કાઠિયાવાડનો ચૂનો છેક ૧૮૭૬-૭૭ સુધી મુંબાઈ ને દેશાવર સુધી તે ખાસ કરીને દ્વારકા ને રૂપબંદરની ભઠ્ઠીઓનો માલ હતો.

ઇમારતી પત્થર પણ કાઠિયાવાડનો મશહૂર છે. પોરબંદરનો પથરો અને ધ્રાંગધ્રાનો ધોરિયો પત્થર તેમાં મોખરે છે. એ ઉપરાંત ગોંડળ રાજ્યની પાણ-ખાણો તથા એક અંગ્રેજે કરેલા સંશોધન મુજબ નવાનગરના પીંડારા ગામડા નજીકની અણખેડાએલી ખાણ ગણનાપાત્ર છે. ઝવેરાતના કીમતી પત્થરો મોરબી રાજ્ય ખંભાતના કારીગરો માટે ચડાવે છે. રાંગજીરું પણ કાઠિયાવાડમાં છે, અને 'પ્લાસ્ટર ઑવ પૅરીસ' બની શકે તેવા ચીરોડીના પત્થર મોરબી, નવાનગર, ગોંડળ, પોરબંદરનાં રાજ્યોને ભાલગામ પુષ્કળ છે. આમ, આખા કાઠિયાવાડમાં મબલખપણે રહેલા ચૂના-પત્થર, ચીરોડી અને દરિયાઈ કાદવને લીધે સીમેન્ટનો ઉદ્યોગ (દ્વારકાના સીમેન્ટ વર્કસ ઉપરાંત પણ) સારી રીતે સ્થાપીને ખીલવી શકાય તેમ છે.

વળી સૌરાષ્ટ્રમાં લાલ, પીળી ને ભૂરી માટી પણ પુષ્કળ મળી આવે છે, જેમાંથી આજે મોરબી, થાન, જામનગર, પોરબંદર, ભાવનગર વગેરેમાં ચાલતાં પૉટરી વર્કસ ઉપરાંત પણ માટીનાં વાસણો, વિલાયતી નળિયાં ને માટીનાં રંગો બનાવવાના કારખાના થવાની શક્યતા છે. ભૂખલીની માટી તો મુંબાઈની મીલોના ચણતરમાં રેમની ગરજ આજે પણ સારે છે. એવી માટી જામનગરના ભાટિયા મહાલમાં, જૂનાગઢના કડિયાળી ગામે અને ધ્રાંગધ્રા રાજ્યમાં છે.

ગોંડળ રાજ્યના પાટણવાવ ને આજુબાજુનાં ગામડાંના કેટલાક કૂવાનાં પાણીમાં કેરોસીનની ઉગ્ર વાસ આવે છે અને પાણી પી શકાતું નથી. ત્યાં પેટ્રોલની પણ શક્યતા છે.

કચ્છના અખાતમાં ઓખામંડળના અને જામનગરના ખાળામાં સાચાં મોતી મળતાં; અને કોડીનાર, માંગરોળ ને સીલને કિનારે પરવાળાં પણ પાકતાં. ભાવનગર રાજ્યમાં ચાંચ ને પોર્ટ આલબર્ટ વિક્ટર તરફના ખાળામાં ઝીણાંઝીણાં મોતી હજી મળે છે. ત્યાં પણ ઑઈસ્ટર્સ (સાચા મોતીની માછલીઓ) બહારથી લાવીને મૂકવામાં આવે ને તેના ઉછેર તરફ ધ્યાન અપાય તે જરૂરી છે.

અજર માટે કુદરતી મનાયો છે, પરંતુ અંગ્રેજી રાજ્યના પ્રતિબંધોને કારણે તેનો વિકાસ થઈ શક્યો નથી. જે થોડી છૂટછાટો મળેલી તેમાં ઓખા સાલ્ટ વર્કસ, નાદીર સૉલ્ટ વર્કસ, અને મોરબી સૉલ્ટ વર્કસે સારી પ્રગતિ કરી છે. વળી ચૂના-પત્થર અને આ મીઠાના ક્ષારોને કારણે આલ્કલી વર્કસ પણ સ્થાપી શકાય તેમ છે. માછલાં પકડવાનો ધંધો માંગરોળ, પોરબંદર, દીવ, જામનગર, મધવાર અને જાફરાબાદમાં ચાલે છે ને હજુ વધુ સ્થળે ખીલવી શકાય તેમ છે.

મુખ્યત્વે તો કાઠિયાવાડ ખેતીપ્રધાન પ્રદેશ છે. તેની વસતિમાં દર ૧૦ માણસે ૬ માણસો ખેતીમાં કામ કરે છે ને તેના કુલ ૨૩,૫૦૦ ચો૦ માઈલ પ્રદેશનો ૫૦ ટકા ભાગ ખેડાણમાં છે. મચ્છુ તથા શેત્રુંજીની આસપાસનો પ્રદેશ, બરડાનો ભાગાયતી પ્રદેશ અને લીલી નાઘેરનો પ્રદેશ તો ફળદ્રુપતા માટે નામચીન છે. સૌરાષ્ટ્રનો મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, ડાંગર, શેરડી, ડુંગળી અને જવ, તથા કઠોળમાં ચણા, અડદ અને મગનો ગણાય છે. ઉપરાંત કપાસ, મગફળી, એરંડા આદિ તેલી પાક પણ ઘણો થાય છે.

આ સિવાય અહીં ફળફળાદિનું ઉત્પાદન પણ એટલું વૈવિધ્યમય ને વિપુલ થાય છે કે એ જમીનની ફળદ્રુપતા જોઈ અજબ થઈ જવાય છે. ભાવનગરના પ્રદેશમાં સારી જાતનાં જામફળ, દાડમ અને કાગદી લીંબુ મોટા પ્રમાણમાં થાય છે. મહુવાની 'જમાદાર' કેરી તો પ્રસિદ્ધ છે. જૂનાગઢના પ્રદેશમાં કેરી, સીતાફળ અને જાંબુનાં વન છે. ચોરવાડ અને તલાળા પ્રદેશમાં બસરાઈ કેળાંની તથા ડુંગળીની ભારે મોટી પેદાશ છે. ચોરવાડી નાગરવેલનાં પાન તો કાઠિયાવાડભરમાં પ્રખ્યાત છે. જામનગરમાં ધુંવાળના જાબુ અને ખંભાળિયા તાલુકામાં બટાટાનું પુષ્કળ ઉત્પન્ન થાય છે. ગોંડલ પંથકમાં મોટાં અને મોળાં ચોલર મરચાંનું સારું ઉત્પન્ન છે અને રાજકોટમાં લીલી ભરણી વાલોળ ખૂબ થાય છે. પોરબંદરના બરડા પ્રદેશનાં દીંદોળાં આખા કાઠિયાવાડમાં તેમજ બહાર પણ જાય છે અને દેશી મરચાંની ત્યાં મોટી પેદાશ છે. ત્યાંના માધવપુરમાં ડુંગળીનું સારું ઉત્પન્ન થાય છે અને આદિત્યાણામાં બસરાઈ કેળાંનાં પણ વાવેતરો છે. માંગરોળની 'આમડી' કેરી પ્રસિદ્ધ છે. ઉપરાંત ત્યાં સરગવાની શીંગ, ડુંગળી તથા બસરાઈ કેળાં પણ થાય છે. કાઠિયાવાડની નદીઓના પટ ઉપર ટેટી અને તરબૂચ સારા પ્રમાણમાં થાય છે. વળી તેમાં ટમાટા, બોર અને ચોખાનાં પણ વાવેતરો થાય છે, અને બટાટાનાં વાવેતરો થઈ શકે તેમ છે. સૌરાષ્ટ્રના વિસ્તૃત સાગરકાંઠામાં ફક્ત ભાવનગર, પોરબંદર, માંગરોળ, જૂનાગઢ વગેરે ઠેકાણે જ દાળ નાળિયેરીનાં વાવેતરો છે, તેને વધુ સ્થળે વિસ્તારીને મલબાર જેવા ઉદ્યોગો તેમાંથી ખીલવી શકાય તેમ છે. (ચાલુ)

['ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ', 'કાઠિયાવાડની કાળરાત્રિ', 'જન્મભૂમિ', 'વંદેમાતરમ્', 'પ્રજાબંધુ', 'ચેતન' વગેરે પરથી તારવીને]

**કસોટીના જવાબો :** (૧) ૧૧ કલાકને ૫૯ મિનિટ. (૨) મૅક્સિમ ગોર્કી. (૩) ૧-ચ, ૨ ક, ૩ છ, ૪-ટ, ૫-જ, ૬-ખ, ૭-ગ, ૮-ડ, ૯ ઘ, ૧૦-ઝ, (૪) ૩૨ નંબરને ૧૧ સાથે જોડો, ૨ ને ૧૫ સાથે, ૬ ને ૨૩ સાથે, ૫ ને ૧૮ સાથે અને ૧૦ ને ૨૯ સાથે. (૫) (ક) પૃથ્વી જે ધરી પર ગોળ ફરે છે તે બરાબર ધ્રુવ તરફ આવેલી છે. (ખ) પીપળાના. (ગ) કિંગ, પ્રિન્સ, ડ્યૂક, માર્કવિસ, અર્લ, વાઇકાઉન્ટ ને બૅરન. (ઘ) ત્રિવેન્દ્રમ. (ચ) મહારાવ. (છ) ૧૧. (જ) ૧૪૪ ફૂટ. (ઝ) એડન. (ટ) ઉત્તર ધ્રુવ આગળ.

**સુધારો :** આ અંકના પૃ. ૭૬ પર આપેલા ચરિત્રલેખમાં કલાકારનું નામ ભૂલથી 'વિશ્વનાથ દાસ' છપાયું છે તે વૈદ્યનાથ દાસ જોઈએ.

શાંતકાળમાં પોતાની અનેકવિધ ઉપયોગિતાથી માનવજીવનને સમૃદ્ધ કરતું અને યુદ્ધકાળમાં દારૂગોળા રૂપે સર્વનાશ કરતું રસાયણ

ડૉ. નરસિંહ મૂ. શાહ - એમ.એસસી., પીએચ. ડી.


જર્મન વૈજ્ઞાનિક હાબર

આ લેખમાળાના ગયા અંકના હપ્તાઓમાં આલ્કલી સંબંધી સામાન્ય ઉલ્લેખ આવેલો. તેમાં ઍમોનિયમ હાઇડ્રૉક્સાઇડ(ઍમોનિયાનું પાણીમાં દ્રાવણ)ની સાધારણ માહિતી આવી ગઈ છે. પ્રાચીન કાળમાં કીમિયાગરો આ દ્રાવણ બનાવતા. એટલે ઍમોનિયા પરત્વેનું આપણું જ્ઞાન ઘણા જૂના વખતથી છે. ઇજિપ્તમાં એમોનના મંદિરનાં ખંડિયેરો નજીક લીબિયાના રણમાં ફરતા છાણને બાળીને ઍમોનિયાનો ક્ષાર–નવસાર–બનાવવામાં આવતો. આ કારણે જ તેનું નામ ઍમોનિયાનો ક્ષાર એવું પાડવામાં આવેલું છે. ગ્રીક ભાષામાં 'એમ્મોસ' એટલે રેતી એવો અર્થ પણ થાય છે. હાડકાં, ખરીઓ અને શિંગડાં આદિ પદાર્થોને બંધ વાસણોમાં ખૂબ ગરમ કરીને અથવા કોહવાઇ ગયેલું મૂત્ર આસવીને ઍમોનિયાનો બીજો ક્ષાર–ઍમોનિયમ કાર્બોનેટ–તૈયાર કરવામાં આવતો. તે ઊડણ ક્ષાર અથવા ઊડણ આલ્કલીના નામથી ઓળખાતો. તેને ચૂના સાથે ગરમ કરીને તેમાથી ઍમોનિયા છૂટો પાડી તેનું પાણીમાં દ્રાવણ તૈયાર કરવામાં આવતું.

પરંતુ ઇ. ૧૭૭૪માં પ્રીસ્ટલીએ શુદ્ધ ઍમોનિયા વાયુ બનાવીને તેને પારા ઉપર એકઠો કર્યો અને તેના ગુણધર્મનો અભ્યાસ કરી તેનું નામ પાડયું 'આલ્કેલાઇન હવા'. તે વાયુ શાનો બનેલો છે તે શોધી કાઢવા તેમાં વીજળીના તણખા પસાર કરીને તેનું વિઘટન કરવામાં આવ્યું. એ ઉપરથી નક્કી થયું કે ઍમોનિયા એ નાઇટ્રોજન અને હાઇડ્રોજન એ બે વાયુનો બનેલો પદાર્થ છે, જેમાં નાઇટ્રોજન એક ભાગ અને હાઇડ્રોજન ત્રણ ભાગના પ્રમાણમાં છે.

આપણા રોજિંદા જીવનમાં ઍમોનિયાની મહત્તા ખૂબ વ્યાપક છે. આપણું અસ્તિત્વ જ તેને આભારી છે એમ કહેવામાં અતિશયોક્તિ બિલકુલ નથી. આપણું જીવન જેને આધારે ટકી રહે છે તે ખોરાકના જરૂરી ધનધાન્યની ઉત્પત્તિમાં ઍમોનિયમ યુક્ત પદાર્થો અનિવાર્યરીતે જરૂરી છે. ખેતીમાં આ ઍમોનિયાવાળા પદાર્થો જ ખાતર તરીકે મોટા પ્રમાણમાં વપરાય છે. આ મુખ્ય ઉપયોગ ઉપરાંત ઍમોનિયાવાળા પદાર્થોના બીજા પણ અનેક ઉપયોગો છે. દા. ત. રંગવામાં, કાપડ છાપવામાં, ફોટોગ્રાફીમાં, બેકિંગ પાઉડરની બનાવટમાં ઇત્યાદિ અનેક નાનામોટા કાર્યમાં તે વપરાય છે.

ઍમોનિયા કુદરતમાંથી મોટા પ્રમાણમાં મળી આવતો નથી. વાતાવરણમાં તો તેનો જૂજ અંશ હોય છે. જ્વાળામુખીવાળા પ્રદેશોમાં નવસાગર, ઍમોનિયમ સલ્ફેટ જેવા તેના ક્ષારો મળી આવે છે. મનુષ્યના લોહી તેમજ પેશાબમાં ઍમોનિયાના ક્ષારો હોય છે. પુખ્ત વયના માણસના શરીરમાંથી ચોવીસ કલાકમાં ૨૨–૩૭ભાગ યુરિયા નામનો પદાર્થ પેશાબવાટે નીકળે છે, જેમાં ૧૨–૨૦ ભાગ ઍમોનિયા હોય છે. જે વરસ દહાડે લગભગ ૯ થી ૧૭ રતલ થયો!

કૃત્રિમરીતે ઍમોનિયા બનાવવાની અનેક પદ્ધતિઓ શોધી કાઢવામાં આવી છે. નાઇટ્રોજન અને હાઇડ્રોજન વાયુના મિશ્રણમાં વીજળીના તણખા પસાર કરવાથી ઍમોનિયા પેદા થાય છે પરંતુ આ ક્રિયા દ્વિમુખી હોવાથી પેદા થયેલા ઍમોનિયાનું પાછું વિઘટન થવા માંડે છે, એટલે પરિણામે માત્ર ૬ ટકા જ ઍમોનિયા આ ક્રિયાથી મેળવી શકાય છે. આ ક્રિયામાં જો ઉલટી પ્રક્રિયા અટકાવી શકાય તો વિશેષ પ્રમાણમાં ઍમોનિયા પેદા થઇ શકે. તે માટે જર્મન વૈજ્ઞાનિક હાબરે એક નવી જ રીત શોધી કાઢી. તે રીતમાં નાઇટ્રોજન ને હાઇડ્રોજનનું ૧:૩ના પ્રમાણમાં મિશ્રણ લઇને સંસર્ગ-પદાર્થ(catalyst)ની હાજરીમાં ભારે દબાણ હેઠળ તેમનું સંયોજન કરવામાં આવે છે. સંસર્ગ-પદાર્થને લીધે ક્રિયા ઓછી ઉષ્ણતાએ પણ ઝડપથી આગળ વધે છે ને ભારે દબાણને કારણે ઍમોનિયાનું વિઘટન બહુ જ ઓછું થાય છે. પરિણામે ઍમોનિયા ખૂબ મોટા પ્રમાણમાં બને છે. હાબરના માનમાં આ રીત 'હાબર રીત' તરીકે સુપ્રસિદ્ધ છે. ઍમોનિયા બનાવટની બીજી રીતમાં કૅલ્શિયમ કાર્બાઇડ વપરાય છે. તેને ૧૧૦૦ ડિગ્રીએ ગરમ કરીને તેના પરથી નાઇટ્રોજન પસાર કરવાથી, કૅલ્શિયમ સાયૅનામાઇડ બને છે. અને તેના પર વરાળ પસાર કરવાથી ઍમોનિયા વાયુ છૂટો પડે છે. એ રીતે ઍલ્યુમીનિયમ નાઇટ્રાઇડમાંથી પણ ઍમોનિયા તૈયાર કરાય.

ખનીજ કોલસામાંથી કોલ ગૅસ બનાવતી વખતે ઍમોનિયા અને તેના ક્ષારો ઉપ-પેદાશ તરીકે મળે છે. એક ટન કોલસામાંથી ૨૦–૨૫ રતલ ઍમોનિયમ સલ્ફેટ મળે છે. આનું કારણ એ છે કે કોલસો ભૂસ્તરીય કાળની વનસ્પતિના અશ્મીભૂત અવશેષ હોવાથી વનસ્પતિમાં રહેલો નાઇટ્રોજન આશરે એક ટકા જેટલા પ્રમાણમાં કોલસામાં પણ હોય છે, જે ઉપરની ક્રિયામાં ઍમોનિયા રૂપે છૂટો પડે છે. વળી ઍમોનિયાના ક્ષારને ચૂના સાથે ગરમ કરવાથી પણ ઍમોનિયા વાયુ છૂટો કરી શકાય છે.



# ગુરુ રામસિંહ
## અને કૂકા વિદ્રોહ

સત્તાવનનો સ્વાતંત્ર્ય-સંગ્રામ અનેક કારણોને લીધે નિષ્ફળ ગયો. તેમાંનું એક અને પ્રમુખ કારણ એ હતું કે કેટલાક હિંદીઓએ જ—ખાસ કરીને શીખો ને ગુરખાઓએ—અંગ્રેજોને ધન, સૈનિકો અને શસ્ત્રસામગ્રીની મદદ કરેલી. જે રણજીતસિંહે પોતાનું સ્વાતંત્ર્ય ટકાવી રાખવા લોહીની નદીઓ વહેવડાવેલી તે જ રણજીતસિંહના વંશજો સમા શીખો-સત્તાવનના એ સંગ્રામમાં અંગ્રેજો તરફથી લડ્યાં અને પોતાના જ દેશબંધુઓના સ્વાતંત્ર્યપ્રાપ્તિના વિરાટ આંદોલનને કચડી નાખવામાં મોટો ફાળો આપ્યો.

પણ '૫૭ના એ સ્વાતંત્ર્યયુદ્ધની સમાપ્તિ પછી જ્યારે સર્વ ઠેકાણે સ્મશાનશાંતિ છવાઈ ગઈ ત્યારે પંજાબના કેટલાક વિચારવાન પુરુષોને પોતાની કોમના એ કૃત્યથી શરમ આવવા લાગી અને કોઈ પણ ઉપાયે એ કલંક ધોઈ નાખવાનો નિશ્ચય કર્યો ત્યારથી દરેક ક્રાંતિકારી ચળવળમાં પંજાબ હમેશાં અગ્રેસર રહ્યું છે ને હજારો યુવાનો તથા વીર પુરુષોએ ત્યાર પછી પોતાનું ધગધગતું લોહી તે કલંક ધોઈ નાખવા વહેવડાવ્યું છે.

'૫૭ના વિરાટ આંદોલન પછી પંજાબમાં એવો જે પહેલો સ્વાતંત્ર્યપ્રિત્યર્થ તેજસ્વી યજ્ઞ થયો તે 'કૂકા વિદ્રોહ'ના નામથી પ્રસિદ્ધ છે. તેના નેતા હતા શ્રી ગુરુ રામસિંહ. તેમનો જન્મ ઇ. ૧૮૨૪માં લુધિયાના જિલ્લામાં ભૈણી નગરમાં થયો હતો. યુવાવસ્થામાં તે પંજાબ-કેસરી રણજિતસિંહના સૈન્યમાં જોડાયા હતા અને અંગ્રેજો વિરુદ્ધ ઘણી લડાઈઓમાં ભાગ લીધેલો. પણ તે કાળે ઇશ્વરભક્તિ તરફ તેમનું ધ્યાન વધુ હોવાથી લશ્કરમાંથી રાજીનામું આપી પોતાને ગામ પાછા આવ્યા અને ભગવદ્ભજનમાં રત રહેવા લાગ્યા. તેમનાં દૃઢ ભક્તિભાવ તથા આકર્ષક નમ્રતાને કારણે દૂરદૂર સુધી તેમની નામના પ્રસરી અને ઠેકઠેકાણેથી તેમનાં દર્શન માટે લોકો આવવા લાગ્યા. પહેલાં તો તે સમાજની અંદરનાં દૂષણો દૂર કરવાનો ઉપદેશ આપતા પણ થોડા જ વખતમાં તેમને લાગી ગયું કે, રાજકીય સ્વાતંત્ર્ય વિના દેશની ઉન્નતિ અશક્ય છે. આથી એમણે ધાર્મિક ઉપદેશમાં રાજકીય બાબતોનો ઉલ્લેખ કરવા માંડ્યો. આ અરસામાં રામદાસ નામના એક સાધુ તેમને મળ્યા. તેમણે પણ રામસિંહને ભક્તિ માર્ગ છોડી દઇ દેશમાં કર્મવાદનો પ્રચાર કરવાનો તથા દેશને સ્વતંત્ર કરવાનો ઉપદેશ આપ્યો. આથી સ્વાતંત્ર્ય મેળવવા માટે એક મોટું સંગઠનબળ ઊભું કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પોતાનો જુદો ધાર્મિક પંથ તો બનેલો હતો જ, ને હજારો કૂકાઓ (શીખો) તેમના શિષ્યો બન્યા હતા. તે જ પંથને તેમણે હવે વધારવા માંડ્યો.

સૌથી પહેલાં તો તેમણે અસહકારનો પ્રચાર કર્યો. જે કાળે મહાત્માજીનો જન્મ પણ નહોતો થયો તે કાળે તેમણે પોતાના સર્વ શિષ્યોને કોર્ટ, તાર-ટપાલ તથા રેલવેનો પણ બહિષ્કાર કરી દેવાનો આદેશ આપ્યો; એટલું જ નહિ પણ ટપાલને માટે પોતાની સ્વતંત્ર વ્યવસ્થા ઊભી કરી. એમની આવી સરકાર-વિરોધી પ્રવૃત્તિ જોઈને સરકારે તેમના પર કડક પ્રતિબંધો મૂક્યા. પણ આથી જરા પણ ન દબાતાં તેમણે ગુપ્તરીતે કાર્ય ચાલુ રાખ્યું, એટલું જ નહિ પણ તેને વધુ ને વધુ વ્યાપક કરતા ગયા. તેમણે સમસ્ત પંજાબને ૨૨ જિલ્લાઓમાં વહેંચી દઈ તે દરેક પર પોતાનો એકેક પ્રમુખ નીમ્યો. આ પ્રમુખો નવાનવા લોકોને દીક્ષા આપી પોતાના પંથનું બળ વધારતા જતા હતા. થોડા જ દિવસમાં આ નવો ધાર્મિક—રાજકીય સંપ્રદાય બળવાન બન્યો. પણ તેમનો બહારનો દેખાવ ઓછો કરી નાખી ગુપ્તરીતે તેઓ કાર્ય કરતા હોવાથી સરકારનો તેમના પરનો સંદેહ દૂર થયો અને ૧૮૬૯માં તે સંપ્રદાય પરના પ્રતિબંધો તેણે દૂર કર્યા. આથી તો તે લોકોનો ઉત્સાહ બમણો થયો અને કાર્ય ઝપાટાથી વધવા માંડ્યું. આ પંથનું એક પ્રમુખ કાર્ય ગાયોની કતલ અટકાવવાનું, ગોરક્ષા કરવાનું પણ હતું.

એ અરસામાં કૂકાઓની શિસ્ત દાખવતો એક બનાવ બન્યો. ઈ. ૧૮૭૧માં કેટલાક કૂકા વીરો અમૃતસરથી જઈ રહ્યા હતા. એવામાં રસ્તામાં કસાઈઓ સાથે ઝગડો થવાથી તેમણે તે બધાને કાપી નાખ્યા અને સીધા ગુરુ રામસિંહ પાસે ભૈણી પહોંચ્યા. આ બાજુ કસાઈઓની કતલ માટે અમૃતસરના પ્રતિષ્ઠિત હિંદુઓને પકડવામાં આવ્યા. આ વાતની ગુરુ રામસિંહને ખબર પડતાં જ તેમણે પેલા કૂકાઓને કોર્ટમાં જઈ પોતાનો અપરાધ સ્વીકારી લેવા તથા આત્મસમર્પણ કરી દેવાનો આદેશ આપ્યો. ગુરુની આજ્ઞા માથે ચડાવી તે બધા કોર્ટમાં પહોંચી ગયા. આ વાતની સરકારને ખબર પડતાં મનમાં તો તે પણ ચમકી ગઈ. એક વ્યક્તિનો પ્રજા પર આ જાતનો વધતો જતો પ્રભાવ વિદેશી સરકાર કેમ સાંખી શકે?

ઇ. ૧૮૭૨ની ૧૩મી જાન્યુઆરીએ ભૈણી ગામમાં માઘીનો મેળો ભરાવાનો હતો. હજારો કૂકાઓ ત્યાં જઇ રહ્યા હતા. એવામાં રસ્તામાં માલેરકોટલા નામના મુસ્લિમ દેશી રાજ્યમાં એક કૂકાને મુસલમાનો સાથે કંઇક ઝગડો થયો. મુસલમાનોએ તેને પકડીને સારી પેઠ માર્યો, એટલું જ નહિ પણ એક ગાય તેની પાસે કપાવવામાં આવી. આથી ક્રુદ્ધ બનીને તે કૂકો ભૈણી પહોંચ્યો અને પોતાની દુઃખકથા ત્યાં કૂકાઓની સભામાં જણાવી. એ સાંભળતાં જ ત્યાં બેઠેલા સર્વે જણા સળગી ઊઠ્યા અને ગુરુ રામસિંહને કહેવા લાગ્યા કે: 'જે વિપ્લવની આયોજના આપ ઘણા વખતથી કરી રહ્યા છો તે શરૂ કરવાનો વખત હવે આવી પહોંચ્યો છે. આપ આદેશ આપો તેટલી જ વાર. અમે અમારાં માથાં આપના ચરણમાં મૂકી દઈશું' ગુરુએ ગંભીરતાથી આ બનાવ પર વિચાર કર્યો. તેમણે જોયું કે હજુ સંગઠન પૂરેપૂરું વ્યાપક, બળવાન અને સંપૂર્ણ બન્યું નથી, ત્યાં યુદ્ધ શરૂ કરવાથી પરાજય જ થવાનો. વળી, આ દેશનો સામાન્ય દુશ્મન અંગ્રેજ છે. તેની સામેના બળવા તરીકે મુસ્લિમ રાજ્યને નિમિત્ત બનાવવાથી તો હિંદુ-મુસ્લિમ વચ્ચે ભેદભાવ વધશે. આથી તેમણે પોતાના શિષ્યોની તે માગણી નકારી અને આજીજીભરી વિનંતિ કરીને બધાને સમજાવ્યા. ઘણાખરા તો માની ગયા, પણ ભાવનાશીલ એવા ૧૫૦ કૂકાઓ કેમે કર્યાં શાંત થયા નહિ અને વિપ્લવની ઘોષણા કરતા યુદ્ધ માટે નીકળી પડ્યા.

આથી તો ગુરુજી આગળ મોટો કોયડો આવી પડ્યો. પેલા ૧૫૦ જણાની ઉતાવળને કારણે આખા સંપ્રદાય ઉપર મોટી આફત ખડી થવાનો સંભવ ઊભો થયો. આથી પોતાના બાકીના સંગઠનને બચાવી લેવા માટે તેમણે પોલીસને જાહેર કર્યું કે પેલા ૧૫૦ ઉશ્કેરાએલાઓ સાથે પોતાને હવે (અનુસંધાન સામેના પાને)

[illegible]

ઉગાડવાનો પાઉડર, અથાણાં વગેરેવગેરે. આ કાળા વૈજ્ઞાનિકની આવી આશ્ચર્યકારક શોધો જોઈ જગત છક થઇ ગયું અને 'રસાયણના જાદુગર'નું ઉપનામ તેને મળ્યું.

કાર્વરની આ આશ્ચર્યકારક શોધોને કારણે વટાણા અને શક્કરિયાંના જે ઢગલા સડી જતા હતા, તેમાંથી મોટામોટા કારખાનાં ને ધંધાઓ સ્થાપિત થયા અને અર્થપ્રાપ્તિનો એક નવો વિશાળ કાર્યપ્રદેશ ખુલ્લો થયો. પણ કાર્વરની પ્રતિભા આટલાથી જ સંતોષ પામે તેમ નહોતી. કોઈ પણ વસ્તુ નકામી જાય એ તેનાથી સહન જ થતું નહિ. ત્યાંની આસપાસના પ્રદેશમાં 'સ્લૅશ પાઈન' નામનાં વૃક્ષો ખૂબ મબલખપણે થતાં હતાં, પણ તે કંઇ ઉપયોગમાં આવતાં નહોતાં. તરત તેણે તેના પર પ્રયોગો શરૂ કર્યા અને થોડા જ સમયમાં તેમાંથી સુંદર કાગળ પેદા કર્યો. આજે અમેરિકાના દક્ષિણ દેશનો તે એક ધીકતો ઉદ્યોગ બન્યો છે. ઈતર નકામા લાકડામાંથી તેણે કૃત્રિમ આરસપહાણનો પથ્થર બનાવ્યો! લાકડાના વહેર અને કપાસ તથા બીજા અનાજના સાંઠામાંથી ગરમી અટકાવવાનાં પાટિયાં તથા ઘરમાં પથ્થરને બદલે જડી શકાય તેવાં ચોસલાં બનાવ્યાં. ફૂલછોડ પણ તેની અન્વેષક દૃષ્ટિમાંથી બચ્યા નહિ. ફૂલોનાં થડ તથા ડાળીઓ આદિ નકામાં જાય તે તેને કેમ પાલવે? તેના પર પ્રયોગો કરીને તેણે તેમાંથી કાગળ બનાવ્યો ત્યારે જ તે જંપ્યો!

કાર્વર પોતે દૃઢતાથી માનતો કે મનુષ્ય પોતાની આસપાસની માત્ર ૧૦૦ વાર જમીનને આધારે સારીરીતે જીવી શકે અને પોતાની એ માન્યતા તેણે પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા સાબિત કરી બતાવી. તેણે પોતાના ઘરની આસપાસનાં છોડવાઓ, ઘાસ, ફૂલો તથા જંગલી ફળો આદિ ભેગા કર્યાં અને પોતાના રાસાયણિક જાદુવડે તેમાંથી સ્વાદિષ્ટ ભોજન, સાબુ, ચીઝ, અથાણું, મુરબ્બા આદિ વસ્તુઓ બનાવી! અરે, અલાબામાની ધરતીની એ રાતી માટીમાંથી તેણે વાદળી, લાલ ને જાંબુડિયા રંગ બનાવ્યા! તેની આ શોધ તો એવી શકવર્તી હતી કે આજસુધી માત્ર પ્રાચીન કાળના ઈજિપ્શિયનોને જ જ્ઞાત એવા કાયમી ટકાઉ રંગો તૈયાર કરવાની પદ્ધતિ તેણે શોધી હતી.

રસાયણનો આ રાજા, ખેતીવાડીનો આ સમર્થ સમુદ્ધારક જાતે તો તદ્દન નિઃસ્પૃહ અને નમ્ર હતો. માનવજાતની સેવા એ જ તેનો આદર્શ હતો. પોતાની વિવિધ અને અસંખ્ય શોધોમાંથી એકેય વસ્તુનું તેણે પેટંટ લીધું નથી. તેની એકમાત્ર ઈચ્છા હતી કે તે શોધોનો ઉપયોગ લોકકલ્યાણના કાર્યમાં છૂટથી થાય. જે કોઇ ગરજુ તેની પાસે આવતો તે દરેકને તે મફત સલાહસૂચનો આપતો. લકવાના દરદ પર રામબાણ અસર કરે તેવું 'વટાણાનું તેલ' તેણે શોધેલું, પણ તેનું પેટંટ લેવાનો વિચાર પણ કર્યા વિના ડૉક્ટરો અને વૈદ્યોને તે આપી દીધું! વટાણાના છોડને થતો એક ભયંકર રોગ દૂર કરવાની પદ્ધતિ શોધી કાઢવા માટે વટાણા ઉગાડનારાઓએ એક ભારે કિંમતનો ચેક તેને મોકલી આપ્યો, પણ તરત તેણે તે પાછો વાળ્યો! સાંઠાઓમાંથી આરસપહાણ બનાવવાની પદ્ધતિ તેણે પાસેના મિસિસિપિ પ્રાંતની એક કંપનીને આપી દીધી હતી. તે કંપનીને આરસપહાણ બનાવવાના કાર્યમાં કંઇક મુશ્કેલી ઉત્પન્ન થઇ. આથી તેણે કાર્વરને માગે તે પગારે પોતાને ત્યાં જોડાવાની વિનંતિ કરી. પણ કાર્વરે તેની સાફ ના લખી દેવાથી તે કંપની જાતે પોતાનું બધું સાહિત્ય લઇ ટસ્કેજી આવી અને ત્યાં પોતાનું કામકાજ શરૂ કર્યું કે જેથી કાર્વરની સલાહ તેને મળી શકે. કાર્વર ઘણી ખુશીથી તેને સલાહસૂચનો આપતો, પણ અલબત્ત, એક પાઇ યે લીધા વિના!

ઑફિસમાં તેના પગારના ચેકોનો વર્ષોસુધી ઢગલો થયા કરેલો. જેનો ઉપયોગ તેણે મૃત્યુની બેત્રણ વર્ષ પહેલાં ને-સંગ્રહાલયના જ કામમાં કરેલો. વીજળીના દીવાના સંશોધક અમેરિકાના મહાન વૈજ્ઞાનિક એડિસને વાર્ષિક પોણા બે લાખ રૂપિયાના પગારથી પોતાના પ્રયોગાલયમાં કામ કરવા આવવાની કાર્વર આગળ દરખાસ્ત કરેલી પણ તે નિઃસ્વાર્થ મહાપુરુષે તેનો અસ્વીકાર કર્યો! આલબામામાં જ પોતાનું જીવનકાર્ય પૂરું કરવાનો તેનો દૃઢ સંકલ્પ હતો.

લોકોનું જીવન સુખી બને તથા પોતાની શોધો તેઓ જાણે, મા [illegible] તથા તેનો છૂટથી ઉપયોગ કરે એવી લોકહિતની ભાવના જ તેના હૃદયમાં સતત પ્રજ્વલતી હતી. પોતાની આ ભાવનાને મૂર્તસ્વરૂપ આપવા તે પોતાના ખર્ચે પત્રિકાઓ આદિ છપાવી-દેશભરમાં છૂટથી વહેંચતો, એટલું જ નહિ પણ જાતે તેનો પ્રચાર કરવા ગામેગામ ફરતો. ક્યાંકથી તેણે એક જૂની ઘોડાગાડી શોધી કાઢેલી ને તેમ ખેતીવાડીની પોતાની ફરતી પ્રયોગશાળા શણગારેલી. ક્યાંકથી ઘોડ માગી આણીને પોતાની વિવિધ શોધોનું પ્રત્યક્ષ પ્રદર્શન કરતો ગામડે ગામડે તે ફરતો, અભણ મુગ્ધ ખેડૂતોને ખેતીને લગતી નવીનવી રીતો સમજાવતો તથા તેમને કંઇ પણ મુશ્કેલી હોય તો તે તરત દૂર કરતો અને યોગ્ય સલાહસૂચનો આપતો. આમ કેવળ સેવાભાવથી પ્રેરાઈને તેણે એ હરતીફરતી શાળાની શરૂઆત કરેલી. તેના એ પ્રયત્નોના પરિણામે જ આજે અમેરિકન સરકાર તરફથી અદ્યતન સાધનોથી સજ્જ એવી મોટરટ્રકો તે હેતુ માટે ત્યાંના ગામડેગામડે ફરે છે.

કાર્વરની આ મહાન સિદ્ધિઓને કારણે તેને ઠેકઠેકાણેથી માન-સન્માન મળવા લાગ્યાં. ૧૯૧૬માં તેને ઈંગ્લંડની રૉયલ સોસાયટી ઑવ આર્ટસના સભ્ય થવાનું માન મળ્યું. તથા વિજ્ઞાનના ક્ષેત્રમાં અદ્વિતીય કામગીરી કરનારને અપાતો રૂઝવેલ્ટ-ચન્દ્રક ઈ. ૧૯૩૯માં તેને અપાયો. સિમ્સન કૉલેજે તેને 'ડૉક્ટર ઑવ સાયન્સ'ની ડિગ્રીથી નવાજ્યો. અમેરિકન હબસીને તેની સૌથી ઉચ્ચ સિદ્ધિ માટે અપાતો 'સ્પિન્ગાર્ન ચન્દ્રક' તથા વેરાઓટી ક્લબનો 'માનવતા પદક' પણ તેને અર્પણ થયા. દેશવિદેશમાંથી તજ્જ્ઞો તેની મુલાકાત તથા સલાહ લેવા આવવા લાગ્યા. વિવિધ દેશોની સરકારો તથા સમિતિઓ ખેતીવાડીના અટપટા પ્રશ્નો બાબત તેની સલાહ પૂછાવતી. સ્વીડનના પાટવીકુંવર ૧૯૨૮માં કેટલા યે મહિનાઓ કાર્વર સાથે રહીને ખેતીવાડીના નકામા પદાર્થોનો ઉદ્યોગમાં કેવીરીતે ઉપયોગ કરવો તે શીખી ગયા હતા. ઈંગ્લંડના ડ્યૂક ઑવ વિંડસરે પણ આશ્ચર્યચકિત બની કલાકો તેની પ્રયોગશાળામાં ગાળ્યા હતા.

૧૯૪૦માં ૭૬ વર્ષના તે વૃદ્ધ વૈજ્ઞાનિકે પોતાની સમસ્ત જિંદગીની બચત, ૩૦ હજાર ડૉલર, ટસ્કેજીમાં ખેતીવાડીનું સંશોધન કરવાને અદ્યતન પ્રયોગશાળા સ્થાપવા સોંપી દીધી! 'જ્યૉર્જ વૉશિંગ્ટન કાર્વર ફાઉન્ડેશન'ના નામથી ઓળખાતી એ પ્રયોગશાળા માત્ર તેની વૈજ્ઞાનિક સિદ્ધિઓની જ નહિ પણ તેના સખત પરિશ્રમ અને ઉદાર સેવાભાવની પણ પ્રતીક છે. તેનું આ અમર સ્મારક બંધાયા પછી ત્રણ વર્ષે જ ૧૯૪૩માં તે મૃત્યુ પામ્યો.

ખેતીવિજ્ઞાનના આ સમર્થ સંશોધકને એક માત્ર શોખ હતો ચિત્રકળાનો. કુદરતી દેખાવો ચીતરવા પર તેની પીંછીનો અજબ કાબૂ હતો. ફૂલ ચીતરવાની તેની કાબેલિયત તો અદ્ભુત ગણાતી. આંતરરાષ્ટ્રીય પ્રદર્શનોમાં મુકાતાં તેનાં ચિત્રો પ્રશંસા પામતાં. તેની એક કૃતિ 'The Yucca Plant' ટસ્કેજી ઇન્સ્ટિટ્યૂટની ગૅલેરીમાં આજે પણ લટકે છે. તેનો આ શોખ પણ તેની સર્વાંગી

[illegible]

[illegible] જ [illegible], કાચના ચટાણુના ફાતરાંમાંથી બનાવેલા અને ચિત્રનું ગોકડું કુશકીમાંથી સર્જ્યું !! મારીમાંથી તેણે માત્ર રંગો જ નહિ પણ માટે લગાડવાનો પાઉડર તથા આકર્ષક વાસણો પણ બનાવવાની નવી રીત શોધી કાઢી હતી. આજુબાજુના ખેડૂતોએ જ્યારે આ સસ્તી પણ ઉપયોગી પદ્ધતિ વિષે જાણ્યું ત્યારે તો તેમના આનંદનો પાર ન રહ્યો.

પ્રતિભાશાળી પુરુષોનું યથોચિત સન્માન કરવામાં જાણીતા અમેરિકા દેશે આ મહાન વૈજ્ઞાનિકનું બે રીતે સ્મારક કર્યું છે: એક તો જ્યાં આગળ ગુલામ તરીકે તેનો જન્મ થયો તે ડાયમંડ ગ્રોવ ગામમાં તેનું પૂતળું ઊભું કરવું અને બીજું તેના સ્મરણમાં ૩ સેન્ટની પોસ્ટની ટિકિટ કાઢવી (જે આ લેખની શરૂઆતમાં આપી છે).

ગુલામ હબસી કોમ જેવી જગતની સૌથી પછાત કોમમાં જન્મીને, પ્રતિકૂળ પરિસ્થિતિના અનુલ્લંઘનીય પર્વતો કેવળ કાળજાતૂટ પરિશ્રમ અને ઈશ્વરદત્ત બુદ્ધિમત્તા વડે ઓળંગીને, જગતમાં સર્વોચ્ચ માનમરતબો મેળવનાર આ મહાપુરુષનું જીવન એક નવલકથા કરતાં પણ વધુ અદ્‌ભુત અને વધુ રસદાયક છે. જગતને તેણે બતાવી આપ્યું કે 'क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे.' સામાન્ય લોકો કરતાં કંઇક અસામાન્ય બુદ્ધિમત્તા ધરાવી જગતકલ્યાણના કાર્યમાં પોતાનો ફાળો નોંધાવનારને જો ઈશ્વરી અંશ ગણવામાં આવતો હોય તો જ્યૉર્જ વૉશિંગ્ટન કાર્વર તે માટે સૌ પહેલો હકદાર ગણાશે. કાર્વર મૃત્યુ પામ્યો છે; પણ તેણે જે અભિનવ તથા લોકોપયોગી એવી સેંકડો શોધોનો ડુંગર રચી રાખ્યો છે તે જોઇને ભાવી પ્રજા સૈકાઓ સુધી તેને સંભાર્યા જ કરશે.

## નવાં પુસ્તકો

### ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય તરફનાં પ્રકાશનો

**આકાશદીપ તથા પરિશેષ** : ગુજરાતના આગળી લેખક શ્રી ધૂમકેતુની નવી તથા જૂની ટૂંકી વાર્તા ના બે નવા સંગ્રહો: પ્રત્યેકના ૩-૦-૦; **જય સોમનાથ** : શ્રી કનૈયાલાલ મુનશીની જાણીતી નવલકથાની ચોથી આવૃત્તિ: ૫-૦-૦; **હિંમતે મર્દા** : રોચક અને પ્રેરક ઐતિહાસિક કથાઓ દ્વારા બાળકો તથા કુમારોમાં હિંમત તથા ઝિંદાદિલી જગાવતી સાહસગાથાઓ : લે. 'જયભિખ્ખુ', ૧ ૮ ૦; **જનેતાનાં દર્દો**: સ્ત્રીઓનાં વિવિધ રોગોની રસિક શૈલીથી ઝીણવટભરી છણાવટ કરી ઘરગથ્થુ નિર્દોષ દવાઓ સૂચવતી અગાઉ 'સ્ત્રી જીવન' માસિકમાં હપ્તે પ્રગટ થએલી લેખમાળાનો સંગ્રહ:લે૦વૈદ્ય જદુભાઈ ભટ્ટ,૩ ૮-૦.

### બાલજીવન કાર્યાલય-વડોદરાનાં પ્રકાશનો

**કૃષ્ણકહાણી(ભાગ-૨)** : બાળકોને ગમી જાય તેવી શૈલીથી અનેક ચિત્રો સહિત લખાયેલા ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્રનો બીજો ભાગ: લે-રમણલાલ નાનાલાલ શાહ, ૧-૦-૦; **માધવરાવ** : તે વિષે પ્રવાસમાહિતી આપતું પુસ્તક: લે-ઉપર મુજબ, ૦-૮-૦; **નવલશા હીરજી અને કરોળિયાનો કાળપાશ** : નાનાં બાળકોને આકર્ષક છપાઇ, ઘણાં ચિત્રો તથા રસપ્રદ શૈલીમાં નાનાં વાર્તા-પુસ્તકો આપતી બાલજીવન કિશોર સાહિત્યમાળાની બીજી શ્રેણીનાં બે પુસ્તકો, પહેલાના લેખક-રમણલાલ ના. શાહ અને બીજાના મોહનલાલ જ. પારેખ, દરેકની કિ. ૦-૬-૦.

### ઇતર

**વીર વાણી**: 'સ્વામી વિવેકાનંદનાં પ્રેરક વચનોનો નાનો સંગ્રહ: અનુ૦ જયંતીલાલ મં. ઓઝા પ્ર૦ રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ, ૦-૯-૦.



કોઈ પણ વિષય કે કળામાં ખંત, અભ્યાસ ને સાધના સિવાય આગળ વધી શકાતું નથી 'કુમાર'માં આવતી ફોટોગ્રાફી હરીફાઈનો હેતુ છબિ-કલામાં રસ ધરાવતા ઊગતા કલાકારોને ઉત્તેજન આપી માર્ગદર્શન કરાવવાનો છે. અને તે માટે નિયમિત રીતે હરીફાઈમાં આવતાં ચિત્રો ઉપર ટીકા-નોંધો ઉપરાંત અવારનવાર લેખો અને એ વિષયના મૂળભૂત સિદ્ધાન્તો, જેવા કે પ્રિન્ટિંગ, ડેવલપિંગ વગેરે પર વ્યવહારુ ને અભ્યાસપૂર્ણ માહિતીઓ આપવામાં આવે છે, છતાં અમે જોયું છે કે બહુ જ થોડા શિખાઉ ફોટોગ્રાફરો-એમેટરો-ખરા જિજ્ઞાસુ કે અભ્યાસીની દૃષ્ટિએ રસ લઇ કામ કરતા હોય છે.

આ વખતે આવેલા કુલ ૨૨ ચિત્રોમાંથી ઈનામને પાત્ર ગણાય એવું એકપણ ચિત્ર નથી પણ વિચારપૂર્વક યત્ન એક માત્ર ભાઈ ચન્દ્રકાન્ત જોગીના 'યોગીરાજ' અને 'ગુરુદેવ' નામનાં બે પોર્ટ્રેટ (તસ્વીર-ચિત્રો)માં દેખાય છે. પણ હાથ આવેલાં આવાં લાક્ષણિક પાત્રોને યોગ્ય 'પોઝ' (બેઠક), રચના, દૃષ્ટિકોણ કે સમુચિત છાયાપ્રકાશમાં યોજીને તેનો લાભ લઇ શકાયો નથી. પોઝ-બેઠક નું આયોજન તથા છાયાપ્રકાશ એ બંને તસ્વીરકલાનાં આવશ્યક તત્ત્વો છે. બેઠકનું વિચારવંત આયોજન પાત્રની સુયોગ્ય રૂપરચના ઘડે છે, અને ઉચિત છાયાપ્રકાશની રચનાથી તેની લાક્ષણિકતા બહાર લાવી શકાય છે. તેમાંયે પાત્રનું વ્યક્તિત્વ લાક્ષણિક હોય ત્યારે તેને યથાતથ્ય છબિમાં ઉતારવામાં કલાકારના કૌશલ્યની કસોટી થાય છે.

'યોગીરાજ'(જમણી બાજુ)નું ચિત્ર, કૅમેરાને પાત્રની નજીક રાખીને નીચા કોણથી લેવા જતાં દાઢીનો ભાગ વધુ પડતો વિશાળ, તે પછી ગળું, મોં, કપાળ વગેરે નાનાં થતાં જઈ મૂળનું પ્રમાણ ગુમાવી બેસે છે, અને મુખાકૃતિ પ્રમાણની બહાર જાય છે. ઉપરાંત, આકરા પ્રકાશથી આંખો અંજાઇને ઝીણી થાય છે તથા મોં ઉપર સપાટ પ્રકાશ આવવાથી તેજછાયાના વર્ણભેદ (ટોન) જુદા નહિ પડતાં મોં પર એક પ્રકારની જડતા આવી જાય છે. પ્રકાશ બહુ હોય તો સફેદ ધોતી કે ચાદરથી તેને હળવો કરી શકાય. બીજા ચિત્ર 'ગુરુદેવ'માં પણ એ જ ક્ષતિ છે, ફોટોગ્રાફ નીચેથી લેવાએલો હોઇ દાઢીના વાળ મોટી ઝાડી જેવા ને કાળામેશ બની તેમાં જરાયે રેખતા રહેતી નથી અને ઉપરનો ભાગ નાનો થતો જઈ અપ્રમાણ બને છે.

આ બંને તસ્વીરો ૪૫° ડિગ્રીના ગ્રહ્ય પ્રકાશમાં સારીરીતે ગોઠવીને, કૅમેરાનો કોણ (ઍંગલ) દૃષ્ટિરેખાએ (આઈ લેવલ પર) રાખીને લેવાઇ હોત તો જરૂર પ્રશંસાપાત્ર થઇ શકી હોત. શ્રીરામ વાઢ

આવ્યા છો તે મેં તેને જણાવ્યું છે.'

'ત્યારે હું તેમને જોવા આવું?'

'હા, ચાલો.'

હાથમાં વીંટી લઈ હું શ્રીમતી કિલફર્ડની પથારી પાસે ગયો. નમસ્તે કરીને મેં જણાવ્યું કે તમારો દીકરો સાજોસારો છે, શ્રીમતી કિલફર્ડ. એ સાંભળતાંવેંત તેમણે તકીઆ પરથી સહેજ માથું ઊંચું કર્યું અને પૂછ્યું: 'તમે કાચમાં જોયું?'

'હા.' અચકાયા વિના નિશ્ચિતતાથી મેં જવાબ દીધો. તેમણે નમાવેલું માથું, હતું તેમ તકીઆ પર પાછું ઢાળી દીધું. હર્ષાશ્રુથી તેમની આંખ ભીની બની ગઈ. 'ઈશ્વર તમને સુખી રાખે! ઈશ્વર તમને સુખી કરે!' એમ બેત્રણ વાર ક્ષીણ સ્વરે તેમણે બોલ્યા કર્યું.

થોડા સમય બાદ શ્રીમતી કિલફર્ડ માંદગીમાંથી સાજાં થઈ ગયાંના સમાચાર મને મૅગી તરફથી મળ્યા.

૫

હવે મારે સ્વદેશ પાછા ફરવાનો સમય નજદીક આવતો જતો હતો. એટલે લૅન્ડૌર જઈ મૅગી અને તેની માતાને છેલ્લી વાર મળી આવવાનો મને વિચાર આવ્યો. પણ હવે તે કુટુંબ શોકમગ્ન બની ગયું હતું. થોડા જ વખત પહેલાં મૅગીનો એક અશુભ પત્ર મને મળેલો. તેમાં તેના ભાઈ લડાઈમાં માર્યા ગયાના સમાચાર તેને લશ્કરી અધિકારીઓ તરફથી મળ્યાનું જણાવેલું. મેં સમયની ગણતરી કરી તો જણાયું કે મેં શ્રીમતી કિલફર્ડને તેમના પુત્રની જિંદગી માટે ખાતરી આપી તે પહેલાં તે લડાઈમાં માર્યો ગયો હતો! એટલે હવે શ્રીમતી કિલફર્ડ પાસે જતાં મને શરમ અને સંકોચ થતાં હતાં. તેથી મૅગી અને તેની માતાને મેં પત્રદ્વારા મારી છેલ્લી સલામ પાઠવી.

જે દિવસે મારે દેશ આવવા સ્ટીમરમાં ચડી જવાનું હતું તે દિવસે સવારમાં મેં નાસ્તો પૂરો કર્યો એવામાં બારણે ટકોરા પડ્યા. નોકરે ખબર આપ્યા કે કુમારી કિલફર્ડ મને મળવા આવેલી છે. તરત જ હું તેની પાસે ગયો. હું ધારતો હતો કે મૅગી મને છેલ્લી વારનાં વંદન કરવા આવેલી છે. તેણે કાળો પોષાક પહેરેલો હતો. તરત જ તેણે પૂછ્યું: 'તમે આજે જ જાઓ છો?'

'હા, આજે જ ઊપડું છું.'

'ઘેર પહોંચતાં કેટલો વખત લાગશે?'

'લગભગ બે અઠવાડિયાં.'

'હવે હિન્દમાં ક્યાં રહેશો?'

'હું પંજાબ સરકારની નોકરીમાં જોડાયો છું; પણ તરત જ મને ક્યાં મૂકવામાં આવે એની ખબર નથી.'

'ત્યાંથી સરહદનો પ્રાંત બહુ દૂર છે?'

'ના, તદ્દન નજદીક છે.'

'કૅનની કબર ડેરા ધાઝીખાન આગળ મનરો કિલ્લામાં છે.' બોલતાંબોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં.

'હું જ્યારે ત્યાં જઈશ ત્યારે જરૂર તમારા ભાઈની કબર પાસે જઈશ અને તમને ખબર લખીશ.' મેં જણાવ્યું.

'પણ તમને તેથી જરા અગવડ નહિ પડે?' તેણે પૂછ્યું.

'લેશમાત્ર નહિ. ડેરા ધાઝીખાન મારી જગ્યાથી દૂર હોવા સંભવ નથી; અને ત્યાં જઈને હું જરૂર ડેરા ધાઝીખાન જવા પ્રયત્ન કરીશ. અને તમને બધી વાત લખીશ.'

મૅગીએ આભારવશ થઈ મારી સામે જોયું. ગળગળા થઈ તેણે … એક શાન્તિના ફૂલ લઈ મારા ભાઈની કબર ઉપર મૂકશો?' તેણે આજીજીપૂર્વક મને કહ્યું.

મારું હૃદય દ્રવી ઊઠ્યું. મારી ભીની આંખ મેં નીચી ઢાળી રાખી. ક્ષણભર મને વિચાર આવ્યો કે મારે તેનો શિલિંગ પાછો આપી દેવો જોઈએ અને કહી દેવું જોઈએ કે અમારે ત્યાં તો વગર પૈસે જોઈએ તેટલાં ફૂલો મળે છે. પણ બીજી જ ક્ષણે ફરી વિચાર આવ્યો કે શા માટે મારે આ ગરીબ બાળાને પોતાના ભાઈ માટેના ઉત્કટ પ્રેમના પ્રતીક રૂપ આટલો ભોગ આપવાનો સંતોષ માણતી અટકાવવી? ખરેખર પરસેવો ઉતારીને મેળવેલી એ મોંઘી શિલિંગ પોતાના ભાઈના પ્રેમ ખાતર તે જતો કરતી હતી. એ એક શિલિંગમાં તેને અતિ જરૂરની ઘણી વસ્તુઓ તે જરૂર મેળવી શકે. પણ એ જતુ કરીને એ કિંમતી શિલિંગ આપી દેવામાં દ્રવ્ય અર્પણનો આત્મસંતોષ તેને રહેશે. તેથી તેનું સંતપ્ત મન આરામ અનુભવી હળવું બનશે. આમ વિચારી મેં તેનો શિલિંગ તરત જ લઈ લીધો અને કહ્યું: 'મૅગી, હું જરૂર આ શિલિંગનાં ફૂલ લઈને તારા ભાઈની કબર પર મૂકી આવીશ.'

તે ઊભી થઈ અને કહ્યું: 'તમારો આભાર કેમ માનવો તે મને સમજાતું નથી. પણ મારે જવાનું મોડું થાય છે, માટે નમસ્તે. મને પત્ર લખશો?'

મેં મૅગીનો હાથ પકડી નમસ્તે કર્યા અને કહ્યું: 'ઈશ્વર તને સુખી કરે'. મૅગી ચાલી ગઈ.

મારી આંખમાંથી આંસુનાં બે બિન્દુ સરી પડ્યાં અને હું મારો સામાન તૈયાર કરવા ચાલ્યો ગયો. વજુભાઈ પટેલ

(શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાયની વાર્તાનો અનુવાદ)

## નવાં પુસ્તકો

**મારી જીવનકથા:** માત્ર હિંદમાં જ નહિ પણ જગતભરનાં સાહિત્યમાં આવકાર પામેલી, પંડિત જવાહરલાલ નહેરુની આત્મકથા: જેમાં સાથોસાથ ઈ. ૧૯૧૩થી આજ સુધીનો લગભગ ચાર દાયકાનો હિંદની સ્વાતંત્ર્ય-સાધનાનો ઇતિહાસ પણ પશ્ચાદ્ભૂમિકામાં વહેતો આવે છે. વિસ્તૃત ઉપોદ્ઘાત તથા સૂચિ સાથે લગભગ ૭૫૦ પાનાં વાળી નવી, સુધારેલી ત્રીજી આવૃત્તિ. મૂળ અંગ્રેજીમાંથી ઉતારનાર સ્વ. મહાદેવ હરિભાઈ દેસાઈ; પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૬-૦-૦ **બાળકો અને માતાઓની સંભાળ:** સગર્ભા સ્ત્રીઓ તથા ધાવણાં બાળકોની માતાઓને ઉપયોગી માહિતી પૂરી પાડતી ગુજરાત સંશોધન મંડળની અભ્યાસપૂર્ણ ઉપયોગી આરોગ્ય પત્રિકા નં. ૫; મુખ્ય વિક્રેતા-એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨, ૦-૮-૦; **ચાર કથાકાવ્યો:** શ્રીમદ્ ભાગવતમાંના ૪ જાણીતા પ્રસંગો પર લખાએલાં કાવ્યોનો સંગ્રહ: લે૦ અને પ્ર૦ ઉપેન્દ્રરાય વોરા, સવાઈગરાનો મઠ, કચ્છ-માંડવી, ૦-૬-૦; **બાલનિબંધ:** પ્રાથમિક શાળાના ધોરણ ૫ થી ૭ના વિદ્યાર્થીઓને નિબંધ લખતાં શીખવતું પુસ્તક: પ્ર૦ બાલકો બુક ડીપો, ગાંધીમાર્ગ, અમદાવાદ. **શ્રદ્ધાંજલિ:** કવિવર નાનાલાલનાં જીવન અને કવનનો પરિચય કરાવતા પદ્યરૂપે તેમને અર્પાયેલી શ્રદ્ધાંજલિ: લે૦ હરિત શુક્લ, પ્ર૦ જગદેવ બ્રધર્સ, આર્યકુમાર રોડ, વડોદરા, ૧-૦-૦; **મોત ઉપર મનન:** મોતની આવશ્યકતા સમજાવી તેને લગતા વહેમો તથા ભય-શોક દૂર કરવા, તથા મૃત્યુ અને મૃત્યુ પછીની સ્થિતિ વિષે વિસ્તારપૂર્વક અભ્યાસયુક્ત માહિતી. જગતના ૧૬ ભાષાઓમાંથી મૃત્યુને લગતાં અનેક અવતરણો રજૂ કરતું દળદાર. પુસ્તક: લે૦ પ્રો૦ ફિરોઝ કાવસજી દાવર; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ૪-૦-૦.

[illegible]

[આ પત્ર મેળવનાર - શ્રી. છ. એલ. શ્રોફ ૧૧/૩ સાકર બજાર, અમદાવાદ-૨]

E. Van Hees
Deltlaam 145 Haarlem (Holland)
5th February 1948

પ્રિય શ્રૉફ,

ગઈ કાલે મળેલા તમારા માયાળુ અને રસમય પત્ર માટે ઘણો-ઘણો આભાર. વળી તમે કાગળ પર ચોડેલી સુંદર ટિકિટો માટે પણ તમારો ઘણો જ આભાર. મને તે ઘણી સારી સ્થિતિમાં મળી. મેં મારા ગયા પત્ર પર ચોડી મોકલેલી ટિકિટો પણ ખરાબ થયા વિના તમને મળેલી કે? આશા છે કે મળી હશે.

હવે પહેલવહેલું તો એ કહું કે મહાત્મા ગાંધીના મૃત્યુના સમાચાર સાંભળીને અમને બધાને કેવો સખત આઘાત લાગ્યો હતો! તેમના જવાથી જગતે એક મહાન નર ગુમાવ્યો છે, અને ખાસ કરીને હિંદને માટે તો એ ન પુરાય તેવી ખોટ છે. વળી તેઓ એવે વખતે ચાલ્યા ગયા કે જ્યારે આગાઉ કદી નહિ એટલો તેમનો ખપ હતો અને જ્યારે હિંદે તેમનો ઘણા ઉત્તમ કાર્ય માટે લાભ લીધો હોત ખરેખર, જગતમાં મહાત્મા ગાંધી જેવી વ્યક્તિ ફરી ઉત્પન્ન થતાં ઘણો દીર્ઘ કાળ લાગશે,—એવી વ્યક્તિ જો પેદા જ થવાની હશે તો!

મારે તમને કેટલાક પ્રશ્નો પૂછવા છે, પહેલો એ કે પાકિસ્તાનનો ધ્વજ કેવો છે? બીજો એ કે તમારા દેશ તથા મહત્ત્વનાં શહેરોના થોડાક ફોટા કે ચિત્ર-કાર્ડ મને મોકલી શકશો? તો મને એ બહુ જ ગમશે. મેં મોકલેલાં કાર્ડ તમને મળી ગયાં જાણી રાજી થયો. ઘણા વખત પર મેં તે પોસ્ટ કરેલાં હોવાથી તમને તે મળ્યાં હશે કે નહિ તેની મને શંકા હતી. એવા થોડાક વધુ મોકલું તો તમને ગમશે?

અમારા શહેર વિષે મેં તમને થોડુંઘણું તો લખ્યું હતું ને? હવે થી ખાસ વધુ કહેવા જેવું નથી હાલ અમારા હાર્લેમ (Haarlem) વસતિ લગભગ ૧,૪૦,૦૦૦ની છે, પણ તેમાંનો મોટો ભાગ અહીંનો રહેનારો નથી, તેમને અમે 'ફોરેન્સેન' (Forensen) કહીએ છીએ. તેઓ આમ્સ્ટર્ડામ કે હાગની ઑફિસોમાં અથવા આસપાસનાં સ્થળોએ કામ કરે છે. મને લાગે છે કે હાર્લેમ સૌથી પ્રખ્યાત તો તેની ફૂલવાડીઓને માટે છે. આ વર્ષે ફૂલો પૂર બહારમાં ખીલશે એવાં જ મારા કૅમેરા વતી હું થોડાક ફોટો લેવા ધારું છું અને જો તે સરસ આવશે તો તમને મોકલીશ. અહીં વળી કેટલાંક કારખાનાંયે છે, પણ તે બહુ અગત્યનાં નથી. મુખ્યત્વે અહીં મોજાં અને કારીગરોનાં તથા લોખંડ ને પોલાદના કારખાનાં છે. અને ખાસ કહેવા જેવી છેલ્લી વાત એ કે અમારું નગર હૉલાંડમાં સૌથી જૂનું છે. ચોક્કસ તારીખ તો નથી જાણતો, પણ હું માનું છું કે લગભગ દસમી સદીથી તેની તવારીખ શરૂ થાય છે. અનેક પુરાણી ઇમારતો અહીં છે. દા. ત. અમારું શહેર-સભાગૃહ; ઉપરાંત ઘણાં દેવળો, મઠો વગેરે.

મારા ટિકિટસંગ્રહ વિષે કંઇક જણાવવાનું તમે લખ્યું છે. ઠીક. મારી પાસે હાલ લગભગ ૨,૦૦૦ ટિકિટો છે. યુદ્ધ પહેલાં એક વરસથી મેં ટિકિટો ભેગી કરવાનું શરૂ કર્યું હતું. યુદ્ધ દરમ્યાન તો મને ખાસ નવી ટિકિટો ન મળી, પણ હવે તો સંખ્યા રોજ બ રોજ વધતી જ રહી છે. અને અત્યારે હું એક સારા આલ્બમની શોધમાં છું. પણ તે મેળવવું સહેલું નથી. મેં થોડાંક જોયાં, પણ તેનો કાગળ ઘણો ખરાબ જાતનો હતો અને વળી તે અદ્યતન પણ નહોતાં. મને જો એકાદ સારી જાત મળી આવશે તો તમને પણ એક મોકલીશ.

આવતી કાલે મારાં બા અને હું એચ. ઓ. વી. (અમારા શહેરની સંગીત મેહફિલ Orchestraનું ટૂંકું નામ)ના જલસામાં જવાનાં છીએ અને કદાચ જીનેત હેવન (Ginette hevne) નામે એક પ્રખ્યાત ફ્રેન્ચ વાયોલિન કુશળને સાંભળવા અમે શનિવારે આમ્સ્ટર્ડામ પણ જઇશું. તા.૧૩મી અને ૧૯મી ફેબ્રુઆરીએ મારે પણ સંગીતના બે જલસામાં ભાગ લેવાનો છે: એક મારી શાળાનો અને બીજો મારા સંગીત વિદ્યાલયનો. જર્મન સંગીતશાસ્ત્રી ફેલિક્સ મેન્ડેલ્સોહન(Felix Mendelstohn)ની બે ચીજ મારે વગાડવાની છે. તમને તેનું નામ સુપરિચિત છે? તમે સંગીતનું શિક્ષણ લીધું છે? તમને તેમાં રસ છે ખરો? મારી તો ખાત્રી થઈ ગઇ છે કે સંગીત અને પિયાનો વિના મારું જીવન તો શૂન્યવત્ થઈ જાય. દુઃખની વાત છે કે તેની પાછળ હું વધુ વખત આપી શકતો નથી મારો શાળાનો અભ્યાસ જ મારો લગભગ બધો વખત રોકી લે છે. પણ તેની હું કંઇ બહુ ચિંતા કરતો નથી, કારણ કે મને શાળાનો અભ્યાસ પણ પ્રિય છે. શાળાના મેં પસંદ કરેલા અભ્યાસક્રમમાં મારે મુખ્યત્વે લૅટિન અને ગ્રીક ભાષા જેવા મહત્ત્વના વિષયો શીખવાના હોય છે. અમે કમલાબંધ અનુવાદો કરીએ છીએ અને કવિતાના પુસ્તકો વાંચીએ છીએ, લૅટિન ભાષાના લેખકોમાં વર્જિલ, લીવી અને સીઝર અમારે વાંચવાના છે. અને ગ્રીક ભાષાના લેખકોમાં હોમર, પ્લેટો ને હૅરૉડ. તમે તેમનાં નામ તો સાંભળ્યાં હશે. મને ભાષાંતર કરવામાં ઘણો રસ પડે છે અને તેમાં ય જ્યારે કોઇ લાંબા ને મુશ્કેલ વાક્ય પાછળ ઘણો લાંબો વખત ગુંચવાવું પડે ત્યારે તો મને ઘણો આનંદ થાય છે.

અમારા શાળા-જીવન વિષે હવે થોડુંક કહું. અમારે અહીં એક મંડળ છે, જેના ભાગ્યે જ કોઈ સભ્ય નહિ હોય. વળી અમારું પોતાનું પત્ર છે જેમાં દરેક જણ વાર્તા, વિવેચન કે કવિતા આદિ લખી શકે છે. ઉપરાંત, અમારા એ મુખ્ય મંડળથી સંચાલિત વિવિધ નાનાં મંડળો છે. દા. ત. સંગીત-મંડળ, વિવાદ-મંડળ વગેરે. અમારા વિવાદ મંડળમાં હાલ અમે જર્મન યુવકો વિષે, અને તેમને મદદ કરવી જોઈએ ને કરી શકીએ કે નહિ તે વિષે ચર્ચા કરીએ છીએ. તે અહીં આજે એક ઘણો મહત્ત્વનો પ્રશ્ન અને મુશ્કેલ કોયડો થઈ પડ્યો છે.

વારુ ત્યારે શ્રૉફ, હવે મારો અભ્યાસનો વખત થયો છે. બીજું વધારે હવે તમારો જવાબ—જે તરત આવશે એવી હું આશા રાખું છું—આવ્યા બાદ લખીશ તમારા પોતાના ફોટો (મને તો એ બહુ સુંદર લાગ્યો) માટે આભાર માનવાનું તો હું ભૂલી જ ગયો હતો. તે માટે આભાર. આશા રાખું છું કે જે જાણવાની તમને જિજ્ઞાસા હતી તે બધી બાબતો મેં જણાવી છે. તમે પણ વહેલી તકે ઘણુંઘણું લખી મોકલશો ને? વારુ ત્યારે, નમસ્તે. તમારો ઈ. વાન હીસ.

## INDIAN PEN FRIENDS

(28) Suresh Amin, Pethe Building, 15 Chitranjan Road, Vile-Parle, Bombay-24—19, Photography, film-stars, dancing; (29) Himatlal Mohanlal Mahida dia, Bhawsar Chawk, Bajwala (Ghela shah) Dist-Ahmedabad—17, Science, stamps; (30) Mohanlal Jethalal Gandhi, 1230 Talia's Pole, Sarangpur, Ahmedabad—17, Photography stamps; (31) *Punamchand*

... dha (Dist-Kaira)—16, Drawing, touring; (32) Kantilal Virchand Patel, Vallabh Road, Gozaria (Baroda State)—13, Reading; (33) Vinubhai Manilal Gandhi, C/o Badasa Pole, Dumral Bazar, Nadiad(n.r) —26, Exercise, sports, science; (34) Harinand Manishankar Oga, Bhadavani Street, Bhavnagar—20, Stamps, correspondance; (35) Maheshchandra Chimanlal Pattni, Kharchiker's Lane, Behind Raopura P. O., Baroda—18, Photography, cinema, literature; (36) Prabhubhai Purushottamdas Patel, New Houses, Bhailal Bhuvan, Karamsad (Via Anand)—18, History, literature; (37) Bakulkumar Dolarray Mankad, New Houses, *Bhailal Bhuvan, Karamsad (Via Anand)*—20, Music, photography, spinning; (38) Arunkumar Purushottamdas Patel, Bhailal Bhuvan, Navi Pole, Karamsad, via Anand, (Gujarat)—20, Outdoor sports, autographs, literature; (39) Ramanbhai A. Patel, near Nagarwada, Sinor, Via Miyagam (Gujarat)—16, Cricket, literature; (40) Vijay L. Parekh C/o Laxmichand O. Parekh, opp. Majan Boarding Satya Vijay Bhoovan, Digvijay plot, Jamnagar(Kathiawar)—19, Music, literature; (41) Imdadhussin Shaikh Tayubbhay, Tayebpura, Sidhpur (North Gujarat)—17, Coins, stamps, drawing; (42) Chandrakant K. Bakshi, Khoda Limda, Palanpur (North Gujarat)—16, Stamps, coins, cricket; (43) Bipinchandra Haridas Udeshi, C/o Babulal R. Sampat, Nagarwada, Rajkot c.s (kathiawar)—16, literature, Indian games, journalism; (44) Khushal C. Pittalia, Near Shanti Sadan, Palitana (North Gujarat)—17, Stamps, drawing, (45) Dhiru G. Bawishi C/o H. B. Gnan Gruah, Jamnagar—18, Literature, games, music; (46) Shashikant V. Undavia, C/o Vithaldas H. Undavia, Dy. s. p. of Western Division, Rajkot c.s. (Kathiawar)—17, Indian games, drawing, Journalism; (47) Kailasray Manilal Trivedi, 660 A 2/3 Krishna Kunj, out side Delhi gate, opp. Painter garden, Ahmedabad—21, Literature, drawing; (48) Chandrakumar Kantilal Shah, B.Sc., L. D. Arts College, Biology Department, Ahmedabad-9—21, Correspondance. (49) Kantilal Popatlal Gandhi, Aveda Gate, Botad (Kathiawar)—19, Stamps; (50) Rajanikant C. Soni, Amin Pole, Gozaria (North Gujarat)—22, Music, photography, travelling; (51) Sultan M. Noorani, Sultan Cottage, Devjibhai Garden, Bhavnagar (Kathiawar) —21, Correspondance; (52) Anil Rasiklal Vakil, 418 Lamington Road, Bombay-16, Stamps, sports, photography; (53) Dinker Rasiklal Vakil, 418 Lamington Rd, Bombay-20, Games, music. (Please Mention 'Kumar' monthly from Ahmedabad, India, while writing to any of the above pen-friends.)

પત્રવ્યવહાર કરનારે નીચેના સરનામે પત્ર લખીને સંભારણાથી મંગાવી શકશે. તે માટે પૈસા મોકલવાના હોતા નથી, પણ જવાબ માટે જરૂરી પોસ્ટેજ મોકલવાનું હોય છે. સરનામું: Dr. Suen V. Knudsen, *The Directory of Boys & Girls of All Nations*, 62 Veslersolus, COPENHAGEN, (Denmark).

(માહિતી મોકલનાર: ઘનશ્યામ શાસ્ત્રી, નડિયાદ.)

### જર્મનીનાં પત્રમિત્રોનાં સરનામાં

નીચે આપેલાં બધાં જ સરનામાં જર્મનીનાં છે. આથી પત્રવ્યવહાર કરનારે દરેકના નામને છેડે (દરેક સરનામાં સિવાય) Germany, British Zone એટલું ઉમેરી લેવું.

(1) Hans-Jurgen Konig, 24b Heidgraben xw u Uetersen bei Hinr Ahrens –Sex: Boy, Age: 17, Hobbies: Art, literature, music, education; Wanted Penfriends: Boy, (2) Hans-Edgar School, 22a Essen-West, Mommsenstr. 49—Boy, 18, Stamp-collecting; Boy or girl; (3) Werner Eichstadt, 22a Essen-West, Kerckhoffstr. 138—Boy, 20, Music; Boy or girl; (4) Helmut Schleicher, 24b Lutjenburg (Ostholst), Neverstorferstr. 12—Man, 30, All interesting Man or Woman; (5) Hans Schiweck, 22a, Essen, Spichernstr. 26—Boy; 21, Art, literature, music, sports, politics; Boy or Girl; (6) Erich Schneyder, 22a Dusseldorf-Gerreshein, Friedingstr. 18—Boy, 17, Stamp-collecting, technics' Boy; (7) Friedrich Friesen, 21b Bochum-Weitmar i. Westf. Schlobstr. 116—Boy, 21, Art, life; Boy or girl. (8) Harald Kottenhoff, 21a Bielefeld, Wellensiek 184—Boy, 14, Sports, natural history, drawing; Girl or boy; (9) Heiner Bosse, 20b Wittmar/Wolfenbuttel, Asseweg 29—Boy, 16, All interesting; Girl; (10) Horst Keller, 22c, Dieringhausen, Aggerstr. 8—Boy, 19, Daily life; Boy scout; (11) Arno Israel, 21b Dortmund-Brechten, Alte Holthausstr. 23—Boy, 16, All interesting; Boy or girl; (12) Helmut Sonnke, 24b Hamburg-11, Kuhberg 16 b/Kruse—Boy, 19, Technics, geography, travel, philosophy; Boy or girl; (13) Winfried Arlt, 24a Hamburg-Bahrenfeld, Reichardtstr. 26 III—Boy, 13, Sports, stamp-collecting; Boy or girl; (14) Karl Wilp, 21b Witten/Ruhr, Augustastr. 54—Boy, 15, Music, tennis, latin; Boy or girl; (15) Wolf-Rainer Kroll, 21b Witten-Annen, marktweg 18—Boy, 18, Music, poems, natural philosophy; Boy or girl; (16) Werner Rieken, 22a Emmerich/Rhein., Alte's Heerenberger Strasse 68,—Boy, 18, Sports, travels; Boy or girl; (17) Gunther Burgsmuller, 22a Oberhausen/Rhld., Nathland str. 45-Boy, 19, Culture, nature, art, literature; Boy; (18) Hans Schneider, Schluchtern, Dreibruderstr. 16, Germany, U.S. Zone-Boy, 20, Countries, religions specially of India, Old temples and towns; Boy or girl.

(ઉલ્લેખ : કૃષ્ણવદન જેટલી, અમદાવાદ)

# માધુકરી



બેસી જનારા ! કોણ દેશે બેસવા ?
આ દૂર ધરી સળગી રહ્યાં યુદ્ધો નવાં;
આશા ત્યજો આરામ-સેજે લેટવા
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

—ઝવેરચંદ મેઘાણી

## જગવિખ્યાત હિંદી સાઈકલિસ્ટ–જાનકીદાસ

ઝડપથી સાઇકલ ચલાવવાનો જગતભરનો વિક્રમ (record) પોતાની અનન્ય શક્તિ અને નૈપુણ્ય વડે તોડીને આજ સુધી જેને કોઈ આંટી શક્યું નથી એવો નવો જ વિક્રમ પ્રસ્થાપિત કરી હિંદનું નામ જગતભરમાં પ્રસિદ્ધ કરનાર પંજાબના બડવીર જાનકીદાસનું જીવન હિંદને માટે ગૌરવનો વિષય છે. કોઈના સાથ સાધનોની મદદ ન હોવા છતાં દુર્દમનીય ધૂન અને અશ્રાંત પરિશ્રમ વડે સાઇકલિંગની હરીફાઇમાં હિંદનું નામ તેમણે ઉજ્જ્વલ અક્ષરે લખાવ્યું છે.

લાહોરના એક સામાન્ય કુટુંબમાં તેમનો જન્મ થએલો. નાનપણથી જ સાહસ અને તોફાનમાં હમેશાં આગળપડતો ભાગ લેનાર તે નવજવાન જ્યારે કૉલેજમાં બી. એ. ના વર્ગમાં હતો ત્યારે તેના સમગ્ર જીવનને પલટો આપતો એક બનાવ બન્યો. ત્યાં તેને શકુંતલા નામની એક યુવતી સાથે પ્રણય થયો અને તે ગાનધન યુવતીએ એક દિવસ જાનકીદાસને કહ્યું, 'દરેક યુવાને કોઈ પણ ક્ષેત્રમાં કીર્તિ મેળવવી જોઇએ એમ મને લાગે છે. લેખક, દેશસેવક, કલાકાર, એક ખેલાડી, એવું કંઇક તને થવું નથી ગમતું ? સાઇકલિંગ તરફ જરા તું વધારે ધ્યાન આપ. આપણા દેશમાં હજુ કોઇએ આ ક્ષેત્ર તરફ ધ્યાન આપ્યું નથી. તું ધારે તો તે ક્ષેત્રમાં કીર્તિ મેળવી શકે.'

બસ, જાનકીદાસના લક્ષ્યહીન જીવનને એક ધ્યેય મળી ગયું. કૉલેજનાં પુસ્તકોને તેણે રામરામ કર્યા. મિત્રોને પણ મળવાનું બંધ કર્યું અને પોતાની વિશ્વવિજયી સાઈકલને હાથમાં લીધી. સાઈકલિંગનું શિક્ષણ તેને કોઈના તરફથી મળે તેમ નહોતું, તેથી તેણે સ્વાનુભવે જ પોતાની પદ્ધતિ નક્કી કરી લીધી.



તેણે જોયું કે સાઈકલ ચલાવતી વખતે બે વાત ખાસ ધ્યાનમાં રાખવાની હોય છે : (૧) શરીરના કોઈ પણ ભાગ પર વધુપડતું દબાણ ન આવવું જોઈએ અને (૨) પવનનો અવરોધ શકય તેટલો ટાળવો જોઇએ. આ માટે તેણે સાઈકલની બેઠક હૅંડલબાર કરતાં નીચે બેસાડી લીધી.

ત્રણ મહીના સુધી સખત પરિશ્રમ કર્યા પછી તેણે પંજાબ યુનિવર્સિટીની ૪ માઈલની સાઈકલ-હરીફાઇમાં ભાગ લીધો. ૧૪ કૉલેજો તરફથી આવેલા ત્રીસ જેટલા ઉમેદવારો સાથે પોતાની સાદી સાઈકલ સાથે જ્યારે જાનકીદાસ હરીફાઇના મેદાન પર ઊભો રહ્યો ત્યારે ભાગ્યે જ કોઇને તેના માટે આશા થે હતી. પણ હરીફાઈ શરૂ થતાં જ જાનકીદાસે એક પછી એક બધાને પાછળ પાડી દઇ

### પંખી–૨૭
### ચીબરી



પોતાના કઠોર કર્કશ અવાજથી સાંજે રાત્રે નિસ્તબ્ધ શાંતિમાં દર્દ ને મૃત્યુના પડઘા પાડતું આ પંખી જમાનાઓથી આપણે ત્યાં અપશુકનિયાળ મનાયું છે. હિંદભરમાં ત્ર પક એ પંખી છે તો ઘુવડની જ જાતનું; પ ફેર એટલો કે ઘુવડ દિવસે બહાર નીક શકતું નથી, જ્યારે આ તો ઉનાળાને બ બપોરે નજરે પડે છે મનુષ્યથી ટેવાઈને તેવું તે ધીટ હોઈ વસતિની પાસે જ મો ભાગે તેના ધામા હોય છે.

ગુજરાતનાં પાંચેક જાતનાં ઘુવડમાં સૌથ નાનું, હોલા જેવડું આ પંખી સંસ્કૃતમાં ચિરિ લ્વકા અને અંગ્રેજીમાં Spotted Owl કહેવાય છે. ભૂખરા-બદામી રંગના શરીર ઉપ સફેદ ટપકાં, મોટા ભારે માથામાં અંગાર જેવી ચળકતી આંખો, એ આંખોની આજુ બાજુ તેને બિહામણું સ્વરૂપ આપતાં ધોળાં ચકરડાં, ગોળ પાંખો અને ટૂંકી પૂંછડી, એ તેનાં પ્રમુખ લક્ષણો.

નાનાં જીવજંતુ એ તેનો ખોરાક. છતાં લાગ મળ્યે ઉંદર, ગરોળી કે પંખીનાં બચ્ચાં પણ તે આરોગી જાય ! વહેલી સવારે વાડ કે વીજળીના થાંભલા પર કે આંગણામાં બેસી નિરાંતે સદ્સવિધ જંતુઓ આરોગતું નજરે પડતું આ પંખી જોતાંને હસદાદરક છે.

પણ સૌથી રસિકને અદ્ભુત વાત છે તેની વાણીની. મિઠાશ કે નિયમિતતા વિનાની તેની વાણીના વિવિધ ઉચ્ચાર પરથી પ્રાચીન શાકુનિકોએ અનેક સારાંમાઠાં અર્થો ઘટાવ્યાં છે. સાંજથી શરૂ કરી આખી રાત તેના એ પૈશાચિક સંગીતે બાળબચ્ચાં થમ. અંધીઓનાં પણ ગાત્ર શિથિલ કરી નાખ્યાં છે.

ઝાડની બખોલ કે ભીંતના બાકામાં આ પંખી માર્ચ કે એપ્રિલમાં ૩ થી ૪ ગોળ ઇંડાં મૂકે છે. ('વનેચર'ના લેખ પરથી)

નવો જ વિક્રમ તેમણે કર્યો જેનો આજ સુધી કોઇ પહોંચી શક્યું નથી.

ત્યાર બાદ ઈ. ૧૯૩૫માં કલકત્તા ખાતે આંતરપ્રાંતીય યુનિવર્સિટીઓની સાઈકલ હરીફાઇમાં ભાગ લઈ તેમાં પણ રમતવાતમાં પ્રથમ નંબર મેળવ્યો. હવે તેમણે આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં ભાગ લઈ પોતાનું ખમીર બતાવવાનો નિશ્ચય કર્યો તે માટે પહેલાં તો ઓલિંપિક સંસ્થાએ ૫૦ માઇલ લાંબી સાઇકલિંગ હરીફાઇ રાખી

તરત જાનકીદાસે તે હરીફાઈ માટે તૈયારી કરવા માંડી. લાહોરથી ૩૫ માઈલ દૂર આવેલા અમૃતસરમાં રોજ સાઈકલ પર જઈ પાછા આવવાનું તેમણે શરૂ કર્યું ને ૪૦ દિવસ સતત ટેવ પાડીને તે ૭૦ માઇલનું અંતર માત્ર પોણા ત્રણ કલાકમાં કાપીને જગતના કોઇપણ સાઇકલિસ્ટ

## હોળી

આપણા સર્વ તહેવારોમાં સૌથી જૂનો ને કાશ્મીરથી કન્યાકુમારી સુધી એકસરખો લોકપ્રિય જો કોઈ તહેવાર હોય તો તે હોળી. મૂળે તો તે વસંતોત્સવ તરીકે શરૂ થએલો. શિયાળાની કડકડતી ઠંડી પછી પાનખરમાં વનસ્પતિની ભવ્ય શોભાનો જે સર્વનાશ થાય છે તેમાં વસંતાગમનને લીધે નવું તેજ, નવો પ્રાણ પ્રવેશે છે. આમ વસંતનું નવજીવન સર્વ સ્થળે વ્યાપી જતાં તેના આનંદપ્રદર્શન તરીકે હોળી સળગાવવાની પ્રથા શરૂ થઇ હોય એમ લાગે છે. એ દૃષ્ટિએ તેને વસંતોત્સવ નામ સાર્થ રીતે આપી શકાય.

પણ જેમ બળેવ બ્રાહ્મણોનો, દશેરા ક્ષત્રિયોનો ને દીવાળી વૈશ્યોનો તહેવાર ગણાય છે, તેમ હોળી એ શૂદ્રોનો તહેવાર ગણાય છે. હોળીના દિવસો નીચલા વર્ણો માટે તો મહા આનંદના દિવસો છે. તે દિવસે રાજાપ્રજા, ઊંચનીચ બધા એક થઇ એકબીજા પર રંગ ઉડાડી આનંદ માણે છે. આજે પણ હિંદી લશ્કરમાં સૈનિકો તે દિવસે અમલદારો પર રંગ છાંટવાની છૂટ ધરાવે છે. હોળીને દિવસે અંત્યજને અડવું જ જોઈએ એવું એક શાસ્ત્રવચન પુરાણમાં પણ છે, તે પણ નીચલા વર્ણોને-અનાર્યોને સમાન ભાવે પોતાનામાં મેળવી લેવા માટે જ હશે.

આ તહેવારની ઉત્પત્તિ બાબત જુદાજુદા પ્રાંતોમાં વિવિધ લોકવાર્તાઓ પ્રચલિત છે. પ્રહ્લાદને મારી નાખવાની હિરણ્યકશિપુની ઇચ્છાથી તેની બહેન હોલિકા રાક્ષસીએ તેને પોતાના ખોળામાં બેસાડીને આ દિવસે મોટી હુતાશનીમાં પ્રવેશ કરેલો, જેમાં અંતે તે પોતે જ બળી ગઈ, પણ પ્રહ્લાદનો તો વાળ સરખો યે વાંકો ન થયો, એ લોકકથા આપણામાં સૌથી વધુ પ્રચલિત છે. ઉત્તર તરફના લોકો વળી એમ માને છે કે કૃષ્ણને ઝેરી દૂધ પાઇ મારી નાખવા આવેલી પૂતના રાક્ષસીનું કૃષ્ણને હાથે મૃત્યુ થતાં તેને આ દિવસે બાળવામાં આવેલી ને ત્યારથી આ તહેવાર પ્રચલિત થયો. મહારાષ્ટ્રના લોકો ભવિષ્ય-પુરાણને આધારે એવી માન્યતા ધરાવે છે કે પૂર્વે ઢુંઢા નામની રાક્ષસી નાનાં છોકરાંને ખૂબ હેરાન કરવા લાગી ત્યારે ગામના લોકોએ બીભત્સ ગાળો તથા શાપ આપીને અને ઠેરઠેર પ્રચંડ અગ્નિ સળગાવીને તેને બીવડાવીને ગામની બહાર હાંકી કાઢવા આ વિધિ શરૂ કરેલો. કઠણ તપશ્ચર્યા કરતા ભગવાન શંકરને ચળાવવા કામદેવે જ્યારે પ્રયત્ન કર્યો ત્યારે શિવે ક્રોધિત બની પોતાના તૃતીય નેત્ર વડે મદનને આ દિવસે બાળીને ભસ્મ કરી નાખ્યો એમ દક્ષિણ તરફના લોકો માને છે. આમ, કોઈ પણ અનિષ્ટના નાશના આનંદના તહેવાર તરીકે આને મનાવવામાં આવે છે.

પ્રાન્તેપ્રાન્તે આ તહેવારનાં નામ પણ વિવિધ છે. ઉત્તરમાં હોળી કે હોલિકાદહન, મહારાષ્ટ્રમાં શિમગા, દક્ષિણમાં કામદહન અને બંગાળ બાજુ દોલયાત્રા તરીકે તે ઓળખાય છે. પ્રાંત પરત્વે આ તહેવારની ક્રિયામાં પણ ફેર છે. બંગાળમાં ફાગણ સુદ ૧૪ થી ઉત્સવ શરૂ થાય છે. તે દિવસે કૃષ્ણની મૂર્તિની પૂજા કર્યા બાદ ભેગાં થએલા લોકો પર કંકુ નાખીને ઘરની બહાર ઘાસનું એક પૂતળું બનાવીને બાળવામાં આવે છે. આને જ તેઓ હોળી કહે છે. બીજે દિવસે કૃષ્ણની મૂર્તિને હીંચકા પર કે પારણામાં બેસાડી તેને ઝુલાવવામાં આવે છે. ઓરિસ્સામાં બંગાળની માફક જ દોલોત્સવ થાય છે; પણ ત્યાં હોળીનો વિધિ થતો નથી. ઉત્તર હિંદમાં તો સુદ પાંચમથી જ લોકો લાલ પીળાં કપડાં પહેરી, ગુલાલ ઉડાડવાનું શરૂ કરી, પૂનમ સુધી દિવસો આનંદમાં વિતાવે છે. હોળીના બીજા દિવસે કેટલાક લોકો હોળીની ભસ્મને પાપનાશક માની શરીરે ચોળે છે. મદ્રાસ ઇલાકામાં આ તહેવાર ધામધૂમથી ન ઉજવાતાં માત્ર શિવાલયની સામે જ હોળી સળગાવવામાં આવે છે.

આપણા મુંબાઈ ઇલાકામાં જુદેજુદે ઠેકાણે જુદાજુદા વિધિ છે. પણ બધે ઠેકાણે હુતાશની તો ફાગણ સુદ પૂનમે જ પેટાવવામાં આવે છે. ગામેગામ હોળીની વચમાં સોપારી, આંબો, એરંડો, કેળ આદિ ઝાડ કે તેની ડાળ રોપી મોટી હોળી સળગાવવામાં આવે છે. ગુજરાતમાં રંગપંચમીનો તહેવાર સ્વતંત્રરીતે ઉજવાતો ન હોવાથી તેનો સમાવેશ આ તહેવારમાં જ થાય છે. હોળીને દિવસે તથા ત્યાર પહેલાં પણ ભરી પીચકારીની બંદુક હાથમાં રાખી 'કાકા, હોળીનો પૈસો'ની ઉઘરાણી શરૂ થાય છે; નવાં કપડાં પર રંગોનાં ચીતરામણ થાય છે અને રાત્રે ઠેકઠેકાણેથી ચોરી આણેલાં લાકડાંઓ હોળી માતાને સમર્પણ થાય છે. આ દિવસોમાં ગાળાગાળી, તોફાનમસ્તી, અને બીભત્સપણાની છૂટ મનાય છે! હલકા વર્ણના લોકો તો નાચગાન તથા રંગ છાંટવામાં પસાર કરી બેભાન થતાં સુધી આ દિવસે દારૂ ભાંગ આદિનું સેવન કરે છે.

મૂળે વસંતોત્સવ તરીકે અને ઊંચનીચના ભેદ દૂર કરી સમાનતા માટે શરૂ કરેલા આ ઉત્સવમાં જે અનેક કુરૂઢિ તથા સડા પાછળથી પેસી ગયાં છે તે કોઈ પણ વિચારશીલ માણસને ખૂંચે તેવાં છે. આનંદપ્રદર્શન તરીકે હોળી સળગાવવી, અબીલ-ગુલાલ ઉડાડવાં તથા ગાયનવાદનમાં વખત ગાળવો એ મૂળની નિર્દોષ ક્રિયાઓમાં આજે જબરદસ્તીએ રંગ છાંટવા, દમદાટીથી હોળીના પૈસા ઉઘરાવવા, ચોરીછૂપીથી લોકોના માલ બાળી નાખવા, બખાળાબાજી અને ગાળાગાળી કરવી, અશ્લીલ વર્તાવ, બેહદ મદ્યપાન, સ્ત્રીઓ સાથે અઘટિત વર્તાવ આદિ અનેક અસંસ્કૃત કુરૂઢિઓ પેસી ગઈ છે તે કોઈ પણ સુસંસ્કૃત સમાજને ગમે તેવી નથી. સુશિક્ષિત અને સંસ્કારી લોકોએ તે સડો દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. હોળીનો દિવસ નાનાં મોટાં સૌની રમતો માટે વિશેષ અનુકૂળ છે. માટે તે દિવસે [illegible], રમતગમતની હરીફાઇ, રાત્રે હોળી થયા બાદ સમૂહભોજન અને ત્યાર બાદ આટાપાટા જેવી રમતો,—જેવા કોઈ સાત્વિક આનંદ આપનાર કાર્યક્રમ યોજવામાં આવે તો જ આપણો આ વસંતોત્સવ દીપી ઊઠે.

ચૅમ્પિયન હતો. જાનકીદાસની અસાધારણ ગતિ આગળ બીજા બધા જ પાછળ પડી ગયા. કેવળ પેલો ચૅમ્પિયન તેમની પાછળ પાછળ આવતો હતો. પણ છેવટે તે ય પાછળ પડી જઈ બન્ને વચ્ચેનું અંતર ૧૫ માઈલનું જેટલું થયું! ૫૦ માઈલનું કુલ અંતર તેમણે ૨ કલાક ૪ મિનિટ અને ૧૬.૨ સેકંડમાં કાપ્યું! અગાઉના ૧૯૩૩ના એલ. જે. રૉમના ૨ કલાક ૫ મિનિટના બ્રિટિશ વિક્રમ કરતાં જાનકીદાસનો આ વિક્રમ અધિક ઊંચો હતો. જગજાહેર જાનકીદાસનો આ કીર્તિમાંક હજુ સુધી કોઈ તોડી શક્યું નથી.

આ અસાધારણ કામગીરીને કારણે જાનકીદાસને ઈન્ડિયન ઑલિમ્પિક એસોસીએશન તરફથી હિંદના પ્રતિનિધિ તરીકે ઑસ્ટ્રેલિયામાં ભરાનાર એમ્પાયર ગેમ્સમાં ભાગ લેવા મોકલવામાં આવ્યા. સિડનીના વિખ્યાત મેદાન પર ૧૯૩૮ની ૮મી ફેબ્રુઆરીએ જ્યારે જાનકીદાસ પોતાની એ જ સાદી સાયકલ સાથે અરધા માઈલની સાઈકલ હરીફાઈ માટે ઊભા રહ્યા ત્યારે વિશાળ હિંદનો પોતે એક માત્ર પ્રતિનિધિ હોવાથી પોતા પરની જવાબદારીનો તેમને સંપૂર્ણ ખ્યાલ હતો. બીજા ઉમેદવારોની અવનવી રેસિંગ સાઈકલો તથા ઈતર અદ્યતન સાધનસામગ્રી જોઈને તે ન તો ગભરાયા કે ન તો તેમણે આત્મવિશ્વાસ ગુમાવ્યો. બ્રિટિશ સામ્રાજ્યના જગવિખ્યાત ચૅમ્પિયન સાઈકલિસ્ટો તે હરીફાઈમાં ઊતર્યા હતા. અને છતાં પણ તેમણે તે અરધા માઈલનું અંતર કેવળ ૬૦.૧ સેકન્ડમાં કાપીને સૌથી પહેલો નંબર મેળવ્યો' તેનું તથા ગૅકસનેલ નામના બીજા ઉમેદવારનું પ્રમાણ સરખું જ હતું. પણ જાનકીદાસે માત્ર સાદી સાઈકલના બળે આવો પ્રથમ પંક્તિનો વર્ગ મેળવેલો હોવાથી બીજી હરીફાઈઓમાં તેની જ જીત થશે એમાં લોકોને રંજ માત્ર સંશય ન રહ્યો.

પણ વિધિએ કંઈ બીજાનું જ ધાર્યું હતું. જાનકીદાસ બીજી હરીફાઈ માટે નવી સાઈકલ વેચાતી લઈ તે પર પ્રૅક્ટિસ કરવા જતા તેનું પેડલ નીકળી જઈ તે જોસથી જમીન પર પટકાયા અને બેભાન થઈ ગયા. ડૉક્ટરોએ ૧૦ દિવસ સુધી બીજી કોઈ શરતમાં ભાગ લેવાની તેને મના કરવા છતાં માથે પાટા બાંધેલી સ્થિતિમાં એક હજાર મીટરની સાઈકલની સરતમાં તેમણે ભાગ લીધો. થોડો વખત તો તેમણે મૅકસવેલની સાથે જ સાઈકલ દોડાવી. પણ પછી ચક્કર આવવાને કારણે મૅકસવેલ છૂટી ગયો. બે દિવસ પછી દસ માઈલની બીજી સરતમાં પણ ભાગ લેવાની ના પાડવા છતાં પણ તેમણે ભાગ લીધો. પણ તેમાં માથાની ચૂંક અસહ્ય થઈ તે સરતમાં જ ગબડી પડ્યા. આથી આગળ બીજી કોઈપણ હરીફાઈમાં ભાગ લેવો તેને માટે અશક્ય થઈ પડ્યું. છતાં પણ તેમણે જે વિક્રમ હિંદમાં નિર્માણ કરેલો તે કોઈ પણ ઉમેદવાર તે હરીફાઈઓમાં તોડી શક્યો નહોતો.

હિંદ પાછા આવ્યા પછી તેમણે સાઈકલિંગની રમતને ઉત્તેજન આપવા 'નૅશનલ સાઈકલિસ્ટ ફેડરેશન ઑફ ઈન્ડિયા' નામની સંસ્થા સ્થાપી અને તેને 'યુનિયન સાઈકલિસ્ટ ઈંટરનેશનલ, પારીસ' એ સંસ્થાનું પ્રતિનિધિત્વ મેળવી આપ્યું. આ સંસ્થાએ ઈ. ૧૯૪૫માં જાનકીદાસના યશોજ્જ્વલ જીવન માટે તેનું એક ભવ્ય તૈલચિત્ર પારીસમાં લટકાવીને તેનું બહુમાન કર્યું હતું.

પણ જાનકીદાસનાનો જીવન કીર્તિકલશ રૂપ બનાવ તો ૧૯૪૬માં સ્વિટ્ઝર્લૅન્ડમાં ઝુરિચ ખાતે બન્યો. તે વર્ષે ત્યાં ભરાયેલી 'વર્લ્ડ સાઈકલિંગ કોંગ્રેસે' તેમની સાઈકલિંગની અજોડ હરીફાઈ માટે પંચ (લવાદ) તરીકે વરણી કરી, એટલું જ નહિ પણ જગતભે-ળવ્યું. આ બંને પ્રકારનું અપૂર્વ માન જગતમાં બહુ જ કે... આપે આવે છે. મ. ગાંધીજી આદિના આશીર્વાદ મેળવી તે ઝુરિચ પહોંચ્યા ને ત્યાં પાંચ લાખ જેટલા વિશાળ જનસમુદાયની હાજરીમાં હિંદને ગૌરવ અપાવે તેવો તે ભવ્ય સમારંભ થયો.

જાનકીદાસ તે વર્ષના સાઈકલિંગના ક્ષેત્રમાં જગતભરમાં અગ્રેસર હોવાથી તેમને એક ઊંચા મંચ ઉપર ઊભા રાખવામાં આવ્યા હતા. પાસે જ વિજયી રાષ્ટ્રનો ધ્વજ ચડાવવા માટે એક સ્તંભ ઊભો કરેલો હતો. આજુબાજુ પાંચ લાખ લોકોનો વિશાળ સમુદાય ... બનીને ઊભો હતો. સ્વિસ સૈનિકોની એક ટુકડી તેમના બાન્ડ બજાવતી હતી. ત્યાં જગતની 'ઑલિમ્પિક સામ્રાજ્ઞી' તરીકે ચૂંટાયેલી એક કુમારિકાએ પ્રવેશ કર્યો. તેના હાથે જાનકીદાસનું અભિવાદન થવાનું હતું. જગતના કરોડો લોકોમાંથી એકાદને જ આવું ભાગ્ય, આવું માન, આવી ધન્ય પળે છે. તે કુમારિકાએ એક પુષ્પમુકુટ જાનકીદાસના મસ્તક પર ચઢાવ્યો અને તાળીઓના પ્રચંડ અવાજ સાથે પ્રેક્ષકોએ તેમનું અભિવાદન કર્યું. ત્યાર બાદ જાનકીદાસના હસ્તે ધ્વજારોહણ થયું. તે માટે પ્રથમ તો જાનકીદાસને તે વખતે હિંદ બ્રિટનનું ગુલામ હોવાથી યુનિયન જૅક અર્પવામાં આવ્યો. પણ જાનકીદાસે તે ધ્વજ ચડાવવાનો સ્પષ્ટ ઈનકાર કરી દીધો અને હિંદના ત્રિરંગી ધ્વજની માગણી કરી. આખરે સંચાલકોને નમતું આપવું પડ્યું અને જાનકીદાસે હિંદનો તે ગૌરવશાળી ત્રિરંગી ધ્વજ યુરોપના એ વિખ્યાત મેદાન પર ફરકાવ્યો.

હિંદ પાછા આવ્યા પછી તે ધ્વજ સન્માનની અમૂલ્ય વસ્તુ તરીકે પંડિત જવાહરલાલને તેમણે અર્પણ કર્યો. આવતે વર્ષે શિકાગો (અમેરિકા) ખાતે ભરાનાર સાઈકલિંગ કોંગ્રેસ માટે પણ તેમને આમંત્રણ આવેલું હોઈ ત્યાં પણ તે સ્વતંત્ર ભારતનો વિજયી ધ્વજ પોતાના પરાક્રમથી ફરકાવીને પાછા આવશે એવી આપણી સ્વાભાવિક જ અપેક્ષા રહે છે. ('કિશોર' પરથી)

## ટમેટાં—ગરીબોનાં સંતરાં

આજે તો ઘણાખરા તે ખાય છે; પણ એક કાળ એવો યે હતો કે જ્યારે ધાર્મિકો તેને માંસના રંગજેવાં સમજી તેની ઘૃણા કરતા. પરદેશમાં પણ એક કાળે લોકો તેને એક ઝેરી ફળ ગણી અખાદ્ય માનતા અને કેવળ શોભા માટે ભોજન સમયે ટેબલ પર રાખતા કે પોતાનાં પ્રિયજનને ભેટ આપવા તેનો ઉપયોગ કરતા.

ટમેટાં સૌથી પહેલાં રોન ટાપુ પર જડેલાં. ત્યાંથી ૭૦ વર્ષ પર સર વૉલ્ટર રૅલે રાણી વિક્ટોરિયાને ભેટ આપવા તે ઈંગ્લંડ લઈ ગએલો. કેટલાક એમ માને છે દક્ષિણ અમેરિકાથી ટમેટાં યુરોપ ગએલાં. જે હોય તે, પણ આજે તો તે વિશ્વભરમાં વ્યાપી ગયાં છે. જોકે હિંદમાં તો તે ૨૦–૨૫ વર્ષથી જ વપરાય છે.

ટમેટાં એ ખરું જોતાં શાક નહિ પણ ફળ ગણાય. તેમાં બધાં જ વિટામિન છે, પણ તે સૌમાં વિટામિન 'ક'(સી) સૌથી વધુ છે. આ વિટામિન ખાસ મોંઘી જાતનાં ફળોમાં જ મળતું હોઈ જ્યાં સુધી ટમેટાં મળી શકે ત્યાં સુધી તેનો ઉપયોગ ખૂબ કરવો જોઈએ. ઘી-દૂધમાંથી મળતું વિટામિન 'અ' પણ તેમાં સારી પેઠે છે. ને રોજનાં પાશેર-શેર પાશેર ટમેટાં ખાવાથી તે શરીરને જોઈતા પ્રમાણમાં મળી રહે છે. વિટામિન 'બ' પણ તેમાં યોગ્ય પ્રમાણમાં છે. ઉપરાંત કુદરતી ક્ષારો પણ તેમાં ઘણા પ્રમાણમાં હોય છે. તેમાં રહેલું લોહનું પ્રમાણ દૂધ કરતાં બમણું અને નારંગી, સંતરાં, દરાખ તથા મકાઈ

તા. ૩ ૪૩૨ વર્ષ બાદ લંકા આઝાદ બન્યું.
તા. ૪ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને ગેરકાયદેસર જાહેર કરવામાં આવ્યો.
તા. ૮ મુસ્લિમ નૅશનલ ગાર્ડ્સ અને ખાકસાર તથા રેડગાર્ડ્ઝ અને સમતાસેવક સંઘને પણ ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યા.
તા. ૧૨ પ્રયાગના ત્રિવેણીસંગમમાં ૫૦ લાખ લોકોની હાજરીમાં ગાંધીજીનાં અસ્થિનું ભારે દબદબાપૂર્વક વિસર્જન. દેશભરમાં અનેક સ્થળે એ જ રીતે એ ક્રિયા થઇ.
તા. ૧૩ જગન્નાથપુરીના પ્રખ્યાત મંદિરમા હરિજનોનો પ્રવેશ
તા. ૧૫ ૪૪૯ જેટલાં દેશી રાજ્યોને લોપીને એક અખંડ કાઠિયાવાડનું 'સૌરાષ્ટ્ર' નામથી સર્જન થયું શ્રી ઉછરંગરાય ઢેબરના પ્રમુખપણા નીચે પ્રજાકીય સરકારની રચના થઈ. જામસાહેબ તેના રાજપ્રમુખ નિમાયા.
તા. ૧૮ જૂનાગઢના લોકમતમાં ૯૯.૯ ટકા એ હિંદી સંઘમા જોડાવાનો મત આપ્યો
તા. ૧૯ દક્ષિણ હિંદનાં ૧૫ દેશી રાજ્યો મુંબાઇ પ્રાંતમાં ભળી ગયાં
તા. ૨૫ કચ્છના મહારાવ શ્રી વિજયરાજજીનું અવસાન
તા. ૨૬ દક્ષિણ આફ્રિકામાં ચાલતા હિંદીઓના સત્યાગ્રહમાં બે પ્રમુખ આગેવાનો શ્રી દાદુ તથા શ્રી નાઇકરને છ છ મહિનાની સખત કેદની સજા. ¶ મુંબાઈ પ્રાંતનું બજેટ બહાર પડ્યું જેમા આવક લગભગ ૪૧॥ કરોડ ને ખર્ચ ૪૪ કરોડ બતાવવામા આવ્યા. મોજશોખની વસ્તુ પર નવા કરોની જાહેરાત.
તા. ૨૭ ચેકોસ્લોવાકિયામા કૉમ્યુનિસ્ટ બહુમતિવાળું નવું પ્રધાનમંડળ રચાયુ
તા. ૨૮ હિંદ સરકારનું બજેટ બહાર પડ્યું, જેમાં ગયે વર્ષે આવક ૧૭૮ કરોડ ને ખરચ ૧૮૫ કરોડ થયાની તથા આ વર્ષે આવક ૨૩૦ કરોડ અને ખરચ ૨૫૭ કરોડ થવાની નાણાંમંત્રીની જાહેરાત (અંદાજે ૨૭ કરોડની ખાધ)
તા. ૨૯ હિંદમાંથી છેલ્લી બ્રિટિશ લશ્કરી ટુકડીની મુંબાઇથી વિદાય

તા. ૩ રાજકોટ-ઠાકોર પાસે રાજકીય સુધારા કરાવવા ગાંધીજીના ઉપવાસ, ૧૯૩૯.
તા. ૯ અંગ્રેજોએ ટીપુ સુલતાન સાથેના કરારોમાં અર્ધું મ્હૈસુર પડાવી લીધું, ૧૭૯૨.
તા. ૧૨ ચીનના રાષ્ટ્રપિતા ને પ્રખર લોકસેવક સુનયત સેનનું પેકિંગમાં મૃત્યુ, ૧૯૨૫.
તા. ૧૪ સૂર્યમાળાનો સૌથી દૂરનો ગ્રહ 'પ્લૂટો' લૉવેલ વેધશાળાએ શોધ્યો, ૧૯૩૦.
તા. ૧૯ અંધારો આફ્રિકા સૌપ્રથમ ખેડનાર સાહસ-સફરી લિવિંગસ્ટન જન્મ્યો, ૧૮૧૩.
તા. ૨૧ ગુજરાતના વિખ્યાત મસ્તકવિ બાલાશંકર ઉલ્લાસરામનું અવસાન, ૧૮૯૮.
તા. ૨૨ સુભાષબાબુની આઝાદ હિંદ ફોજનો હિંદની ધરતી પર ઈમ્ફાલમાં પ્રવેશ, ૧૯૪૪.
તા. ૨૯ બરાકપુરમાં મંગળ પાંડેએ '૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામના શ્રીગણેશ કર્યા, ૧૮૫૭.

¶ આ માસની વ્યક્તિ-વિશેષ: ટૉમસ ગૅરિક મસારિક



ત્રણત્રણ સદીથી ઑસ્ટ્રો-હંગેરિયન સરકારની એડી તળે કચડાતા પરતંત્ર ચેકોસ્લોવાકિયાને અવિશ્રાંત પરિશ્રમ અને નીડર નેતાગીરીવડે એકલે હાથે ઝઝૂમી સ્વતંત્ર કરનાર આ મહાન તારણહારનો જન્મ ઈ. ૧૮૫૦ની ૭મી માર્ચે ચેકોસ્લોવાકિયાના હોડોનિન ગામે રાજકુળના એક ગરીબ ગાડીવાનને ત્યાં થયો હતો. કુશાગ્ર બુદ્ધિ છતાં, ગામડાના પ્રાથમિક શિક્ષણ પછી તેને શાળામાં જ નોકરી લેવી પડી. ત્યાથી વીએનામાં એક તાળાકૂંચીવાળાને ત્યાં ને ત્યાંથી પોતાના ગામમા એક લુહારને ત્યાં શિખાઉ તરીકે રહ્યો. એક તેજસ્વી વિદ્યાર્થીને આમ લોઢું ટીપવાનું કામ કરતો જોઇ તેના એક જૂના શિક્ષકે તેના પિતાને સમજાવી ફરી શાળાની જૂની નોકરીએ રખાવ્યો, જ્યા મસારિકે ઉત્સાહથી અધ્યયન-અધ્યાપનનું કાર્ય શરૂ કર્યું.

ત્યાથી તે બ્રૂનોની જર્મન શાળામાં ગયો જ્યાં તેને ચેક પ્રજાની પરતંત્રતાનું પહેલું ભાન થયું. ત્યા તેના બળવાખોર માનસનું અધિકારીઓ સાથે ઘર્ષણ થતાં તે વીએના ગયો ને નોકરી કરતો ગ્રૅજ્યુએટ થયો ને તત્ત્વજ્ઞાનનો વિષય લઇ, નવનવ ભાષા શીખી. 'આત્મહત્યા' પર એક માર્મિક પ્રબંધ લખ્યો જેને કારણે તેને ડૉક્ટરેટની પદવી મળી. તેની આ યશસ્વી સિદ્ધિથી તે પ્રાગની યુનિવર્સિટીમાં પ્રોફેસર નિમાયો જ્યાં અલ્પ કાળમા જ તેણે લોકપ્રિયતા સંપાદન કરી. ત્યાં તેના સ્વાતંત્ર્યપિપાસુ બળવાખોર માનસે કૉલેજના નવજવાનોમા તેમજ બહાર, ચેકોસ્લોવાકિયાની મુક્તિ ને અસ્મિતાનો સંદેશ આપવો શરૂ કર્યો.

૧૮૮૯માં તે ઑસ્ટ્રિયાની પાર્લમેન્ટમાં ચુંટાયો ને પ્રજામાં સ્વાતંત્ર્યનો ખુલ્લો પ્રચાર કરી જનતાને સ્વાતંત્ર્યાભિમુખ કરવા માંડી. ત્યાં તો ૧૯૧૪ના મહાયુદ્ધનો સુવર્ણ અવસર આવી પહોંચ્યો. એ તકનો લાભ લઈ તેણે દેશમાં એક પ્રબળ ગુપ્ત-સંગઠન ઊભું કર્યું ને સરકાર તેની ધરપકડ કરે તે પહેલાં જ મિત્રરાષ્ટ્રોની મદદ મેળવવા ઇટાલી ચાલ્યો ગયો.

પરદેશોમાં સતત પ્રચાર કરીને તથા અનેક રાજપુરુષોની મુલાકાત લઇને તેણે સર્વ સાથી રાષ્ટ્રો પાસે ચેકોસ્લોવાકિયાને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે માન્ય કરાવ્યું. આથી યુદ્ધ પૂરું થયા પછી ૧૯૧૮ની ૧૪મી નવેમ્બરે સ્વતંત્ર ચેકોસ્લોવાકિયાની પહેલી રાષ્ટ્રીય લોકસભા મળી ત્યારે તેણે પોતાના તારણહાર મસારિકને જ પ્રમુખ ચૂંટી કાઢ્યો. સતત ૧૬ વર્ષ સુધી એ પદે રહી તેણે પોતાના દેશને આબાદ તથા શક્તિશાળી બનાવવાની તનતોડ મહેનત કરી. ૧૯૩૫મા ૮૫ વર્ષની વયે એ પદેથી નિવૃત્ત થયા પછી બે વર્ષે જ તેનું મૃત્યુ થયું.

¶ આ માસનો પ્રસંગ-વિશેષ : દાંડીકૂચ : ૧૯૨૯ની લાહોર કૉંગ્રેસમાં થએલા ઠરાવ અનુસાર પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય હાંસલ કરવા માટેની ચળવળ શરૂ કરવા મહાત્માજી સેનાપતિ નિમાતાં તેમણે મીઠાનો જુલમી કાયદો તોડીને ચળવળના શ્રીગણેશ કરવાનો નિશ્ચય કર્યો. તે માટે સાબરમતી આશ્રમથી પોતાના ૭૯ સાથીઓ સાથે નીકળી આખુ ગુજરાત પગપાળા વીંધીને દાંડીના દરિયાકાંઠે જવાનું ઠરાવ્યું. ઈ. ૧૯૩૦ની ૧૨મી માર્ચે એ જગવિખ્યાત દાંડીયાત્રા શરૂ થઇ. મારગે ગામ હજારો લોકો સ્વરાજ્યના આ ૮૦ યાત્રીઓનાં દર્શને આવતાં, જંગી સભાઓ થતી અને મહાત્માજી પાસેથી સ્વરાજ્યનો ચેતનાદાયી સંદેશ લઈ પાછાં જતાં. આમ ૨૫ દિવસે ૫ મી એપ્રિલના રોજ જ્યારે મહાત્માજીએ ૨૪૧ માઇલનું આ 'મહાભિનિષ્ક્રમણ' પૂરું કર્યું ત્યારે માત્ર ગુજરાતમાં જ નહિ પણ દેશસમસ્તમાં અભિનવ નવચેતન્ય તથા બલિદાનની ઉત્કટ ભાવના પ્રસરી ગયા હતાં. આથી ૬ઠ્ઠી એપ્રિલે મહાત્માજીએ છડેચોક મીઠું ઉપાડીને તે પાશવી કાયદાનો ભંગ કરતાં જ દેશની કોટિકોટિ જનતાએ પણ નીડરતાથી તે ચળવળ ઉપાડી લઇ બ્રિટિશ સલ્તનતના પાયા હચમચાવી નાખ્યા.

**મહાદેવ પાંચિયાં તે મેરુજીના મૂકી મનનો મેલ જોને**

—પ્રીતમ

આગાખાન મહેલમાંની નજરકેદ દરમ્યાન સરોજિની નાયડુએ એકવાર ગાંધીજીને બૅડમિન્ટન રમવા બીનવ્યા. ગાંધીજી આવ્યા તો ખરા, પણ કદી બૅડમિન્ટન રમેલા નહિ. એટલે સરોજિનીદેવીનું અનુકરણ કરીને તેમણે રૅકેટ ડાબે હાથે પકડ્યું. સરોજિનીદેવીએ તેનું કારણ પૂછતાં તેમણે કહ્યું, 'તમે યે ડાબે હાથે જ પકડ્યું છે ને ?'

'એ તો મારો જમણો હાથ દુખે છે તેથી.' સરોજિનીદેવીએ ખુલાસો કર્યો. પણ છતાં ગાંધીજીએ તો ડાબે જ હાથે રમત ચાલુ રાખી. ફરી સરોજિનીદેવીએ ભૂલ બતાવી ત્યારે એમણે કહ્યું, 'પહેલાં તો મેં ભૂલ કરી હતી, પણ હવે તેમ નથી. સ્ત્રીના દુઃખનો હું ગેરલાભ લેવા માગતો નથી.'

કહેવતોની કથા: 'મેલ કરવતિયા કરવત કે મોચીડાના મોચીડા'—બીજાની સ્થિતિ કે પ્રવૃત્તિ કરતાં ગમે તેવી ઊતરતી હોય તો યે માણસ, બહુ આનાકાનીભરી વિચારણા અને લાંબી ફિકરને અંતે છેવટે પોતાની જ મૂળ સ્થિતિ કે પ્રવૃત્તિ પસંદ કરે છે, એ માનવ સ્વભાવનું લક્ષણ દર્શાવતી આ કહેવત પાછળ એક વાત છે. જે માણસ કાશીના ક્ષેત્રમાં જઈને, કરવત વડે પોતાનો દેહ વહેરાવીને પ્રાણત્યાગ કરે તેને આવતે જન્મે પોતાની ધાર્યા મુજબની જાતિમાં જન્મ મળે એવી લોકમાન્યતા હતી. તે મુજબ એકદા કાશીમાં કરવત મુકાવીને બીજે જન્મે પોતાનો ઇચ્છિત કોઇ ચડિયાતો વર્ણ મેળવવાની ધારણાથી મોચીઓનો એક સંઘ કાશી ગયો. આવતે જન્મે તમે કયો વર્ણ ઇચ્છો છો એમ કરવતિયાએ તેમને પૂછતાં તેઓ નિર્ણય કરવા બેઠા. બ્રાહ્મણોનો વર્ણ, તેની પરોપજીવી જાચકવૃત્તિને કારણે તેમને ન ગમ્યો; ક્ષત્રિય વર્ણ તેની તામસી વૃત્તિને કારણે નકાર્યો; અને વૈશ્ય વર્ણ તેના વેપારનાં કૂડકપટને કારણે તેમને ન રુચ્યો. છેવટે રહ્યો શૂદ્ર વર્ણ. અને જો શૂદ્ર જ જન્મવું તો પછી મોચીનો જ વર્ણ શો ખોટો? એમ વિચારી તેમણે કરવત મૂકનારને ઉપલી કહેવતવાળું વાક્ય કહી, આવતા જન્મે પણ મોચીના જ કુળમાં જન્મવાની પોતાની ઇચ્છા દર્શાવી.

અનેકાર્થી શબ્દ: દાવ=રમતમાં આવતો વારો; પાસામાં પડતા દાણા; લાગ; યુક્તિ કે પેચ.



અકબરે પાડેલા રૂપસુંદર સિક્કાઓ પૈકીનો આ ૧૮૨ ગ્રેન સોનાનો સિક્કો આગ્રામાં તેના રાજ્યઅમલના ૫૦મા વર્ષમાં પાડેલો, જેમાં ચામેર વેલના સુશોભન વચ્ચે બતકનું ચિત્ર છે.

જેનો સરવાળો તથા ગુણાકાર એક જ આવે એવી બે સંખ્યાઓ શોધવાની સહેલી રીત એ છે કે, પહેલાં ગમે તે એક પૂર્ણાંક આંકડો પહેલી સંખ્યા તરીકે લેવો. પછી તે આંકડામાંથી ૧ બાદ કરીને જે આવે તે વડે મૂળ આંકડાને ભાગવો. એમ કરવાથી જે બને તે બીજી સંખ્યા. દા.ત. એક સંખ્યા ૩ લીધી. તેમાંથી એક બાદ: ૩−૧=૨; હવે ૩÷૨=$\frac{3}{2}$ એ બીજી સંખ્યા. તાળો મેળવી જુઓ: ૩+$\frac{3}{2}$=$\frac{9}{2}$ અને ૩×$\frac{3}{2}$=$\frac{9}{2}$ એ જ પ્રમાણે ૪ અને $\frac{4}{3}$, ૫ અને $\frac{5}{4}$, ૬ ને $\frac{6}{5}$ અને એમ આગળ.

—ગૌતમ વખારિયા

શિયાળો ઊતર્યે ગરમ કપડાં પેટીમાં મૂકતા પહેલાં તેમને ચાર હવાડે પાણીમાં ૧ રતલ ફટકડી ઓગાળેલા મિશ્રણમાં નિખારી નાખવાં અને સુકાયા બાદ ઝડી ઝાળીને મૂકવાં. એથી એમાં જીવાત નહિ પડે.

રોમ ભડકે બળતું હતું ત્યારે ફિડલ વગાડવાનો બાદશાહ નીરો પર મુકાયેલો આરોપ તદ્દન નાપાયાદાર છે. તે કાળે ફિડલની શોધ જ થઈ નહોતી, એટલું જ નહિ પણ તે વખતે નીરો તો રોમથી ૫૦ માઈલ દૂર હતો.

સુસંસ્કાર હાથીદાંતને પીળો નહિ પડવા દે.



મુસાફરીમાં ગાલ્લેરો ન ગમતા હોય તેને વખતે બિસ્તરામાં આ પ્રમાણે બેબાજુ બહાર રહે તે રીતે-એક લાકડી બાંધી રાખવાથી બે જણા બે છેડેથી પકડીને તેને આદેશાઈથી ઊંચકી જઈ શકશે.




જંગલી મણાતા આદિવાસીઓની સંસ્કૃતિમાંની કલાકૃતિ. નાળિયેરીના પાનના રૂપની મેખલા પર રચાયેલી આ આકૃતિ A આગળથી શરૂ થઈને B આગળ પહોંચતાં સુધીમાં માત્ર એક જ સળંગ રેખામાં પૂરી થાય છે એ તેની ખૂબી છે.

કપડાં પર પડેલા સીવવાના સંચાના તેલના ડાઘ કાઢવા તેના પર નવસારના પાણીમાં બોળેલો કકડો ઘસવો અને પછી સાબુથી ધોઈ નાખવો. ડાઘ દૂર થશે.



'મો. ક. ગાંધી' એવા નામાક્ષરોમાં રચાયેલી ગાંધીજીની મુખાકૃતિ (આલેખક: બંસીલાલ વર્મા)

કુમાર
જાન્યુઆરી ૧૯૪૮
અંક



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭ાા; પરદેશમાં રૂ. ૯ા અથવા ૧૪ શિલિંગ. છૂટક નકલના બાર આના.

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની

શિયાળામાં મેળવેલી શકિત
આખું વર્ષ ચાલે છે.

# ત્રિભુવન પાક

રતલ એકના રૂ. ૮-૦-૦ વી. પી. ખર્ચ પંદર આના જુદા
સંપૂર્ણ ખોરાક રતલ ત્રણના રૂ. ૨૪-૦-૦ વી. પી. ખર્ચ માફ

શિયાળાનો જીવનવર્ધક પૌષ્ટિક અમૂલ્ય ખોરાક જીવન તત્વોથી ભરપૂર એવા આ 'ત્રિભુવન પાક'ના સેવનથી શરીરના દરેકે દરેક અવયવોને પુષ્ટી મળતાં તેનો અસાધારણ વિકાસ થાય છે. ચેતન, ઉત્સાહ, સ્ફૂર્તિથી જીવનભર દેહની કાન્તિ ખીલી ઊઠે છે.

# મહારથી પિલ્સ

પચીસ ગોળીની બાટલીની કિં. રૂ. ૪-૦-૦
પચાસ ગોળીની બાટલીની કિં.-રૂ. ૭-૦-૦
સો ગોળીની બાટલીની કિં. રૂ. ૧૨-૦-૦
દરેકનું વી. પી. ખર્ચ નવ આના જુદા

કાયમી પૌષ્ટિકતા મેળવી આપનાર અમૂલ્ય ઔષધ તરીકે પુરવાર થયેલ એવી આ 'મહારથી પીલ્સ'ના સેવનથી જીવનભર દેહના શારીરિક ઘડતરમાં અમૂલ્ય લાભ આપે છે. તંદુરસ્તી ચાહક દરેક શારીરિક જરૂરિયાતના પ્રમાણમાં સેવન કરે છે. તો આજે જ શારીરિક નિર્માલ્યતા નાબૂદ કરી ઉત્સાહ અને સ્ફૂર્તિથી કાયાને ખીલાવો.

# ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધી રોડ . . . . . . . . . . . . . . . . . . . . . . અમદાવાદ.

# સૂક્ષ્મદર્શકયંત્ર
MICROSCOPE

આંખ પાસેનો દગકાચ (LENS)-નં ૨
દગકાચ નં ૧ ને લીધે મોટી થએલી આકૃતિ
દગકાચ નં ૨ને કારણે તેથી પણ અનેકઘણી મોટી થએલી આકૃતિ
પ્રકાશને પદાર્થ પર કેન્દ્રિત કરતો કાચ
દગકાચ (LENS) નં ૧
માખીની પાંખ
અરીસો




વિજ્ઞાનના સાત ચમત્કારોમાં સૂક્ષ્મદર્શક યંત્ર તથા દૂરદર્શકયંત્રની ગણત્રી થાય છે. પદાર્થને ૧૦૦૦ થી ૫૦૦૦ ગણો મોટો કરી બતાવનાર સૂક્ષ્મદર્શક યંત્રે તો મનુષ્યના ચક્ષુની મર્યાદા અમર્યાદરીતે વધારી મૂકી છે. આથી ભૌતિકશાસ્ત્રજ્ઞ, રસાયનવેત્તા, પ્રાણીશાસ્ત્રજ્ઞ અને ધાતુનિષ્ણાતોને માટે તે અતિ આવશ્યક અને રોજિંદા ઉપયોગની વસ્તુ બની ગઈ છે.

સૂક્ષ્મદર્શકયંત્રની રચના તદ્દન સરળ છે. પ્રકાશનાં કિરણો દગકાચ (Lens) માંથી પસાર થતાં વળાંક લે છે એ ઘણાંને ખબર હશે. દગકાચ બે પ્રકારના આવે છેઃ બહિર્ગોળ અને અન્તર્ગોળ. એમાં બહિર્ગોળ (જેની સપાટી બહારની બાજુ ઉપસેલી હોય છે) દગકાચમાંથી પદાર્થ પરના પ્રકાશના કિરણો પસાર થતાં તેની બીજી બાજુએ તે પદાર્થની મોટી પ્રતિ-આકૃતિ Image નિર્માણ થાય છે; આ જ સિદ્ધાંત પર સૂક્ષ્મદર્શક યંત્રની રચના થએલી છે. સૂક્ષ્મદર્શકમાં તેવા બે બહિર્ગોળ દગ્કાચ વપરાય છે.

ચિત્રમાં તે યંત્રને તદ્દન સહેલું કરીને બતાવ્યું છે. એક પાયા પર બેસાડેલા તે યંત્રમાં જે પદાર્થ જોવાનો હોય છે તેને કાચની તકતી પર મૂકી ઘોડાને જોડેલી પટ્ટી પર ગોઠવવામાં આવે છે. ચિત્રમાં તે જગ્યાએ માખીની પાંખ મૂકી છે. હવે તે પદાર્થ બરાબર સ્પષ્ટરીતે જોઈ શકાય તે માટે તેના પર પ્રકાશને કેન્દ્રિત કરવામાં આવે છે. જો તે પદાર્થ પારદર્શક હોય તો તેની નીચે મૂકવામાં આવેલી આરસીનો ઉપયોગ થાય છે. વીજળીના ગોળાનો પ્રકાશ આરસી પર પરાવર્તન પામી નીચેની બાજુથી તે પદાર્થ પર પડી તેને પ્રકાશિત બનાવે છે. પણ જો પદાર્થ અપારદર્શક હોય તો તેની પાસે ગોઠવેલા કાચ વડે પ્રકાશને કેન્દ્રિત કરી તેના પર નાખવામાં આવે છે. માખીની પાંખ પારદર્શક હોવાથી તેને નીચેથી પ્રકાશિત કરી છે.

માખીની પાંખ પરનાં પ્રકાશનાં કિરણો દગકાચ નં. ૧ માં થઈ એકબીજાને છેદી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે મૂળ વસ્તુ કરતાં મોટી પ્રતિ-આકૃતિ નિર્માણ કરે છે આ આકૃતિ દગકાચ નં ૨ ને મૂળ પદાર્થની ગરજ સારે છે. પણ તે, દગકાચ નં. ૨ની તદ્દન પાસે હોવાથી તે આકૃતિના કિરણો દગકાચમાં થઈ તેની પાછળ આકૃતિ નિર્માણ ન કરતાં આગળની બાજુ ઘણી મોટી આકૃતિ નિર્માણ કરે છે સૂક્ષ્મદર્શક યંત્રમાં જોવાથી જે આકૃતિ દેખાય છે તે આ જ ચિત્રમાં તેને કલ્પિત રીતે બતાવી છે. આજે તો આ યંત્રમાં એટલી બધી પ્રગતિ થઇ છે કે 'ઇલેક્ટ્રોન સૂક્ષ્મદર્શકયંત્ર' વડે તો વસ્તુને ૧ લાખ ગણી મોટી કરી જોઇ શકાય છે.

એ જ રીતે જમીન પરના દૂરના પદાર્થો જોવા વૈજ્ઞાનિકોએ દૂરદર્શકયંત્ર બનાવ્યું છે, જે સૂક્ષ્મદર્શક યંત્રના સિદ્ધાંત પર જ કામ કરે છે. માત્ર તેમાં બેને બદલે ત્રણ દગકાચ હોય છે. વધારાનો દગકાચ, પહેલા દગકાચને લીધે ઊંધા થએલા પ્રતિબિંબને ફરી ચત્તું કરે છે. બાકી બધું સૂક્ષ્મદર્શકયંત્ર પ્રમાણે જ છે પણ આ જાતનું દૂરદર્શકયંત્ર આકાશમાંના તારા જોવા કામમાં નથી આવતું. તેને માટે તો 'પરાવર્તન દૂરદર્શકયંત્ર'

# આયુષ્યના અવશેષે

હરિણી

## ૧ ઘર ભણી

ખખડ થતી ને ખોડંગાતી ફરતી ડમણી જૂની,
વિજન પંથને ચીલે ચીલે તમિસ્રમહીં ઘન:
સ્વપન મધુરી નિદ્રાનું તે દગોમહીં અંજન
ભરતી ઘુઘરી ઘેરી ફેરી મીઠા રણકારથી.

ચરમ પ્રહરે ઠંડી ધીમા સમીરમહીં ભળી,
સ્મૃતિદુઃખ મને વ્યાપે તેવી બધે પ્રસરી રહી.
લઘુક દીવડે સૂતી સીમા સહુ બનીને કંઈ
સજળ તિમિરને ઓઢી પાછું જતી પડખું ફરી.

પથ-તરુતણા નીડે પંખી કદી ફરકે અને
કદિક અથવા તારો કોઈ ખરે, બસ એટલું
કળિત બનતું, ત્યાં યે ઊંડા મને કરણો સહુ
કણકણની આ માટી ફેરી કથા નિરખી રહે.

જનમ-સ્થલની ઝાંખી આયુષ્યની અવધે કરું
ભર્યું જવ હતું તેની યાદે સૂને ઘર સંચરું.

## ૨ પ્રવેશ

ભર્યું ઘર હતું તેના સૂના રજોમય પ્રાંગણે
લઘુક ગઠડી મૂકી આયુષ્યના અવશેષની:
અહીં ધુમસથી છાએલા તે વિષણ્ણ ઉજેશની
ટશર ગગને લાગી; જાગી દિશા અનુકંપને.

ખબર પૂછતાં મોટેરાં જે જીવંત રહ્યાં જૂજ,
નજર કરી લૈ કામે લાગી જતી વહુવારુઓ,
કુતૂહલ થકી પ્રેર્યાં આવી વળ્યાં-કંઈ બાળકો,
ક્ષણ ભરી પછી શ્વાને સૂંઘી લીધા ચરણો મુજ.

મુખથી ઊઘડ્યાં તાળાં, દ્વારે કર્યું જરી ક્રંદન,
અચલ સ્થિતિમાં ગાત્રો જેનાં જડાઈ ગયાં હતાં:
ભીતર થકી ત્યાં ભીની વાસી હવા તક લાધતાં
ધસી રહી શી! કો પ્રેતે જાણે લહ્યું નિજ મોચન.

ઘર મહીં જતાં અંધારાંએ ઘડી લીધ આવરી,
કિરણપરશે જૂનાં પાત્રો વળી નિરખ્યાં ફરી.

## ૩ સ્વજનોની સ્મૃતિ

જરણ થઈને ભીંતે મૂકી ઊભો હજી ખાટ આ,
રજની નમતાં જે ઢાળીને પિતાજી પુરાણની
જીવનખાણને દેતી કેવા કથા રસની ભરી,
પુર ઘરસમું હેતે મ્હોર્યું હતું પરસાળમાં.

મુખ મુરકતું માનું જેના સ્વરે ઘર ગુંજતું:
નિતનિત વસોયાનાં એનાં અમી ધરતી હતી,
સુરભિ હતી જ્યાં સૌની વાંછા સદા ફળતી હતી,
અવ અહીં ઝૂલે ખાલી સીકું, દધિ લણ ઝૂરતું?

અહીં ઉપરની મેડી જોને કશી વલખી રહી!
પ્રિય! ઉછળતાં બે હૈયાંનો થયો અહીં સંગમ.
અહીં પૂનમની રાતે મોજે ચઢ્યાં ભરતી સમ:
ગગન ઝીલતી જાળી જાગ્યાં થકી અવ આંધળી.

ગિરિસર સમું હસીનો જે કલધ્વનિ રેલતું,
તગડું પણ ત્યાં આજે મૂંગી વ્યથાથી ન બોલતું.

## ૪ પરિવર્તન

શિશુ હૃદયના ઉલ્લાસે ત્યાં ઝીણી ઝરુખા કને
કંઈ નિરખતો ચોકો, બેઠી ઘરી યતિ, દૃષ્ટિમાં
ક્ષણક્ષણ રમી સંતાતો ને અનંતન સૃષ્ટિમાં
ભ્રમણ અરથે જતો, પૂરે વિમુગ્ધ મૂકી મને.

તલસતું હતું હૈયું કેવું સુદૂર અલખને
પથ વિહરવા કાજે!—જેની અપૂર્ણ કથાતણા
ધુમસ પર અંકાતી મારી સુરંગીન કલ્પના;
નિજ રચિત, આનંદે જોતાં દગો, ભવિતવ્યને.

હજી ય ઝરુખો એનો એ, હું, અને વળી પંથ આ,
પણ અવ અહીં આવી ઘેરી વળે મતની સ્મૃતિ:
બીન મૂક થયું તો યે એની સુણી રહું ઝંકૃતિ,
વિવિધ સમયે છેડ્યા તે સૌ મળે સ્વર વૃંદમાં.

સરલ મનનાં ચાંચલ્યોના હવે નહિ ક્રીડન
અવ હૃદયના ચત્વે લાધ્યું પ્રશાન્ત નિમજ્જન.

## ૫ જીવનવિલય

અવ હૃદયના ચત્વે પામી રહ્યો લહું છું લય:
અહીં નહિ હવે સંકલ્પો ને નહીં કંઈ વૃત્તિ યે,
તદપિ મુજ કર્મોની પેલી પ્રફુલ્લિત સૃષ્ટિ તે
યહુ દિશ થકી ગર્જે આનંદ જીવનનો જય.

શબદ ઉપન્યો તેનો એકે ક્રમે, પણ એહના
અસીમિત જગે વ્યાપી રે' છે અનંત પ્રતિધ્વનિ:
નહિવત બની રે'તું માટી મહીં, પણ બીજની
તરુવરતણાં પર્ણે કેવાં રમે શત એષણા!

જીવનનું બધું આપે રે'ને કરું અહીં દર્શન,
ઉગમ નહિ વા ન્યાળું કોના ય તે વળી અંતને:
રૂપની રમણા માંહી કોઈ ચિરંતન તત્ત્વને
નિરખું, નિજ આનંદે રે'તું ધરી પરિવર્તન.

ગહન નિધિ હું, મોજું યે હું, વળી ઘનવર્ષણ,
અભિનવ સ્વરૂપે પામું હું સદૈવ વિસર્જન.

રાજેન્દ્ર શાહ

ગુજરાતી સાહિત્યમાં નૂતનાવતાર થયેલી જે કેટલીક કૃતિઓના પ્રથમ પ્રકાશનનું માન 'કુમાર'ને મળ્યું છે તેમાં, પોતાના [illegible] સ્થાન પામે તેવી, આગળના ક્ષિતિજ પર પ્રકાશતા આશાસ્પદ યુવાન કવિ રાજેન્દ્ર શાહની આ કૃતિને આવકારતાં અમને આનંદ થાય છે

ગમે તેવી કપરી યા નિરાશાજનક પરિસ્થિતિમાં મનુષ્ય જન્મ્યો હોય છતાં તેનામાં એક એવી અદમ્ય ઈચ્છા હોય છે કે પોતે હોય તે સ્થિતિના કરતાં કંઈક આગળ—ઊંચે વધે, ને એવું કંઇક ચિરસ્મરણીય કાર્ય કરી બતાવે કે પોતાનું નામ પોતાના સમાજ, દેશ યા જગતભરમાં અમર થઇ જાય. આ જાતની મહત્ત્વાકાંક્ષા—તમન્ના એ મનુષ્ય માત્ર માટે સહજ છે.

જગતનાં મોટાંમોટાં પરાક્રમનો પાયો, માનવજાતની પ્રગતિની કુંચી, સર્વ સુખની ખાણ એ આ તમન્ના છે. મનુષ્યના હૃદયમાં તમન્નાનો દીપ બળતો હશે તો જ તેના પ્રકાશેપ્રકાશે તે વિરાટ પગલાં ભરી શકશે; તેની ગરમીના બળે તે સંકટોના મોટામોટા હિમરાશિઓને ઓગાળી જઇ ચિરસ્મરણીય કાર્ય કરી બતાવશે.

પણ કેવળ તમન્નાથી કંઈ થતું નથી. હિમાલયના ઉત્તુંગશિખરે પહોંચવાની માત્ર ઇચ્છા કરવાથી ત્યાં પહોંચી જવાતું નથી. કેવળ તમન્ના, કેવળ મહત્ત્વાકાંક્ષા એ તો જમીન પર વધનારી વેલ જેવી છે. તે એકલી સ્વબળે ઊંચે ચઢી શકતી નથી. તેને તપસ્યા-વૃક્ષનો [illegible]ર જોઇએ. તપસ્યા વગર તમન્નાનો કોઈ [illegible] નથી, કંઈ ફળ નથી. તપસ્યા વગરની [illegible]ન્ના એટલે તેજ વિનાનો દીપ, રસ વગરનું ફળ, જળ વગરની નદી.

પોતાનું પ્રિય ધ્યેય પ્રાપ્ત કરવાની મનુષ્યમાં તમન્ના જાગે, પણ જો તે ધ્યેય પાર પાડવા, પોતાની તમન્નાને ઘાટ આપવા માટે રાતદિવસ તનતોડ પરિશ્રમ ન કરે, સંકટ અને મુશ્કેલીઓનો સામનો ન કરે, તો તેની તમન્ના વાંઝણી છે. એને માટે આપણી એક પુરાણ કથા (ભલે કલ્પિત પણ) એક શ્રેષ્ઠ આદર્શનું ઉદાહરણ પૂરું પાડે છે. ધ્રુવે અચળ પદ મેળવવાની ઈચ્છા કરી પણ માત્ર ઈચ્છા કરીને જ તે અટકી ન ગયો. તેને મેળવવા તેણે વાઘ વરુનો ડર છોડી દીધો, ટાઢ અને તડકાને ગણકાર્યાં નહિ અને બાર વર્ષ કષ્ટદાયક તપશ્ચર્યા કરી. ત્યારે જ તે પદ તેને મળ્યું. આત્મતત્ત્વનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાની પોતાની ઉત્કટ તમન્નાને સાકાર કરવા વાલિયા ભીલે એવી તો એકાગ્ર તપસ્યા કરી કે શરીર પર કીડીઓનો રાફડો ચઢી જવા છતાં તેને ખબર પણ ન પડી. અને આજે મહર્ષિ વાલ્મીકિ તરીકે તે જગતભરમાં જાણીતા છે.

તમન્ના અને તપસ્યા એ એકબીજાથી જુદી ન પાડી શકાય તેવી, એકબીજાની પૂરક જોડી છે. તપસ્યાનું પ્રેરણાસ્થાન તમન્ના છે અને તમન્નાને મૂર્તસ્વરૂપ આપનાર તપસ્યા છે.

જગતમાં જે જે ઉચ્ચ—ઉન્નત છે, વિશ્વમાં જેઓ અમર કીર્તિના હિસ્સેદાર બન્યા છે, તેમનું ઉત્પત્તિસ્થાન અખંડ તપસ્યા જ છે; પણ લોકોનાં ચર્મચક્ષુને તેમની કીર્તિ જ દેખાય છે, તેમની તપસ્યા દેખાતી નથી. લોકો ઘેઘૂર ઘટાવાળા ગગનચુંબી વૃક્ષને જ જુએ છે. પરંતુ તેનાં મૂળિયાં તે વૃક્ષને જોઇતો જીવનરસ પૂરો પાડવા કઠણ પથ્થરોને પણ વીંધવાનો કેવો ભીષણ પુરુષાર્થ કરે છે તે તેમને દેખાતો નથી. અબ્રાહમ લિંકન—કઠિયારાનો એક છોકરો અમેરિકાનો પ્રમુખ બન્યો અને માત્ર એ પ્રજાની જ નહિ પણ જગતભરની પરમ માનનીય વિભૂતિ તરીકે આદરપાત્ર થયો તે કેવળ ભાગ્યના બળે નહિ પણ એકધારી તપસ્યાના બળે દિવસભર સખત મહેનત કરી, જ્ઞાનાર્જનની પોતાની અદમ્ય ઇચ્છાને સંતોષવા તે ઈલ્ઈઠ ફ્ર એક જણને ત્યાંથી વ્યાકરણનું પુસ્તક લઇ આવેલો. પણ ઘેર આવીને જોયું તો ઘરમાં દીવો બાળવા તેલ નહોતું. એક પછી એક એમ મીણબત્તીઓને બાળી તેના અજવાળે આખી રાત વાંચીને તે પુસ્તક તેણે પૂરું કર્યું. આનું નામ તપસ્યા!

આજના યુવાનોના પરિચયથી અમને લાગ્યું છે કે તેમનામાં તમન્ના છે, પણ તપસ્યા નથી. આકાશને આંબે એવી ઉચ્ચ તમન્નાનો ધમધમાટ તેઓ દાખવે છે, કંઈકંઈ કરી નાખવાની ફૂદાફૂદ તેઓ કરે છે, ઉફાળો પણ મારે છે. પણ તે તમન્નાને મૂર્તસ્વરૂપ આપવા, કાર્યમાં પ્રત્યક્ષ ઉતારવા તેમને તપસ્યા કરવી નથી, સતત ને સખત પરિશ્રમ તેમને કરવો નથી. તેમને તો જાદુગરના આંબાની માફક ક્ષણમાત્રમાં હાથમાં કેરી મેળવી લઇને ખાઈ જવી છે. આંબાને ઊગવા દેવાની ધીરજ, તેને સીંચવા, ગોડવા ને પાલન કરવાના પરિશ્રમની વાત કરો તો તેમનું મો કટાણું થાય છે. અને કદાચ જો તેઓ થોડી ઘણી યે મહેનત કરે છે તો તેમાં આડંબર અને દેખાવ અધિક હોય છે. પોતે થોડી ઘણી તપશ્ચર્યા કરી ન કરી કે તરત એની જાહેરાત કરવા મંડી પડે છે, તરત એના ફળની પૂછપરછ કરવા માંડે છે. પણ આથી તો સફળતાના મિનારે પહોં[illegible]ગડારીઓનું એમને ભાન નથી હોતું. રાતો પરાક્રમ—તપશ્ચર્યા કર્યા બાદ એક કળીનું [illegible]માં રૂપાંતર થાય છે. પણ કહીને પોતાની વાત કરે છે? તપસ્યામાં પ્રસિદ્ધિ કે આત્મશ્લાઘાને સ્થાન નથી. નિરહંકારી, ધીરોદાત્ત તપસ્યાની આપણા પૂર્વજોની પરંપરાને આપણે ભૂલી ગયા છીએ. ઉપનિષદો જેવા ઉચ્ચ તત્ત્વજ્ઞાનના જગત માન્ય ગ્રંથો, રામાયણ અને મહાભારત જેવાં જીવનકાવ્યો અને અજંતાના કલામંડપો કે આપણા સમૃદ્ધ શિલ્પભંડાર જેવી જગવિખ્યાત કૃતિઓના સર્જકોનાં નામ સુદ્ધાં આજે કોઈ જાણતું નથી!

દરેક વ્યક્તિમાં કાંઇક ને કાંઈક તમન્ના તો હોય જ છે. કોઈકને સાહિત્યકાર થવું હોય છે તો કોઈને પત્રકાર, કોઈને વિજ્ઞાનશાસ્ત્રી થવું હોય છે તો કોઇને ઇતિહાસશાસ્ત્રી, કોઈને ચિત્રકાર થવું હોય છે તો કોઇને સંગીતકાર, કોઇને નેતા થવું હોય છે તો કોઇને ધર્મસુધારક, કોઇને સૈનિક થવું હોય છે તો કોઈને સેનાપતિ, દરેક જણ એવી કોઈક ગુપ્ત ઈચ્છા પોષતો હોય છે. પણ તે સિદ્ધ કરવા માટે આવશ્યકતા છે અવિરતપણે પોતાના ધ્યેય પાછળ કૃતનિશ્ચય બનીને મચી પડવાની.

તમે જે કાંઈ ધ્યેય નક્કી કર્યું તેની પાછળ આસનબદ્ધ થઇને બેસી જાઓ. તે વિષયનો લગતાં જેટલાં સાધનો હોય તે સર્વેનો તલસ્પર્શી ઝાટક ને કાળજીપૂર્વક ઊંડો અભ્યાસ કરો, તેને લગતા સર્વ ગ્રંથો વાંચો, સંગ્રહાલયો તથા પ્રયોગાલયો ખૂંદી વળીને માહિતી ભેગી કરો, ઊંડું અવલોકન કરો, નોંધો કરો અને પ્રયોગશાળાઓમાં કે ઘરને ખૂણે રાતનાદિવસ કરીને એકાગ્ર અખંડ સાધન કરો અને વચ્ચે ફળપ્રાપ્તિની અધીરાઇ કે સસ્તી કીર્તિની લાલચમાં ન ફસાતાં અવિરત તપસ્યા જ ચાલુ રાખો. જ્યાંસુધી પૂર્ણતા, શ્રેષ્ઠતા ન મળે ત્યાંસુધી આરામનું નામ નહિ, અટકવાની વાત નહિ. આમ કરશો ત્યારે પ્રત્યેક ક્ષણે તમારી યોગ્યતા વધતી જશે અને પ્રત્યેક કષ્ટ, દરેક સંકટ તમને પ્રગતિના પથ પર આગળ ને આગળ લઇ જશે તમારો આત્મા સ્વયં પ્રકાશિત થઇ ઊઠશે. તપસ્યાનું આવું સાત્ત્વિક તેજસ્વી બળ એકઠું થયા પછી તમારી તમન્નાને સિદ્ધ થતાં કેટલી વાર?

આજે હિંદ આઝાદ તો થયું છે, પણ જો ઇતર આઝાદ દેશો સાથે એક હરોળમાં તેને ઊભવું હોય તો પ્રત્યેક ક્ષેત્રમાં, પ્રત્યેક વિષયમાં તેને પ્રખર તપસ્યા કરનાર સેંકડો નહિ પણ હજારો માણસોની જરૂર છે.

ગયા. નાના ફડનવીસ અને નાના-
સાહેબ પેશ્વા, એકૂબાંગતી મરાઠી
સત્તાને ટકાવી રાખી, અને બીજાએ
દેશની સ્વાતંત્ર્યભાવનાને ભારે સફળ-
ભર પણ ચળકાવીને અમર કરી.

# નાનાસાહેબ પેશ્વા

## 'પ૭મા સ્વાતંત્ર્યસમરના આદ્ય દ્રષ્ટા, કુશળ સંયોજક ને મુખ્ય સૂત્રચાલક

**ના**નાસાહેબ પેશ્વા! ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામના એ આદ્ય અને કાબેલ સૂત્રધારનું નામ હિંદી સ્વાતંત્ર્યસમરની તવારીખમાં સુવર્ણાક્ષરે લખાશે. જે અભૂતપૂર્વ સ્વાતંત્ર્યયુદ્ધે પ્રબળ એવી બ્રિટિશ સલ્તનતને થોડા કાળ માટે પણ હિંદની ભૂમિ પરથી ઊખેડીને ફેંકી દીધી તે સ્વાતંત્ર્ય-સંગ્રામની યોજના, ગુપ્ત સંગઠન તથા સંચાલન કરનારા જે બેચાર અગ્રણી આદ્ય દ્રષ્ટાઓ હતા તેમાં નાનાસાહેબનું સ્થાન નિસંશય શ્રેષ્ઠ હતું. જે કાળે વાહન-વ્યવહાર તથા સંદેશા લાવવા લઈ જવાની વ્યવસ્થા આજના જેટલી પરિપૂર્ણ કે ઝડપી નહોતી તે કાળે સ્વાતંત્ર્ય-યુદ્ધની તૈયારી તેમણે એવી કુશળ રીતે તથા ગુપ્તપણે કરી હતી કે વિચક્ષણ ગણાતા અંગ્રેજોને પણ છેવટની ઘડી સુધી તેની ગંધ પણ આવી નહિ! પણ નાનાસાહેબની કાબેલિયતનો સાચો વિજય તો એ હતો કે પોતે અંદરખાનેથી અંગ્રેજ સત્તા વિરુદ્ધ આવો યુદ્ધનો મહા જ્વાળામુખી તૈયાર કરતા હતા ત્યારે ઉપરથી અંગ્રેજ અધિકારીઓ સાથે તેમનો વ્યવહાર એવો સંશયાતીત તથા પ્રેમાળ હતો કે કાનપુરમાં બળવો ફાટી નીકળવાની બીક ઉત્પન્ન થઈ ત્યારે ત્યાંના અંગ્રેજ અધિકારીએ નાનાસાહેબને જ પોતાના તથા ખજાનાના રક્ષણ માટે બોલાવેલા!

આવી કુશાગ્ર બુદ્ધિમત્તા ધરાવનાર નાનાસાહેબનો જન્મ, માથેરાન પાસે વેણુ નામના ગામમાં, માધવરાવ નારાયણ ભટ્ટ નામના એક ગરીબ બ્રાહ્મણને ત્યાં, ઈ. ૧૮૨૪ની ૮મી ડિસેમ્બરે થયો હતો. તેમનું મૂળ નામ તો ધોંડોપંત. તે કાળે અંગ્રેજોએ પેન્શન પર ઉતારેલા બીજા બાજીરાવ પેશ્વા બિઠુરમાં નિવૃત્ત જીવન ગાળતા હતા. તેની ઉદારતાથી આકર્ષાઈ ઘણાં મહારાષ્ટ્રીય કુટુંબો બિઠુર જતાં. તે રીતે માધવરાવ ભટ્ટ પણ ઈ. ૧૮૨૭માં બિઠુર ગયા. ત્યાં જતાં જ માધવરાવના આ નાના પુત્રે પોતાના આકર્ષક દેખાવ તથા બુદ્ધિ વડે બાજીરાવનું હૃદય જીતી લીધું અને આખા દરબારનો તે માનીતો બની ગયો. આખરે બાજીરાવે એ ધોંડોપંતને જ ઈ. ૧૮૨૭ના જૂનની ૭મીએ દત્તક લીધો અને તેનું નામ નાનાસાહેબ રાખ્યું. આમ ત્રણ વર્ષની વયે વેણુ ગામનો એક સાધારણ બાળક કાળબળે પેશ્વાની ગાદીનો વારસદાર બન્યો.

ત્યાર બાદ પેશ્વાની ગાદીને અનુરૂપ નાનાસાહેબનું શિક્ષણ શરૂ થયું. બાળપણના તેના સાથીઓ હતા સત્તાવનની સ્વાતંત્ર્યલક્ષ્મી લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપે. આ દેશના પોતાના પૂર્વજોનાં પરાક્રમો તથા વૈભવનું તે બાળકોએ ખૂબ પારાયણ કર્યું હતું. ઘોડેસવારી, નિશાનબાજી, તલવારપટા આદિ સર્વ મર્દાની રમતોમાં તેમણે પ્રાવીણ્ય મેળવીને આગામી સ્વાતંત્ર્યયુદ્ધ માટે જાણે યોગ્ય પાયો તૈયાર કરી રાખ્યો હતો. તેમાં નાનાસાહેબ અને રાણી લક્ષ્મીબાઈ બન્નેનું જીવન તો અદ્ભુત કહી શકાય. બન્ને સાધારણ કુટુંબોમાં જન્મેલાં છતાં બન્નેને શ્રીમંતાઈ આવી વરી, અને એક રીતે એ શ્રીમંતાઈએ જ ગુલામીયુગનો અંત આણ્યો!

ઈ. ૧૮૫૧માં બાજીરાવનું મૃત્યુ થતાં નાનાસાહેબ પેશ્વા પદે આવ્યા. મૃત્યુ પહેલાં બાજીરાવે સ્પષ્ટ રીતે વસિયતનામું કરેલું કે મારી પછી આ શ વારસાના બધા હક્કો તથા પેશ્વા તરીકેના સર્વ અધિકાર મારા દત્તક પુત્ર નાનાસાહેબને મળે, પણ જેવા બાજીરાવના મૃત્યુના સમાચાર અંગ્રેજોને મળ્યા કે તરત જ ડેલહાઉસીએ જાહેર કર્યું કે બાજીરાવને જે ૮ લાખ રૂપિયાનું પેન્શન મળતું હતું તે નાનાસાહેબને નહિ મળે; એટલું જ નહિ પણ તે ગુમાસ્તા ગવર્નર જનરલે માછળનું ચોડું ૬૨ હજારનું પેન્શન આપવાની પણ ના પાડી, અને એવી પણ નોટીસ આપી કે બિઠુરની જાગીર પણ મરજી પડે ત્યારે અમે લઈ શકીશું. આ હડહડતા અન્યાયથી સ્વપર્ણનો એ સત્ત્વશાળી પેશ્વા ઊકળી ઊઠ્યો. વિશ્વાસઘાત કરીને પોતાનું રાજ્ય પચાવી પડેલા અને છેવટે પોતાનું કાયદેસરનું પેન્શન પણ ઝૂંટવી લેનારા અંગ્રેજોને હિંદમાંથી નામશેષ કરી દેવાનો ભીષ્મ નિરધાર તે સ્વાતંત્ર્યેચ્છુ યુવકે કરી લીધો અને પોતાના તે વિચારને મૂર્તિમંત કરવા તે જુદીજુદી તદબીરો વિચારવા લાગ્યો.

પ્રથમ તો તેણે અઝિમુલ્લાખાન નામના પોતાના એક કાબેલ વકીલને પોતાને થએલો અન્યાય દૂર કરવા ઇંગ્લંડ મોકલ્યો. આ અઝિમુલ્લાખાન પણ એક અજબ વ્યક્તિ હતી. સત્તાવનના સ્વાતંત્ર્યસંગ્રામની યોજના કરવામાં નાનાસાહેબ પછી તરત તેનું જ સ્થાન આવે છે. એક ગરીબ કુટુંબમાં જન્મીને પેટ માટે તેને એક અંગ્રેજને ત્યાં બબરચીનું કામ કરવું પડેલું. પણ તેની તીવ્ર બુદ્ધિએ ત્યાં પણ ફ્રેન્ચ તથા અંગ્રેજી ભાષા શીખી લીધી અને કાનપુરની એક



# મોટા ખબર

મૂળ લેખક: કવિવર રવીન્દ્રનાથ ઠાકુર

કુસુમ કહે, 'દાદા, તમે કહેતા હતા ને, કે આજકાલના મોટામોટા ખબર તમે આપતા રહેશો? નહિંતર પછી મારું ભણતર ચાલશે કેમ કરીને?' દાદાજી કહે, 'મોટા ખબરની ઝોળી લઈને કામ કરે, એ તો બોલ? એની અંદર તો કેટલો યે કચરો હોય.'

'તે કચરો બાદ કરી નાખો.'

'કચરો બાદ કરીએ તો થોડું જ બચે. તો પછી તને લાગશે કે આ તો મામૂલી ખબર છે. પરંતુ એ જ ખરા ખબર હોય છે.'

કુસુમ કહે, 'અરે દાદાજી; તમે આજકાલના મોટા ખબરને નાના કરીને બતાવો.'

'સાંભળ ત્યારે: એક વાર ખૂબ મસ્તીથી કામકાજ ચાલતું હતું. એવામાં વેપારી જહાજમાં સઢ અને હલેસાં વચ્ચે એક મોટો ટંટો થયો. હલેસાંનું ટોળું 'ઠક ઠક' કરતું પહોંચ્યું ખલાસીની ન્યાયસભામાં. કહે, "હવે તો આ સહેવાતું નથી. પેલો તારો અભિમાની સઢ ગાલ ફુલાવીને અમને કહે છે કે તમે નીચા લોક છો; કારણ કે રાતદહાડો અમે નીચેના તળિયે બંધાઈને પાણી ઠેલતા ચાલીએ અને એ બાદશાહ ચાલે પોતાની ધૂનમાં. કોઈના હાથના ઠેલાની એને પરવા જ નહિ. એટલે એ બાદશાહ બન્યા ઊંચા લોક! હવે તું બતાવી દે કે કોની કદર વધારે છે. અમને જો હલકા ગણ્યા હોય તો પછી અમે બધા મળીને નોકરીમાંથી રાજીનામાં આપી દઈએ. પછી જોઈએ તમારું વહાણ કેમ કરીને ચાલે છે?"

ખલાસીને થયું કે ખરી આફત આવી. થોડાં હલેસાંને બાજુ પર લઈ જઈને તેણે કાનમાં કહ્યું: "અરે ભાઈ, એની વાત સાંભળો જ નહિ. એ તો હંમેશ ફૂલણજી થઈને ફર્યા કરે છે. તમે બધા જુવાનિયા જો તનતોડ મહેનત કરો નહિ તો વહાણ થઈ જાય બિલકુલ સ્થિર. અને એ સઢ તો ઉપર બેઠોબેઠો બડાશ મારે છે એટલું જ. જરાક જો તોફાની પવન આવે ને, કે તેની જ એ બાદશાહની ખબર પડી જાય' ગુમસુમ થઈને પડે વહાણને ભારે. ત્યારે બધા ટટ્ટાર બંધ થઈ જાય જવાબ પણ આપે નહિ. પણ સુખ કે દુઃખ-આપદ કે વિપદમાં, બંદરમાં કે બહારમાં, તમારા પર જ અમારો બધો ભરોસો છે. સાહેબનો ભાર તો જ્યારેત્યારે તમારે ખેંચવો પડે છે."

પણ ખલાસીને બીક લાગી કે આ વાત સઢ પાસે પહોંચી જઈ લાગે છે. તેની પાસે ગુપચૂપ જઈને કહ્યું, "સઢભાઈ, તમારી તુલના કોની જોડે થાય? કોણ કહે કે તમે વહાણના મજૂર બેઠા છો? એ તો મજૂરોનું કામ. તમે તો તમારા આનંદે ચાલો છો અને સાથીઓ તમારે ઈશારે પાછળપાછળ ચાલે અને જ્યારે તમે થાકી જાઓ ત્યારે તમે ઢીલાઢાળા પડ્યા રહો. ભાઈ, પેલા હલેસાંઓની હલકી વાતોને તમે કાન ન દેતા. એ લોકોને એવા કસીને બાંધી દીધા છે કે ગમે તેટલી બકબક કરે તો યે એમને કામ કર્યા વિના છૂટકો જ નહિ."

સાંભળીને સઢ ફુલાઈ ગયો. વાદળો તરફ જોઈને બગાસાં ખાવા લાગ્યો. પણ આ બધાં લક્ષણ સારાં ન હતાં. હલેસાંનું હાડ મજબૂત. અત્યારે તો આડાં પડ્યાં છે; પણ કોને ખબર છે ક્યારે ખડાં થઈને ઊભાં રહેશે, અને ઝપટ મારીને સઢની બડાઈના ચૂરા કરી નાખશે! ત્યારે આંખ ખુલી જશે, ને લાગશે કે હલેસાં જ વહાણ ચલાવે છે,—તોફાન હોય કે ઝંઝાવાત હોય, ભરતી હોય કે ઓટ હોય.

'તમારા મોટા ખબર શું આટલા જ? તમે તો મજાક કરો છો.' કુસુમે કહ્યું.

દાદાજી કહે, 'અત્યારે મજાક લાગે છે; પણ જોતજોતામાં મોટા જ ખબર બની જશે.'

'ત્યારે શું થશે?'

'ત્યારે તારા દાદાજી પેલાં હલેસાં જોડે તાલ મેળવવાનો અભ્યાસ આદરશે.'

'અને હું?'

'જ્યાંજ્યાં હલેસાં બહુ કચકચ કરે ત્યાંત્યાં તારે તેલ પૂરવાનું.' દાદાજી વળી કહે, 'ખરા ખબર તો બીજની જેમ નાના હોય. ડાળપાન સાથે ફળ તો પાછળથી આવે; હવે સમજી ને?'

કુસુમ કહે, 'સમજી.' પણ એના મોં પરથી લાગ્યું નહિ કે એ સમજી હોય. પરંતુ કુસુમમાં એક ગુણ છે. દાદાજી પાસે એ સહેલાઈથી માને નહિ કે પોતે સમજતી નથી. એની ઇરુ માસી કરતાં યે એની બુદ્ધિ કમ છે એ વાત તો ન કહેવામાં જ સાર ને?

વિનોદ કોઠારી

('ગલ્પસલ્પ'માંના મૂળ બંગાળી ઉપરથી)

શાળામાં દાખલ થયા. અને પોતાના બળે થોડા જ વખતમાં તે જ શાળામાં શિક્ષક તરીકે નીમાયો. તેની યોગ્યતા તથા શક્તિની નાનાસાહેબને ખબર પડતાં તેને પોતાની પાસે બિઠુર બોલાવી લઈ ઘણી ખરી બાબતમાં તેની સલાહ લેવા લાગ્યા. આવા બાહોશ માણસને નાનાસાહેબે ઇંગ્લંડ તો મોકલ્યો; પણ ત્યાં યે ખાસ કંઈ વળવાનું નથી એની નાનાસાહેબને ખાત્રી હતી: પણ તે બહાને ઇંગ્લંડની શક્તિનું માપ મેળવવા તથા આગામી સ્વાતંત્ર્ય-યુદ્ધમાં યુરોપના કોઈ દેશની સહાય મળી શકે તો તે મેળવવાનો તેમનો ઉદ્દેશ અઝિમુલ્લાખાન જેવા ચકોર માણસને ઇંગ્લંડ મોકલવા પાછળ હોવો જોઈએ એમ લાગે છે. કારણ, ઇંગ્લંડમાં અપેક્ષા પ્રમાણે કાર્ય નિષ્ફળ જતાં અઝિમુલ્લાખાન રશિયા, ઈટાલી વગેરે દેશોમાં ફરીને જ હિંદ આવેલા. ઈટાલીના ગૅરીબાલ્ડીએ તો થોડાંક માણસો હિંદના સ્વાતંત્ર્ય-યુદ્ધમાં મોકલવા તૈયારી પણ કરેલી, અને વિપ્લવ શરૂ થયા પછી નાનાસાહેબ તથા રશિયાના ઝાર વચ્ચે સંધિ થઈ છે એવી એક વાત ઊડેલી, એ જોતાં અઝિમુલ્લાખાને જ તે માટેની પાર્શ્વભૂમિ તૈયાર કરી હોય એમ લાગે છે.

અઝિમુલ્લાખાન યુરોપની સફરેથી પાછા આવ્યા બાદ નાનાસાહેબ હિંદમાં વિપ્લવની કેવી રીતે યોજના કરવી તે વિચારવા લાગ્યા. બળવાના મુખ્ય સૂત્રધારો—નાનાસાહેબ, અઝિમુલ્લાખાન, તાત્યા ટોપે, બાલાસાહેબ, મૌલવી અહમદશાહ ને રાવસાહેબ—ની બિઠુરના રાજમહેલમાં ગુપ્ત સભાઓ થવા લાગી. પણ નાનાસાહેબની અંગ્રેજો સાથેની વર્તણૂક તો એટલી નિખાલસ દેખાતી કે નાનાસાહેબના કોઈપણ અંગ્રેજ મિત્રને તેના વિષે રજમાત્ર શંકા ન આવતી. નાના બિઠુરમાં ખૂબ દમામથી રહેતા. તેમનો મહેલ ઉચ્ચ પ્રકારની કળાકારીગીરીથી શણગારેલો હતો. તેમને જુદાંજુદાં પ્રાણીઓનો ખૂબ શોખ હતો, પણ તેમાં યે ઘોડાના તો તે ખાસ શોખીન હતા. વળી વિવિધ પ્રકારનાં હથિયારોનો તેમણે કરેલો સંગ્રહ તો ખાસ પ્રેક્ષણીય હતો. નાનાના ઉમદા સ્વભાવ તથા ઉદારતાની ઘણા અંગ્રેજોએ પ્રશંસા કરી છે. ઘણા અંગ્રેજો નાનાના ખાસ મિત્ર હતા અને વખતોવખત તેને મળવા બિઠુર આવતા. જતી વખતે નાના તેમને શાલ આદિ કીંમતી વસ્તુઓ ભેટ આપતા. અવારનવાર અંગ્રેજ મિત્રોને આમંત્રણ આપી તે પાર્ટી તથા ડૅન્સ

(અનુસંધાન માટે જુઓ આગળ પૃ. ૨૬૩)

## જવાંમર્દી ધીરજ અને શિસ્તની એક ભવ્ય સાગરકથા

# ઝેહાદેલ ☆ જહાજખેડુઓ

'S. O. S. S. O. S. S O. S. અંતે અમે હવે રેટીગર છોડી જઇએ છીએ. અક્ષાંશ ૨૮.૪૫ દક્ષિણ. રેખાંશ ૮૫.૪૨ પૂર્વ. . . . . – – – – – . . .'

**૧**૯૨૩ના જૂનની ૪થી તારીખે વહેલી સવારે એસ. એસ. ટ્રેવેસાના વાયરલેસ ઑપરેટરનો આ ટૂંકો સંદેશો અવકાશમાં ભયસરી ઝણઝણાટી ગચાવી રહ્યો, અને દૂર દૂરનાં જહાજોને ચમકાવી રહ્યો.

બરાબર સવા કલાક પછી ખલાસીઓએ જહાજ તજી દીધું અને ૪૦ માઈલના વેગે ફૂંકાતા પવનમાં હિંદી મહાસાગરના અતાગ જળમાં લાઈફ-બોટોને સીધી દિશામાં રાખવા મહેનત કરી રહ્યા. બીજા અર્ધા કલાક પછી ટ્રેવેસા પોતાના એક છેડાપર ઊભી થઈ અને હિંદી મહાસાગરને તળીએ ડૂબકી મારી. અને હવે તેના ખલાસીસમૂહની ૪૪ માણસોની અદ્ભુત સાગર–સફરનો આરંભ થયો.

ટ્રેવેસા ૫,૦૦૦ ટનનું નાનું માલ–જહાજ હતું. હેઈન લાઈનની માલિકીનું, હોશિયાર ખલાસીઓથી સંચાલિત અને તમામ આધુનિક સગવડોવાળું એ જહાજ માલિકોને અભિમાન રૂપ હતું. ઈ. ૧૯૨૩ના જાન્યુઆરીના પહેલા અઠવાડિયે કૅનેડા જવા ટ્રેવેસાએ લિવરપુલ છોડ્યું. ઉત્તર આટલાંટિકના શિયાળુ પવને એની સારી કસોટી કરી. નોવાસ્કોશિયાથી ન્યૂ યૉર્ક જઇ, પનામામાંથી બહાર નીકળી તેણે પાસિફિકની ૬,૦૦૦ માઇલની સફર આદરી. હેમખેમ ઑકલૅન્ડ બંદરે આવી પહોંચવાથી એની કિંમત ઓર વધી ગઈ. ન્યૂઝીલૅન્ડ તથા ઑસ્ટ્રેલિયાનાં બીજાં બંદરોમાં ચારપાંચ દિવસ ગાળી પીરી બંદરેથી 'ઝિંક સલ્ફેટ'નો માલ ભરી, દરબન રસ્તે હિંદી મહાસાગરમાં થઇ તે ઍન્ટવર્પ જવાની હતી. એપ્રિલના છેલ્લા દિવસો હતા. ટ્રેવેસાને ઘર છોડ્યે લગભગ ચાર મહિના થવા આવ્યા હતા.

ઝિંક સલ્ફેટ એ વજનદાર અને ઝીણી રજ જેવો પદાર્થ હોય છે. એના કણો સહેજ ભીના હોઈ એકબીજાને ચોંટેલા હોય છે અને પાણીનો સ્પર્શ થતાં જ ઉપરનું થર જામી જાય છે. ટ્રેવેસામાં એવો ૬૫૦૦ ટન માલ ભરવામાં આવેલો. બંડકિયાના પંપોમાં એ ન ભરાઇ જાય, તેની સાવચેતી લેવામાં આવી હતી. ૨૫મી મેએ ટ્રેવેસાએ પીરી છોડ્યું, અને ફ્રી મૅન્ટલમાંથી કોલસા ભરી દસ દિવસ પછી તેણે હિંદી મહાસાગરની લાંબી મુસાફરી શરૂ કરી.

ઑસ્ટ્રેલિયન સમુદ્રના તોફાની પવનોમાંથી જલદી નીકળી જઇ મકરવૃત્તના શાંત પ્રદેશમાં પહોંચી જવા ટ્રેવેસાના કૅપ્ટન ફૉરસ્ટરે સહેજ વાયવ્ય ખૂણો લીધો. સખત પવન અને ઊછળતો સમુદ્ર હોવાથી ટ્રેવેસા ધીમેધીમે આગળ વધતી હતી. પહેલા અઢાર કલાકમાં એણે માત્ર ૧૫૦ માઈલ કાપ્યા. બીજે દિવસ પણ એવો જ કસોટીભર્યો પસાર થયો. ડેક તો ઊછળતાં મોજાંઓના મારાથી તદ્દન ભીંજાઈ ગયો હતો. ખલાસીઓ પણ બીચારા તરબોળ થઈ જતા ને ઘણી વાર તો તેમને રસી પકડીને જ ચાલવું પડતું. પરંતુ એ સ્થિતિની કોઈ ફરિયાદ કરતું નહિ. આમ ને આમ ત્રીજી જૂન થઇ. હજી યે પવન સુધર્યો નહોતો. બધાના ચહેરા કંટાળેલા હતા. રાત પડી. એક જંગી મોજું ભયાનક વેગથી આવ્યું, અથડાયું અને ડેક પરથી પસાર થઈ ગયું. તે સાથે બે લાઇફ-બોટોને ઊંચકીને દૂર ફેંકતું ગયું. સુથારોને માટે હવે કામ વધી ગયું. આમ છતાં જહાજની સલામતી વિષે કોઇને શંકાનો અંશ પણ પેદા થયો ન હતો. વીજળીના ઝળહળતા પ્રકાશમાં સુથારો મજબૂત હાથે કામે મચી પડયા હતા.

હવે જરા ખલાસીઓના આરામગૃહમાં નજર કરીએ. ખડખડાટ હસતા આ યુવાન ખલાસીઓ ઝંઝાવાતની આ નવી છતાં બહુ ગમે એવી લાગણીઓને આપસઆપસની મશ્કરીઓમાં ઢાંકવા પ્રયત્ન કરતા. ભયંકર તોફાનોની કસોટીમાંથી પસાર થયા પછી જ સાચા ખલાસી થવાય એ તેઓ જાણતા હતા, અને કેટલાક તો એવા તોફાનો અનુભવી પણ ચૂકેલા. ઇજનેરી ખાતાનાં માણસો આ પ્રચંડ મોજાંની સતત થપાટો સામે આ નાનકડી પોલાદની પેટી કેટલું ટકી શકશે એવી શંકા અંતરમાં ઉદ્ભવતાં જ દાબી દેતાં. ૪૪ માણસોના બનેલા એ જગતમાં સૌથી વધુ શાંત સ્થળ હતું કૅપ્ટનની ઓરડી. ત્યાં રેટીગરનો પ્રથમ અમલદાર, જેમ્સ સ્ટુઅર્ટ સ્મિથ ને કૅપ્ટન ફૉરસ્ટર શાંત ચિત્તે તોફાનની આ નાનકડી મુશ્કેલીનો વિચાર કરતા હતા. તોફાન નાનુંસૂનું નહોતું, તેમજ અસાધારણ પણ નહોતું.

ત્રીજી જૂનની રાતના બાર વાગવા આવ્યા છે. સૌ સૂતાં છે. એવામાં અચાનક આગળના ભાગ પર સૂતેલા એક યુવાન ખલાસીને કંઈક સંભળાય છે. એ અવાજ બહુ મોટો તો નથી જ. એ પોતાના જોડીદારને જગાડે છે ને કહે છે, 'ક્યાંયથી પાણી પેસવાનો અવાજ આવે છે?' પેલો હસીને કહે છે, 'ચારે બાજુ પાણીનો જ અવાજ છે ને?' થોડી વાર પછી બધા કાન માંડી સાંભળવાનો પ્રયત્ન કરે છે અને જહાજમાં પાણી ભરાતું હોવાના નિર્ણય પર આવે છે. કૅપ્ટનને ખબર અપાય છે. અંદરની લાગણીને જરાયે પરખાવા દીધા સિવાય એ પોતાના અમલદારોને વેન્ટીલેટર્સ તપાસવાની, સુથારોને મોકલવાની અને પંપો ચાલુ કરવાની આજ્ઞાઓ આપે છે. એન્જિનરૂમમાંથી ખબર મળે છે કે પંપોમાંથી પાણી બિલકુલ આવતું નથી. એટલે બંડકિયું તો ખાલી જ હોવું જોઇએ. પરંતુ ખલાસીઓ તો પેલો અવાજ સાંભળવાની વાત પર મક્કમ છે. કૅપ્ટન ફૉરસ્ટર અને પ્રથમ ઑફિસર સ્મિથ ભીંજાતા વસ્ત્રે ડેક પર ફરી વળે છે. ત્યાં તો



જહાજ પાણીમાં નમ્યાં છે તથા આગળ મદદ જ આછી થઈ છે, છતાં પરિસ્થિતિ ચિંતાજનક નથી. કૅપ્ટન વિચારમાં પડે છે. મધરાતનાં સાડા બાર વાગ્યા છે. હવે એને બધું ઠીક જેવું સ્પષ્ટ સમજાઈ જાય છે. ઝિંક સલ્ફેટ અને લોખંડની દીવાલો વચ્ચેની રસાયણિક ક્રિયાથી જહાજના આગલા ભાગમાં કાણું પડી ગયું છે અને પંપના મોઢા-માં સલ્ફેટ જામી જવાને કારણે તે પાણી ચૂસી શકતા નથી!

બંદરિયામાં રીવેટો તોડી, નવું કાણું કરી પંપો બેસાડી શકાય, તો જ અંદરનું પાણી ઉલેચાય. એન્જિનીઅરો તનતોડ મહેનત કરી રહ્યા છે. હવે જાણી ગયા છે કે સ્ટીમરમાં પાણી ભરાઈ રહ્યું છે. સામેના મોરા પર પવન ને પાણીનો માર હળવો કરવા સ્ટીમરને પાછી ઉલટી બાજુએ ચલાવવામાં આવે છે. હજી સ્ટીમર પરનો વ્યવહાર પૂર્વવત્ ચાલુ છે. સૌ પોતાની ફરજ બજાવી રહ્યું છે.

કૅપ્ટન ફૉસ્ટર હવે પોતાના સાથીઓ તરફ જુએ છે. છતાં સ્ટીમર ડૂબી રહી છે એ બોલવાની કોઈને જરૂર જણાતી નથી. ત્રીજો અમલદાર પૂછે છે: 'લાઈફબોટો તૈયાર કરીએ?' કરચલીઓથી ભરેલા કપાળે કૅપ્ટન હા પાડે છે. બધાને સૂચના અપાઈ જાય છે કે ઘંટ વાગતાં જ ઉપર આવી જવાનું છે. વાયરલેસ ઑપરેટરને કૅપ્ટન પૂછે છે: 'આજુબાજુમાં કોઈ જહાજ છે?'

'ના સાહેબ, નજીકમાં તો કોઈ જ નથી. પણ એક બસો માઈલ દૂર 'રૂનિક'ના સંપર્કમાં છું.'

અંતે, કોઈ પણ સ્ટીમર ડૂબવા માંડે ત્યારે તેના એરિયલ પરથી છેલ્લી વાર જ ટ્રાન્સમિટ થતો સંદેશો કૅપ્ટન ફૉસ્ટર ઑપરેટરને આપે છે ને થોડીવારમાં જ SOS નો સંદેશો અંતરીક્ષમાં ભયની ઝણઝણાટી મચાવતો દૂરદૂરના જહાજોને ચમકાવી રહે છે: 'SOS. ટ્રેવેસા જહાજને છોડી જઈએ છીએ'. એસ. એસ. રૂનિકનો જવાબ તુરત આવી જાય છે. 'O.K.'

હવે સ્ટીમર પરનું કામકાજ વધી જાય છે. દૂધના થોડા ડબ્બાઓ, બિસ્કિટો તથા જરૂરી દસ્તાવેજો લઈને લાઈફબોટો નીચે ઉતારાય છે. મધરાતના અંધકારમાં દક્ષિણ હિંદી મહાસાગરનાં તોફાની મોજાંઓ પર મહામુશ્કેલીએ હોડી સ્થિર રહે છે. બધા જ શાંત છે. હૈયામાં કોઈ ભયાનક લાગણીઓ અનુભવતા છતાં એ ૪૪ જણે મોં પર સંપૂર્ણ સ્વસ્થતા જાળવી રાખે છે. નજીકમાં નજીકની જમીન પણ ૧૫૦૦ માઈલ દૂર છે. લાંબા વિચારો કરવા પાલવે એમ નથી. કૅપ્ટન સૌને સાન્ત્વન આપે છે કે SOS નો સંદેશો સાંભળનારમાંથી એકાદ જહાજ તો આપણને જરૂર ઉચકી લેશે.

'સલામ! વહાલી ટ્રેવેસા, છેલ્લી સલામ! ખારા વિસ્તારની મીઠી નોકરી! તેં આપેલાં સુખસગવડો ને આરામ કદી વિસરવાના નથી.'

બે હોડીમાંથી એકનું સુકાન કૅપ્ટન જાતે સંભાળે છે. બીજીનું ટ્રેવેસાના પહેલા ઑફિસર સિવાય પહેલી હોડીમાં વીસ માણસો છે, જેમાં બે અંગ્રેજ, બે આરબ, બે સીદીઓ અને એક હિંદીનો પણ સમાવેશ થાય છે. બીજી હોડીમાં ૨૪ જણ છે.

શરૂઆતમાં તો બંને હોડીઓએ સાથે જ હંકારવાનું નક્કી કર્યું. નજીકમાં નજીકનો કિનારો તો ઑસ્ટ્રેલિયાનો હતો. પણ ફરી પાછા ત્યાંના તોફાની પવનોમાંથી પસાર થવું એ તો મૃત્યુને ભેટવા જવા જેવું હતું. પણ અનુકૂળ પવનનો લાભ લઈ આફ્રિકા તરફ જવાનું ચાલુ રાખવામાં આવે તો ૧૬૦૦ માઈલ દૂર મૉરિશિયસના ટાપુ પર જઈ પહોંચાય. અને એ નાનકડો ટાપુ ન પકડાય તો છેવટે મેડાગાસ્કર તો જરૂર પહોંચાય. દિશા બરાબર જાળવી રાખી શકાય અને બીજી ખાસ કોઈ થાય જ. પણ ખોરાક ખાવાની વસ્તુઓ બહુ મર્યાદિત જ દિવસથી કડક માપબંધી ચાલુ કરવામાં આવી. દરેક ચોવીસ કલાકમાં માત્ર એક જ બિસ્કીટ, સીગરેટનું ઢાંકણું ભરીને દૂધનો ભૂકો (કન્ડેન્સ્ડ મિલ્ક) ને દિવસમાં ત્રણવાર ત્રણત્રણ ચમચાં મીઠું પાણી. આનું પાલન છેવટ સુધી કરવામાં આવેલું.'

બન્ને હોડીઓને સાથે રાખવાને મથવાથી બન્નેનો સમય નકામો જતો હતો. કારણ એક હોડી આગળ નીકળી જાય તો તેણે બીજીની રાહ જોવા થોભવું પડતું. શરૂઆતમાં હરીફાઈ અને સંજોગોની કરકે-રણીથી સાથે રહેવામાં સુગમતા ઘણી પડતી. પણ પાછળથી, કમાન્ડોને નક્કી કરવામાં આવ્યું કે બન્નેએ હવે છૂટા પડવું. એ લોકોને છૂટા પડતી વખતે મનમાં શું થયું હશે, એનો ખ્યાલ જમીન પર સલામતીના વાતાવરણમાં રહેલા આપણને આવવો અશક્ય છે. કોનું શું થવાનું છે અને ફરી કોઈને જોઈ શકાશે કે કેમ એ કોઈ જાણતું નહોતું.

સેક્સ્ટન્ટની તથા દિવસે સૂર્ય ને રાત્રે તારાઓની મદદથી હોડીની દિશા બરાબર જાળવી રાખવામાં આવતી. અલબત્ત, એ કામ સહેલું તો નહોતું જ. બધાની વચ્ચે કામગીરી બરાબર વહેંચી દેવામાં આવી હતી. સૌ પોતપોતાની રીતે ઉત્સાહ જાળવી રાખવાનો પ્રયત્ન કરતાં હતાં. પણ એમની શક્તિઓ દિનપ્રતિદિન ક્ષીણ થતી જતી હતી. એક બિસ્કીટ અને જરા જેટલું દૂધ એ સખત અંગમહેનત કરનારા મજબૂત ખલાસીઓ માટે નહિવત્ હતું.

પણ સૌથી વધારે ભયાનક વસ્તુ હતી તરસ. શરીરમાંથી 'પાણી પાણી'ની દુર્દમનીય પુકાર ઊઠતી. માપબંધીમાં મળતું ૬ ચમચા પાણી ખૂબ જ ઓછું હતું. એથી તો ઊલટું એમની પ્યાસ વધુ તીવ્ર થતી. રાત્રે નાનકડી હોડીમાં શરીર લંબાવીને બરાબર સૂઈ પણ શકાતું નહિ. હોઠ પર એવી તો સફેદ છારી બાઝી ગઈ હતી કે પેલું એક બિસ્કીટ પણ ખાઈ શકાતું નહિ. મોંમાં થૂંક જ ઉત્પન્ન થતું નહોતું! સખત ચેતવણીની અવગણના કરી પોતાનાં બિસ્કીટ દરિયાના પાણીમાં ભીંજવી બેત્રણ માણસોએ ખાધાં અને તેઓ મરણ પામ્યા! બધાયની ચામડી મોજાંઓનું ખારું પાણી સતત અથડાવાથી સખત થઈ ગઈ હતી અને વચ્ચેવચ્ચેથી માંસ પણ દેખાતું. એના પર મોજાં છંટાવાથી કેવી અસહ્ય વેદના થતી હશે એની કલ્પના તો કરો!! પગ સૂઝીને થાંભલા જેવા થઈ ગયા હતા, અને થોડા દિવસ પછી તો બધાના નખ પણ ખરી પડ્યા. આંખો લાલધૂમ થઈ ગઈ હતી, અને ચહેરાઓ ભયાનક બની ગયા હતા. સખત દુખાવાથી માથું જાણે ફાટી જતું હતું. આમ છતાં એ વીરધીર ખલાસીઓ પોતાની ફરજ બરાબર બજાવતા અને સોંપેલું કાર્ય કરતા. શિસ્ત અને આજ્ઞાપાલન અજમાવીને નખશિખ થયું હતું. જીવનની કપરી, ભયાનક ને હતાશ છેલ્લી ગણાય એવી એ પળોમાં પણ સૌએ બતાવેલી હિંમત, કાર્યપરાયણતા અને ઉત્સાહ એ ખરેખર આશ્ચર્યજનક ગણાય.

દિવસો પર દિવસો આમ પસાર થતા હતા. કદાચ રસ્તામાં કોઈ સ્ટીમર મળે ને ઊંચકી લે એ આશા સાથે એકાદ વાદળું પણ વરસી જાય એવી ઇચ્છા યે તેઓ સેવતા, ને એવું એકાદ વાદળું વરસી જતું તો ચાતકની માફક સૌ પોતાનાં ગળાં ભીંજવતા. પવન ક્યારેક શાંત રહેતો, તો ક્યારેક સમુદ્રનાં નાનાં તોફાનોથી હોડી ખળભળી ઊઠતી. હલેસાં અને સઢની મદદથી હોડીની ગતિ તો અખંડરીતે ચાલુ રહેતી. કમ્પાસ (ધ્રુવ કાંટો) અને ક્રોનોમીટરના અભાવથી અક્ષાંશ-રેખાંશ જાળવી રાખવાની બહુ મુશ્કેલી પડતી. દિવસે સૂર્ય પરથી ગતિ નક્કી કરવા સૂર્ય તરફ જોયા જ કરવું પડતું એથી આંખો જાણે આંધળી થઈ

જતી. રાત્રે ધુમ્મસ ન હોય ત્યારે તારાઓ તરફ સેક્સ્ટન્ટ તાકીને હિસાબ કરવો પડતો. ક્રોનોમીટર વિના ગણાવી લેવા માટે ક્ષિતિજ-ગણુની જરૂરી હતી, પણ હાલકડોલક થતાં મોજાંઓ પર ખેલતી ખુલ્લી હોડીમાંથી ક્ષિતિજની સીધી લીટી જોઈ ગણુની કરવી બહુ અઘરું કામ હતું. સુકાનપર રાત્રે ત્રણ જણની જરૂર પડતી: એક જણનું કામ સુકાન સંભાળવાનું, બીજાનું દિશા-સૂચનો આપવાનું, ને ત્રીજાનું આ બંનેને જાગતા રાખવાનું! આમ પૂરા ૧૫ દિવસ પસાર થયા.

હવે તો એમની શારીરિક શક્તિની મર્યાદા આવી ગઈ હતી. કૅપ્ટન ફૉરેસ્ટર એની ડાયરીમાં લખે છે: 'હવે જેઓ મજબૂત હતા એમને માથે વધારે કામ આવી પડતું, અને ફરજ પર ન હોય તો યે તેમને બોલાવવા પડતા. છતાં અમે બીજાથી વધારે કામ કરીએ છીએ એવો વિચાર પણ કોઈ કરતું નહિ.' અઢારમે દિવસે કૅપ્ટનની હોડીમાંનો હિંદી અને ૧૯મે દિવસે આરબ મરણ પામ્યા.

૨૬મી જૂનની બપોરે, પ્રવાસના તેવીસમા દિવસે, જમીનનાં દર્શન થયાં! આનંદથી તેમનાં હૃદય નાચી ઊઠયાં. સૌ વારંવાર પ્રભુનો પાડ માનવા લાગ્યા કે આખરે અનંત કષ્ટ અને દુઃખોનું ફળ મળ્યું ખરું! રાત્રે આઠ વાગ્યે તેઓ રૉડ્રિજના કિનારે આવી પહોંચ્યા. પણ બધાના પગ થોડા સમયપૂરતા તો નકામા જ થઈ ગયા હતા.

આવતાંની સાથે જ સૌથી પહેલાં કૅપ્ટન ફૉરેસ્ટરે મોરિશિયસ પાસે રહેલી બ્રિટિશ ક્રૂઝર 'કોલંબો' સાથે તાર વ્યવહારથી ટ્રૂનેસાની બીજી હોડીની તપાસ કરવાના સંદેશા ચલાવ્યા. ફૉરેસ્ટરે સૂચવેલા માગ પર ક્રૂઝરે તપાસ કરી, પણ નિષ્ફળતા મળી.

આખરે પ્રથમ અમલદારની હોડી પણ ૨૯મી જૂને મોરિશિયસ ટાપુના અગ્નિ કિનારા પર આવી પહોંચી. કૅપ્ટન ફૉરેસ્ટરની હોડીએ ૧૫૫૬ માઈલ અને બીજી હોડીએ ૧૭૪૭ માઈલ કાપ્યા હતા. બીજી હોડીને તો ખૂબ સહન કરવું પડયું હતું. લાંબો પ્રવાસ, મોટી સંખ્યા, વધારે દિવસો ને પાણીની અસાધારણ અછતને કારણે એમની શારીરિક હાલત અત્યંત કરુણાજનક હતી. ૨૪માંથી ૮ માણસો તો મરણ પામ્યા હતા. એમાં એક તો મુખ્ય એન્જિનીયર હતો. કિનારે ઊતર્યાં પછી થોડા જ કલાકમાં એક વધુ મરણ નિપજ્યું.

મોરિશિયસની રાજધાની પોર્ટ લૂઈના દેવળમાં એક ખાસ સભા ભરીને ટાપુના ગવર્નરે બ્રિટિશ ખલાસીઓની મહાન પ્રણાલિકા જાળવી રાખનાર એ વીરોને હાર્દિક અભિનંદન આપ્યાં. સાધારણ વેપારી માલ-જહાજનો આ માણસોની તથા એના અમલદારોની હોશિયારી અને આવડત તથા બધાની શિસ્ત અને બહાદુરીપણાની અદ્ભુત કદર કરતા શબ્દો બોર્ડ ઑવ ઇન્કવાયરીના રીપોર્ટમાં લખાયેલા છે. ઇંગ્લેંડના રાજારાણીએ કૅપ્ટન ફૉરેસ્ટર અને મિ. સ્મિથને બકિંગહામ પૅલેસમાં મુલાકાતે બોલાવી તેમનું બહુમાન કર્યું. ઈ. સ. ૧૯૩૦માં એ કૅપ્ટન ફૉરેસ્ટરનું તો અવસાન થયું; પણ જ્યાં સુધી સમુદ્રની વાતો જીવતી રહેશે ત્યાં સુધી એનું નામ અમર રહેશે.

(અંગ્રેજી ઉપરથી) **નાનાલાલ શો. જસા**

# કસોટી

(૧) જાન્યુઆરીની ૧લીએ રમણલાલ શેઠે એક નોકરને નોકરીએ રાખ્યો. પણ નોકરે પગાર બાબત એવી શરત કરી કે પહેલે દિવસે તેને માત્ર ૧ પૈસો પગાર આપવામાં આવે અને રોજ તે પગાર બમણો થાય. શેઠ તો આવો ઓછો પગાર માગનાર બુડથલ નોકર જોઈને ખુશખુશ થઈ ગયા. જ્યારે ફેબ્રુઆરીની પહેલીએ નોકરે પગાર માગ્યો. શેઠે મુનીમને શરત સમજાવીને હિસાબ કરવા કહ્યું, ત્યારે હિસાબ કરીને મુનીમે જે આંકડો કહ્યો તે સાંભળીને શેઠ તો દિગ્મૂઢ બની ગયા! એટલા પૈસા તો પોતે બધું ઘરબાર વેચી દે તો યે ન આપી શકે. તો નોકરનો કુલ પગાર આશરે કેટલા રૂપિયા થયો હશે?



(૨) ગયે મહિને જે જેમનું અવસાન થયું તે જગતની આ અનન્ય વિભૂતિને ઓળખો છો?

(૩) એક માણસ પાસે ૨૦૦ કરતાં યે ઓછાં કબૂતર છે. તે જ્યારે તેમને બબ્બેની જોડીમાં હવામાં છોડે છે ત્યારે છેવટે ૧ બાકી રહે છે; ત્રણ ત્રણનાં જોડકાંમાં ઊડતાં મૂકે છે ત્યારે ૨ બાકી રહે છે; ચારચારના સમૂહમાં ઉડે છે ત્યારે ૩, પાંચ-પાંચના સમૂહમાં છોડી મૂકે છે તો ૪, અને છછના સમૂહમાં છોડે છે ત્યારે પાંચ બાકી રહે છે. પણ જ્યારે તે સાતસાતના સમૂહમાં ઊડતાં મૂકે છે ત્યારે એકપણ બાકી નથી રહેતું. તો તે માણસ પાસે કેટલાં કબૂતર હશે?

(૪) તખલ્લુસ (ઉપનામ)થી લખવાની પ્રવૃત્તિ આપણે ત્યાં બહુ વિપુલ છે. તેમાંથી નીચે આપેલા કેટલાક જાણીતા તખલ્લુસધારીઓનાં સાચાં નામ કેટલા જણ કહી શકશે?

૧ સાહિત્યપ્રિય, ૨ સુંદરમ્, ૩ શેષ, ૪ સ્નેહરશ્મિ, ૫ ઘનશ્યામ, [illegible] અને ૧૦ ગિરીશ.



(૫) 'એક વખત મનુ બાજુના ચિત્રમાં બતાવેલા આકારનો એક પાઉં લઈ આવ્યો. ઘેર લાવ્યા પછી તેના પિતાજીએ તેની બુદ્ધિની કસોટી કરવા કહ્યું: 'મનુ, આ પાઉં પર માત્ર ત્રણ વખત જ છરી ફેરવીને તેના આઠ કટકા કરી શકીશ?' મનુએ બહુ વિચાર કર્યો, પણ સફળ ન થયો. તમે કંઈ રસ્તો બતાવી શકશો?

(૬) તમારું સામાન્ય જ્ઞાન કેટલું સમૃદ્ધ છે તેનો ખ્યાલ નીચેના પ્રશ્નો સાથે જણાવેલા તેના ઉત્તરના વિકલ્પો પૈકી તમે કયો પસંદ કરો છો તેના પરથી આવશે: (ક) એક ઘોડાની સરાસરી શક્તિ (૧) ૧૦ માણસ જેટલી (૨) પાંચ માણસ જેટલી (૩) ત્રણ માણસ જેટલી હોય છે; (ખ) મનુષ્યની ચાલવાની સરાસરી ઝડપ કલાકના (૧) એક માઈલ (૨) ત્રણ માઈલ (૩) નવ માઈલ હોય છે; (ગ) મનુષ્યની ચામડી પર દર ચોરસ ઇંચે-(૧) ૪૬૦ છિદ્રો (૨) ૧૪૦૦ છિદ્રો (૩) ૩૫૦૦ છિદ્રો હોય છે; (ઘ) પીર પુંજલ એ-(૧) એક મુસલમાન સંત છે (૨) કાશ્મીરની એક પર્વતમાળા છે (૩) લાલ ખમીસવાળાનો નેતા છે; (ચ) કે. પી. એસ. મેનન-(૧) ઇંગ્લંડમાં હિંદી હાઇકમિશનર છે (૨) અમેરિકામાં હિંદી એલચી છે (૩) ચીનમાં હિંદી એલચી છે; (છ) બંદુક ફૂટવાનો અવાજ-(૧) ૨૫૦૦ વાર (૨) ૬૮૦ વાર (૩) ૫૩૦૦ વાર દૂર સંભળાય છે; (જ) પ્લૅટિનમ ધાતુ-(૧) ૩૦૮૦ ડિગ્રી (૨) ૯૫૧ ડિગ્રી (૩) ૧૫૧ ડિગ્રી સેન્ટિગ્રેડ ગરમીએ પીગળે છે. (ઝ) ગીતાંજલિ-(૧) મહાભારતનું એક પર્વ છે (૨) ગીતાનું ટિળકે કરેલું ભાષાંતર છે (૩) કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનો કાવ્યસમૂહ છે.

(ઉત્તરો પૃ. ૧૧ ઉપર આપ્યા છે.)

# આપણો રૂપિયો

આ બ્લૉક કુલાબાના સૌજન્યથી





ઉપર: ડાબી બાજુ—ઈ. ૧૫૪૨માં શેરશાહ સૂરીએ બહાર પાડેલા રૂપિયાના આ સિક્કા પછીથી હિંદનું મુખ્ય રૂપાનાણું સિલસિલાબંધ ચાલ્યું આવે છે. જમણે—હિંદી ચલણમાં સૌથી લાંબો કાળ ચાલુ રહેલો, મહારાણી વિક્ટોરિયાની છાપવાળો, જનતામાં જાણીતો 'રાણી છાપનો રૂપિયો'—ત્રણગણા કદમાં.

હાલમાં જ આપણા રૂપિયામાં એક શકવર્તી ફેરફાર થયો. અત્યાર સુધી જે ચાંદીનો જ બનતો તે રૂપિયો હવે સંપૂર્ણ નિકલનો બન્યો છે. આની, બેઆની, ચાર આની, અરધો, એમ ક્રમેક્રમે પગપેસારો કરી હવે નિકલે રૂપિયાને પણ વ્યાપી લીધો છે. પહેલાંના રૂપિયા કરતા સહેજ નાનો, પણ ચળકાટમાં તેનાથી જરાયે ન ઊતરે એવો આ નિકલનો રૂપિયો આપણા ચલણમાં એક મોટું ક્રાંતિકારી પગલું છે.

નિકલના સિક્કા સૌ પહેલા ૧૮૮૧માં સ્વિટ્ઝર્લૅન્ડે કાઢ્યા. તેનું અનુકરણ ફ્રાન્સ, બેલ્જિયમ, ઇટાલી, કૅનેડા ને ઑસ્ટ્રેલિયાએ કર્યું ને અત્યારે જગતના ૨૯ જેટલા દેશોએ નિકલના સિક્કાઓને પોતાના ચલણમાં સ્વીકાર્યા છે. હિંદનો રૂપિયો ચોખ્ખા નિકલમાંથી બનાવવામાં આવ્યો છે, જ્યારે અમેરિકામાં નિકલ અને [illegible]ાને ૧ : ૩ના પ્રમાણમાં મેળવીને પછી પાડવામાં આવે છે. [illegible] સિક્કાનું સરાસરી આયુષ્ય સામાન્યરીતે દસ વર્ષનું હોય છે. નિકલની વિશિષ્ટતા એ હોય છે કે તે ખૂબ ઊંચા ઉષ્ણતામાને—[illegible]૨ ડિગ્રી સેન્ટિગ્રેડે પીગળતું હોવાથી તેના સિક્કાઓ બનાવવા માટે ખાસ ભારે કિંમતની યંત્રસામગ્રી વસાવવી પડે છે. આથી ખોટા સિક્કા પાડનારાઓનું કામ ખૂબ મુશ્કેલ બન્યું છે. નિકલમાં જો કોઈ બીજી અ-લોહ ધાતુ ઉમેરવામાં આવે તો જ ઓછાં ઉષ્ણતામાને સિક્કા પાડી શકાય. પણ નિકલમાં આવી બીજી ધાતુ ઉમેરીને પાડવામાં આવેલો સિક્કો તરત પકડાઈ જાય છે, કારણ કે બીજી ધાતુ મેળવેલું નિકલ પોતાનું ચુંબકત્વ ગુમાવી બેસે છે. ચોખ્ખા નિકલના રૂપિયા આગળ લોહચુંબક ધરતાં રૂપિયો તરત આકર્ષાય છે, જ્યારે બનાવટી નિકલનો રૂપિયો આકર્ષાતો નથી. નિકલના રૂપિયાને રણકાર ઉપરથી









જગતભરના ઇતિહાસમાં સિક્કાઓ સૌ પહેલાં હિંદમાં પાડવામાં આવેલા. આજથી ૩૦૦૦ વર્ષ પહેલાં પતરાના કટકા પર વિવિધ સંજ્ઞાઓના 'પંચ' મારીને સિક્કાઓ પાડવામાં આવતા. ત્યાર બાદ ઢાળામાં ઢાળીને સિક્કાઓ પાડવાની સાથે હાથી બળદ આદિ આકૃતિઓ પણ આલેખાવા લાગી. (જુઓ ચિત્ર પહેલું. ઉપર: ચંદ્ર અને ચૈત્યની સંજ્ઞાઓ; નીચે: હાથી). તે પછી ગરમ ધાતુ પર જ સીલની માફક ડાઈ વડે ઊંડી છાપ પાડીને સિક્કા પાડવાની શરૂઆત થઈ. (ચિત્ર બીજું: એક બાજુ કમળ પર લક્ષ્મી અને બીજી બાજુ બ્રાહ્મી લિપિમાં લખાણ). પણ પછી ગ્રીકોએ હિંદ પર સવારી કરતાં તેમના સિક્કાની અસર આપણા સિક્કા પર પડી અને સિક્કાની એક બાજુ રાજાનો ચહેરો અને બીજી બાજુ કોઈ ચિહ્ન આલેખવાની પ્રથા શરૂ થઈ. ત્રીજું ચિત્ર એ વખતે થઈ ગયેલા સોભૂતિ નામના હિંદુ રાજાના એવા સિક્કાનું છે. તેની એક બાજુએ રાજાનું મોઢું છે, અને પાછળ કૂકડાનું ચિત્ર, પડખે ગ્રીક ઢબનો રાજદંડ અને ગ્રીક લિપિમાં રાજાનું નામ છે. ત્યાર બાદ શકોના સમયમાં એક બાજુ રાજાનું મોઢું અને બીજી બાજુએ સૂર્ય, ચન્દ્ર આદિ આકૃતિઓ આવવા લાગી, અને કુશાનોના સમયમાં એક તરફ રાજાનું ચિત્ર ને બીજી બાજુએ શિવ, બુદ્ધ, ચન્દ્ર આદિ આકૃતિઓ આલેખાવા લાગી. ઉપર કુશાન સમયના સિક્કાના એવા ચોથા ચિત્રમાં એક બાજુ રાજા કનિષ્કનું ચિત્ર ને બીજી બાજુએ ચન્દ્રદેવનું આલેખન છે.










સાતમા એડવર્ડ, પાંચમા જ્યૉર્જ અને છઠ્ઠા જ્યૉર્જનાં ચહેરાંવાળા રૂપાના આ હિંદી રૂપિયાઓની પાછલી બાજુ વિવિધ વર્તુળાકારી કમળવેલ જ હંમેશાં આવતી; તેને બદલે હવે નવા નિક્કલના રૂપિયાના પાછલના ભાગમાં સિંહનું આલેખન છે, જેની છાપ ઉપર આપી છે.

પરખવાનો નથી, પણ ઉપર પ્રમાણે સાંભળવાથી પરખવાનો હોયછે.

પણ આ ધાતુના ફેરફાર ઉપરાંત આપણા રૂપિયામાં બીજો પણ એક મહત્ત્વનો ફેરફાર થવાની વકી છે. અત્યાર સુધી આપણો રૂપિયો આના–પાઇમાં વહેંચાએલો હતો, પણ એ નવા વિચારાતા ફેરફારથી તે ૧૦૦ સેંટ(દોકડા)નો બનશે. એ એક સેંટ લગભગ બે પાઇ બરાબર થશે. આ ફેરફાર અમલમાં આવતાં આના–પાઈ અંદરેય બનશે. આ ફેરફારની તરફેણમાં એવી દલીલ કરવામાં આવે છે કે હિંદુસ્તાનની આજુબાજુના પ્રદેશમાં–બ્રહ્મદેશ, સીલોન ઇત્યાદિ દેશોમાં–આ પદ્ધતિ ક્યારની યે શરૂ થઇ ગઇ હોવાથી હિંદમાં પણ એવી જ પદ્ધતિ ચાલુ કરવાથી તે બીજા દેશો સાથે રહી શકશે. આ પદ્ધતિ હિંદને ખરેખર લાભદાયક છે કે કેમ એ હજુ વિવાદાસ્પદ બાબત છે; કારણ આપણાં વજનનાં માપ બે, ચાર ને આઠના વિભાગોમાં વહેંચાએલાં હોવાથી રૂપિયો પણ તેવા જ વિભાગમાં વહેંચાએલો રહે એ ઇષ્ટ છે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે.

આમ, આપણા રૂપિયામાં શકવર્તી ફેરફાર થઇ રહ્યા છે તેને વખતે તેનો સાદ્યંત ઇતિહાસ જાણવો ખૂબ રસિક થઇ પડશે.

એ તો હવે સિદ્ધ થએલી વાત છે કે જગતના ઇતિહાસમાં સૌ પહેલા સિક્કા હિંદુસ્તાનની આર્ય જાતિએ જ પાડેલા અને વિનિમયના સાધન તરીકે તેનો ઉપયોગ શરૂ કરેલો. આજે ડહાપણનો ભોજો પોતાને માથે લઇ ફરતા યુરોપિયનો તે વખતે તદ્દન જંગલી અવસ્થામાં હતા ને માંડમાંડ પશુઓનું માંસ શેકીને ખાતાં શીખ્યા હતા. વેદકાળમાં, રામાયણ-મહાભારત કાળમાં તથા ત્યાર પછી પણ જ્યાં જ્યાં વર્ણન આપણે ત્યાં સોનાના સિક્કાઓ જ પ્રચલિત હતા, અને તે 'નિષ્ક' અને 'સુવર્ણ'ને નામે ઓળખાતા. ચાંદીના સિક્કા પાડવાનું ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં શરૂ થયું તે વખતનો ગણ મેળવાળો ચાંદીનો નાનું ચોરસ એ સૌથી જૂનો ચાંદીનો સિક્કો મનાય છે. ચાંદીના સિક્કા તે વખતે 'રૂપ્ય' ને નામે ઓળખાતા એમ પાણિનીના અંથમાં માહિતી મળે છે 'રૂપિયો' તથા rupee શબ્દ તેના પરથી જ આવ્યા છે. તે વખતે થથુંબકે ચોરસ આમળના જ સિક્કાઓ પાડવામાં આવતા અને તેના પર લુરીજુડી વસ્તુઓના સંકેતો તથા પ્રતીકો કોતરવામાં આવતા, ત્યાર બાદ હાથી, બળદ ઇત્યાદિની આકૃતિઓ સિક્કા પર આવવા લાગી, અને ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં તો બ્રાહ્મી લિપિના શબ્દો પણ સિક્કા પર જણાતા શરૂ થયા. સિકંદરના હિંદમાં આગમનથી તેના સિક્કાની અસર હિંદી સિક્કાઓ પર પડી ને તેના પરિણામ રૂપે એક બાજુ કોઈ ગ્રીક દેવતાની આકૃતિ ને બીજી બાજુ ખરોષ્ઠી લિપિમાં લખાણ, એવા સિક્કાઓ પ્રચલિત થયા. પણ શાકો અને ગ્રીક દેવોને બદલે હિંદુ દેવદેવીઓની આકૃતિ સિક્કા પર ઉતરાવી. મૌર્ય કાળનો ઉલ્લેખ કરતા કોઇ ખાસ સિક્કા મળી આવતા નથી. કુશાનોએ ૧૨૮ ગ્રેનના 'દીનાર' નામના સોનાના સિક્કા પાડ્યા હતા. તેમના સોના-ચાંદીના સિક્કા પર શિવ, બુદ્ધ આદિ દેવદેવીઓની આકૃતિઓ જણાઈ આવે છે. પણ ગુપ્તોના કાળમાં તો સિક્કાઓની કળા શ્રેષ્ઠતાએ પહોંચી. તેમાં એક બાજુ ઘણુંખરૂં રાજાની આકૃતિ તથા તેનું બિરુદ અને પાછળના ભાગમાં લક્ષ્મીની સુંદર આકૃતિ છપાતી.

મુસલમાનોના હિંદમાં આગમન સાથે સિક્કાઓના ઇતિહાસમાં









પણ સિક્કાઓની સાચી કળા શ્રેષ્ઠતાએ તો પહોંચી ગુપ્ત કાળમાં. તે કાળમાં સિક્કાઓ પર દેવદેવીઓ તથા રાજાની આકર્ષક આકૃતિઓ આલેખાવા લાગી. હવલા પહેલા સિક્કામાં એક બાજુ રાજદંપતીની છાપ અને બીજી બાજુ સિંહ પર બેઠેલી દેવીનું ચિત્ર છે. ત્યાર બાદ હિંદમાં મુસલમાનો આવ્યા. તેમણે સિક્કામાં જબ્બર ક્રાંતિ આણી. ઇસ્લામના આદેશ અનુસાર કોઇપણ સજીવ આકૃતિનું આલેખન થઈ ન શકે; પણ શરૂઆતમાં તો તેઓ ભારતીય સિક્કાથી પ્રભાવિત થઈ સિક્કા પર ઘોડો બળદ આદિ આકૃતિઓ આલેખતા અને નાગરી લિપિનો પણ ઉપયોગ કરતા. શાહબુદ્દીન ઘોરીના સોનાનો ઉપલો બીજો સિક્કો તેનું ઉદાહરણ છે. પણ ત્યાર બાદ ઇસ્લામી સંસ્કૃતિને અનુસરીને વ્યક્તિની આકૃતિ કે મુદ્રા અંકિત કરવાનું બંધ કરી દઈ માત્ર ઉર્દૂ લિપિમાં જ લખાણ લખવાનો શિરસ્તો તેમણે શરૂ કર્યો. તેના ઉદાહરણ રૂપ ઉપરનું ત્રીજું ચિત્ર કુતુબુદ્દીનના ચોરસ સિક્કાનું છે. તે પછી મહમદ તઘલખે હલકી ધાતુના સિક્કાઓ ચાલુ કરીને મોટી અંધાધૂંધી ઊભી કરેલી. છેલ્લું ચિત્ર તેના પિત્તળના સિક્કાનું છે. તે અંધાધૂંધી દૂર કરીને રૂપિયાને મહત્ત્વશાળી વ્યવસ્થિત રૂપે શરૂ કરવાનું માન અફઘાન બાદશાહ શેરશાહ સૂરીને ફાળે જાય છે. આ લેખને મથાળે શરૂના છાપના રૂપિયાને પડખે તેનું ચિત્ર આપ્યું છે, જે આજના આપણા રૂપિયાનો પડદાદો કહી શકાય.

સંસ્કૃતિથી પ્રભાવિત થયા હતા અને સિક્કા પર બળદ તથા ઘોડે-સવારની આકૃતિઓ આલેખતા તથા તેના પરના લખાણ માટે નાગરી ભાષાનો ઉપયોગ કરતા. પણ પાછળથી ઇસ્લામી સંસ્કૃતિને અનુસરીને, થોડાક અપવાદો સિવાય, કોઇ પણ વ્યક્તિની આકૃતિ કે મુદ્રા અંકિત કરવાનું બંધ કર્યું. તેને બદલે ઉર્દૂ લિપિમાં કુરાનના કલમાઓ, બાદશાહનાં નામ તથા બિરૂદ, હિજરી સાલ ને ક્યાં આગે પાડવામાં આવ્યા તેનો ઉલ્લેખ, એટલી હકીકત સિક્કાની બે બાજુ પર આવતી. ૧૩મી સદીમાં ઘોરી રાજાઓએ ૧૭૮ ગ્રેનના સોના તથા રૂપાના, એક બાજુ કલમા અને બીજી બાજુ મહોરવાળા 'તનક' નામના સિક્કા ચાલુ કર્યા હતા. પોતાની નાણાની તંગી નિવારવા મહંમદ તઘલખે હલકી ધાતુની ભેળવાળા ચાંદીના સિક્કાઓ તથા બીજા હલકી ધાતુના સિક્કાઓ પાડી તેને ઊંચી ધાતુના સિક્કા તરીકે ખપાવવાનો પ્રયત્ન કરવાથી ચલણમાં ખૂબ અંધાધૂંધી વ્યાપી ગઈ.

**આ** અવ્યવસ્થાને દૂર કરી નાણાને ફરી સ્થિર પાયા પર મૂકવાનું માન અફઘાન બાદશાહ શેરશાહ સૂરીને ફાળે જાય છે. તેણે વિનિમયના સાધન તરીકે રૂપાનાણું સ્વીકારીને સૌ પહેલો ૧૭૮ ગ્રેનનો ચાંદીનો સિક્કો ચાલુ કર્યો. તે જ આપણો રૂપિયો ઈ. ૧૫૪૨ની સાલમાં તે પહેલવહેલો બહાર પડ્યો અને ત્યારથી આજ સુધી તો એકધારો એ જ નામે ઓળખાતો આવ્યો છે શેરશાહે રૂપિયાની બાબતમાં બે મહત્વનાં પગલાં લીધાં એક તો તેણે રૂપિયાને બે, ચાર, આઠ અને સોળ ભાગમાં વહેંચીને તેટલી કિંમતનું તાંબાનાણું ચાલુ કર્યું, જે પણ આજ પર્યંત ચાલુ છે; ને બીજું તેણે ઠેરઠેર ટંકશાળો ઊભી કરીને ખૂબ મોટા પ્રમાણમાં રૂપિયા લોકોમાં ફરતા કર્યા. શેરશાહના રૂપિયાની એક વધુ વિશિષ્ટતા એ હતી કે તેણે પોતાનું નામ રૂપિયાની એક બાજુ પર નાગરી લિપિમાં અંકિત કરાવેલું. મુસલમાન બાદશાહોની પરંપરાને અપવાદ રૂપ આ બીજી વાર બન્યું.

શેરશાહને હરાવીને જ્યારે મુઘલો સત્તા ઉપર આવ્યા ત્યારે તેમણે યે સુધારાઓ ઘણા કર્યા, પણ તેમણે રૂપિયાને બદલ્યો નહિ. તે તો ૧૭૮ ગ્રેનના ચાંદીના સિક્કા તરીકે ચાલુ જ રહ્યો. ટંકશાળમાં રૂપિયા બનાવવામાં શુદ્ધ ચાંદી વપરાય તે માટે અકબર ખાસ તકેદારી રાખતો. જોકે છેલ્લા મુઘલ રાજાઓના વખતમાં તેમની સંમતિથી કે સંમતિ વગર ચાંદીમાં થોડી ભેળસેળ થતી, તો પણ એકંદરે રૂપિયો ચાંદી અને વજન સાથે વફાદાર રહ્યો છે. અકબરે દશાંશ ભાગવાળા પોતાના નવા સિક્કા શરૂ કર્યા હતા, પણ પ્રજામાં તે લોકપ્રિય નહોતા નીવડ્યા. જહાંગીરે પણ સિક્કામાં થોડાક સુધારા કર્યા હતા. તે દર મહીને વારાફરતી રૂપિયાનો આકાર ગોળ અને ચોરસ બદલાવતો. વળી તેમણે રૂપિયામાં કવિતત્વ પણ દાખલ કર્યું હતું. બદખનો વિજય આલેખેલા તેના રૂપિયા એવા તો દશ્યમનોહર હતા કે લોકોને તે ખૂબ જ ગમી ગયેલા. ઔરંગઝેબે રૂપિયા પર સાલ આલેખવાની શરૂઆત કરેલી. આવા નાના સુધારાઓ બાદ કરતાં દેશની ૭૬ ટંકશાળોમાંથી એકીવખતે બહાર પડતા રૂપિયાઓમાં હમેશાં બીજું બધું એકધારાપણું જ જળવાઇ રહેલું વજન અને આકારમાં તે એકસરખા જ નીકળતા. આ બાબતમાં એક બ્રિટિશ અધિકારી લખે છે, 'એ જમાનો વર્ષના ગાળા દરમિયાન રૂપિયામાં ચાંદીની જળવાઈ રહેલી ચોખ્ખાઇ, ટંકશાળોની મોટી સંખ્યા, કેટલાક રૂપિયાઓનો ઉચ્ચ કલાગુણ, તે વખતના બીજા તેનું ગૌરવ—આ બધી બાબતોનો વિચાર કરતાં કબૂલ કરવું પડે છે કે મુઘલ સમયનું ચલણી નાણું આખી દુનિયામાં એક ચલણ તરીકે ગણાવાની પાત્રતા ધરાવે છે.'

મુઘલ સત્તા પડી ભાંગી ત્યારે હિંદના ચલણમાં ભારે અંધાધૂંધી ઉત્પન્ન થઇ. જુદાંજુદાં રાજ્યોએ પોતાના અલગ સિક્કાઓ શરૂ કર્યા. એ કાળ દરમ્યાન દેશમાં સોનાચાંદીના મળીને ૯૯૪ પ્રકારનાં સિક્કાઓ પ્રચલિત હતાં, જેમાં ૫૮૦ પ્રકારના એકલા ચાંદીના રૂપિયા જ હતા! અંગ્રેજોએ હિંદ પર ગુલામી ઠોકી બેસાડી ત્યારે રૂપિયામાં વ્યવસ્થા આણવાનો તેમણે પ્રયત્ન કર્યો. શરૂઆતમાં તો હિંદમાં જે પ્રચલિત સિક્કાઓ હતા તે જ તેમણે ચાલુ રાખ્યા. ઇ.૧૭૪૨ માં તેમણે મહંમદશાહ પાસેથી સિક્કા પાડવાની સનદ મેળવીને મુઘલ બાદશાહની છાપનો રૂપિયો પોતાની ટંકશાળામાં પાડવો શરૂ કર્યો. ધીમેધીમે જેમજેમ તેઓ વધુ ને વધુ પ્રદેશ કબજે કરતા ગયા તેમતેમ દેશની તમામ ટંકશાળો પર તેમનો કાબૂ આવ્યો. પછી તો રૂપિયાની અનેક જાતોને લીધે વેપારમાં અડચણ ઉત્પન્ન થાય છે એવું બહાનું બતાવી તેમણે ઈ. સ. ૧૮૩૫ ની સાલમાં પોતાના રૂપિયા સિવાય બાકીના તમામ રૂપિયા પાછા ખેંચી લીધા અને આમ, રૂપિયા ઉપરની પોતાની જીત તેમણે સંપૂર્ણ કરી. એમણે પોતાનો પહેલો સ્વતંત્ર રૂપિયો વિલિયમ ચોથાની છાપવાળો પાડ્યો હતો. એ રૂપિયાનું વજન તેમણે ૧૮૦ ગ્રેન રાખ્યું જેમાં ૧૬૫ ગ્રેન શુદ્ધ ચાંદી હતી. ૧૮૦ ગ્રેન આપણા એક તોલા જેટલું વજન હોવાથી આપણાં વજન તોલવામાં પણ તેથી સુલભતા આવી. તે વખતથી અત્યાર સુધી રૂપિયાનું વજન જોકે ૧૮૦ ગ્રેન કાયમ રહ્યું છે. પણ તેની અંદરની ચાંદી ધીમેધીમે ઓછી થતી ગઈ છે અને આપણા છેલ્લા રૂપિયોમાં તો ચાંદી અત્યંત જૂજ હતી. પણ હવે તો એટલી યે ચાંદી પાછી ખેંચાઈ જઈ સંપૂર્ણરીતે નિકલનો રૂપિયો આપણા હાથમાં આવ્યો છે. હજુ પણ રૂપિયામાં કેટકેટલા ફેરફાર થવાના છે તે અત્યારે કોણ કહી શકે? આપણે ઇચ્છીએ કે સમૃદ્ધ હિંદની આબાદીના પ્રતીક રૂપ આપણો રૂપિયો પાછો ને ભરપૂર ચાંદીનો બની રહે.

### કસોટીના જવાબો

(૧) ૧,૦૩,૬૭,૨૧૬ રૂપિયા આપવા જોઇએ; (૨) મહર્ષિ નિકોલસ રોરિક—જગવિખ્યાત રશિયન ચિત્રકાર, જેમણે હિમાલયને પોતાનું ઘર બનાવીને તેની રૂપસૃષ્ટિને પોતાની પીંછી વડે રંગોમાં સજીવન કરી હતી; તેમનું વિસ્તૃત જીવનચરિત્ર કુમારના ૨૧૮મા અંકમાં આવી ગયું છે. (૩) ૧૧૯ કબૂતરો; (૪) ૧-ચુનીલાલ વર્ધમાન શાહ, ૨-નિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર, ૩ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, ૪-ઝીણાભાઈ રતનજી દેસાઈ, ૫-કનૈયાલાલ માણેકલાલ મુનશી, ૬-હરજી લવજી દામાણી, ૭ રમણલાલ સોની, ૮ બંસીલાલ વર્મા, ૯-કરસનદાસ નરસિંહદાસ માણેક, ૧૦ ગિરિજાશંકર આચાર્ય. (૫) બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે. (૬) ક-૨, ખ-૨, ગ-૩, ઘ-૨, ચ-૩, છ-૩, જ-૧, ઝ-૩.





પૈસા વડે ખાવાનું મળી શકશે પણ ભૂખ નહિ મળે, દવા મળશે પણ આરોગ્ય નહિ મળે, મિત્રો મળશે પણ મનઃશાંતિ નહિ મળે.

# પંથે [૫]

'સફર'ની લેખમાળા વાંચી હશે તેમને એમની આ નવી આપકથાનો વિશેષ પરિચય આપવાનો નહિ રહે. ગઈ માળામાં લેખકે કાલિદાસની દવા પેટે બાપ લીધાનું જે કેટલાંક ઈશારા રૂપ વર્ણનો કર્યા હતાં તેની સવિસ્તર હકીકત આમાં ક્રમશઃ આવશે.

['મારી સફર'નો અંતભાગ] —— લેખક • જીવરામ જોષી

સાચી ગોળી ચલાવીને પોલીસના બાતમીદારને તેનું નિશાન બનાવવાના ઉમંગમાં હું રાચતો થયો. એક મહિનાને અંતે એ સમય સાંપડ્યો. હું ઘણી ઉતાવળ કરવા માંડ્યો હતો.

કાલિદાસ કહે, 'ભાઈ, તમંચાના ભડાકાથી કોઈ આપણી એ ક્રિયા જાણી ન શકે એવી જગ્યા જોઈએ, તેની શોધ થાય છે; કારણ કે તે માટેનો પૂર્વ અભ્યાસ ખૂબ સાવધાની માગી લે છે.

કલ્પના અને વાસ્તવિકતામાં આકાશપાતાળનું અંતર છે એ હજી મને સમજાયું નહોતું. કાલિદાસ એવી ઘણી વાતો મને કહી ગયો, પણ એનું મહત્ત્વ હું સમજી શક્યો નહિ. કોઈ કામ કરવાનું ધારી લેવું સહેલું છે, પણ કરવા બેસો ત્યારે એ વસમું થઈ પડે છે. ઘણાં કામ નાનાં લાગે, પણ તમને તેનો અનુભવ ન હોય અને કરવા બેસો તો થીજી જાઓ. માટે જ કહ્યું છે કે 'હજાર ગુરુ અને એક અનુભવ'. કોરા જ્ઞાનથી નહિ પણ અનુભવથી જીવન ઘડવું આવશ્યક છે.

કાલિદાસને મેં ઉતાવળ દર્શાવી એટલે તેણે કહ્યું, 'તું ઉત્સાહના આવેશમાં કાર્યની ગંભીરતા ભૂલતો નહિ.' મેં કહ્યું, 'બહુ બહુ તો હું પકડાઈ જઈશ અને ફાંસીએ લટકવું પડશે એ જ ને?'

'એમ નથી. એ તો ભાવના કહેવાય. પકડાઈ જઈને ફાંસીએ લટકી જવું એ બસ નથી. બકે તો આપણું ધાર્યું કામ પાર કેમ પડે એ જ મહત્ત્વનું છે. એ પાર પાડવા માટે દક્ષતાની જરૂર છે.'

કાલિદાસના મોં સામે હું જોઈ રહ્યો. સંસ્કૃત ભણતો આ કાશીનો વિદ્યાર્થી આટલું ડહાપણ રાખે છે? હવે હું સમજી શકું છું કે અમુક પ્રકારનું ભણતર જ માણસને નથી ઘડતું. પ્રત્યેક વ્યક્તિમાં પોતાનું કંઈક તેજ હોય છે. ગમે તેવી સ્થિતિમાં પણ આ તેજ પ્રગટી ઊઠે છે.

કાલિદાસ કહે, 'કસોટીમાંથી પસાર થઈને તારી કુશળતા, જન્મભૂમિની સ્વાધીનતા માટેની ત્યાગભાવના અને સાહસિકતા બતાવી આપવાનાં છે.' આ વાક્યોનો મર્મ તો અનુભવ પછી જ સમજાયો. નદીમાં નહાતાં માછલી શરીરને અડકી જાય તો યે કૂદીને નાસીએ એવા લોહીના ને સંસ્કાર, સ્વભાવથી જ અહિંસક, એવા આપણે તમંચો હાથમાં લઈને કોઈને વીંધી નાખીએ એ વાત કપરી છે.

દિવસો વીત્યા. કાલિદાસ સૂત્રો ગોખવામાં લાગી ગયો. પછી તો હું પણ માધુકરીની હાજરી એકવાર જમીને મણિકર્ણિકા અને દશાશ્વમેધ વચ્ચેના ઘાટની સફર કરતો રહ્યો.

એક દિવસ કાલિદાસ પાઠશાળાએથી આવ્યો. માધુકરી માગી આવીને હું જમવા બેસતો હતો.

'કેમ, કંઈ વધારે છે કે?' તેણે પૂછ્યું.

'આજ તો ભોંસલે મંદિરમાંથી ભાતનો મોટો ગોળો લાવ્યો છું.' ખરેખર, ભોંસલેના મંદિરમાં વિદ્યાર્થીઓને માધુકરીમાં ભાતનો ગોળો એવો જ મળતો.

'તો હમણાં એક ભાઈ આવશે. કદાચ જમશે.'

થોડી વારે એક યુવાન આવ્યો. ગંભીર અને ચતુર. હું અરધું જમ્યો હતો. યુવાન પણ સાથે જ જમવા બેઠો.

યુવાને બે કોળિયા ખાઈને કહ્યું, 'પણ ભૂલ થઈ છે. હું કાયસ્થ છું તમને કહેતાં ભૂલી ગયો. ખાવાપીવામાં કંઈક પાળવું જોઈએ.'

મેં કહ્યું, 'મુસલમાનોમાં એકબીજાથી અભડાય છે? કહો'.

તે કહે, 'ના'.

મેં કહ્યું, 'કારણ કે એ સૌ એક ધર્મના, એક જાતના અને એક સંસ્કૃતિના છે. તો આપણે હિંદુઓ પરસ્પરમાં ખાવાપીવાનાં કેમ વહેવારીએ? જેનો એક ધર્મ, એક જાત અને એક સંસ્કૃતિ, તે સૌ એક જ કુટુંબના ગણાય.'

તેણે પૂછ્યું, 'આર્યસમાજી છો?'

મેં કહ્યું, 'મને એનું અભિમાન છે.'

યુવાન કંઈપણ બોલ્યા વિના જમતો રહ્યો પણ ધીમેધીમે વાતો શરૂ કરી. જમી રહ્યા બાદ પણ ઘણી વાર સુધી તેણે વાતો કરી. કાલિદાસ તો ચૂપ જ. મેં યુવાનની વાતોનો મનથી પાટ બેસાડ્યો તો હું સમજી ગયો કે મારી માન્યતા અને તે પ્રમાણે વર્તવાની તાલાવેલીમાં સ્વજનો કેવાક બળવાન છે એનું એ સાર પૂછતો હતો. એના ગયા પછી મેં કાલિદાસને એ વિષે પૂછ્યું. તે તો જોકે ચૂપ જ રહ્યો, પણ વાત ખરેખર એમ જ હતી. તેના ગયા પછી કાલિદાસે મને કહ્યું કે, 'આજે આપણે સારનાથ ફરવા જઈશું.'

ભગવાન બુદ્ધે જ્યાં બેસીને અહિંસાનો મુખ્ય ઉપદેશ પ્રથમ વાર કર્યો હતો ત્યાં હિંસાની તાલીમ લેવાની ગોઠવણ થઈ હતી! સાંજના ચાર વાગ્યે સાઇકલ પર અમે બંને સારનાથ પહોંચ્યા. કાશીથી ઉત્તરમાં વરણા નદીને પેલે પારથી ડામરની સુંદર સડક સારનાથ સુધી જાય છે. એ કાળે સારનાથનું નવું ભવ્ય મંદિર બંધાઈ ચૂક્યું હતું અને જાપાની કલાકારો મંદિરની દીવાલો પર ચિત્રો દોરતા હતા. એક નાનકડી પાઠશાળામાં બૌદ્ધ સંન્યાસી આજુબાજુના કિસાન બાળકોને ભણાવતા હતા. તિબેટ અને ચીનથી આવેલા બૌદ્ધ યાત્રીઓ ભગવાન બુદ્ધના સ્તૂપ ફરતા પ્રદક્ષિણા કરતા હતા. છતાં બધે નીરવ શાંતિ છાઈ હતી. વસતિ જેવું કંઈ હતું જ નહિ. દૂરદૂર ખેતરોમાં કિસાનો પણ ક્વચિત જ દેખાતા.

સાઇકલો મૂકીને અમે નવું મંદિર ને સ્મરણસ્થાન જોતા રહ્યા. ત્યાં યોજના પ્રમાણે એક યુવાન આવી પહોંચ્યો. કાલિદાસે તેને જોયો. કશી વાતચીત કે સંકેત પણ ન થયો. છતાં કાલિદાસ સમજી ગયો.

'ચાલો, ખેતરોમાં ફરી આવીએ' કહી કાલિદાસ મને લઈ ચાલ્યો.

પાંચસાત ખેતરો વટાવી અમે દૂર નીકળી ગયા. એક આંબા નીચે પેલો બેઠો હતો. ત્યાં જઈ અમે પણ બેઠા. હવે હું સમજી ગયો.

યુવાને રિવૉલ્વર કાઢી ચાપ દબાવી તેની ચકરડી ફેરવી. તેમાં પાંચ કારતૂસ હતા. એક પછી એક બધા કાઢી લીધા. પછી ફરી પાછા અંદર ભરી દીધા અને ચકરડી બેસાડી દીધી. પછી મારા હાથમાં રિવૉલ્વર મૂકીને તેણે કહ્યું, 'મેં જેમ ખોલી હતી તેમ ખોલો. કારતૂસ કાઢો અને ફરી પાછા ભરી દો'. હું તેમ કરી ગયો.

'શાબાશ! હવે નિશાન તાકશો કેવી રીતે?' તેણે પૂછ્યું.

મેં હાથ લંબાવીને નિશાન તાક્યું.

તેણે કહ્યું, 'એકદમ સીધો હાથ કરીને નિશાન તાકવા કરતાં, સહેજ ડાબે હાથે કાટખૂણો બનાવીને નિશાન તાકવું વધારે સારું છે, કારણ કે તેથી આંખ બરાબર કામ કરે છે અને ગોળી છૂટતાં પણ

…એ છે કે, પોતાનું મન જ્યાં કહે ત્યાં નિશાન બરાબર ગોળી છોડવી જોઈએ. ઘણી વાર નિશાન તાકવા જેટલો સમય પણ નથી હોતો.

થોડે દૂર આંબાવાડિયું હતું. તેમાં અમે પૂગ્યા. આંબાના થડ ઉપર એક પાંદડું ચોડ્યું. તેને વીંધવાનું હતું. મેં ચોકસાઈથી નિશાન લીધું અને ગોળી છોડી. હળવો ધક્કો વાગ્યો. ગોળી પાંદડાના ઉપલા ભાગ પર જઈ બેઠી.

'બરાબર છે. ગોળી ધારેલા સ્થાને ન બેઠી તેનું કારણ સમજ્યા? ગોળી છૂટતી વેળા જે ધક્કો વાગ્યો તેને લીધે રિવૉલ્વરની નળી સહેજ ઊંચી થઈ ગઈ. તમારે શું કરવાનું, કે ઘોડો દબાવો ત્યારે હાથના સ્નાયુઓને ઘણા જ દૃઢ બનાવી દેવા, કે જેથી રિવૉલ્વર ડગે નહિ. રિવૉલ્વર જાણે કે છટકી જવા માગતી હોય અને તમે એને પૂરા જોરથી દબાવી રહ્યા હો. પછી તો અભ્યાસથી બધું સુલભ છે.'

આ રીતે મેં બીજા ત્રણ વાર કર્યા. ચોથે વારે પાંદડું વીંધાયું.

'બસ, ફરી કાલે' કહેતો યુવાન રિવૉલ્વર કેડમાં ખોસીને પૂર્વ ભણી ચાલતો થયો.

અમે બંને પાછા સારનાથ ભણી વળવાને બદલે સીધા જ ચાલવા માંડ્યા. તમંચાના ભડાકા સાંભળનારાઓને આશ્ચર્ય તો થયું જ હોય કદાચ કોઈ 'શું થયું' તે જોવા યે આવી ચડે. બેએક માઈલનો ચકરાવો લઈને અમે પાછા સારનાથ આવ્યા. સાઇકલો ત્યાં જ પડી હતી.

આ પછી બીજા બે પ્રયોગો થયા. છેલ્લો પ્રયોગ ઘણો જ સફળ બન્યો. મને તમંચો અપાયો. જે 'દેશદ્રોહી'ની હત્યા કરવાની હતી તેની ઓળખ કરાવાઈ. તેને હણવાની બધી સૂચનાઓ મળી.

એ દેશદ્રોહી ગુપ્તચર–વિભાગનો બાતમીદાર હતો. કાકોરી ષડ્યંત્ર હજી તપાસમાં જ હતું. તે સંબંધે અનેક યુવાનોની ધરપકડો ચાલુ હતી. કાશીમાં વિશેષ ગરમી હતી. જિતેન્દ્રનાથ લાહિડી, શચીન્દ્રનાથ સન્યાલ અને બીજા કેટલાક પકડાયેલા ક્રાંતિકારી યુવાનો કાશીના રહેવાસી હતા. શચીન્દ્રનાથ સન્યાલ અને લાહીડીના કુટુંબની હિલચાલ ઉપર આ બાતમીદાર ચોકીદારી રાખતો અને સાચીખોટી ખબરો ગુપ્તચર ખાતાને આપતો. તેનું નામ ભવાની સહાય હતું. ઊંચો અને મજબૂત બાંધાનો આ ગુપ્તચર એવો તો સરકારપ્રિય હતો કે આથી તે ક્રાંતિકારી યુવાનોને ધિક્કારતો દેખાતો.

તે ક્યાં રહે છે, ક્યાં સુધી ક્યાં હરેફરે છે ઈત્યાદિ વિગતો મેં મેળવી લીધી. ઘણુંખરું તે દશાશ્વમેધ ઘાટને માર્ગે બંગાળી ટોલામાં જતી એક ગલીને નાકે બેઠી રહેતો. રાતના આઠેક વાગતાં તે ગોદવાલીમાં—જ્યાં પોલીસ થાણે જતો અને ત્યાં દિવસભરનો 'રીપોર્ટ' આપીને ઘેર જતો રહેતો. ઘેર પાછો ફરે ત્યારે એકાંત પડતાં માર્ગમાં તેને ગોળી મારી દેવાનો મેં નિર્ણય કર્યો.

ભવાની સહાય પણ આવું કંઈ બને એવો સંદેહ રાખતો અને તેથી ઘણો સાવધ હતો. પાસે તમંચો પણ રાખતો.

અંગ્રેજ શાસકોને આપણા વિરોધી તરીકે ભલે આપણે નિંદીએ, પણ શાસક તરીકેની એમની કુશળતાને હજારહજાર અભિનંદન આપવાં ઘટે છે. કદાચ આવી કુશળતા ભાગ્યે જ ક્યારે યે આપણે કોઈ બીજી પ્રજામાં જોઈ શકીશું. ન જાણે આપણી ભાષા, ન જાણે આપણું જીવનકાર્ય, આપણાથી દૂર અને અળગા વસે, છતાં આપણામાં અંગ્રેજ શાસક એક એવી ધાક બેસાડી દીધી કે ઈશ્વરથી ડરીને ભક્તો ચાલે તેમ આપણી પ્રજા તેમનાથી શેહ ખાતી રહી. એવી યે એમની વિશેષતા તો, અંગ્રેજે જે શાસનપ્રથા અને નોકરિયાત-અમલદારી વર્ગ ઘડ્યા એમાં છે. નાનામોટા બધા અમલદારો

[illegible] એમનાં સંતાનોની હસ્તિ, છતાં અંગ્રેજ શાસનને પ્રતાપે એમને એવી એક મમતા બંધાઈ દેખાતી કે તેની વિરુદ્ધ જનાર દેશપ્રેમી કાર્યકરો, સ્વાધીનતાનું આંદોલન કે એવી કોઈ પણ પ્રવૃત્તિ એમને જાણે પોતાના ખુદનાં જ શત્રુ હોય એવો જ ભાસ થતો અને એવી કટ્ટરતાથી જ તેમની સામે તેઓ કામ કરતા. દેશની સ્વાધીનતા માટે પ્રાણાર્પણ કરવા નીકળેલા અમારા જેવા ક્રાંતિકારીઓ એમને મન મહાશત્રુ હતા.

૯ મી ઑગસ્ટનો દિવસ કદી ન ભુલાય એવું સ્મરણ મૂકી ગયો. એ દિવસે મારે ભવાની સહાયને વીંધી નાખવો એવી આજ્ઞા મળી. તે દિવસે કાકોરી સ્ટેશન પાસે રામપ્રસાદ 'બિસ્મિલ'ની વીરટોળીએ ગાડી ઊભી રાખીને રેલવેનો ખજાનો લૂંટ્યો હતો. તેના સ્મરણમાં મારે તે જ દિવસે કસોટીમાં પાર ઊતરવાનું હતું. મારા તમંચાનો એ ભડાકો લખનૌની કાળકોટડીમાં પહોંચે અને મૃત્યુને વરી ચૂકેલા એ વીરલાઓ સંતોષ પામે કે 'અમારી પાછળ કોઈક છે ખરું.'

'વળાંક લેતી એક ગલીને નાકે હું જઈ ઊભો. સુધરાઈનો દીવો દૂર રહી આછો પ્રકાશ પાડતો હતો, પણ ખૂણા પરના મકાને અંધારાને ઓથ આપી હતી. રાતના સાડા નવ વાગ્યા. દૂરના દીવાના પ્રકાશવિસ્તારમાં ભવાની સહાય પ્રવેશ્યો લાગ્યો આકૃતિ. તેમાં પહેરે દેશભક્તશાઈ ઢાંગો ખાદીનો ઝભ્ભો. માથે રૂની પૂણી જેવી ખાદીની ટોપી. મને તો કોઈ પ્રેત આવતું હોય એમ જ ભાસ્યું. હૃદયની ગતિ વધી ગઈ. શરીરનો કણેકણ કંપન અનુભવી ઊઠ્યો. લાગ્યું કે આસપાસ જાણે કે અંધેર થઈ પડ્યું છે અને હું જ એકલો વચ્ચે ઊભો છું.

ત્યાં તો ભવાની નજદીક આવી પહોંચ્યો. મારી સ્વસ્થતા બહેર મારી ગઈ. વિચાર કે બુદ્ધિ જાણે થીજી જ ગયાં. કેડમાં ખોસેલા તમંચા પર હાથ તો પહોંચી ગયો હતો, પણ તમંચો ખેંચી કાઢવાની આજ્ઞા એને મળતી નહોતી. માનસતંત્ર જ વિખરાઈ ગયું હતું. કોણ આજ્ઞા આપે? મન બળ કરીને બોલી ઊઠ્યું: 'કાઢું તમંચો? મારી દઉં? જાય છે! ગયો, હાં?'

કાયરતા કહો, ધાર્મિકતા કહો, સ્વભાવગત સંસ્કાર કે કુલસંસ્કાર કહો, ધીમેથી બોલી ઊઠ્યાઃ 'ના, ના; માનવી જેવા માનવીને, અને તે ય આવડા મોટા માનવીને મારી નાખવો?' અર્જુને નાનકડા કૃષ્ણને વિરાટ સ્વરૂપે જોયા હતા તેમ ભવાનીનો વીંધાએલો દેહ ભયંકર સ્વરૂપે મારી દૃષ્ટિમાં ઊભરાઈ પડ્યો. હું સમસમી રહ્યો. મારું—ન મારું થાય છે ત્યાં તો ભવાની દૂર નીકળી ગયો.

સ્વસ્થતાએ ફરી સંચાર કર્યો. માનસ ચેતના પામ્યું. ચારે બાજુ એનાં એ મકાનો એને દૂરનો એનો એ દીવો, બધું સ્વસ્થ દેખાયું. આપ ભલા તો જગ ભલા.

ભડાકો સાંભળવા કાલિદાસ માર્ગમાં ઊભો હતો. ભડાકો સંભળાયો નહિ અને મને આવતો દીઠો કે એનો આત્મા કકળી ઊઠ્યો. સામે આવી મને પૂછ્યું: 'કેમ?'

મેં સાચું જ કહી દીધું, 'હાથ ન ઊપડ્યો.'

'કાલિદાસે કહ્યું, 'ભારે થઈ. તેં જીવનું જોખમ વહોર્યું. સાથે મારે માથે યે સંકટનું પોટલું મૂક્યું. પહેલેથી જ તારે ના કહેવી હતી.'

હું કંઈ બોલી શક્યો નહિ. મૂંગે મોએ બંને કોટડીએ આવ્યા. ખાવાનું તો કોને ભાવે? સૂતાંસૂતાં કાલિદાસે કહ્યું, 'હવે તારે સજા સહન કરવા તૈયાર રહેવું પડશે.'

'ખુશીથી.' મેં ટૂંકો ઉત્તર દીધો.

સ્વપ્નમાં ઘોર કૂંડાળે ગોથાં ખાતાં ઝપમાં રાત વીતાવી (ચાલુ)

# બોરિક ઍસિ

## આપણાં ઘર આરોગ્ય અને ઉદ્યોગ—સર્વમાં ઘણા અગત્યની અને વ્યાપક ઉપયોગની વસ

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી. પીએચ. ડ

બોરિક ઍસિડ ને બોરૅક્સ એટલે કે ટંકણખાર એ આપણા રોજિંદા જીવનમાં ઘણા મહત્ત્વના પદાર્થો છે. એ બંને બોરોન નામના મૂળ તત્ત્વમાંથી ઉદ્ભવેલા છે. બોરૅક્સ એ બોરિક ઍસિડનો સોડિયમ ક્ષાર છે. બોરિક ઍસિડના ક્ષારો બોરેટો કહેવાય છે.

બોરૅક્સ અને બોરિક ઍસિડ ઘરગથ્થુ ઉપયોગની અગત્યની ચીજો છે. ટંકણખાર તો ભારે પાણીને હલકું કરવા માટે, કપડાં ધોવાના સાબુની બનાવટમાં તથા એવા પરચૂરણ કામ માટે સામાન્યતઃ દરેક ઘરમાં ઉપયોગમાં લેવાય જ છે. વાંદા અને કીડીઓના ઉપદ્રવ દૂર કરવા માટે પણ ટંકણખાર છાંટવામાં આવે છે. બોરિક પાઉડરનો ઉપયોગ ઔષધમાં ખૂબ જાણીતો છે. તેનો મલમ ગુમડાં મટાડવા માટે વપરાય છે. આંખો દુખવા આવે ત્યારે તે બોરિકના પાણીથી ધોવામાં આવે છે. પણ આ તો થયા તેમના ગૌણ ઉપયોગો. બોરિક અને બોરૅક્સ જુદા જુદા ઉદ્યોગોમાં એવા વિશાળ પ્રમાણમાં ઉપયોગમાં આવે છે કે તે જાણીને ઘણાને આશ્ચર્ય થાય.

જૂના કાળથી કીમિયાગરો બોરૅક્સ વાપરતા આવ્યા છે. પહેલાં તો તે તિબેટમાંથી બધે મોકલાતું. ત્યાં તેને 'તિન્કલ' તરીકે ઓળખવામાં આવે છે. આ તિન્કલમાંથી ઈ. ૧૫૪૭માં સૌ પ્રથમ બોરિક ઍસિડ છૂટો પાડવામાં આવ્યો. ગરમ પાણીના ઝરાની આસપાસના તથા જ્વાળામુખીના પ્રદેશોની સમીપમાં આવેલાં સરોવરોને પડખેથી મોટેભાગે બોરૅક્સ મળી આવે છે. આ સરોવરોનાં પાણી સુકાઈ જતાં જે જાડા પોપડા બાઝી જાય છે તેમાંથી બોરૅક્સ નીકળે છે.

આ ઉપરાંત બીજા કુદરતી બોરેટોમાંથી પણ બોરૅક્સ બનાવાય છે. એમાં 'કૅલ્શિયમ, મૅગ્નેશિયમ' ઇત્યાદિ બોરેટોનો સમાવેશ થાય છે. આવા બોરેટોને સોડા સાથે ઉકાળીને બોરૅક્સ તૈયાર કરવામાં આવે છે. તિબેટમાંથી હવે બોરૅક્સ થોડા પ્રમાણમાં નીકળે છે. પરંતુ હાલ તો અમેરિકા છેલ્લાં ઘણાં વર્ષો થયાં બોરૅક્સના વેપાર પર મજબૂત હાથ ધરાવે છે. દુનિયાની પેદાશનો ૬૫ ટકા બોરૅક્સ તો અમેરિકા ઉત્પન્ન કરતું તેની ઉત્પત્તિ આજે તો વધીને ૯૪ ટકા સુધી પહોંચી છે. બાકીના ૬ ટકામાં આર્જેન્ટિના, ઈટાલી ને તુર્કી આવે છે.

બોરૅક્સનો મુખ્ય ઉપયોગ રસોડામાં ઉપયોગી કાચનાં વાસણો, નહાવાનાં ટબ, સૉસ પૅન વગેરે ચીજોને ઇનૅમલ (મીનો) ચડાવવામાં થાય છે. માટીનાં તેમજ ચીનીનાં વાસણો, ગ્લેઇઝ્ડ નળિયાં, સંડાસમાં ઉપયોગી આરોગ્યમૂલક સામાન, પાઇપો વગેરેની બનાવટમાં પણ ટંકણખાર તેમજ બોરિક પાઉડર ખૂબ વપરાય છે. રસાયન ઉદ્યોગમાં તો પ્રતિદિન આ પદાર્થોનો ઉપયોગ વધતો જ જાય છે. ટંકણખારવાળો કાચ મજબૂત, વિશેષ ચકચકિત તેમજ ટકાઉ બને છે. તેવા કાચની બનાવટમાં રેતીના દર હજાર ભાગે ૧૫ થી ૫૦ ભાગ ટંકણખાર નાખવામાં આવે છે. 'પાઇરૅક્સ' તરીકે જાણીતા અગત્યના કાચની બનાવટમાં બોરિક અને રેતીનું ખાસ મિશ્રણ વપરાય છે. આવો કાચ ઉષ્ણતાના શીઘ્ર ફેરફાર થાય છતાં તૂટતો નથી. આવા બોરો-સિલિકેટ કાચ વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓમાં વપરાતા

ગરમ હોય ત્યારે તેના પર પાણીનો છાંટો પડતાં જ તે તૂટી જ
છે એ સૌનો અનુભવ છે. પણ બોરો-સિલિકેટ કાચ પર એ
થવાથી કાંઈ પણ અસર થતી નથી. તેવા કાચનો પ્રસરણાંક (co-
efficient of expansion) એકદમ ઓછો હોય છે.

ટંકણખાર સૂતર ધોવામાં, રંગવામાં તથા ચામડાંની બનાવટ
પણ પુષ્કળ વપરાય છે. કપડાંને ઈસ્ત્રી કરતી વખતે ચળકાટ આણ
લૉન્ડ્રિંગ કંપનીઓ તેનો જ ઉપયોગ કરે છે. કાગળ, પ્લાઈવુડ, પ્લાસ્
અને રંગરોગાનમાં કેસીનનો પટ મારવા માટે તેનું જે દ્રાવણ ક
વામાં આવે છે તેમાં ટંકણખારનો જ ઉપયોગ થાય છે. ૭૦ ટકા ટંક
ખાર અને ૩૦ ટકા બોરિક ઍસિડનું પાણીમાં મિશ્રણ કરીને કાપ
કાગળ કે લાકડા પર ચોપડવાથી તેમને અગ્નિનિરોધક (ફાયરપ્રૂ
બનાવી શકાય છે. મીણબત્તીની દીવેટ સીધી રહે એ માટે તે
ટંકણખારમાં જ બોળવામાં આવે છે. ટંકણખારને ગરમ કરવાથી
પીગળી જતો હોવાથી ધાતુઓના શોધનમાં તેનો ફ્લક્સ તરી
ઉપયોગ થાય છે. કાંસું, જર્મન સિલ્વર અને લોઢાનાં વેલ્ડિંગ, સોલ્ડરિં
(રેણ) અને બ્રેઇઝિંગમાં તે પુષ્કળ વપરાય છે. ઓગાળેલા ટંકણખા
માં કેટલીક ધાતુઓના ક્ષારો નાખી ગરમ કરવાથી રંગીન પદા
પેદા થાય છે; જેવા કે: ત્રાંબાના ક્ષારથી વાદળી, ક્રોમિયમ—લીલ
મૅન્ગેનીઝ—જાંબલી, કોબાલ્ટ-ઘેરો વાદળી, નીકલ-પીળો ભૂ
અને લોઢું—આછો લીલો. ડબ્બામાં ખોરાક સાચવવા માટે ત
જંતુવિનાશક તરીકે પણ ટંકણખાર તથા બોરિક ઍસિડ જ વપરા
છે. ઔષધોમાં પણ આ બંને ખૂબ વપરાય છે. નૃત્યગૃહોમાં ભોંય
તળિયું લીસું રાખવા માટે તથા 'ફેરમ બોર્ડ'ને સાફ રાખવા માં
બોરિક પાઉડરનો જ ઉપયોગ થાય છે. 'સોડિયમ પર-બોરેટ' દંત
મંજનમાં જંતુવિનાશક તરીકે તથા કોગળા કરવા માટે તેમજ બ્લી
ચિંગમાં પણ વપરાય છે. કૉસ્મેટિક પદાર્થોની બનાવટમાં પણ આ
વસ્તુઓ ખૂબ ઉપયોગી છે. આપણા સમસ્ત જીવનમાં ટંકણખા
અને બોરિક ઍસિડની આવી વ્યાપક મહત્તા છે.

ટસ્કની (ઇટાલી)ના જ્વાળામુખી પ્રદેશોમાં જમીનમાંથી વરાળ
ના ફુવારા છૂટે છે. આ ફુવારાની આસપાસ ચણતર કરી લેવાથી વરા
ળનું પાણી તેમાં ભેગું થાય છે. આ પાણીમાં બોરિક ઍસિડ હોય
છે. તેને ઉકાળવાથી તેમાંથી બોરિક ઍસિડ છૂટો પડે છે ને તેને શુદ્
કરી વેચવામાં આવે છે. બોરૅક્સના દ્રાવણમાં હાઇડ્રોક્લોરિક ઍસિ
નાખવાથી પણ બોરિક ઍસિડ છૂટો પડે છે. બોરિક ઍસિડ ય
અન્ય કોઈ બોરેટને સલ્ફ્યુરિક ઍસિડ સાથે મેળવી તેમાં દારૂ નાખ
સળગાવવાથી લીલી જ્યોત થાય છે. આ જ્યોત બોરિકની લાક્ષણિ
કસોટી મનાય છે. બોરિક ઍસિડને ગરમ કરવાથી તેમાંથી પાણ
છૂટે છે, અને છેવટે નિર્જળો (એન્હાઇડ્રાઇડ) બોરિક રહે છે. આને
મૅગ્નેશિયમ ધાતુ સાથે ગરમ કરવાથી બોરોન છૂટો પડે છે. બોરોન
અ-ધાતુ છે. તેનો કાંઈ ખાસ ઉપયોગી નથી. પરંતુ તે ખૂબ સખ્ત
પદાર્થ હોવાથી હીરાની ભૂકીની માફક પૉલિશ કરવાના સખ્ત ...

# હર-વિરહ

આ અંકના પાછલા પૃષ્ઠમાં આપેલા શ્રી સોમાલાલ શાહના ચિત્રનું ગુણદર્શન

પુરાણકાળમાં બ્રહ્માએ એક વેળા યજ્ઞ કર્યો, અને સર્વે દેવો-મુનિઓને તેમાં આમંત્ર્યા. દક્ષ પ્રજાપતિ પણ તે યજ્ઞમાં ગયો. તેનો પ્રવેશ થતાં, યજ્ઞઆમંત્રિત સર્વે જનોએ ઊઠીને તેને સત્કાર્યો. એક માત્ર શિવ ઊભા થયા નહિ, અને આસનસ્થ જ રહ્યા. દક્ષની પ્રિય પુત્રી નામે દક્ષા કે દાક્ષાયણી અથવા સતી, તેના પતિ તે આ શિવ હતા. તેણે કરેલા આવા હડહડતા અપમાનથી તે ક્રોધિત બન્યો અને પુત્રી તથા જમાઇ ઉપર દ્વેષ રાખવા માંડ્યો. તે પછી એકવાર તેણે મહાયજ્ઞ આરંભ્યો. તેમાં સહુને—સુરો, અસુરો, ઋષિમુનિ, સ્વજનોને બોલાવ્યાં. એક ન બોલાવ્યાં તેમને. એ યજ્ઞોત્સવ ભણી વિમાનમાર્ગે જતાં ટોળાંને સતીએ કૈલાસમાં બેઠાંબેઠાં જોયાં. અને તેમને ત્યાં જવાની અતિશય ઉત્કંઠા થઇ આવી. શિવે તેમને સમજાવ્યાં, વાર્યાં, પણ મનસ્વિની સતી તેના ઉપરવટ થઇ ત્યાં પહોંચ્યાં. ત્યાં પોતાને પિતા તરફથી થએલા અપમાનનું દારુણ દુઃખ અનુભવતાં, જન્મદાતા દક્ષને ધિક્કારી અંતે, 'પીળાં વસ્ત્ર પરિધાન કરી' તે જ યજ્ઞમાં પડતું મેલ્યું. અને એમ કરીને શિવદ્વેષ્ટા એવા પિતાના દેહમાંથી ઉત્પન્ન થએલા પોતાના દેહનો નાશ કર્યો. આ પ્રમાણે ભાગવતકારે કથાનો અંત આણ્યો છે. ત્યારે બીજી દંતકથા પ્રમાણે, સર્વજ્ઞ શિવને સતીમૃત્યુની જાણ થતાં, એ તે સ્થળે આવી પહોંચ્યા, અને અપમાનની મૂર્તિમંતી વ્યથા જેવી મૃત સતીના બળતા દેહને ઉપાડી લઇ આકાશમાર્ગે હિમાલયભણી તેમણે વિયોગ અને અવમાનની વ્યથા અનુભવતાં ચાલવા માંડ્યું. અને તે જ આપણા ચિત્રનો પ્રસંગ છે.

એવી આ હૃદયસ્પર્શી કથાનું આલેખન કવિતા-કલામાં શ્રી રસિકલાલ પરીખે નીચે પ્રમાણે કર્યું છે:

'દક્ષે સતીપતિતણું અપમાન કીધું,
યજ્ઞાગ્નિમાંહિ નિજ દેહ સતી સમર્પે,
રુદ્રે અહીં કરમહીં બળતી લતા એ
સર્વસ્વ જીવનતણું, કદિ ને બચે એ.

ગગનચરે વિચરતાં ભવ હાથ માંહી
ઢાળે સતી નયન, એકલ રુદ્ર ચાલે,
કંપે હિમાચલ અને મુંજતી વનશ્રી
ને ભૂમિનું હૃદય ફાટી સરે વિરામ્યું.' ('ચંદ્રદર્શન'માંથી)

ત્યારે શ્રી સોમાલાલ શાહની ચિત્રકળા, આખી કથાના ઉત્તમાંગ જેવા આ અંતના પ્રસંગને શી શી ખૂબીઓથી આલેખે છે તે જોઇએ.

ચિત્રમાં શિવે ઉમાની મૃત્યુવશ ઢળી પડેલી દેહવલ્લરીને ઊંચકેલી જણાય છે; અને વિલાપને સ્થાને મહાનુભાવી શિવનું ગંભીર મુખ જાણે કે સતીને થએલા પેલા દારુણ અપમાનને સ્મરીને, આખી કથાનું આપણને સ્મરણ કરાવે છે અને સતીવિયોગની દારુણ વેદનાથી છવાએલું, સ્તબ્ધ થએલું જણાય છે.—તો એટલે લગી કે સ્મશાનવાસી શિવના કર્પૂરગૌર દેહ ઉપર ભભૂતિના ભૂરા રંગ સાથે ભળી જઇ, આ વેદનાનું નીલ વિષ જાણે કે કંઠ ઉપર જ નહિ પણ સારાય દેહ ઉપર આછુંઆછું પ્રસરેલું હોય, તેવા રંગે ચિત્રકારે તેમને ચીતર્યા છે. અને આખા ચિત્રની પ્રકૃતિદૃશ્યની ભૂમિકા પણ શિવની આવી હૃદયોર્મિના જ ઘેરા રંગે રંગાએલી છે. શિવ પૌરુષનો અવતાર છે માટે જ તેમનું મુખ ગાંભીર્ય અને ગૌરવભર્યું છે. ચિત્રકારે તેનો સબળ સ્કંધપ્રદેશ અને ભુજા માટે ઊંચકેલા અતિમાન જમણા પગના ઘૂંટણનો વળાંક અને ડાબાનો વેગ તથા બરૂઆળી બાજુનું જતનથી માર્દવથી સતીના દેહને ઉપાડવાનું સૌષ્ઠવ, સુંદર રીતે આલેખેલાં છે. શિવ શરીરે—અણુએઅણુ પૌરુષભર છે, ને છતાં જે સુકોમળપણે એણે સતીના દેહને ઊંચક્યો છે તેમાં જ ચિત્રકારનું સામર્થ્ય વરતાય છે.

—— ૩૦૦ ——

## ૩૦૦મો અંક

આ અંકથી 'કુમાર' પચ્ચીસમા વર્ષમાં પ્રવેશ કરતું હોઈ પશ્ચિમી ઉત્સવપ્રણાલિ અનુસાર આ તેની કારકિર્દીનું રજત વર્ષ છે. એની સાથે બીજો સુયોગ એ આવે છે કે, પ્રત્યેક ૧૦૦ અંક પૂરા થયે એ શતકનો ખાસ અંક કાઢવાની જે નવી પ્રણાલિ શરૂ કરીને 'કુમારે' પોતાના ૧૦૦ અને ૨૦૦મા અંક ખાસ અંક તરીકે કાઢ્યા હતા, તે મુજબ, આ વર્ષનો ઓક્ટો-ડિસેમ્બરનો અંક તેનો ૩૦૦મો અંક થશે. એ અંક આગાઉની જ માફક વિશિષ્ટ, સંગીન અને સમૃદ્ધ વાચન તથા ચિત્રસામગ્રીથી સભર એવા દળદાર ખાસ અંક તરીકે બહાર પડશે અને અત્યારથી આવતા ડિસેમ્બર સુધીનું પૂરું લવાજમ ભરપાઇ કરનાર ગ્રાહકોને જ એના ઉપર હક રહેશે.

## રજત વર્ષ

—— ૨૫ ——

બીજી બાજુ ભાગવતકારે વર્ણવેલી રીતે પીળાં વસ્ત્રોથી આચ્છાદિત નિશ્ચેષ્ટ સતીની મૂર્તિ કંઈ ઓછી મોહક, ઓછી સજીવ-તાદૃશ નથી. ચિત્રકારે એ આકૃતિને આંકીને ચિત્રકળાની મર્યાદા અને પરમાવધિ શક્તિનો સુંદર પરિચય કરાવી દીધો છે. ભાગવતકારે, સતીએ મૃત્યુ સમયે પહેરેલા વસ્ત્રને પીળું વર્ણવેલું છે, અને ચિત્રકારે તેવી જ પીતવસના સતી આલેખેલી છે. પણ યજ્ઞમાં બળેલી સતીની દેહાકૃતિ અને તેનું પીતવસન એવું જ અખંડિત શી રીતે રહી શકે, એમ આપણને પ્રશ્ન થાય. ચિત્રકારને ત્યાં પોતાની કલાનો બાધ નડે છે; કારણ તેના દેહને કે વસ્ત્રના વર્ણને અડેલી અગ્નિની આંચ તેઓ બતાવી શકે નહિ. તેનું કારણ, સતીનું દેહસૌન્દર્ય તેમને આલેખવું છે તે. એમ કરીને ચિત્રકારે પોતાની કલાને ઉચિત ફેરફાર કરવાનો સ્વાભાવિક હક મેળવી લીધો છે. પણ તેને બાદ કરતાં ચિત્રકારે સતીનું આલેખન એટલી બધી સુરેખતાથી કર્યું છે કે તે આપણને જોતાંવેંત મૃત્યુ પામેલી જણાય જ. શિવના ઓષ્ઠની સરખામણીએ સતીના ઓષ્ઠની વિવર્ણતા, શિવનાં વિમાસણનિમગ્ન અર્ધમીંચેલાં નયનોની સરખામણીએ સતીના પૂર્ણમીંચેલાં નયનો પર પ્રસરેલી મૃત્યુની ઘેરી છાયા, અને એકંદરે સતીના ઢળી પડેલા સમસ્ત પાંડુવર્ણા મુખના ભાવાલેખનમાં મૃત્યુની અસર સ્પષ્ટાંકિત છે. તો સતીનાં અન્ય ગાત્રો, જેવાં કે ઢળી પડેલા સુંદર બાહુ અને પછી પગના અક્કડાઇના આલેખનમાં પણ મૃત્યુની અચેતનતાનો ભાવ ચિત્રકારે અચ્છી રીતે આલેખ્યો છે. મૃત્યુની આવી અચેતનતા પ્રસરેલી હોવા છતાં સતીની સુંદરતાની તો મણા નથી. સતીનો પ્રત્યેક અંગવળાંક (contours) અને પ્રત્યેક ગાત્ર લાવણ્યભરપૂર છે. સ્તનભાગથી માંડીને તે એના ખુલ્લા કંઠપ્રદેશ, સુંવાળા પુષ્ટ

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

## અભિનય

### ૪–સત્ત્વાભિનય

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૧૭] આપણા પ્રાચીન સાહિત્યમાં કરેલા નાટ્યશાસ્ત્રના નિરૂપણનો સરળ પર્યાય આપતી આ લેખમાળા આધુનિક ગુજરાતી સાહિત્યમાં ઘણા લાંબા સમયથી રહેલી તેની ખોટને પૂરતી હોઇ, કેવળ તે વિષયમાં રસ લેનારાઓમાં જ નહિ પણ અભ્યાસોત્સુક ઊગતા વાચકોમાં પણ ઘણી આદરપાત્ર નીવડી છે એ સંતોષની વાત છે. ગયા વરસની પેઠે હવેના હપતાઓમાં મુદ્રાઓ વગેરેનાં આલેખનોથી એ ચિત્રિત પણ થશે. નવા વાચકો એનો સંપર્ક ન ચૂકે.

લેખક · યોગેન્દ્ર પ્રિયદર્શી

અભિનયનો ચોથો અને છેલ્લો પ્રકાર તે સત્ત્વાભિનય. આ અભિનય ચિત્તની વિશિષ્ટ વૃત્તિથી દર્શાવાય છે. સત્ત્વ એ દેહ રૂપ ગણાય છે. બીજી ભાષામાં કહીએ તો સત્ત્વ એટલે શરીર. અને શરીર વગર અભિનય કેવીરીતે સંભવી શકે? આથી સત્ત્વાભિનયનું નાટ્યશાસ્ત્રમાં ઘણું પ્રાધાન્ય છે.

**સ્ત્રીભાવ**

સ્ત્રીઓની યુવાવસ્થામાં મુખ અને શરીરથી ઉત્પન્ન થતા વિવિધ વિકારો કે સ્ત્રીઓની સ્વાભાવિક ચેષ્ટાઓને સ્ત્રીભાવો તરીકે ઓળખવામાં આવે છે. તે ત્રણ પ્રકારના છે: અંગજ, સ્વાભાવિકા અને અયત્નજ. તેમાં અંગજના ત્રણ, સ્વાભાવિકાના દશ, અને અયત્નજના સાત ભાવ છે.

**અંગજ:** અંગથી ઉત્પન્ન થતી સ્ત્રીચેષ્ટાઓ અંગજ કહેવાય છે. તે ત્રણ છે: ભાવ, હાવ અને હેલા. તે પરસ્પરથી જ ઉત્પન્ન થાય છે. સત્ત્વ કે શરીરથી ભાવ, ભાવથી હાવ અને હાવથી હેલા ઉત્પન્ન થાય છે.

હાવ: સંયોગ સમયમાં સ્ત્રીની સ્વાભાવિક ચેષ્ટા અથવા સામાન્ય અર્થમાં સ્ત્રીની શૃંગારચેષ્ટા તે હાવ.

હેલા: શૃંગારથી ઉત્પન્ન થતા હાવ જ્યારે લલિત અભિનયયુક્ત હોય ત્યારે તેને હેલા કહે છે.

**સ્વાભાવિકા:** સ્વભાવથી ઉત્પન્ન થતી સ્ત્રીચેષ્ટાઓને સ્વાભાવિકા કહે છે. તે દસ પ્રકારની છે: (૧) લીલા, (૨) વિલાસ, (૩) વિચ્છિત્ત, (૪) વિભ્રમ, (૫) કિલકિંચિત, (૬) મોટ્ટાયિત, (૭) કુટ્ટમિત, (૮) બિબ્બોક, (૯) લલિત અને (૧૦) વિહૃત.

**લીલા:** સ્નેહયુક્ત મધુર વાણી તથા શરીર તેમજ અલંકાર વડે પ્રિયજનનું અનુકરણ કરવું તે.

વિભાવ: સખી પ્રત્યેનો કૌતુકાલાપ.

અનુભાવ: પ્રિયનો પરિહાસ. (પોતાના પ્રિયજનના બોલવા ચાલવાનું અનુકરણ કરવું તે.)

**વિલાસ:** બેસવા, ઊઠવા તથા ચાલવામાં નેત્ર, ભમર તેમજ હાથ વગેરે અંગોની ચેષ્ટાઓ કરવી તે.

વિભાવ: પ્રિયનું દર્શન અને સ્મરણ.

અનુભાવ: પોતાની ઇચ્છા ચતુરાઈપૂર્વક વ્યક્ત કરવી તે.

**વિચ્છિત્ત:** વસ્ત્રાભૂષણ તેમજ પુષ્પાદિ અલંકારોનું અલ્પ ધારણ કરવા છતાં ઉત્તમ શોભા ધારણ કરે તે.

વિભાવ: સુકુમારતા, કુદરતી લાવણ્ય, સૌન્દર્યનો ગર્વ, હર્ષ.

અનુભાવ: માન ગામવું, રંજ થવો વગેરે.

**વિભ્રમ:** મદ, રાગ અને હર્ષથી વાણી, ચેષ્ટા તથા પોષાકની અતિશયતા કરવી તે; અર્થાત્ ન બોલવાની જગ્યાએ બોલવું, ન પહેરવાની જગ્યાએ પહેરવું વગેરે અનુચિત ક્રિયાઓ કરવી તે.

વિભાવ: ધનનો મદ, રાગ, ઉત્કંઠા વગેરે.

અનુભાવ: પ્રિય સખી વગેરેનો પરિહાસ.

**કિલકિંચિત:** યૌવનના ગર્વથી ઉત્પન્ન થયેલી મનની ચંચળતા.

**મોટ્ટાયિત:** ઇષ્ટજન વિષેની વાતમાં પોતાનું ધ્યાન નથી એવો અન્ય ચેષ્ટાથી ડોળ કરવો તે.

**કુટ્ટમિત:** આલિંગન, ચુંબન, સ્તનમર્દન આદિ ક્રિયાઓથી ઉત્પન્ન થએલા સુખને દુઃખરૂપ બતાવવું કે સુખમાં દુઃખની ચેષ્ટા કરવી તે.

વિભાવ: પ્રીતિ, ઉત્કંઠા, દંતક્ષત, અધરખંડન વગેરે.

અનુભાવ: શરીર સંકોચી લેવું, ખોટો સિત્કાર કરવો વગેરે.

**બિબ્બોક:** ઇષ્ટજન પ્રત્યે ઇર્ષ્યા થવાથી તેના પ્રત્યે અનાદર બતાવવો.

વિભાવ: પ્રિયનો અપરાધ.

અનુભાવ: ન ગણકારવું, ધ્યાન ન આપવું વગેરે.

**લલિત:** સર્વ અંગમાં યથાયોગ્ય કે ઘટિત આભૂષણ ધારણ કરવાં તે.

વિભાવ: પ્રિયને વશ કરવો અને લોકપ્રીતિ મેળવવી.

અનુભાવ: દીપ્તિ, કાન્તિ, ચમત્કૃતિ, શોભા ઇત્યાદિ.

**વિહૃત:** બોલવાનો વખત આવે ત્યારે સ્વભાવથી કે વિઘ્નથી ન બોલી શકાય તે.

**અયત્નજ:** અયત્નજ સ્ત્રીભાવો સાત છે: (૧) શોભા, (૨) કાન્તિ, (૩) દીપ્તિ, (૪) માધુર્ય, (૫) ધૈર્ય, (૬) પ્રાગલ્ભ્ય અને (૭) ઔદાર્ય.

શોભા: સરસતા, સુરેખતા, લાવણ્ય.

કાન્તિ: કામોદ્દીપનવાળી અપૂર્વ શોભા.

દીપ્તિ: અતિ વિસ્તૃત કાન્તિ.

માધુર્ય: અતિ રમણીય દીપ્તિ.

ધૈર્ય: સર્વ અવસ્થામાં અચંચલ સ્વાભાવિક ચિત્તવૃત્તિ.

પ્રાગલ્ભ્ય: રતિપ્રયોગ કે કામક્રીડામાં અસંકોચ અને નિર્ભયતા.

ઔદાર્ય: સર્વ અવસ્થામાં વિનયશીલતા.

**પુરુષભાવ**

સ્ત્રીની જેમ પુરુષના સ્વાભાવિક શારીરિક ભાવો આઠ છે. તે આ પ્રમાણે: (૧) શોભા, (૨) વિલાસ, (૩) માધુર્ય, (૪) સ્થૈર્ય, (૫) ગાંભીર્ય, (૬) લલિત, (૭) ઔદાર્ય અને (૮) તેજ.

શોભા: દક્ષતા, શૌર્ય, ઉત્સાહ, ઉત્તમની સ્પર્ધા.

વિલાસ: ધીરત્વ પ્રવર્તાવનારી દૃષ્ટિ, ધીરોદાત્ત ગતિ, મંદ હાસયુક્ત વાણી.

માધુર્ય: ઘણા વિકારહેતુ છતાં અન્ય કાર્યમાં ભેળાઇ રહેવું તે.

સ્થૈર્ય: અન્ય પ્રયોજનથી પોતાના નિશ્ચિત ધર્મ, કાર્ય અને ધ્યેયથી ચલિત ન થવું તે.

ગાંભીર્ય: ક્રોધ, દર્પ કે ભય વગેરેમાં તેમજ સુખદુઃખમાં ચહેરાનો ભાવ ફરે નહિ તે.

લલિત: જેની વાણી, ચેષ્ટા વગેરે સ્વભાવથી જ સુકુમાર હોય તે.

ઔદાર્ય: સર્વ પ્રત્યે પોતાના પુત્ર જેવો જ ઉદાર વર્તાવ, પ્રિય વાણી દાન ઇત્યાદિ.

તેજ: શત્રુ, અપમાન ઇત્યાદિને મરણ સમય પણ સહી ન શકે

[illegible]

ગીત, સંગીત, ફોટોગ્રાફી, ચિત્રકળા; (પત્રવ્યવહાર અંગ્રેજીમાં); (૪૮૧) લક્ષ્મીદાસ તુલસીદાસ, કે. તુલસીદાસ નરસીદાસ કરાંચીવાળા, જમનાગર પ્લોટ, શેરી નં. ૮, પંચાયત ઓફિસની બાજુમાં, રાજકોટ—૧૬, ટિકિટસંગ્રહ, વિજ્ઞાન; (૪૮૨) જગદીશ દીનુભાઈ મહેતા, કે. દીનુભાઈ ચંદુલાલ મહેતા, ૧૭૭૩ દેસાઈ પોળ, ખાડિયા, અમદાવાદ—૧૬, ફોટોગ્રાફી, સંગીત, વ્યાયામ, કાંતવું; (૪૮૩) ચંદ્રકાન્ત એચ. ઠાકર, ચંદ્રજ્યોતિ બિલ્ડિંગ, ગોકુળ રોડ, ઘાટકોપર, મુંબાઇ—૧૮, ટિકિટસંગ્રહ, વાચન; (૪૮૪) વિજયેન્દ્ર પીતાંબરલાલ પરેલ, નવીન-બ્લૉક, ગાંધીવાડી, ભાવનગર—૧૭, સિક્કાસંગ્રહ; (૪૮૫) બાબુલાલ મોતીલાલ શાહ, કે. મોહનલાલ મોતીલાલ, ગાંધી બજાર, કોસાડ(જી. સુરત)—૧૫, તરવું, ક્રિકેટ, દેશી રમતો; (૪૮૬) શશીકાન્ત વિઠ્ઠલદાસ કડીવાળા, કે. વિઠ્ઠલદાસ દરજીવનદાસ, કેન્ટીન, બી. પી. આઈ. રાજકોટ સદર—૧૭, હસ્તલિખિત માસિકો, ચિત્રકળા, દેશી રમતો; (૪૮૭) કનુભાઇ એમ. શાહ, ખત્રીવાડા, બાલાસિનોર (વાયા આણંદ)—૧૮, ચિત્રકળા, ફોટોગ્રાફી, પત્રકારત્વ; (૪૮૮) પ્રવીણચન્દ્ર મગનલાલ મહેતા, કે. મગનલાલ કેશવલાલ મહેતા, કુંજગલી, પાલણપુર—૧૪, ટિકિટસંગ્રહ, ચિત્રકળા; (૪૮૯) કનક કે. બબલા, પો. ઑ. નં. ૪૩, મોમ્બાસા (બી. ઇ. એ.)—૧૬, ટિકિટસંગ્રહ, સંગીત, ચિત્રકળા; (૪૯૦) પ્રવીણચન્દ્ર રતીલાલ શાહ, ૧૨૭૭ શામળાની પોળ, રાયપુર, અમદાવાદ— ૧૫, ફોટોગ્રાફી, ટિકિટસંગ્રહ; (૪૯૧) બળવંત એમ. ત્રિવેદી, બંડેરીવાડા, બાલાસિનોર —૧૮, પ્રવાસ, વ્યાયામ, હસ્તલિખિત માસિક; (૪૯૨) મંજુલાબેન વલ્લભદાસ માધવાણી, ૨૩ ડોંગર સી રોડ, મલબાર હિલ, મુંબાઈ —૧૫, ટિકિટસંગ્રહ, મેચલેબલસંગ્રહ; (૪૯૩) આફતરગોરસી, કે ઍવરેસ્ટ ટ્રેડર્સ, પાનકોર નાકા, અમદાવાદ—૨૫, સાહિત્ય, ફોટોગ્રાફી, સિક્કાસંગ્રહ, શૂટિંગ; (૪૯૪) લલિત શેઠ, કે. તુલસીદાસ પરમાનંદ, મોરીસન રોડ, પોરબંદર—૧૨, ક્રિકેટ, પ્રવાસ; (૪૯૫) બાલાલ મોહનલાલ શાહ, ખડાયતા છાત્રાલય, મોડાસા, વાયા નડિયાદ (બી. પી. રેલ્વે.)—૧૮, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી, ક્રિકેટ; (૪૯૬) પ્રમુખરાય કરસનજી શાહ, સંઘની શેરી, વાંકાનેર (કાઠિયાવાડ) —૧૬, ટિકિટસંગ્રહ, સાહિત્ય; (૪૯૭) દયારામ કા. મહેતા, કે. ગરેકા બાલાશ્રમ, ગરેકા-કચ્છ,—૧૭, ટિકિટ-મૅચલેબલસંગ્રહ; (૪૯૮) રજનીકાન્ત મણિલાલ જોશી, કે. હેડ માસ્તર, બોટાદ હાઇ સ્કૂલ, બોટાદ (કાઠિયાવાડ)—૧૩, તરવું; (૪૯૯) જયંતકુમાર દેવાણાવાળા, ત્રીજો બંગલો, ખોલી નં. ૨૬, બુકસેલર કૉલોની, સાન્તાક્રુઝ-મુંબાઇ—૧૮, પત્રકારત્વ, સાહિત્ય; (૫૦૦) પ્રવીણચંદ્ર ગોરધનદાસ ભણસાળી, ગોરધનદાસ લધાભાઈ, નવા નાગરવાડા, પોરબંદર—૧૬, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી, વ્યાયામ; (૫૦૧) મોરારભાઇ દયાળજી પટેલ, દોલા ફળીઆ, માટવાડ, તા. જલાલપુર (જિ. સુરત) ૨૦—ટિકિટસંગ્રહ; (૫૦૨) લાલભાઈ બી. ઇટવાલા, દેરાસર રોડ, બીલીમોરા,—૨૩, ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ; (૫૦૩) પુરુષોત્તમ છોટાલાલ અમીન, શિક્ષક ધી એ. વી. સ્કૂલ, ગોઝારિયા (ઉ. ગુજરાત)—૨૩, વ્યાયામ, વૉલીબૉલ, વૈદક; (૫૦૪) કનુભાઈ ઓચ્છવલાલ ગાંધી, બી. કોમ., બૅંક ઑફ બરોડા લિ., ઊંઝા (ઉ. ગુજરાત)—૨૮, સંગીત, ટિકિટસંગ્રહ, (૫૦૫) રસિકચન્દ્ર છ. અમીન, પો. બૉ. ૨૪, કિલિન્ડિની (Killindini)—મોમ્બાસા (પૂર્વ આફ્રિકા)—ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ, ફોટોગ્રાફી, રમતો; (૫૦૬) વિમાનભાઇ પટેલ કે. એમ. છ. પટેલ, એન્જિનિયર, રેંગડ બંગલો, કડી (ઉ. ગુજરાત)—૧૯, ટિકિટસંગ્રહ, સિક્કાસંગ્રહ; (૫૦૮) જમીયતદાસ તુલસીદાસ ગાંધી, મિરાત રોડ, પોરબંદર—૧૭, ફોટોગ્રાફી ક્રિકેટ; (૫૦૯) કાંતિલાલ રણછોડદાસ છાટબાર, ૯-૧૨ બારકર લેન, કૅંપ્ડ્સ સ્ટ્રીટ, મુંબાઇ-૨—૨૧, ફોટોગ્રાફી, ચિત્રકલા, પ્રવાસ; (૫૧૦) રામદાસ મોરારજી તલાટી, ૯-૧૨ બારકર મહોલ્લા, લાલજી મંદિર સામે, ભુલેશ્વર, મુંબાઇ-૨—૨૨, ફોટોગ્રાફી; (૫૧૧) મોહન શાહ આગરવાવાળા, મુ. આગરવા, પો. ડાકોર, (જી-ખેડા) —૨૧, દોડવું, રોજનીશી લખવી; (૫૧૨) પ્રવીણકુમાર શાહ, મનુલાલ છોટાલાલ શાહ જ્વેલર, કડાકોટડી, ઝૂની મંડાઈ, ખંભાત (જી. ખેડા)—૨૦, ટિકિટસંગ્રહ, મહાન પુરુષોના ફોટા તથા સ્વાક્ષરીનો સંગ્રહ; (૫૧૩) કાન્તિલાલ એમ. કાપડિયા, ટાવર રોડ, ઝમડીઆ, વાયા અંકલેશ્વર, (રાજપીપળા સ્ટેટ)—૧૬, ક્રિકેટ, સંગીત, ટિકિટસંગ્રહ; (૫૧૪) પ્રફુલ્લકાંત ચિમનલાલ, દરબાર રોડ, ઝમડીઆ, વાયા અંકલેશ્વર, (રાજપીપળા સ્ટેટ)—૨૦, સંગીત, ટિકિટસંગ્રહ; (૫૧૫) એ. એ. આગમનજીનાલેન, રાંદેર (જી-સુરત)-૧૮, ટિકિટસંગ્રહ, સાહિત્ય.

## પરદેશનાં પત્રમિત્રોનાં સરનામાં

(1) Cyril B. Alwatura, Kuruwita Ceylon—20, Reading, hiking, correspondence; (2) Miss Merle Williams, 110 Kotahena street, Kotahena, Colombo, Ceylon—16, Stamps, film, stars; (કે: રમણિક માધવાણી); (3) Kobina Daniel Gurra, Sekondi, Gold coast (B. W. Africa); (કે. વસંતકુમાર જસાણી).

## ચેકોસ્લોવેકિયાનાં સરનામાં

આ નીચેનાં બધાં સરનામાં ચેકોસ્લોવાકિયાનાં છે, એટલે પત્રવ્યવહાર કરનારે દરેક ગામના નામને છેડે Chechoslovakia એ શબ્દ ઉમેરી લેવો. આ જ દેશનાં બીજાં વધુ સરનામાં આવતે અંકે.

(1) Vladimir Skutina, Bystrina Str. 180, Prague xvi-Radlice,—Sex: Boy, Age: 17. Hobbey: Scouting, tennis; (2) Radmila Kaspuova, Slovanska Kolej, Mesice u Prahy, Prague—Girl-17; (3) Dagmar Hamsi Kova, English College, Misice, Near Prague—Girl-17, Indian life; (4) Slovka Pavlikova, Sokolska ii, Praha ii—Man-22, Indian life; (5) Vlada Richr, Ostrov Karlovy Vary, Vam Republiky 8,—Man-24, Indian life; (6) Karel Picka, Kamenice Nad Lipou, *Vackova 107,—Man-24, Indian life; (7) Dagmar Pelantova*, Wachterlova 16, *Prague xix—Girl*—17, Sports, politics, cultural life; (8) Zdenek Vacata, Na dolinch 29, Praha-Podoli— Boy, 19, Indian life; (9) Miloslav Krupicka, Stara Role, 42, u Karlovych Varu, Prague—Boy, 19-Stamps, Youth organisations, (10) Frantisek Rynes, Obchodni akademie, Ceske Budejovice—Boy-19, Indian life; (11) Sona Apfelbe Kova, *Praha xiii Pripotocni c 23 Prague xiii*—Girl-17, Indian life, books; (12) Galina Kolomietzova, ul 1 Listopadu no. 14, Praha xiv—Girl-17 Books, present day questions. (ફક્ત લેખ: કૃષ્ણવદન જેટલી).

તેમણે બ્રિટનને ખૂબ ત્રાસ આપ્યો. આ ઝૂંઝવાટ શાંત કરવા વચ્ચે બ્રિટને હિંદની માફક પૅલેસ્ટાઈનને યહૂદીઓ અને આરબો વચ્ચે વહેંચવાની વાતો પણ કરી જોઈ. પણ એથી તો બંને પક્ષ વધુ ઝૂંઝવાયા. આખરે બ્રિટને કંટાળીને પૅલેસ્ટાઈનનો આખો પ્રશ્ન રાષ્ટ્રસંઘ (યુનો)ને સોંપ્યો. રાષ્ટ્રસંઘે પૅલેસ્ટાઈનને આરબ અને યહૂદી એમ બે ભાગમાં વહેંચી દેવાની યોજના જાહેર કરી જે આરબોએ અમાન્ય કરી છે. આરબો એ યોજના સામે આખર સુધી લડી લેવાનો નિશ્ચય કરીને સર્વ તૈયારીઓ કરી રહ્યા છે.

આજે પૅલેસ્ટાઈનમાં ૧૨ લાખ આરબો અને ૬ લાખ યહૂદીઓ છે. પૅલેસ્ટાઈન દેશ અત્યાર સુધી શુષ્ક ભૂમિ જ બનતો આવ્યો છે પણ હવે તો અત્યંત ભયંકર—કદાચ ત્રીજા મહાયુદ્ધનાં વાદળ ત્યાં ઘેરાઈ રહ્યાં છે. અમેરિકાને પણ મધ્યપૂર્વમાં કોઈ મહત્ત્વના થાણાની જરૂર હોવાથી તે અત્યારે યહૂદીઓને પડખે ઊભું છે.

પૅલેસ્ટાઈન જગતનો સૌથી પવિત્ર દેશ ગણાય છે. ૧૧ કરોડ યહૂદીઓ તથા ૩૫ કરોડ ખ્રિસ્તીઓની તે અત્યંત મોટી પુણ્યભૂમિ છે. યહૂદી ધર્મના પયગંબરો મોઝીઝ, અબ્રાહમ આદિ આ જ ભૂમિ પર ધર્મપ્રચાર કરી ગયા. ખ્રિસ્તી ધર્મના સંસ્થાપક ઈસુ ખ્રિસ્તનું જન્મસ્થાન પણ આ જ દેશ. યહૂદીઓનું ધર્મપુસ્તક 'તલમદ' તથા ન્યૂટેસ્ટામેન્ટ 'બાઇબલ' પણ આ જ દેશમાં રચાયાં. પૅલેસ્ટાઈનનું મુખ્ય શહેર જેરુસલેમ યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામ એ ત્રણે ધર્મનાં પવિત્ર સ્થાનકો ધરાવે છે. તેનાં બીજાં મુખ્ય શહેરો તેલ અવીવ, હૈફા, જાફા, ગાઝા, એકર, નેબ્યુલસ આદિ છે. પૅલેસ્ટાઈનમાં જૉર્ડન નામની એક જ નદી છે, જે તેની પૂર્વમાં આવેલા મૃત સરોવરમાં પડે છે. આ મૃત સરોવર એક અજબ સરોવર છે. તેમાંનું પાણી એટલું તો ક્ષારવાળું છે કે તેમાં માછલાં તો જીવી જ શકતાં નથી ને તેને કિનારે વનસ્પતિ પણ ઊગી શકતી નથી. ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા આ દેશમાં ત્રણ ભાષા બોલાય છે: અરેબિક, હિબ્રુ અને અંગ્રેજી. ત્યાંનાં હવાપાણી સારાં છે ને ઘઉં, જવ આદિ અનાજ તથા બદામ, નારંગી આદિ ફળો ત્યાં ભરપૂર થાય છે. આ દેશ મોટે ભાગે ખેતીપ્રધાન છે. અને તેમાં જે કંઈ ઔદ્યોગિક પ્રગતિ થઈ છે તે યહૂદીઓને આભારી છે. ઇરાકમાંથી નીકળતા તેલની એક નળી પૅલેસ્ટાઈનના હૈફા બંદર સુધી જાય છે.

જમીન, સમુદ્ર અને હવાઈમાર્ગે એ ત્રણે દૃષ્ટિએ પૅલેસ્ટાઈન કેન્દ્રમાં હોવાથી તેનું ઘણું જ મહત્ત્વ છે. આથી લશ્કરી દૃષ્ટિએ તે મોકાનું સ્થાન છે. આકાશનુસાર પૅલેસ્ટાઈનને યહૂદી ને આરબ વચ્ચે વહેંચી નાખી ત્યાં કાયમ માટે ઝઘડો ઊભો કરી પોતાનો પગપેસારો જમાવવાનો તો જગતની મહાસત્તાઓનો વિચાર નહિ હોય ને ?

## નાનાસાહેબ પેશ્વા (અનુસંધાન પૃ. ૫ થી)

પણ કરાવતા. વળી નાનાના નિરાડંબરી વર્તન તથા નિર્વૈરતાની સ્વભાવની અંગ્રેજો પર ઊંડી છાપ હતી. આમ, અંદરથી અંગ્રેજ સત્તાને હિંદમાંથી મિટાવી દેવાની જ્વાળા તેમના હૃદયમાં પ્રજ્વલિત થઈ હોવા છતાં તેમને અંગ્રેજ વ્યક્તિ તરફ દ્વેષ નહોતો. તેમની સાથે માન તથા પ્રેમથી જ તે વર્તતા. વળી નાનાસાહેબ પોતે સુશિક્ષિત અને હોંશિયાર પુરુષ હતા ને દેશમાં તથા પરદેશમાં શા શા બનાવ બની રહ્યા છે તેની તપાસ રાખતા. આ માટે તેમણે એક અંગ્રેજને રોજ પોતાને વર્તમાનપત્રો વાંચી સંભળાવવા રાખ્યો હતો. નાનાના સૌજન્ય તથા આતિથ્ય માટે અંગ્રેજ ઇતિહાસકાર કહે છે: 'Nothing could exceed the cordiality which he constantly displayed in his intercourse with our country-men. The persons in authority placed an implicit confidence in his friendliness and good faith, and the ensigns emphatically pronounced him a capital fellow.'

એક બાજુ નાના આ પ્રમાણે અંગ્રેજો સાથે હળતામળતા હતા ત્યારે બીજી બાજુ વિપ્લવની યોજનાઓ ઝપાટાબંધ આકાર પકડતી હતી. તે માટે તેમણે ત્રણ મુદ્દાઓ નક્કી કર્યા: (૧) હિંદુ-મુસલમાનોએ એકત્ર થઈ અંગ્રેજોને હાંકી કાઢવા ને વૃદ્ધ બાદશાહ બહાદુરશાહને ગાદીએ બેસાડી નવેસરથી શાસનનો પ્રારંભ કરવો; (૨) તે માટે એક વિશાળ છતાં ગુપ્ત સંગઠન ઊભું કરવું; (૩) તે સંગઠનને એવું મજબૂત તથા શિસ્તબદ્ધ બનાવવું કે જેથી એકીવખતે સમસ્ત હિંદભરમાં સ્વાતંત્ર્ય-સંગ્રામ શરૂ થાય.

નાનાસાહેબના નેતૃત્વ નીચે આ યોજનાનો અમલ શરૂ થયો. ૧૮૫૬થી ઘણા સમય પહેલાં જ ચારે દિશામાં ગુપ્ત દૂતો તથા પ્રચારકો મોકલવા માંડ્યા ને નાનાના ખાસ દૂતો દિલ્હીથી માંડી મ્હૈસુર સુધીના રાજદરબારોમાં પહોંચી ગયા. અને ઘણા ખરા દરબારો તરફથી નાનાને આશાજનક જવાબો મળ્યા. આ પછી કંપની સરકારની પલટનોમાંના હિંદી સૈનિકોને તથા એકંદર સમસ્ત જનતાને સ્વાતંત્ર્યયુદ્ધ માટે તૈયાર કરવાની જરૂર હતી. તે માટે ખાસ પ્રચારકો તૈયાર કરવામાં આવ્યા. આ પ્રચારકોએ ફકીર-સંન્યાસીના વેશ લઈ ક્રાંતિની ચીનગારી હિંદના એક ખૂણાથી બીજા ખૂણા સુધી પહોંચાડી દીધી. હજારો લોકોની ગુપ્ત સભાઓ શહેરોમાં ને સૈનિકોની છાવણીઓમાં થવા લાગી અને યોજનાઓ ઘડાવા લાગી. આમ, મહિનાઓ સુધી આ 'કાવતરા'ની જાળ ગજબ રીતે બિછાવાતી રહી. વિપ્લવના ગુપ્ત સંકેત તરીકે બે અજબનાં ચિહ્નો 'કમળ' અને 'રોટલી' નિર્માણ થયાં. કમળનું ચિહ્ન સૈનિકો માટે હતું. જે પલટન વિપ્લવની યોજનામાં ભળતી તે પલટનમાં કમળનું ફૂલ દરેક સૈનિકના હાથમાં થઈ પસાર થતું. એનો અર્થ એ કે દરેક સૈનિક આગામી સ્વાતંત્ર્યયુદ્ધમાં આનંદપૂર્વક કૂદી પડવા તૈયાર છે. છેલ્લો સૈનિક તે ફૂલ બીજી પલટનમાં પહોંચાડતો. આ રીતે કલકત્તાથી પેશાવર સુધી હજારો કમળોએ મુસાફરી કરી હતી. જનતા અને બીનલશ્કરી લોકો માટે રોટલીનો સંકેત નક્કી કરવામાં આવ્યો. એક ગામનો મુખી થોડીક રોટલીઓ લઈને પાસેના ગામના મુખીને આપી આવતો. તે રોટલીમાંથી થોડોક ભાગ તે મુખી જાતે ખાઈ બાકીનો ભાગ ગામના બીજા લોકોને ખવડાવતો અને પછી નવી રોટલીઓ બનાવી બીજે ગામ પહોંચાડતો. આનો અર્થ એ હતો કે ગામના સર્વ લોકો વિપ્લવ માટે તૈયાર છે. આશ્ચર્યની વાત તો એ છે કે આવી રોટલીઓ આ વિશાળ ભારતનાં લાખો ગામડાંમાં પહોંચી ગઈ હતી.

ધીરેધીરે વિપ્લવનાં ગુપ્ત કેન્દ્રો વધવાની સાથે અરસપરસ ગુપ્ત પત્રવ્યવહાર પણ ચાલુ થયો. પણ આ કેન્દ્રોને એક સૂત્રમાં બાંધવાની જરૂર હતી. વળી, હવે સંગઠનનું કાર્ય પણ પૂરું થવા આવેલું હોવાથી વિપ્લવનો દિવસ પણ નક્કી કરવાની વેળા આવી પહોંચી હતી. આ બંને કાર્યો પાર પાડવા માટે નાનાસાહેબે સર્વ કેન્દ્રોની મુલાકાત લેવાનું નક્કી કર્યું. પણ અંગ્રેજોને બિલકુલ શક ન જાય તેમ આ અતિ મહત્ત્વનું કાર્ય કરવું કેવી રીતે? તેણે જાહેર કર્યું કે હિંદનાં જુદાંજુદાં તીર્થસ્થળોની પોતાને યાત્રા કરવાની ઇચ્છા હોવાથી પોતે થોડાક દિવસ બિઠુરથી પ્રવાસે નીકળશે. આ રીતે યાત્રાના બહાના નીચે નાનાસાહેબ, તેના ભાઈ બાળાસાહેબ, અઝિમુલ્લા-

ખાન આદિ નેતાઓ પ્રવાસે ઊપડ્યા અને દિલ્હી, અંબાલા, લખનૌ, કાલ્પી આદિ સ્થાનોની મુલાકાત લીધી. રસ્તે આવતી દરેક લશ્કરી છાવણી તથા ગુપ્ત કેન્દ્રની તેઓ અચૂક મુલાકાત લેતા અને યોગ્ય સૂચનોની આપલે કરતા. તે સાથે તે તે સ્થાનના અંગ્રેજ અધિકારીને મળવાનું પણ નાનાસાહેબ ભૂલતા નહિ. આ 'યાત્રા' દરમ્યાન જ વિપ્લવનો સમય ૧૮૫૭ના જૂનનું પહેલું અઠવાડિયું નક્કી થયો. પણ તેની ખબર માત્ર દરેક કેન્દ્રના મુખ્ય નેતા તથા પલટનના ત્રણત્રણ અમલદારોને જ આપવામાં આવી હતી.

આ રીતે એક મહત્ત્વનું કાર્ય પાર પાડીને નાનાસાહેબ બિઠુરમાં પાછા આવ્યા. ત્યાં ૧૦મી મેએ અચાનક સમાચાર આવ્યા કે મેરઠમાં વિપ્લવ શરૂ થઈ ગયો છે. મેરઠ પછી દિલ્હી પર પણ ક્રાંતિનો વિજયી ધ્વજ ચઢી ગયો. આ વિજયના સમાચાર કાનપુર આવતાં ત્યાં એક ગુપ્ત સભા મળી અને હવે શું કરવું તેનો વિચાર થયો. તે સભામાં જૂનની શરૂઆત સુધી શાંત રહેવાનો નાનાસાહેબે કડક આદેશ આપવાથી સિપાહીઓ ઉતાવળા ન થતાં યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા.

ઠેકઠેકાણેથી સૈનિકોના બળવાના સમાચાર આવવાથી કાનપુરનો અંગ્રેજ અધિકારી વ્હીલર ખૂબ ગભરાયો. તેણે પોતાના મિત્ર(!) નાનાસાહેબની મદદ માગી અને કાનપુરના ખજાના તથા દારૂગોળાના ભંડારનું રક્ષણ કરવા કાનપુર આવવાનું આમંત્રણ આપ્યું. નાનાસાહેબને તો એ જ જોઈતું હતું. '૨૨મી મેની રાત્રીએ નાનાસાહેબ પોતાના ૩૦૦ ચુનંદા સવારો તથા બે તોપો લઈ અંગ્રેજોને મદદ કરવાને બહાને કાનપુરમાં પ્રવેશ્યા અને ખજાના તથા દારૂગોળા ભંડાર પર કબજો મેળવ્યો. આમ જેણે આ આખા સ્વાતંત્ર્ય-સંગ્રામની યોજના કરી હતી તેને જ અંગ્રેજોએ પોતાનો શસ્ત્રભંડાર સોંપી દીધો'

એક બાજુ નાનાસાહેબ આમ અંગ્રેજોને મદદ કરવાનો દેખાવ કરતા તો બીજી બાજુ કાનપુરના વિપ્લવના નેતાઓ સાથે તેમની ગુપ્ત વાટાઘાટો ચાલતી હતી. નાનાસાહેબ, અઝિમુલ્લાખાન, સુબેદાર ટીકાસિંહ, સુબેદાર શમ્સુદીનખાં, જ્વાલાપ્રસાદ આદિ નેતાઓ ગંગા નદીમાંની હોડીમાં રોજ બબ્બે કલાક મસલતો કરતા.

આખરે ૪થી જૂનની મધરાતે યોજના પ્રમાણે કાનપુરની છાવણીમાં ત્રણ ધડાકા થયા. વિપ્લવ શરૂ થયાનો એ સંકેત હતો. તરત સિપાહીઓની પલટનો અંગ્રેજ આધિપત્ય ફગાવી દઈ બહાર પડી. ઠેકઠેકાણે યુનિયન જૅકની જગ્યાએ બહાદુરશાહનો હરિત ધ્વજ ફરકવા લાગ્યો. અંગ્રેજોનાં ઘરોને આગ લગાડવામાં આવી. અંગ્રેજ દેખાય ત્યાંથી યમસદને પહોંચાડવામાં આવતો. ખજાનો અને દારૂગોળો તો પહેલેથી જ હાથમાં હતો. અંગ્રેજો બધા નાસીને કિલ્લામાં ભરાયા. જોતજોતામાં આખું કાનપુર પાકેલા ફળની માફક નાનાસાહેબના હાથમાં પડ્યું.

કાનપુરની પ્રજા તથા સૈનિકોએ એકીમુખે નાનાસાહેબને પોતાનો રાજા બનાવ્યો અને બધે નાનાસાહેબની દુહાઈ ફેરવવામાં આવી. ત્યાર પછી એક ઘડીનો ય વિલંબ ન કરતાં નાનાએ પોતાના અધિકારીઓ નીમી દઈ વ્યવસ્થિત રીતે રાજ્યકારભાર શરૂ કર્યો. પ્રજાની સંમતિથી તેણે હુલાસસિંહને શહેરનો મુખ્ય ન્યાયાધીશ નીમ્યો અને મુલ્લાંને લશ્કરને જોઈતું સાહિત્ય પૂરું પાડવાનો અધિકારી નીમ્યો. રાજ્યમાં શાંતિ ને વ્યવસ્થા જળવાય તે માટે કડક બંદોબસ્ત નાનાએ કર્યો. અંધાધૂંધીના તે કાળમાં આવી વ્યવસ્થા કરવી ઘણું મુશ્કેલ કામ હોય છે. પણ નાનાએ એવી સરસ વ્યવસ્થા કરી હતી કે નાની ચોરી કરનારને પણ યોગ્ય શિક્ષા થતી. ત્યાર પછી તેમણે અંગ્રેજો જેમાં ભરાયા હતા તે કિલ્લાને ઘેરો ઘાલ્યો અને અગાઉની ક્ષત્રિય-પરાની યાદ આપતું એક પ્રશંસનીય પગલું ભર્યું. અંગ્રેજોને તેમણે એક પત્ર મોકલ્યો: 'અમે હુમલો શરૂ કરવાના છીએ અને તમને તેની ચેતવણી આપવાને જ આ પત્ર મોકલીએ છીએ.' આ ચેતવણીનો કંઈ જવાબ ન આવતાં કિલ્લા પર નાનાસાહેબનો હુમલો શરૂ થયો. નાનાસાહેબ પાસે તોપો આદિ શસ્ત્રસામગ્રી ગણત્રીબંધ હતી. તેમ કિલ્લાના અંગ્રેજો પાસે પણ રણસાહિત્ય સારા પ્રમાણમાં હતું. કિલ્લામાં સ્ત્રી, બાળકો તથા પુરુષો મળીને હજારેક અંગ્રેજો હતા. નાનાના ગોળાઓએ અંગ્રેજોનો કચ્ચરઘાણ કાઢવા માંડ્યો. કિલ્લામાં એક જ કૂવો હતો. બરાબર ત્યાં જ નાનાની સેનાએ એવા તો તાકી ગોળા ફેંકવા માંડ્યા કે અંગ્રેજોને પાણી ભરવું જ મુશ્કેલ થઈ પડ્યું. ઘણા કૉલેરા ને પ્લેગનો ભોગ બન્યા. તા. ૧૮મી અને ૨૩મી જૂને ભયંકર યુદ્ધ થયું. અંગ્રેજોની એટલી બધી ખુવારી થઈ કે શરણે થયા સિવાય કોઈ માર્ગ ન રહ્યો. ૨૫મી જૂને સુલેહનો વાવટો કિલ્લા પર ફરકતાં જ નાનાસાહેબે તત્કાળ યુદ્ધ બંધ કરવાનો હુકમ કર્યો અને કિલ્લા પર સંદેશો મોકલ્યો: 'મહારાણી વિક્ટોરિયાની પ્રજા જેમ—જે લોકોનો ડેલહાઉસીની નીતિ સાથે સંબંધ નથી અને જેઓ હથિયાર હેઠાં મૂકી શરણે આવવા તૈયાર છે તેમને સહીસલામત રીતે અલ્લાહાબાદ પહોંચતાં કરવામાં આવશે.'

બધા અંગ્રેજો નાનાને શરણે આવ્યા અને કિલ્લો, તોપખાનું તથા સર્વ શસ્ત્રભંડાર નાનાને હવાલે કર્યો. વચન અનુસાર નાનાએ સતી-ચૌરા ઘાટ પર અંગ્રેજો માટે ૨૫ હોડીઓ તૈયાર કરાવી અને તેમાં તેમને રસ્તામાં ખાવા માટે ભરપૂર ખાદ્ય-સામગ્રી મુકાવી. કિલ્લામાંના સર્વ અંગ્રેજોને હાથી પર તથા પાલખીમાં બેસાડીને દોઢ માઇલ દૂર આવેલા તે ઘાટ પર પહોંચાડ્યા.

આ કાળ દરમિયાન હજારો લોકો બહારથી કાનપુર આવ્યા હતા. તેમાંના ઘણાખરા તો અલ્લાહાબાદથી અંગ્રેજ સરદાર કર્નલ નીલના અત્યાચારથી ત્રાસીને આવ્યા હતા. કર્નલ નીલે એ બાજુ પર ઇતિહાસમાં ન સાંભળેલા અત્યાચારો કર્યા હતા. ગામોનાં ગામો સળગાવી દીધાં હતાં, હજારો નિર્દોષ ગામડિયાઓને ફાંસીએ લટકાવી દીધા હતા તથા સ્ત્રીઓ તથા બાળકોને જીવતાં બાળી મૂક્યાં હતાં. અને કાનપુરમાં ઘણા એવા હિંદી સિપાહીઓ આવ્યા હતા જેમનાં સ્ત્રી-બાળકોને અંગ્રેજોએ જીવતાં સળગાવી દીધાં હતાં. આ રીતે અંગ્રેજો વિરુદ્ધ ક્રોધાગ્નિથી જલતા સેંકડો સિપાહીઓ તથા ઇતર લોકો કાનપુરમાં જમા થયા હતા. આ લોકોનું તપ્ત થએલું લોહી એક જ શબ્દ પોકારતું હતું: 'વેર! વેર!' આવા ક્રુદ્ધ થએલા લોકો સતી-ચૌરા ઘાટ પર ભેગા થયા. બધા અંગ્રેજો ઘાટ પર આવ્યા અને સામગ્રીથી ભરેલી હોડીઓમાં બેઠા પણ ખરા. પરંતુ નાવિકોએ હોડીઓ હંકારી ન હંકારી, ત્યાં તો એકાએક એક ખૂણેથી બ્યૂગલ ફૂંકાયું અને તરત કાપાકાપી શરૂ થઈ. હોડીઓને આગ લગાડવામાં આવી અને અંગ્રેજોની કારમી કતલ શરૂ થઈ. આ વખતે નાનાસાહેબ પોતાના મહેલમાં હતા. ત્યાં દોડતા જઈ એક સવારે આ બનાવની તેમને ખબર આપી. નાનાસાહેબે તત્કાળ ક્રુદ્ધ થએલા સૈનિકોને સંદેશો કહેવડાવ્યો: 'તમારે વેર લેવું હોય તો એકલા પુરુષો પર લો! પણ સ્ત્રીઓ તથા બાળકો તો નિર્દોષ છે. એમનો વાળ પણ વાંકો ન થવો જોઈએ!' સવારે દોડતા જઈ ઘાટ પર આ ખબર આપ્યા. આથી ૧૨૫ જેટલાં સ્ત્રી બાળકો બચી ગયાં. પુરુષો બધા જ મર્યા ગયા! ઇતિહાસમાં બહુ ગવાએલી કાનપુરની કતલ તે આ જ. આ કતલનું કલંક અંગ્રેજોએ નાનાસાહેબ પર ઓઢાડવા પ્રયત્ન કર્યો છે.

ફુલ ધ્યાન ન ... ... ... ... ...
જવાબદારી બ્રિટિશો પર રાક્ષસી અત્યાચારો ગુજરનાર કર્નલ નીલ-ની જ હતી. પાછળથી પણ નાનાસાહેબે કેદી અંગ્રેજ સ્ત્રીબાળકોની ઉત્તમ સંભાળ રાખી હતી એમ અંગ્રેજ ઇતિહાસકારોએ જ કબૂલ્યું છે, એટલું જ નહિ પણ સતી ચૌરા ઘાટપરની ધાંધલમાં કેટલાક સિપાહીઓ ચાર અંગ્રેજ સ્ત્રીઓને ઉઠાવી ગયા હતા, તેમને તાબડતોબ પકડી મંગાવી તેમને કડક શિક્ષા કરીને અંગ્રેજ સ્ત્રીઓને છોડાવી હતી!

કાનપુર શહેર તથા કિલ્લા પરથી અંગ્રેજ રાજનાં સર્વ ચિહ્નોનો નાશ કર્યા પછી ૨૮મી જૂને નાનાસાહેબે એક મોટો દરબાર ભર્યો. પહેલાં બાદશાહ બહાદુરશાહને ૧૦૧ તોપોની સલામી અપાયા પછી નાનાસાહેબને ૨૧ તોપોની સલામી અપાઇ. આ પ્રસંગે નાનાએ એક લાખ રૂપિયા ફોજમાં વહેંચ્યા અને સૈનિકોને તેમની બહાદુરી માટે ધન્યવાદ આપ્યા. આ સરકારી શિરસ્તો પતાવીને નાનાસાહેબ, બાલાસાહેબ તથા તાત્યા ટોપે વગેરે બિઠુર ગયા. ત્યાં ૧લી જુલાઇએ નાનાસાહેબનો પેશ્વાની ગાદીએ વિધિસર રાજ્યાભિષેક થયો અને ૧૮૧૮માં પરાધીન બનેલી પેશ્વાની ગાદી ૧૮૫૭માં નાનાસાહેબે ફરી સ્વતંત્ર કરી.

આમ, કાનપુર જેવું મહત્ત્વનું મથક વિપ્લવકારીઓના હાથમાં પડવાથી અંગ્રેજોની આબરૂ ઉપર મોટો ફટકો પડ્યો અને બીજી બાજુ સ્વાતંત્ર્યસંગ્રામના સૈનિકોને ખૂબ ઉત્સાહ મળ્યો. કાનપુર ઉપરનો વિપ્લવકારીઓનો એ વિજયી ધ્વજ અંગ્રેજ સત્તાનો મૃત્યુઘંટ વગાડી સમસ્ત જગતને હિંદના સ્વાતંત્ર્યનો સંદેશ સુણાવતો હતો. આથી અંગ્રેજોએ ગમે તે ઉપાયે સૌ પહેલાં કાનપુર જીતી લેવાનો નિર્ણય કર્યો અને તે માટે અલ્લાહાબાદથી જનરલ હૅવલૉક અને મેજર રીનૉડ મોટા સૈન્ય સાથે નીકળ્યા. રસ્તામાં જે જે ગામ આવે તેને લૂંટતા, બાળતા, નિર્દોષ લોકોને ફાંસીએ લટકાવતા તેઓ કાનપુર તરફ ધસતા હતા. હૅવલૉકના આ આસુરી અત્યાચારોથી કાનપુરના સૈનિકો તથા લોકોનાં લોહી ઊકળી જ રહ્યાં હતાં, ત્યાં વળી કેટલાક અંગ્રેજ જાસૂસો પકડાયા, જેમની પાસેથી કેટલાક ગુપ્ત કાગળપત્રો મળી આવ્યા. તે પરથી જણાયું કે કાનપુરમાં બીબીગઢમાં નાનાસાહેબે જે અંગ્રેજ સ્ત્રીઓને બચાવીને રાખી હતી તેઓ જ નાનાના લશ્કર વિષેની સર્વ માહિતી દુશ્મનને પહોંચાડતી હતી! આ સમાચાર શહેરમાં પહોંચતાં જ બળતામાં ઘી હોમાય તેમ સૈનિકોનો ગુસ્સો કાબૂ બહાર જતો રહ્યો. તેમાંના કેટલાક બીબીગઢની કોઠી પાસે પહોંચી ગયા અને તે સ્ત્રીઓની કતલની માગણી કરી. નાનાના પહેરેગીરીઓ તેની સ્પષ્ટપણે ના પાડી. આથી પેલા સૈનિકોએ જાતે જ બળજબરીથી તે કોઠીમાં ધૂસી એ સર્વ અંગ્રેજ સ્ત્રી-બાળકોની કતલ કરી નાખી અને તેમની લાશો ત્યાંના એક કૂવામાં ફેંકી દીધી! આ કલંકિત કૃત્ય સાથે પણ નાનાને લેશ માત્ર સંબંધ નહોતો અને એ બાબત નાનાએ કશા પણ હુકમ આપ્યા નહોતા એ બીના એ તેના આકરામાં આકરા ટીકાકાર અંગ્રેજ ઇતિહાસકારો પણ કબૂલે છે.

કાનપુર તરફ ધસ્યા આવતા હૅવલૉકના સેનાસાગરને થંભાવવા નાનાએ પોતાના બે સેનાપતિઓ જ્વાલાપ્રસાદ અને ટીકાસિંહને મોકલ્યા. પણ તેમને હારીને પાછા આવવું પડ્યું. એટલે નાનાએ પોતાના ભાઈ બાલાસાહેબને મોકલ્યો. પણ તેના ખભામાં ગોળી વાગવાથી તે પણ પાછો આવ્યો. હવે નાનાસાહેબે જાતે જ સેનાની સરદારી લીધી. સામસામાં લશ્કરો ગોઠવાયાં. નાનાની સેનાની ... પર બેઠા નાનાસાહેબ ઠરઠેર ઘૂમી સૈનિકોને ઉત્તેજિત કરતા હતા, પણ નસીબ પાંશરું નહોતું. નાનાની સેનાએ પીછેહઠ કરવા માંડી. એ જોઇ નાનાએ પોતાની જોરદાર વાણી વડે ફરી સેનાને ઉત્સાહિત કરી અને જોરદાર વળતો હુમલો કર્યો, જેમાં સૈનિકોએ અપ્રતિમ બહાદુરી બતાવી અને છેવટે હાથોહાથની લડાઇ પર તે આવી ગયા. પણ અંગ્રેજોના શિસ્તબદ્ધ તોપમારા આગળ તે ટકી શક્યા નહિ અને બિઠુર તરફ પીછેહઠ કરી ગયા. આમ ૪૪ દિવસ સ્વાતંત્ર્યની મુક્ત હવા માણ્યા પછી ૧૭મી જુલાઇએ કાનપુર અંગ્રેજોને હાથ ગયું.

કાનપુર તથા બિઠુર કબજે કરીને હૅવલૉક એ હજારની સેના લઈ લખનૌ જીતવા નીકળ્યો. સાધનસામગ્રી ભેગી કરવા ફતેહગઢ ગએલા નાનાસાહેબને આ વાતની ખબર પડતાં તેમણે વ્યવસ્થિત વ્યૂહથી હૅવલૉકના માર્ગમાં ડગલે ને પગલે વિઘ્નો ઊભાં કરવા માંડ્યાં. રસ્તામાં આવતા દરેક ગામડાએ અને દરેક જમીનદારે હૅવલૉકનો એવો તો સામનો કર્યો કે તેને આખરે લખનૌ જવાનું બંધ રાખી કાનપુર પાછા ફરવું પડ્યું. વળી ફરી તે જેવો મોટી સેના લઇ લખનૌ જવા નીકળ્યો કે તરત જ નાનાએ સીધો કાનપુર પર જ હુમલો કર્યો. આથી હૅવલૉકને ફરી કાનપુર પાછા દોડી આવવું પડ્યું. ત્યાં આવીને જોયું તો નાનાના સૈન્યે બિઠુર કબજે કર્યું હતું! બિઠુરમાં ફરી યુદ્ધ થયું. ક્રાંતિકારીઓએ હાથોહાથ આવી જઇ બેયોનેટ વડે હુમલો કરીને મોટું પરાક્રમ કર્યું. પણ કેવળ શિસ્તને અભાવે તેમને હારીને પીછેહઠ કરવી પડી. અંગ્રેજ સેના જ્યાં જ્યાં જીતતી તે તેની શિસ્તથી.

બિઠુરમાંથી ક્રાંતિકારીઓને હટાવીને હૅવલૉકે હજી પૂરો શ્વાસ પણ ન લીધો, તેવામાં સમાચાર આવ્યા કે નાનાએ કાલ્પી બાજુ મોટું સૈન્ય ભેગું કર્યું છે. નાનાના આવા થકવનાર વ્યૂહથી હૅવલૉક હવે ગભરાયો અને તેણે કલકત્તા કાગળ લખ્યો: 'અમે ભારે સંકટમાં સપડાયા છીએ. તુરત મદદ નહિ મળે તો લખનૌ તરફ વધવાનું છોડી દઇ અમારે હવે અલ્લાહાબાદ તરફ પીછેહઠ જ કરવી પડશે'. આમ, નાનાસાહેબે કાનપુરના એ વિજેતા હૅવલૉકને એવો તો હતપ્રભ કરી નાખ્યો કે કંપની સરકાર આગળ તેની કિંમત સાવ ઓછી થઇ ગઈ. અંગ્રેજ સરકારે તાબડતોબ હૅવલૉક પાસેથી સેનાપતિપદ લઈને જેમ્સ આઉટ્રામને આપ્યું અને આઉટ્રામ મોટા સૈન્ય સાથે કાનપુર આવી પહોંચ્યો.

એ અરસામાં તાત્યા ટોપેએ કાલ્પી જીતી લીધું હોઇ નાનાસાહેબે પોતાનું મુખ્ય મથક કાલ્પી ફેરવ્યું. ત્યાં તો તાત્યા ટોપેએ અપ્રતિમ પરાક્રમ બતાવીને કાનપુર પણ કબજે કર્યું અને ત્યાં નાનાસાહેબ પણ તેની મદદે પહોંચી ગયા. પણ કૉલિન કૅમ્પબેલે મોટી સેનાની મદદ વડે ફરી કાનપુર પાછું જીતી લીધું અને તાત્યા ટોપે તથા નાનાસાહેબ કાલ્પી પાછા આવ્યા. કાનપુર જીતીને કૅમ્પબેલે પહેલું કાર્ય એ કર્યું કે બિઠુરમાંનો નાનાસાહેબનો મહેલ આદિ સર્વ મકાનો તોપો વડે જમીનદોસ્ત કર્યાં. નાના પરની રીસ તેણે તેની ઇમારતો પર ઉતારી! આમ, ૧૮૫૮ની જાન્યુઆરી સુધી બેગમ રહ્યા. પછી તાત્યા ટોપે તથા નાનાસાહેબ જુદા પડ્યા. તાત્યા દક્ષિણ બાજુ સંભાળવા રહ્યો ને નાનાસાહેબ ઉત્તરમાં યુદ્ધસંચાલન કરવા ગયા.

આ અરસામાં અંગ્રેજોને હવે ખબર પડી ગઈ હતી કે પોતાની સામે આ ભયાનક આ જંગી યુદ્ધસંકટ ઊભું કરનાર બીજો કોઈ નહિ પણ નાના જ હતો. એટલે તેમણે ખૂબ કડક રીતે નાનાની શોધ

ઈનામ જાહેર કર્યું. પણ નાનાને પકડવો એ અગ્નિને પકડવા જેવું હતું. નાના હવે ઉત્તરમાં મૌલવી અહમદશાહને જઈ મળ્યા. એ સમયે ઉત્તરનાં બધાં મહત્ત્વનાં મથકો—દિલ્હી, લખનૌ, કાનપુર અલ્લાહાબાદ આદિ અંગ્રેજોને હાથ પડી ગયાં હતાં. આથી બંને જણા શાહજહાંપુર પહોંચ્યા. આ વાતની સેનાપતિ કૉલિન કૅમ્પબેલને ખબર પડતાં તેણે ચારે બાજુથી શાહજહાંપુરને ઘેરી લીધું. પણ નાનાસાહેબ અને મૌલવી મારમાર કરતા આખી અંગ્રેજ સેનાને આરપાર વીંધીને નીકળી ગયા. ત્યાંથી વિપ્લવના બધા નેતાઓ બરેલીમાં ભેગા મળ્યા. ઉત્તરમાં વિપ્લવકારીઓના હાથમાં હવે જો છેલ્લું કોઈ મોટું શહેર રહ્યું હોય તો તે બરેલી. ત્યાં નેતાઓએ નક્કી કર્યું કે અંગ્રેજોની વિશાળ શિસ્તબદ્ધ ને શસ્ત્રસજ્જ સેના સાથે ખુલ્લા મેદાનમાં યુદ્ધ આપવાનો કોઈ અર્થ ન હોવાથી હવે ગેરિલા પદ્ધતિથી યુદ્ધ કરવું. આથી કૅમ્પબેલ બરેલી આવે તે પહેલાં જ નાનાસાહેબ વગેરે આસપાસના પ્રદેશમાં વહેંચાઈ ગયા. કૅમ્પબેલે બરેલી કબજે કર્યું ન કર્યું ત્યાં સમાચાર આવ્યા કે મૌલવી અહમદશાહે શાહજહાંપુર ફરી જીતી લીધું છે. આથી કૅમ્પબેલે તરત શાહજહાંપુરને ઘેરો ઘાલ્યો. તે ઘેરામાંથી મૌલવીને છોડાવવા નાનાસાહેબે આકાશપાતાળ એક કર્યાં અને અંતે મૌલવીને છોડાવ્યા પણ ખરા.

પણ હવે વિપ્લવનો સૌથી નિરાશામય એક શરૂ થયો હતો. ક્રાંતિકારીઓના હાથમાં કોઈ મજબૂત મથક નહોતું. સાધનસામગ્રી અને માણસોની ઘણી અછત હતી. એવા કપરા કાળમાં પણ સ્વાતંત્ર્ય-યુદ્ધની જ્વાલા જલતી રાખવાનું મહત્કાર્ય નાનાસાહેબે કર્યું. અયોધ્યા પ્રાંત તો છેવટ સુધી અણનમ રહ્યો હતો. મૌલવી અહમદશાહના મૃત્યુ પછી હજારો સ્વયંસેવકો સ્વેચ્છાએ નાનાસાહેબ, બાલાસાહેબ, વિલાયતશાહ તથા અલીખાં મેવાતી આદિ નેતાઓની સરદારી હેઠળ નવાબગંજ આગળ એકઠા થયા અને ફરી એક વાર લખનૌ પર હુમલાની તૈયારી કરવા લાગ્યા. યુદ્ધ શરૂ થયાને તેરતેર માસ વહી ગયા પછી પણ કોઈ લખનૌ પર હુમલો કરવાનું સાહસ કરે તે સાંભળીને અંગ્રેજો આશ્ચર્યચકિત થઈ ગયા. અંતે ૧૮૫૮ના જૂનની ૧૩મીએ હોપ ગ્રાન્ટ ને ક્રાંતિકારો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તે દિવસે સ્વાતંત્ર્યના તે અણનમ સિપાહીઓએ જે શૌર્ય બતાવ્યું તેનો જોટો ક્યાંય જડે તેમ નથી. અંગ્રેજોની તોપો સામે ખુલ્લી છાતીએ તેઓ ધસી ગયા. એક પડતો તો તરત બીજો તેની જગ્યા લેતો. આખો દિવસ ભીષણ સંગ્રામ ચાલ્યો. પણ આખરે તોપોને કારણે અંગ્રેજો જીત્યા.

આ હાર છતાં પણ નવાનવા માણસો એકઠા કરીને નાનાસાહેબ યુદ્ધને સળગતું રાખતા હતા. જે લોકો હથિયારો છોડી શરણે આવશે તેમના પર દયા દાખવવામાં આવશે એવો રાણી વિક્ટોરિયાનો ઢંઢેરો બહાર પડવા છતાં સ્વાતંત્ર્યના તે ભેખધારીઓ પર તેની જરા પણ અસર થઈ નહિ. આખરે સર કૉલિન કૅમ્પબેલને એક વિશાળ સેનાની મદદ વડે આખા અયોધ્યા પ્રાંતમાંથી નવેસરથી આ ક્રાંતિકારીઓને હાંકી કાઢવાનો નિશ્ચય કરવો પડ્યો. તસુ તસુ જમીન માટે ભયંકર સંગ્રામો ખેલાવા લાગ્યા; અને બીજા ૬ માસ સુધી નાનાસાહેબની સરદારી હેઠળ વિપ્લવકારીઓએ અભૂતપૂર્વ ટક્કર ઝીલી. શંકરપુર, ડૂંડિયાખેડા, સીતાપુર, બજીપુર આદિ સ્થળોએ લડાઈઓ થઈ. આખરે અયોધ્યા પ્રાંતમાં જ્યારે યુદ્ધ ચલાવવું અ-
આદિ નેતાઓએ ૬૦,૦૦૦ માણસો સાથે ૧૮૫૯ના એપ્રિલમાં નેપાળમાં પ્રવેશ કર્યો;—એ આશાથી કે નેપાળનો હિંદુ રાજા તેમને આ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં મદદ કરશે. પ્રથમ નાનાસાહેબે પોતાના બાકને એક કાગળ સાથે નેપાળના જંગબહાદુર પાસે મોકલ્યો. અને મદદની માગણી કરી, એટલું જ નહિ પણ જો નેપાળના રાજા આ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં નેતૃત્વ લે તો તેમના હાથ નીચે લડવાની તૈયારી બતાવી. પણ નેપાળના રાજાએ તે માગણી ધુત્કારી કાઢી એટલું જ નહિ, પણ અંગ્રેજોને પોતાના રાજ્યમાં દાખલ થઈ સ્વાતંત્ર્યના તે અણનમ સિપાહીઓ પર હુમલો કરવાની રજા આપી. એ આક્રમણથી ઘણા માર્યા ગયા, ઘણા જંગલોમાં જતા રહ્યા અને કેટલાક પકડાયા.

આ પછી નાનાસાહેબ પેશ્વાનું આખરે શું થયું તે વિષે કશી ચોક્કસ માહિતી મળતી નથી. કેટલાકના મતે નાનાસાહેબે નેપાળના જંગબહાદુરને અંદરખાનેથી ફોડ્યો હતો અને તેણે નાનાસાહેબને ગુપ્તરીતે પોતાના રાજ્યમાં રાખ્યા હતા. નાનાને પકડીને સોંપી દેવાની અંગ્રેજો તરફથી વારંવાર જંગબહાદુર પાસે માગણી થતી હતી એ વાત આ બીનાને ટેકો આપે છે. આવી માગણીઓથી ચીડાઈને અંતે જંગબહાદુરે અંગ્રેજોને લખ્યું, 'નાના તો ક્યારનો યે મરી ગયો. તેનાં માણસોએ તેનો અગ્નિસંસ્કાર પણ કરી નાખ્યો છે અને તેની રાખ પણ થઈ ગઈ છે. તેનાં થોડાંક હાડકાં રહ્યાં છે; તે જોઈએ તો લઈ જાઓ અને નાના માટેની અમારી પાછળની આ ટકટક હવે બંધ કરો.' પણ નેપાળના રાજદરબારમાં રહેલા અંગ્રેજ રેસિડેન્ટ રામ્સેએ લૉર્ડ કૅનિંગને લખ્યું: 'જંગ બહાદુરના આ કથન પર રજમાત્ર વિશ્વાસ ન રાખશો. નાના હજુ જીવતો છે અને તેને નેપાળમાં બીજે ક્યાંક મોકલી દેવામાં આવ્યો છે.' આ વખતે અંગ્રેજોને ખબર મળી કે નાના વૈરાગીના રૂપમાં ફરે છે. આથી તેમણે નાના જેવો કોઈ વૈરાગી દેખાય કે તરત ફાંસીએ લટકાવી દેવાનો હુકમ કર્યો. આના કેટલા યે નિર્દોષ વૈરાગીઓને અંગ્રેજોએ ફાંસીએ લટકાવી દીધા; છતાં નાનાનો પત્તો ન મળ્યો તે ન જ મળ્યો.

નાનાનું મૃત્યુ ક્યાં અને ક્યારે થયું તે હજુ અચોક્કસ છે. કેટલાકના મતે ૧૮૬૦ના ઑક્ટોબરમાં મૅલેરિયા તાવથી તેમનું મૃત્યુ થયું હતું. જ્યારે 'લંડન ટાઇમ્સ'માં પ્રસિદ્ધ થયેલા એક પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે નાના હજુ તિબેટમાં જીવતો હતો. અરે, છેક ૧૯૧૮માં સરકારના એક બાતમીદારે સોગન ખાઈ જણાવ્યું હતું કે નાનાસાહેબ હજુ જીવતા છે અને જાહેર કર્યા મુજબ પોતાને ૧ લાખ રૂપિયા આપવામાં આવે તો તેમનો છૂપો આવાસ બતાવવા પોતે તૈયાર છે. પણ સરકારે તે વાત તરફ કંઈ ન લક્ષ આપ્યું. પાછળથી તે વિશ્વાસુ બાતમીદારની તેમણે શોધ કરી. પણ તે પહેલાં જ તે મૃત્યુ પામ્યો હતો. આ છેલ્લી માહિતી જો ખરી હોય તો ૧૯૧૮ એટલે કે ૯૩ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવી નાનાસાહેબ મૃત્યુ પામ્યા હોવા જોઈએ! જોકે હજુ નાનાસાહેબનું મૃત્યુ એક કોયડારૂપ જ છે.

ઇતિહાસમાં બે નાના પ્રખ્યાત થઈ ગયા. એક નાના ફડનવીસ અને બીજા નાનાસાહેબ પેશ્વા. કુસંપને લીધે પડું ભાંગતી મરાઠી સત્તાને નાના ફડનવીસે પોતાની કુશાગ્ર બુદ્ધિમત્તાને બળે ટકાવી રાખી, જ્યારે નાનાસાહેબ પેશ્વાએ કુશળ સંગઠનશક્તિ તથા પરાક્રમ વડે થતી આ દેશની સ્વાતંત્ર્ય-ભાવનાને વીજળીની માફક બધેને એક ક્ષણ માટે પણ ચમકાવી દઈ અમર કરી દીધી.

આજને તમારી બનાવશો તો જ આવતી કાલ તમારી બનશે.

લગ્ન એ જીવનનું બંધન નથી—જીવનનું બંધારણ છે.

# આમૂડરી



ગાઉં : રહો દૂરનું દૂર લક્ષ્ય તો
ઉતારશો ના ભુવને ધરા-પરે
સંપૂર્ણતા દૂર રહો; સદા અને
હો ભિક્ષુરોના ઉરમાંહ્ય અંતરે
વિશ્વે હું જે વારસ ચેતનાનો
વિરાગ વાંછું નહિ પૂર્ણતાનો.

(આતિથ્ય). —ઉમાશંકર જોષી

## સ્વ. સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ

પોતાની પ્રખર બુદ્ધિમત્તાના દીપ વડે માત્ર કાયદાના જ ક્ષેત્રમાં નહિ પણ સામાજિક, રાજકીય, શૈક્ષણિક ઇત્યાદિ દરેક ક્ષેત્રમાં પ્રકાશ પાથરનાર હિંદના અગ્રણી વિનીત નેતા સર ચીમનલાલ હરિલાલ સેતલવાડના ગયા માસમાં થએલા મૃત્યુથી હિંદે એક તેજસ્વી સપૂત ગુમાવ્યો છે. તેમના જ્ઞાનની વિશાળતા એવી તો અગાધ હતી અને જાહેર જીવનના પ્રત્યેક પ્રશ્ન બાબતનો તેમનો અભ્યાસ એટલો તો ઊંડો હતો કે રોમન સમયના દેશહિતૈષી સેનેટરનું તે સ્મરણ કરાવતા, એટલું જ નહિ પણ એક વ્યક્તિ કરતાં એક સંસ્થા જેટલો પ્રભાવ તેમણે જમાવ્યો હતો.

ઈ. ૧૮૬૫ના જુલાઈમાં, કાયદાના ક્ષેત્રમાં ખ્યાતિ મેળવેલા બ્રહ્મ-ક્ષત્રિય કુટુંબમાં, ભરૂચ મુકામે તેમનો જન્મ થએલો. ઉમરેઠમાં પ્રાથમિક શિક્ષણ લઈ અમદાવાદમાંથી મૅટ્રિકની પરીક્ષા પાસ કર્યા બાદ તેમણે મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી. એ. ની પદવી મેળવી, ને પિતાજીના અતિ આગ્રહને કારણે તેમને સાણંદમાં સરકારી રેવન્યૂ ખાતામાં અનિચ્છાએ નોકરી સ્વીકારવી પડી. પરંતુ ચાર જ દિવસમાં રાજીનામું આપી દઈ કાયદાનો અભ્યાસ કરવા તે મુંબાઈ ઊપડી ગયા. ખ્યાતનામ વકીલ કે ન્યાયાધીશ થવાની નાનપણથી જ સેવેલી આરઝૂથી તેમણે એલએલ. બી.ની પરીક્ષા પાસ કરીને ઈ. ૧૮૮૭માં ઍપેલેટ સાઈડમાં વકીલ તરીકે કારકિર્દી શરૂ કરી.

મેધાવિન ને મહત્વાકાંક્ષી માનવીને જગત આપમેળે જગ્યા કરી આપે છે, તેમ આ તરુણને પણ એક બાહોશ વકીલ તરીકે નામના મેળવતાં વાર ન લાગી. એવામાં વકીલાતના એ કાળમાં જ તે મુંબાઈના બેતાજ બાદશાહ ફિરોઝશાહ મહેતા સાથે સંપર્કમાં આવ્યા ને એ સંપર્કે તેમના આખા આયુષ્યનું સુકાન બદલી નાખ્યું. માત્ર ખ્યાતનામ વકીલની નામના મેળવવાનું જ તેમનું હવે ધ્યેય ન રહ્યું, પણ સાર્વજનિક કાર્યોમાં ઉત્સાહથી ફાળો આપી દેશની શક્ય તેટલી સેવા કરવી એવી તીવ્ર ઇચ્છા તેમનામાં જાગી, અને જાહેર જીવનમાં ભાગ લેવાથી ધીકતા ધંધાને નુકસાન થશે એવી ઘણા મિત્રોની હિતસ્વી ચેતવણી અવગણીને પણ તેમણે ફિરોઝશાહ મહેતાના નેતૃત્વ નીચે રાજકીય તથા સાર્વજનિક ક્ષેત્રમાં ઝંપલાવ્યું અને થોડા જ વખતમાં મ્યુનિસિપાલિટી, ઍસેમ્બલી, યુનિવર્સિટી, કૉંગ્રેસ, વિનીત પક્ષ આદિ દરેક પ્રવૃત્તિમાં મનઃપૂર્વક આગળપડતો ભાગ લેવા લાગ્યા. ફિરોઝશાહ મહેતાની વિચારસરણીના તે એવા તો કટ્ટર પુરસ્કર્તા હતા કે ઈ. ૧૯૧૫માં ફિરોઝશાહનું મૃત્યુ થઈ ગયા બાદ તે મતપ્રણાલિને છેવટ સુધી ટકાવી રાખનાર અંતે તે વિનીતોમાં એકલા જ અટલ રહ્યા હતા.

પ્રખર ધારાશાસ્ત્રી તરીકે તેમની વિદ્વત્તા અને પ્રતિભા તો અજોડ હતાં. કોઈ પણ મુદ્દાનું બળાબળ પરખી લેવાની તેમની શક્તિ, પૃથક્કરણ કરવાની આવડત તથા કાયદાના સિદ્ધાંતો પર તેમની અદ્ભુત પકડ આદિ ગુણોને કારણે માત્ર મુંબાઈ ઇલાકામાં જ નહિ પણ સમસ્ત હિંદમાં તે પ્રથમ-કક્ષાના ધારાશાસ્ત્રી તરીકે પંકાતા. તેમની આ ઉચ્ચ શક્તિઓને કારણે ઇ. ૧૯૨૦માં તે હાઈકોર્ટના વધારાના ન્યાયાધીશ પણ નીમાએલા.

### આ માસનું પંખી
### સ્વર્ગસટોરો



હોલા જેવડું આ પંખી તેનો ચાંચથી આંખ લગી પહોંચતો ઉડાવેદાર કાળો પટો, પોપટ જેવી વાંકી, અણીદાર, પણ કાળી ચાંચ ને લાંબી પૂંછડી ને કારણે સહેલાઈથી પરખી કાઢી શકાય તેવું છે. ગુજરાતમાં તો તે ઠેરઠેર દેખાય છે. પણ નવાઈની વાત એ છે કે આપણે ત્યાં તેનું કોઈ ખાસ નામ નથી. 'સટોરો' એ તો તેનું હિંદી નામ.

તીડ, ઈયળો, તમરાં, ગોકળગાય, ક્વચિત ગરોળી ને પંખીનાં બચ્ચાં એ એનો આહાર. આથી તે વસતિમાં દેખાતું નથી. ખુલ્લાં, તેમાંયે ઘણું જેવાં સુકાં મેદાન તેને બહુ ગમે. ખાસ કરીને બાવળના ઝાડની ડાળ પર તે શાંત ચિત્તે આહારની જાળ રાખતું બેસે છે. ક્યાંક શિકાર દેખાય કે તરત નીચે ઊતરી તેને ઉદરમાં સમાવી પાછું ઝાડ પર આવી બેસી જાય, આવું સ્વભાવે શાંત ને એકાકી આ પંખી તદ્દન નિરુપદ્રવી તથા ખેતીને ઉપકારક છે.

આ પંખીની અનેક જાતો પૈકી ત્રણ આપણે ત્યાં વ્યાપક રીતે જોવામાં આવે છે: (૧) દૂધિયા સટોરો, જેનું ચિત્ર ઉપર આપ્યું છે, તે આ સટોરાનો સામાન્ય વર્ણ રાખોડિયા રંગનો, પાંખો અને પૂંછડીના પીંછાં કાળા રંગનાં, પાંખોમાં ધોળો પટો, શરીરનો નીચેનો ભાગ સફેદ તથા આંખો તપખીરિયા રંગની હોય છે. જાન્યુઆરીથી જુલાઈ એ તેનો ગર્ભાધાન કાળ; (૨) ગિરિયા સટોરો. લગભગ દૂધિયા જેવા જ આ સટોરાનાં ખભા કંઈક અને પૂંછડી પરનાં પીંછાં રતુંબડા રંગનાં તથા ગળાનાં બદામી રંગનાં હોય છે. (૩) રાતુંગડી પીઠવાળો સટોરો. તેની પીઠ અને ખભા ઘેરા તપખીરિયા રંગનાં અને છાતી ઇંટાળિયા લાલ રંગની હોય છે.

બાવળ જેવાં કાંટાળાં ઝાડ પર જ આ પંખી પોતાનો વાડકી જેવો માળો બાંધે છે અને ૩થી૬ ઈંડાં મૂકે છે ('વનેચર'ના લેખ પરથી)

મુંબાઈ કૉર્પોરેશનમાં તો ઈ. ૧૮૯૨થી તેમણે પ્રવેશ કરેલો અને ૧૯૨૦ સુધી યુનિવર્સિટી તરફથી સતત ચૂંટાયેલા સભ્ય રહેલા. ૧૮૯૩થી વખતોવખત મુંબાઈની વડી ધારા સભાના સભ્ય તરીકે તથા ૧૯૩૦માં મધ્યસ્થ ધારાસભાના સભ્ય તરીકે સરકારી બિલો પર કડક સમાલોચના કરીને તેમણે લોકહિતની જાગરૂકરીતે રક્ષા કરેલી તેથી, તથા જાહેર પ્રશ્નો પરની પોતાની તલસ્પર્શી પકડને કારણે તો તે બીનસરકારી સભ્યોના બેતાજ નેતા હતા. મધ્યસ્થ ધારાસભામાં વિઠ્ઠલભાઇ પટેલ પ્રમુખ થયા તે પહેલાં તેના કામચલાઉ પ્રમુખ નીમાવાનુ માન પણ તેમને જ મળેલું. ઈ. ૧૯૨૦મા ગવર્નરની કારોબારી સમિતિમા તે નીમાએલા. પણ પોતાની પાંચ વરસની મુદત પૂરી થતા પહેલા જ એ પદનું તેમણે રાજીનામું આપી દીધેલું જેથી તે કાળે ખૂબ ચકચાર ફેલાએલી.

પણ સૌથી વધુ ચિરસ્મરણીય તો રહેશે તેમની શૈક્ષણિક સેવાઓ. ઇ. ૧૯૧૭થી લાગલાગટ ૬ વખત (કુલ ૧૮ વર્ષ સુધી) મુંબાઇ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ થવાનું તેમને મળેલું માન અત્યાર અપૂર્વ ગણાય છે. એ પદે રહી યુનિવર્સિટીમા ફરજી શિક્ષણ, રીડર્સ ફંડ, શૈક્ષણિક સુધારા આદિ અનેક મહત્ત્વની બાબતોમાં તેમણે જે કામગીરી બજાવી છે તે ખાસ નિર્દેશ યોગ્ય છે. અને તેમાં યે ૧૯૨૭માં વિશ્વવિદ્યાલયમાં મહત્ત્વના સુધારા કરતો 'મુંબાઈ વિશ્વવિદ્યાલયમાં ધારો' ઘડવા પાછળ તેમણે લીધેલી જહેમત તો તેમને માટે માન પ્રેરે તેવી હતી. વિશ્વવિદ્યાલયે પણ તેમને 'ડૉક્ટર ઑવ્ લૉઝ' પદવી એનાયત કરી તેમનું ઉચિત ગૌરવ કર્યું.

રાજકીય ક્ષેત્રમાં ફીરોઝશાહ મહેતાના નેતૃત્વ નીચે તેમણે ઈ. ૧૮૮૯માં હિંદી રાષ્ટ્રીય મહાસભામાં પ્રવેશ કરેલો અને પોતાના અંત સુધી વિનીત પક્ષના કટ્ટર પુરસ્કર્તા રહેલા. મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા પછી ઇ. ૧૯૧૮ માં વિનીત પક્ષે કૉંગ્રેસથી જુદા પડીને [illegible]

ત્યારે તેના પ્રમુખસ્થાનમાં મળેલી [illegible] હતા, અને પણ ૧૯૨૮ ને ૧૯૩૩માં તેના પ્રમુખપદે પણ તે ચૂંટાએલા. ...ના અહિંસક લડતોમાંથી નહિ, પણ કાયદેસરની બંધારણીય લડતો જ દેશને સ્વાતંત્ર્ય મળશે એવી વિનીત વિચારસરણીમાં તેમનો એવો તો દૃઢ વિશ્વાસ હતો કે તેમને 'વિનીત પક્ષના ભીષ્માચાર્ય'નું એક વર્તમાનપત્રે આપેલું બિરુદ તદ્દન સાર્થક લાગે છે.

પણ સર ચીમનલાલની કારકિર્દીનો સૌથી તેજસ્વી વિભાગ તો ઈ. ૧૯૧૯માં જલિયાંવાલા બાગના ભયંકર હત્યાકાંડની તપાસ કરવા નીમાએલી હંટર સમિતિના સભ્ય તરીકે તેમણે કરેલું કાર્ય એ હત્યાકાંડના મુખ્ય સૂત્રધારો ડાયર તથા ઓડવાયરની તપાસને અંતે. સમિતિના બીજા યુરોપિયન સભાસદોથી લેશ પણ ન દબાતાં, તેમનો ક્રોધ વહોરી લઈને પણ, તેમણે પોતાનો જુદો સ્વતંત્ર અહેવાલ લખ્યો, જે તેમની રાષ્ટ્રીય બુદ્ધિની પ્રતીતિ કરાવે છે. એ જ રીતે પ્રાંતિક તથા મધ્યસ્થ સરકારો વચ્ચે ખાતાંની વહેંચણી માટે નીમાએલી સાઉથબરો સમિતિના સભ્ય તરીકેની તેમની કામગીરી પણ નોંધપાત્ર છે. ઈ. ૧૯૩૦ની ગોળમેજી પરિષદમાં પણ તે સભ્ય તરીકે ગએલા ને કોમી પ્રશ્નના ઉકેલ માટે જહેમત લીધેલી.

સેતલવાડના જીવનનો સાર જો એક જ શબ્દમાં કહેવો હોય તો 'નિર્ભયતા'. પોતાની સ્વતંત્ર નિર્ણયબુદ્ધિને યોગ્ય લાગે તે કોઈની પણ શેહમાં તણાયા વગર તે કહી અને આચરી બતાવતા, પછી ભલે તેમના વિચારો કોઇ ઉપરી અમલદારની વિરુદ્ધ હોય, સરકારની વિરુદ્ધ હોય, ગાંધીજીની વિરુદ્ધ હોય, કૉંગ્રેસ જેવા દેશના મહાન પક્ષની વિરુદ્ધ હોય કે ખુદ જનતાને પણ અપ્રિય લાગે તેવું હોય તે કહી પણ સ્પષ્ટ કહેતાં અચકાતાં નહિ. પોતે લોકોમાં અપ્રિય થશે એ ભયે તેમણે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય કદી દબાવી રાખ્યો નથી કે બદલ્યો નથી. આવી અસાધારણ નૈતિક હિંમત બહુ ઓછામાં જોવા મળે છે. તેમણે પોતાનાં જીવન-સંસ્મરણો આલેખતું તથા પોતાના વિચારો દર્શાવતું 'રીકલેક્શન્સ ઍન્ડ રીફ્લેક્શન્સ' નામનું જે મનોરંજક અને માહિતીપૂર્ણ પુસ્તક લખ્યું છે તે દરેકે જોવા જેવું છે.

માત્ર ૨૬ વર્ષની વયે જાહેર જીવનમાં પડીને તેમણે વિશ્રાંતિ શું એ જાણ્યું નથી. ૮૨ વર્ષની પાકટ ઉમર થઈ અને મૃત્યુનો દૂત બારણા આગળ આવીને ઊભો રહ્યો ત્યાં સુધી તે સતત કાર્યરત હતા, એ તેમની પ્રકૃતિ કેવી ખડતલ હશે તેનો ખ્યાલ આપે છે. આખરે આવી અદ્ભુત બુદ્ધિમત્તા ધરાવનાર સર ચીમનલાલનું ગઈ ૧૦ મી ડિસેમ્બરે ટૂંકી માંદગી પછી મૃત્યુ થયું છે. તેમના અવસાનથી આપણે એક બાહોશ ધારાશાસ્ત્રી, પ્રખર કેળવણીકાર, વિનીત પક્ષના એક અધ્વર્યુ અને સ્તંભ, નિષ્ઠાવાન લોકસેવક તથા જન્મજાત દેશભક્ત ગુમાવ્યો છે, એટલું જ નહિ પણ નવી અને જૂની પેઢીને જોડતો એક તેજસ્વી અંકોડો તેમના મૃત્યુથી ખરી પડ્યો છે.

## ખસ

આજકાલ એક પણ ઘર એવું નહિ હોય કે જ્યાં ખસ-ખરજવાના રોગે પ્રવેશ કર્યો નહિ હોય. ઘણાંને તેનો અનુભવ પણ કર્યો હશે. ઘણા મોટા પાયા પર આપણામાં પ્રસરી ગએલા આ રોગના કારણ વિષે તથા તેના યોગ્ય ઉપચાર બાબત આપણામાં ઘણું જ અજ્ઞાન દેખાઈ આવે છે. તેનાં ઉદ્ભવ માટે કોઈ રેશનિંગના અનાજને જવાબદાર ગણે છે, કોઇ લોહીના બગાડને દોષી ગણે છે, તો કોઈ વળી આજની આપણી કૃત્રિમ રહેણીકરણીને માથે દોષનો ટોપલો ઓઢાડે છે. પણ ખરી વાત તો એ છે કે આ રોગ [illegible]

ઘડા જેવા આકારના આ જંતુઓ દેખાવમાં કાચબા જેવા લાગે છે. તેમના આખા શરીરે ભીંગડાં (Bristles) તથા મોઢા આગળ મજબૂત જડબાં હોય છે અને રંગે તે ભૂખરા-ધોળા રંગના હોય છે. નર કરતાં માદા ઘણી મોટી હોય છે અને ઘણી વખત તો તે નરી આંખે પણ જોઈ શકાય છે. સૂક્ષ્મદર્શક કાચ વડે તો ખસ થએલી જગ્યામાં સળવળતા સેંકડો જંતુઓ સહેલાઈથી જોઈ શકાય છે.

નર ઘણુંખરું ચામડીની નીચે જ રહે છે. પણ ઘણી વાર માદા સાથે સંપર્કમાં આવવા ચામડી પર આવે છે માદા ગર્ભવતી થતાં જ તે પોતાનાં મજબૂત જડબાં વડે ચામડીમાં કાણું પાડીને ચામડીની નીચે ચાલી જાય છે સામાન્ય રીતે તે કોમળ ને પાતળી ચામડી પસંદ કરે છે આથી જ લોકોને આંગળીઓની વચ્ચેના ભાગમાં, કોણીએ કે કાંડાં આગળ ખસ શરૂ થાય છે. નાના બાળકના તો કોઈ પણ ભાગ પર તે હુમલો કરે છે. ચામડીમાં જે બોગદો તે બનાવે છે તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચામડીને સમાંતર હોય છે અને ઉપરથી જોનારને ટપકાંવાળા વાંકાચૂંકા લીસોટા જેવો લાગે છે.

પણ આ બોગદો ખરું જોતાં તે જંતુની કબર જ હોય છે કારણ તેનાં ભીંગડાં પાછળની બાજુ ઢળતાં હોવાથી તે આગળ જ જઈ શકે છે, પણ પાછળ ફરી શકતા નથી. રોજનું ઈંચ જેટલું ખોદતો





૧. ખસનું જંતુ (અનેક ગણું મોટું)
૨. તેણે ચામડીમાં કરેલું ખોદાણ તથા તેનાં ઈંડાં.

આ જંતુ મહિનાઓ સુધી જીવતો રહી શકે છે. બોગદો ખોદવાની પોતાની આ ક્રિયા તે ઘણુંખરું રાતના-જ્યારે વાતાવરણ સરખું હોય, છે બધું શાંત હોય છે અને માનવી નિરાંતે સૂતો હોય છે ત્યારે જ કરતો હોય છે. તેની એ ખોદવાની ક્રિયા વખતે અસહ્ય ખંજવાળ આવે છે. ખસવાળાને રાતના વખતે ખંજવાળ આવવાનું કારણ આ જ છે.

માદા દરરોજ મોટા આકારના એક કે બે ઈંડા મૂકે છે, માદાએ કરેલા એવા એક ખાડામાંથી તો ૨૧ જેટલાં ઈંડા મળી આવ્યાં છે! ૩ થી ૬ દિવસમાં આ ઈંડા સેવાઈ જઈ તેમાંથી ૬ પગવાળી ઈયળો બહાર આવે છે. પછી આ ઈયળોનું આગળ શું થાય છે તે હજુ ચોક્કસ જણાયું નથી. ઘણા એમ માને છે કે તે તે બોગદામાંથી બહાર આવીને નવો બોગદો ખોદે છે, જ્યારે કેટલાક એમ માને છે કે તે બોગદામાંથી જ તે બીજો બોગદો ખોદે છે ઈયળની અવસ્થામાંથી પૂર્ણ વિકાસ પામેલા જંતુમાં તેનું રૂપાંતર થતાં બીજા ૮ થી ૧૦ દિવસ થાય છે ઈંડામાંથી જંતુ બનેલા આ નર અને માદા ચામડીની સપાટીએ આવીને શરીર પર અને કપડાં પર ભટકે છે, જ્યાં ફરી તેમનું સંયોગીકરણ થતાં પહેલાંની માફક પ્રજનનનું ચક્ર શરૂ થાય છે.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે જો માણસે પોતાની ખસ મટાડવી હોય તો શરીરને મલમ અને બીજાં કેટલાક ઝેરી મલમો આ ઉપર શરીરમાં ફેલાવાં છે. તે આ જંતુઓ તથા તેનાં ઈંડાંને સહેલાઈથી મારી નાખે છે.

શરૂઆતમાં ગરમ પાણીથી ખૂબ ચોળીને સ્વચ્છ રીતે નહાવું શરીરનો દરેકે દરેક ભાગ જાડા કપડાવતી અથવા બ્રશ વડે ખૂબ ઘસવો જેથી શરીર પર થએલાં ખસનાં ભીંગડાં તથા નિશાનીઓ દૂર થઈ નીચેના જંતુઓના બોગદા ખુલ્લા થાય. પછી ગંધકનો મલમ ચામડી પર ખૂબ ઘસવો. જેમને ગંધકનો મલમ માફક ન આવતો હોય તેમણે બીજો કોઈ ખસનો મલમ વાપરવો. તે મલમ ત્રણ દિવસ સુધી સવારે અને રાત્રે લાગલાગટ લગાડવો આ ત્રણ દિવસ દરમિયાન દરદીએ ન તો સ્નાન કરવું કે અંદરનાં કપડાં બદલવાં. ચોથે દિવસે મલમ લગાડ્યા પછી થોડાક કલાક પસાર થવા દેવા ને ફરી ખૂબ સાબુ લગાડી ગરમ પાણીથી સ્નાન કરી સ્વચ્છ કપડાં પહેરવાં.

ખસ અત્યંત સંસર્ગજન્ય રોગ હોવાથી ખસના દરદીથી બધાએ દૂર રહેવું માત્ર તેના શરીરને અડવાથી કે તેની સાથે હાથ મેળવવાથી જ નહિ પણ તેનાં કપડાં, બિછાનું, ચોપડીઓ કે બીજું સાહિત્ય વાપરવાથી પણ તે રોગ આપણને થવા સંભવ છે. અરે, કૂતરો, બિલાડી, ઘેટું ગાય, બકરી, ઘોડો, સિંહ અને ઊંટને પણ ખસ થાય છે અને તેમનો ચેપ માણસોને લાગે છે! (ફ્રેઝર ચેસ્ટ)

## જમીનથી ઊંચે જીવસૃષ્ટિ

હિમાલયના એવરેસ્ટ શિખર પર ચડનારી ટોળીએ ૨૮,૨૦૦ ફૂટની ઊંચાઈએ છાવણી નાખીને સાબિત કર્યું કે ૨૭,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી મજૂરો સામાન લઈ જઈ શકે છે અને માણસ એટલી ઊંચાઈએ નિરાંતે ઊંઘી પણ શકે છે. સાહસવીર અર્વિન અને મૅલરીએ તો ૨૮,૬૫૦ ફૂટની ઊંચાઈ સર કરી હતી મનુષ્યે ઊંચામાં ઊંચી જગ્યાએ પગ મૂક્યાનો એ આંક છે. જીવસૃષ્ટિમાં એકલો કાળા માથાનો માનવી જ આટલી ઊંચી જગ્યાએ પહોંચ્યો છે. આટલી ઊંચાઈ સુધી કોઈ પશુ કે એકાદ પંખી પણ હોતાં નથી.

કેટલી ઊંચાઈ સુધી પશુપંખીઓ તથા વૃક્ષો અસ્તિત્વ ધરાવે છે તેની રસમય વિગત એવરેસ્ટના આરોહણ દરમ્યાન જાણવા મળી છે.

એશિયામાં હંસરાજ ૭,૦૦૦ ને વાંસ ૧૦,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી ઊગે છે લોજેલીઆ ૧૫ હજાર ફૂટની ઊંચાઈએ દેખાય છે અને રેવંચી તથા ઘાસ તો ૧૭ હજાર ફૂટની ઊંચાઈ સુધી ધરતીને હરિયાળી બનાવે છે. ધરતીની અગાસી ગણાતા તિબેટના પ્રદેશમાં વસતા લોકો ૧૪ થી ૧૫ હજાર ફૂટની ઊંચાઈએ જમીન ખેડી પાક લણે છે. પાઈન અને ભર્ચ ૧૪,૪૦૦ ફૂટ, આલ્પાઈન ૧૬,૫૦૦ ફૂટ, રોડોડેન્ડ્રોન અને ક્લુમેચ ૧૮,૦૦૦ ફૂટની ઊંચાઈએ ધરતીને શોભાવે છે.

વૃક્ષો હોય ત્યાં પશુઓ પણ હોય જ. હિમાલયનું આરોહણ કરનારાઓએ ૧૭ હજાર ફૂટની ઊંચાઈએ શરમાળ જંગલી ઘેટું ચરતું જોયું છે. આ ઊંચાઈએ તૃણ ખાતા સસલાં પણ શિકારીઓને શિકાર પૂરો પાડવા તૈયાર હોય છે.

પશુ કરતાં પક્ષીઓ વધુ ઊંચાઈએ પહોંચે છે. ૧૯,૦૦૦ ફૂટની ઊંચાઈએ પર્વતની કંદરાઓ ઓળંગતાં ઘણા પક્ષીઓ જોવામાં આવે છે. સ્થળાંતર કરતાં પક્ષીઓ તો આથી યે ઊંચે ઊડે છે. માછલીનો ભક્ષ્ય શોધતાં પક્ષીઓ ૧૬,૦૦૦ ફૂટ ઊંચાઈએ અને મરઘાં તો ૧૮,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી પહોંચે છે એરોપ્લેનની જેમ ઘૂમતાં લૅમેરગ્યેયર (Lammer-geier) ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ વિહરે છે. ૨૪,૦૦૦ ફૂટની ઊંચાઈએ ટોળાબંધ ઘૂમતાં ચૉફ (Chough) પંખીઓ નજરે પડે છે અને એવરેસ્ટ ચડનારાઓની પાછળપાછળ ખાવા મળવાની આશાએ ૨૭,૦૦૦ ફૂટ સુધી જાય છે.

તા ૧૨

૫ બ્રહ્મદેશના ત્રણ જિલ્લાઓમાં કૉ-
નેસ્ટોએ પ્રતિસરકાર સ્થાપીને તે વિભાગ
તને કબજે લીધો. ૯. દક્ષિણ ફ્રાન્સમાં
મુનિસ્ટ સંચાલિત હુલ્લડો ફાટી નીકળ્યાં.
લ્લે બે મોટાં શહેરોનો કબજો મેળવ્યો.
૬ ગુજરાતના સુપ્રસિદ્ધ નટ બાપુલાલ
નું વડોદરા મુકામે અવસાન.
૭ હિંદ સરકારે ખાંડ તથા ગોળ પરના
પ્રતિબંધો તથા અંકુશો રદ કર્યા.
૮ ચૌદ વર્ષ સુધી આંદામાનની કાળા-
ણીની જેલ ભોગવી આવેલા હિંદના એક
ક્રાંતિકારી, તથા આર્યસમાજના અગ્ર-
નેતા ભાઈ પરમાનંદનું અવસાન
૧૦ હિંદના પીઢ વિનીત નેતા સર ચી-
લાલ સેતલવાડનું ૮૩ વર્ષની વયે મૃત્યુ.
૧૩ છેલ્લાં ૧૦ વર્ષથી હિમાલયવાસી જગ-
શ્રેષ્ઠ ચિત્રકાર નિકોલસ રોરિકનું મૃત્યુ.
૧૫ ઓરિસા તથા છત્તીસગઢનાં દેશી
યોનું હિંદ સાથે જોડાણ.
૧૮ ગુજરાતના એક વયોવૃદ્ધ સાક્ષર
મણિલાલ છબારામ ભટ્ટનું અવસાન.
૨૦ અલ્લાહાબાદ વિશ્વવિદ્યાલયના
કુલપતિ ડૉ. તારાચંદ અફઘાનિસ્તાનમાંના
દૂતના એલચી તરીકે નિમાયા.
૨૩ મુંબાઈના ગવર્નર તરીકે પહેલા હિંદી
મહારાજસિંગની નિમણૂક.
૨૪ પારીસ ખાતેના હિંદી પ્રતિનિધિ
કે સર ઍન. રાઘવન પીલાઈની નિમણૂક
૨૫ હૈદ્રાબાદમાં હિંદ સરકારના એ-
ટ તરીકે શ્રી કનૈયાલાલ મુનશીની નિમ-
. ૯. ડૉ. અમરનાથ ઝા બનારસ હિંદુ
નિવર્સિટીના ઉપકુલપતિ તરીકે નિમાયા.
૩૦ રૂમાનીઆના રાજા કિંગ માઇકેલનો
દીત્યાગ અને પ્રજાસત્તાક રાજ્યની સ્થા-
ના. ૯. બ્રહ્મદેશના લાડીલા નેતા આઉં-
નના ખૂનના ૯ આરોપીઓને (જેમાં
બ્રહ્મદેશના એક વખતના મુખ્ય પ્રધાન ઉ
નો પણ સમાવેશ થાય છે) ફાંસીની
. ૯. ચેકોસ્લોવેકિયા ખાતેના હિંદી
તરીકે શ્રી એમ. કે. વેલોડીની નિમણૂક

# માસ જાન્યુઆરી ઇતિહાસમાં

તા. ૧ ઇંગ્લંડના પ્રખ્યાત પત્ર 'ધ ટાઇમ્સ'ની 'ધ થંડરર' તરીકે સ્થાપના, ૧૭૮૫.
તા. ૨ 'વેંતિયા' જાપાનીઓએ રશિયનોને હરાવી પોર્ટઆર્થર પર વિજયધ્વજ ફરકાવ્યો, ૧૯૦૫.
તા. ૪ હિંદની ત્રીજી સવિનયભંગની લડતનાં મંડાણ; નેતાઓની સામટી ધરપકડ, ૧૯૩૨.
તા. ૫ વિજ્ઞાન, વૈદક ને ઉદ્યોગોમાં ખૂબ ઉપયોગી એવાં 'ક્ષ' કિરણો પ્રો. રૉન્જને શોધ્યાં, ૧૮૯૬.
તા. ૧૫ અમૂલ્ય સંગ્રહ માટે જગતપ્રખ્યાત બ્રિટિશ મ્યૂઝિયમ ખુલ્લું મુકાયું, ૧૭૫૯.
તા. ૧૬ અનન્ય બંગાળી નવલકથાકાર શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયનું અવસાન, ૧૯૩૮.
તા. ૨૦ રાજ્યવહિવટ માટે જગતમાં નમૂનારૂપ બ્રિટિશ પાર્લામેન્ટની શરૂઆત ૧૨૬૫.
તા. ૨૩ સ્વાતંત્ર્યના હામી અને અણનમ લડવૈયા સુભાષચન્દ્ર બોઝનો જન્મ, ૧૮૯૭.
તા. ૨૬ સ્વાતંત્ર્ય સિદ્ધિના આપણા નિરધારરૂપ પહેલો 'સ્વાતંત્ર્ય દિન' ઉજવાયો, ૧૯૩૦.
તા. ૩૧ બીજા વિશ્વયુદ્ધમાં સ્ટૅલિનગ્રાડમાં જર્મનોની શરણાગતિ, ૧૯૪૩.



### આ માસની વ્યક્તિ-વિશેષ : સિસેરો

રોમન સામ્રાજ્યના વૈભવકાળે પોતાના અસરકારક વક્તૃત્વ ને શકવર્તી સાહિત્યસર્જનથી ખ્યાત આ મહાપુરુષનો જન્મ ઇ. પૂર્વે ૧૦૬ની ત્રીજી જાન્યુઆરીએ ઇટાલીના આર્પિનમ ગામે એક રોમન સરદારને ઘેર થયો હતો. નાનપણથી જ સાહિત્યનું આકર્ષણ હોઇ જુદે જુદે ઠેકાણે સાહિત્ય, તત્ત્વજ્ઞાન ને કાયદાનો ઊંડો અભ્યાસ કરી, ઉચ્ચ શિક્ષણ માટે તે ગ્રીસ ગયો. ત્યાંથી ઈ. પૂ. ૭૭માં રોમ પાછા આવી થોડા જ વખતમાં પોતાના ઊંડા જ્ઞાન તથા આકર્ષક વાક્પાટવથી તે કાયદાના ક્ષેત્રમાં ચમકી ઊઠ્યો ને અલ્પકાળમાં જ ઈ. પૂ. ૬૩ માં તે વડો ન્યાયાધીશ (Consul) બન્યો. ન્યાયાધીશ તરીકેની પોતાની એ કારકિર્દી દરમ્યાન તેણે રોમન પ્રજાસત્તાકને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરતા કૅટેલાઈનના કાવતરાખોરોને સખત હાથે દબાવી દઈ ફાંસીએ લટકાવવા માટે તેના પર તેના એક શત્રુએ કેસ દાખલ કરવાથી તેને દેશવટો લેવાની ફરજ પડી. પણ બીજે જ વર્ષે તે પ્રતિભાશાળી તત્ત્વવેત્તાને સબહુમાન પાછો બોલાવવામાં આવ્યો.

તે પછીના શાંતિકાળમાં તેણે કેટલાક મહત્ત્વના ગ્રંથો લખ્યા જે આજે યે પ્રમાણભૂત ગણાય છે. ઈ પૂ. ૫૨ માં તે સાઇલેસિયા પ્રાંતનો સુબો નીમાયો. ત્યાં ફાટી નીકળેલો બળવો તેણે દાબી દીધો. તેથી તેની કીર્તિ ચોદિશ પ્રસરી. ઈ. પૂ. ૪૯ ની ૪ થી જાન્યુઆરી તે રોમ પાછો ફર્યો ત્યારે જુલિયસ સીઝર અને પોમ્પે વચ્ચે જે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો હતો તેમાં, પોતે સીઝરનો મિત્ર હોવા છતાં, ન્યાયને ખાતર તે પોમ્પેના પક્ષ તરફથી લડ્યો. સીઝરની જીત થવાથી ફરી તેણે દેશવટો લીધો. પરંતુ સીઝરે માનભેર તેને પાછો બોલાવી સેનેટમાં નીમ્યો. ઈ પૂ. ૪૪ ની ૧૫ મી માર્ચે સીઝરનું ખૂન થયું, તેમાં સિસેરોનો બિલકુલ હાથ નહોતો. પણ ત્યાર બાદ રોમના સત્તાધીશ બનેલા ઍન્ટનીની વિરુદ્ધ તેણે નિર્ભય રીતે પ્રચાર કરવાથી ઍન્ટનીએ તેને મારી નાખવા મારા મોકલ્યા. સિસેરોએ વહાણમાં ઇટાલી છોડી જવાનો પ્રયત્ન કર્યો, પણ પવન પ્રતિકૂળ હોઈ તે શક્ય ન બન્યું અને ઈ. પૂ. ૪૩ ની ૭ મી ડિસેમ્બરે મારાઓએ તેનો વધ કર્યો.

સિસેરોએ વક્તૃત્વકળાના ઉત્કૃષ્ટ નમૂનારૂપ ૫૦ ઉપરાંત વિસ્તૃત ભાષણો આપવા ઉપરાંત વક્તૃત્વકળા, તત્ત્વજ્ઞાન, કાયદો, રાજકારણ આદિ વિષયો પર અનેક પુસ્તકો લખ્યાં છે. તેની ગદ્યશૈલી એવી સુંદર અને પરિપૂર્ણ હતી કે તેની ઊંડી છાપ ત્યાર પછીના પશ્ચિમના સાહિત્ય પર બે હજાર વર્ષ સુધી રહી.

**પાણીપતનું ત્રીજું યુદ્ધ** (આ માસનો પ્રસંગ-વિશેષ): મરાઠી સત્તાનો જ્યારે મધ્યાહ્ન તપતો હતો ત્યારે, તેના આધિપત્યથી અકળાયેલા હિંદના મુસલમાનોના આમંત્રણથી ૮૦,૦૦૦ની સેના સાથે ચઢી આવેલા અફઘાનિસ્તાનના અહમદશાહ દુરાનીને યુદ્ધ આપવા, મોટી સેના સાથે નીકળેલા મરાઠા સેનાપતિ સદાશિવરાવ ભાઉએ ૧૭૬૧ની ૧૩મી જાન્યુઆરીએ પાણીપતના મેદાનમાં તેનો સામનો કર્યો. સૂર્ય ઊગતાં જ મરાઠાઓએ મરણિયું આક્રમણ શરૂ કર્યું ને બપોર સુધી મરાઠાઓનો હાથ ઉપર રહ્યો. પણ પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ ઘવાઈને ઘોડા પરથી નીચે ઊતરતાં જ સૈનિકો પર તેની વિપરીત અસર થઈ. એ જ વખતે દુરાનીના તાજા ઘોડેસવારોએ હતાશ થયેલા મરાઠાઓ પર જોરદાર હુમલો [illegible]

અણુદાહાને દેખવા અગુતગ સેવા ત્યાગ,
સતની સીમો લોપવા જોમન માંડે જાગ.

—ઝવેરચંદ મેઘાણી

ગાડી આવવાને વાર હોવાથી પોતાના ગુમારેતા સાથે સર ચીમનલાલ સેતલવાડ ફર્સ્ટ ક્લાસના વેઇટિંગ રૂમમાં રોકાયા હતા, એવામાં બે ગોરા મુસાફરો ત્યાં આવ્યા. તે આ 'કાળા' માણસોને ત્યાં બેઠેલા જોઈ અભિમાનથી છળી ઊઠયા અને તેમની ટિકિટો જોવા માગી. પણ સ્વમાની સેતલવાડે કંઈ દાદ જ ન દીધી એટલે તેઓ સ્ટેશન માસ્તરને બોલાવી લાવ્યા. જેણે સેતલવાડ પાસે ફર્સ્ટ ક્લાસની અને તેમના ગુમારેતા પાસે સેકન્ડ ક્લાસની ટિકિટ હોવાનું જણાવ્યાથી કાળા માણસની હાજરી પણ સહન ન કરી શકનાર તે યુરોપિયનો વેઇટિંગ રૂમમાં ન બેસતાં બહાર જઈને ઊભા રહ્યા. આવા તીવ્ર રંગદ્વેષનો તેમનો મદ ઉતારવાનો સર ચીમનલાલે નિશ્ચય કર્યો. તે કાળે ટ્રેનને બે જ ફર્સ્ટ ક્લાસના ડબા જોડાતા. સેતલવાડે પોતાના ગુમારેતાની સેકન્ડ ક્લાસની ટિકિટ બદલાવીને ફર્સ્ટ ક્લાસની કરી, ને જેવી ગાડી આવી કે બંને જણા ફર્સ્ટ ક્લાસના જુદાજુદા ડબામાં ચડી બેઠા. પેલા યુરોપિયનોએ સેતલવાડને પોતાના ગુમારેતાની સાથે એક જ ડબામાં બેસવાનું કહ્યું, કે જેથી પોતે અલગ ડબામાં બેસી શકે, પણ સેતલવાડ એકના બેન જ થયા. છેવટે તે યુરોપિયનોને 'કાળા' હિંદી માણસ સાથે ડબામાં બેસવું જ પડયું.

કહેવતોના અર્થ: 'તરણા ઓથે ડુંગર'–કોઈ સામાન્ય કે નાચીઝ વાત યા વસ્તુની પાછળ કશુંક ગંભીર સત્ય કે મોટું રહસ્ય છુપાએલું હોય તે દર્શાવવા વપરાતી આ કહેવતના મુખપદ પર લખેલી ધીરા ભગતની કાફી,તો પ્રખ્યાત છે. લોકોક્તિમાં આ કહેવત પાછું ભાગે, એવું રહસ્ય જ્યારે ખુલ્લું થઈ જાય ત્યારે વપરાય છે. એને મળતી બીજી કહેવત: 'કાચો કોયડો કોડીનો'–એટલે કે કોઈ કોયડાનું રહસ્ય જ્યારે ફકલી જાય છે ત્યારે આપણને તેની સાદાઈથી આશ્ચર્ય થાય છે ને આપણું મન તેમાનુસી બની જાય છે.

ગણિતમગમત: કોઈપણ રકમ ધારો તેને ૯ વડે ગુણો. ગુણાકારમાંથી ૯ બાદ કરો. જે આવે તેને ૯ વડે ભાગી ભાગાકારમાં ૯ ઉમેરો. તેમાંથી મૂળ ધારેલી રકમ બાદ કરવાથી જવાબ ૮ જ આવશે —નીતમ વણાંરિયા



પડાણુ સુલતાનો પછી આવેલા મુઘલ બાદશાહો માં અકબરના સમયથી મુઘલ સિક્કાઓનાં રૂપરંગ અને રચનાઓમાં એક નવી જ રોનક દાખલ થઇ. આ ઉપર એવો નવતર ઘાટનો આગ્રામાં પાડેલો ૧૬૭ ગ્રેનનો સોનાનો સિક્કો આપ્યો છે. તેમાં એકતરફ કાંગરીની વચ્ચે કલીમા. ચાર ખલીફાઓનાં નામ તથા ૯૮૧ (હીજરી) સન લખેલાં છે, અને બીજી બાજુ 'ખલ્લાદ મુલ્કહુ જલાલુદ્-દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાઝી મુરીબ બલ્દની આગ્રાહ (આગ્રા ગામમાં પાડયો)' એવું લખેલું છે.

અનેકાર્થી શબ્દ: જામ=પ્યાલો; જામનગરના રાજવીનો ઈલકાબ; એક પહોર—યામ; જમરૂખ.

અઢી તોલા તલના તેલને લસણની પાંચ કળીઓ સાથે કકડાવીને ઠંડું થયા બાદ બાટલીમાં ભરી રાખવું..રાત્રે સૂતી વખતે બંને કાનમાં તેનાં પાંચપાંચ ટીપાં નાંખવાથી ઠંડીની ઋતુમાં કાનનું જતન થાય છે.

દરિયાનું પાણી જે વરાળ રૂપે આકાશમાં જતું રહે છે તે બધું જ પાછું વરસાદ રૂપે આવતું નથી. પણ કેટલુંક કાયમને માટે અવકાશમાં જતું રહે છે જે પાછું આવતું જ નથી. વળી થોડુંક પૃથ્વીની અંદર ચાલ્યું જાય છે. આમ પૃથ્વી ધીમેધીમે સુકાતી જાય છે.



આ વાસણમાં પાણી ભરવાથી તેની નળીમાંથી પાણી પડવાનું કાર્ય અનંત કાળ સુધી ચાલ્યા જ કરશે. અવિરત ગતિનો તે એક અદ્ભુત નમૂનો પૂરો પાડે છે.



કલાકણિકા: માનવીમાં સંસ્કૃ[illegible] મહોરતી ગઈ તેની સાથોસાથ તેણે પો[illegible] વપરાશનાં સાધનોમાં સુડોળ ઘાટ, [illegible] સૌન્દર્ય અને શોભન કે કારીગરી ઉતાર[illegible] પ્રયત્નો કર્યા જ છે. કોઈપણ પ્રજાના [illegible] રાશનાં ઉપસ્કરો, સાધનો ને જીવનપ્રણા[illegible] માં રહેલાં રૂપસૌંદર્ય અને કલાતત્ત્વ તે[illegible] પ્રજાની સંસ્કૃતિની પારાશીશી છે. પ્રજાજી[illegible] ની એવી રૂપસુંદર ચીજો અહીં દર મ[illegible] 'કલાકણિકા'ના નામથી નિયમિત આપ[illegible] છે. એવો લર્ખનોની કારીગરીનો ન[illegible] પાનનો ડબો આ ઉપર આપ્યો છે.[illegible] પરની બારીક ઉપસાવેલી કોતરણી આ[illegible] ણી રસસમૃદ્ધ જીવનદૃષ્ટિની દ્યોતક છે.

ઘણા ઝીણા અક્ષરો વાંચવાથી આં[illegible] બગડે છે એ માન્યતા ખોટી છે. ઉલટું, તે[illegible] આંખો સુધરે છે એમ સાબિત થયું છે.

રાત્રે ઊંઘ દરમ્યાન મનુષ્ય સરેરાશ [illegible] વખત પડખાં ફેરવે છે.

## તમે જાણો છો?

ઈ. ૧૮૩૪ સુધી આખી દુનિયાને બધી [illegible] ચા એકલું ચીન પૂરું પાડતું હતું. ● વાંસ[illegible] ઝાડને વર્ષમાં એક જ વાર ફૂલ આવે છે. દુનિયામાં સૌથી કઠણ પદાર્થ હીરો છે ● ચો[illegible] જગતના અરધા લોકોનો મુખ્ય ખોરાક [illegible] ● પાણી ઉપર પણ તરી શકે એવી જા[illegible] પથ્થર આફ્રિકામાં થાય છે. ● [illegible]જગતમાં [illegible] કલાકે ૧૪ લાખ મણ કોલસો વપરાય[illegible] ● ૧ ટન લોઢામાંથી ૧૪૪૦,૦૦૦ ચોરૂ [illegible] છે. ● એક રતલ કપાસમાંથી ૨૧૦૩ મા[illegible] લાંબો તાર નીકળી શકે. ● જપાનમાં ના[illegible] દિવસે જ થાય છે.



અમદાવાદને
આંગણે

મહાવીરનગર



તિલકનગર



કલ્યાણનગર

માં વસી તેમને તમારાં નગર બનાવો

લના રાજ્યને સાચું પ્રજારાજ્ય બનાવો,
તંત્ર, સ્વમાની અને ચિંતામુક્ત જીવન જીવતા બનો,
એવો મારે હાર્દિક આશીર્વાદ છે.

પરાધીન પ્રજાજન પૈકી

ાશંકર હરિશંકર ત્રીવેદી

કૉંગ્રેસમૅન